

सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्षयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुसरणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

वर्ष ११ ] मार्गशीर्ष-२००४ * जानुआरी-१९४८ [ अंक १० मो



# ભગવદ્નામે સાક્ષાત્કાર

(મુખડાની માયા લાગી રે, મોહન! પ્યારા...રાગ)

અંતરની ભ્રાંતિ ભેદો રે, હરિના નામે,
મમતાનાં મૂળ છેદો રે; હરિના નામે....અંતરની...(૧)

માયા-પડદો પડયો આડો, જાણે ઊભા મોટા પહાડો,
તોડી-ફોડી દૂર કઢાવો રે, હરિના નામે...અંતરની...(૨)

સુખના ધનુષ્ય થકી, તીરો છોડો નામ જપી,
નહિ પડદો રે'શે ટકી રે, હરિના નામે....અંતરની....(૩)

તીરે તીરે કાણું પડશે, જાગી જોયે એ તો બનશે,
એક દિન તૂટી પડશે રે, હરિના નામે....અંતરની....(૪)

પડદો જ્યાં ખસી જાશે, દીવાનું અજવાળું થાશે,
'પુનિત' દર્શન થાશે રે, હરિના નામે....અંતરની....(૫)

[નોંધઃ—આ કાવ્યના વિવરણ માટે આ અંકનું પૃષ્ઠ જુઓ ૧૭૩]. થી. 'પુનિત'

# સંપાદકીય

કૃપાળુ ગ્રાહકોને વિદિત હશે કે આ અંક પછીના હવેના બે અંકો પછી 'વિશ્વમંગલ'નું ચાલુ અગિયારમું વર્ષ પૂર્ણ થાય છે. આત્મકલ્યાણ ચાહવાવાળા જે ગ્રાહકબંધુઓએ અને સુજ્ઞ વાચકોએ વિશ્વમંગલને અપનાવી સહકાર આપ્યો છે તેમને માટે અમે શું કહી શકીએ; પણ જે વિશ્વનો કર્તા છે, જે વિશ્વનું મંગલ કરી રહ્યો છે તે વિશ્વાત્મા સર્વદેવમય ભગવાન્ આ 'વિશ્વમંગલ' પત્રના નિમિત્તદ્વારા પણ પોતાને જે શોધી રહેલા છે તે સર્વનું મંગલ કરો!

જે મહાનુભાવ લેખકોએ, સંત પુરુષોએ, આચાર્યોએ પોતાની અનુભવ-પ્રસાદી લખી મોકલી વિશ્વમંગલના વાચકોને તૃપ્તિ આપવામાં પોતાનો સહયોગ-આપ્યો છે તેમના અમે હૃદયપૂર્વક આભારી છીએ.

## નવીન વર્ષથી શુભ શરુઆત

વિશ્વમંગલમાં અત્યારસુધીમાં વર્ષની શરુઆતના પ્રથમ અંકને કોઈપણ શાસ્ત્રીય ગ્રંથ અથવા વિષયોને ચર્ચતા અનેકવિધ નિબંધોથી વિશેષાંક તરીકે પ્રકટ કરવામાં આવતો. એ વિશેષાંકોની સુવાસ અત્યારે પણ સમાજમાં જેવીને તેવી જ ફેલાઇ રહેલી છે. છતાં નવીન વર્ષ માટે તે પ્રકારે જુદા જુદા લેખકોના વિવિધ લેખો લઈ વિશેષાંક તૈયાર કરવા કરતાં આ વખતે જુદી જ પ્રેરણા થએલ છે અને તે મહાભારતાંક તૈયાર કરી જનતાજનાર્દનને ચરણે રજુ કરવાની.

મહાભારત એ મહર્ષિ વેદવ્યાસે રચેલ સર્વ પુરાણોમાં એક મહાગ્રંથ છે. તેનું પ્રામાણ્ય પાંચમા વેદ જેટલું ગણાય છે. દુનિયામાં જેનાથી મોટો કોઇ ગ્રન્થ નથી, માનવ આદર્શોનું દર્શન નથી, તેવા ગ્રંથને જનતા આગળ મૂકી શકાય એ મહદ્ભાગ્યની વાત છે. છતાં તેવડા ગ્રન્થનો પૂર્ણ સમાવેશ એક વિશેષાંકમાં થઇ શકે નહિ. મહાભારતને ટૂંકાવીને સંક્ષેપમાં એક વિશેષાંકમાં જ મુખ્ય કથાના રૂપમાં આપી શકાય, પરંતુ તેવાં સંક્ષિપ્ત મહાભારતો ઘણાં નીકળેલાં છે અને તેની કથાઓ લોકમાં વિદિત હોય છે તેથી તે વાત ઠીક ન લાગી. વળી મૂળ મહાભારતની અતિ મહત્ત્વની ઘણી કથાઓ સમાજમાં તદ્દન અપ્રસિદ્ધ છે. કારણ કે તેવડો મોટો ગ્રંથ મુશ્કેલીથી જ બહાર પાડી શકાય છે અને બધા લોકો તેટલી કિંમત ખર્ચી તેને સહેલાઈથી ખરીદી શકતા નથી. તેથી અમો જેમાં લગભગ સંપૂર્ણ મહાભારત આવી જાય એ રીતે 'ગીતા પ્રેસ'–ગોરખપુરે 'કલ્યાણ' દ્વારા જે મહાભારત બહાર પાડેલ છે તેને સરળ શુદ્ધ ગુજરાતી દ્વારા વિશ્વમંગલના મહાભારતાંક વડે જનતા આગળ મૂકવા માગીએ છીએ.

## મહાભારતાંકનું નિર્માણ

ગીતાપ્રેસનું આ મહાભારત પણ જો કે સંક્ષિપ્ત છે પણ તે એટલું સંક્ષિપ્ત નથી કે તેમાં કોઇ પણ સ્થાને બિલકુલ છોડી દીધેલ હોય, મૂળ મહાભારતમાંની જે લાંબી શાસ્ત્રીય ચર્ચાઓ અને નિરૂપણો સાધારણ સમાજને બહુ ઉપયોગી ન હોય, તેને છોડીને મહાભારતના સંદર્ભને તેમાં અખંડ રીતે પૂર્ણ કરવામાં આવ્યો છે તેથી આપણા ગ્રાહકોને પણ તેનું જ શુદ્ધ સરળ ગુજરાતી રસપ્રદ અને ઉપયોગી થઇ રહેશે એમ વિચારી તે રીતે જ આપવાની યોજના કરી છે.

આ રીતે મહાભારત આપતાં અંકનાં કુલ ૧૬૦૦ પૃષ્ઠો થાય છે. તે ૧૬૦૦ પૃષ્ઠો એકી સાથે આપણે ન આપી શકીએ, તેથી તેના ચાર ખંડ પાડયા છે ને દરેક વિશેષાંકમાં ૪૦ પૃષ્ઠોનો એકેક ખંડ આપવો. તેથી શરૂ થતા વર્ષે વિશેષાંકમાં મહાભારતનો પ્રથમ ખંડ આપવામાં આવશે. તેમાં મહાભારતનાં મુખ્ય ૧૮ પર્વોમાંથી પહેલાં ચાર પર્વો આવી જાય છે: ૧ આદિપર્વ, ૨ સભાપર્વ, ૩ વનપર્વ અને ૪ વિરાટ્‌પર્વ. વિશેષાંક પછીના સામાન્ય અંકોમાં મહાભારતના પ્રસંગોને લગતાં રહસ્યોનું સ્પષ્ટીકરણ કરતા લેખોને ખાસ સ્થાન આપવામાં આવશે અને તે વિષેના આજ સુધીમાં પ્રકટ થએલ, તેમજ નવીન, પ્રમાણભૂત લેખોને એકત્રિત કરીને ગ્રાહકોને મહાભારતના હાર્દનો પૂર્ણ પરિચય આપવાનો પ્રયત્ન કરવામાં આવશે. તેમજ ગ્રાહકોનો વિશેષ અભિપ્રાય ચાલુ અંકોમાં પણ મહાભારતને જ વાંચવાનો જણાશે તો મહાભારતને લગતા લેખોની સાથે મૂળ મહાભારતને પણ ચાલુ કરવામાં આવશે ને તે રીતે લોકરુચિ અનુસાર મહાભારતને જ વિશેષ પ્રમાણમાં આપી પૂર્ણ કરવામાં આવશે.

## મહાભારતની અગત્ય

મહાભારત એ હિન્દુસ્તાનના પ્રાચીન ક્ષત્રિય રાજાઓનો ઇતિહાસ છે એટલું જ નહિ પરન્તુ એ એક વાસ્તવિક સનાતન આત્મદર્શન છે. તેમાં પૂર્ણ વિકાસ—ઉત્ક્રાન્તિને પામેલાં દૈવી અને આસુરી બળોનો સંઘર્ષ નિરૂપવામાં આવેલ છે કે જે પ્રત્યેક મનુષ્યોના હૃદયક્ષેત્રમાં અહોનિશ ખેલાતો હોય છે. અને એ સંઘર્ષને છેવટે 'સત્યમેવ જયતે'–સત્યનો જ–દૈવી બળોનો જ–વિજય થાય છે' એ ન્યાય પ્રાપ્ત થાય છે તેનું દર્શન છે. પોતાના પુત્રપરિવારને એ ન્યાયે પળાવવા અને દૈવી બળ પ્રાપ્ત કરવાને સાત્વિક સુસંસ્કારો પોષવા દરેક માબાપોની અને ગર્ભવતી સ્ત્રીઓની ફરજ થઈ રહે છે કે તેમણે મહાભારત વાંચવું ને પોતાના પરિવારને પણ તેના તેજસ્વી સંસ્કારોથી આદર્શ ભારતીય બનાવવો.

## સુલભ મહાભારત

હાલમાં મહાભારત એટલી બધી ઊંચી કિંમતે વેચાય છે કે સાધારણ

માણસોથી તે ખરીદી શકાય નહિ. જ્યારે વિશ્વમંગલમાં પ્રતિવર્ષે માત્ર રૂ. ૫-૩-૦ નું લવાજમ ભરવાથી ચાર વર્ષે માત્ર રૂા ૨૦-૧૨-૦ના લવાજમથી બાકીનાં ૪૪ સામાન્ય અંકો સહિત લગભગ સંપૂર્ણ કથાઓવાળું મહાભારત મળી રહે છે. આ ઉપરાંત આ મહાભારતમાં અનેક પ્રસંગોને સમજાવતાં સાદાં અને વિશેષ ચિત્રો મૂકવામાં આવ્યાં છે. આમ આખા મહાભારતમાં કુલ ૧૨૦૦ ચિત્રો અને ૧૬૦૦ પૃષ્ઠોનો સમાવેશ થાય છે.

## અભ્યર્થના

વિશ્વમંગલના પ્રત્યેક પ્રેમી ગ્રાહકને છેવટે એટલી અભ્યર્થના છે કે વિશ્વમંગલ કે જે હિંદી સંસ્કૃતિના પ્રચારનું ને ગૌરવનું સાહિત્ય પ્રકટ કરી રહ્યું છે તેને પૂરેપૂરો સાથ આપશે. વિશ્વમંગલ આપની પાસે કોઇ વિશેષ ધનની સેવા માગતું નથી, આપના મિત્ર-સંબંધી અગર કોઈ પણ ધર્મપ્રેમીને ગ્રાહક બનાવી તેની સેવામાં વેગ આપી તેને વિસ્તૃત બનાવવાની આપની જ ફરજ થઇ રહે છે. વિશ્વમંગલ પ્રત્યેનો આપનો એ જ સેવાધર્મ થઇ રહે છે. એવા આપના પૂર્ણ સહકાર સાથે વિશ્વમંગલ પોતે વધુ સેવા આપવા શક્તિમાન થાઓ એવી આશા છે.

આ સાથે ગ્રાહકોની સેવામાં નવા વર્ષના લવાજમ માટે મનીઑર્ડર ફૉર્મ મોકલ્યાં છે. વી. પી. અમુક સંખ્યામાં જ રવાના કરી શકાતાં હોવાથી વી. પી.થી અંક મળતાં મોડું થાય છે તેમજ તેની વ્યવસ્થામાં વિશેષ શ્રમ રહેલો છે. ગ્રાહકો પોતાનું લવાજમ મનીઑર્ડરથી મોકલાવે તો વ્યવસ્થામાં સરળતા રહે. અંક તૈયાર થયે તુરત તેમને રજીસ્ટર્ડ બુકપોસ્ટથી રવાના કરવામાં આવશે.

## સુચના

ટાઇટલ પેઇજ ચોથા ઉપર, ભક્તના સ્વપ્નમાં, લાખ રૂપિયાનો સૌથી સદુપયોગ કયો તે વિષેનો જે પ્રશ્ન ઉત્પન્ન કરવામાં આવ્યો છે તે ઉપર વાચકોએ પોતાના નિર્ણયાત્મક વિચારો અમને મોકલી આપવા. જે વિચારો મનનીય અને સમાજને ઉપયોગી હશે તેને અમે જુદા જુદા વિચારકોના નામે પુસ્તકરૂપે યોગ્ય લાગશે તો પ્રકટ કરીશું. સુજ્ઞ વાચકો પોતપોતાના વિચારો જણાવવાની તક લેશે.

## મહાભારતપ્રેમીઓને વિશેષ સગવડ

વિશ્વમંગલદ્વારા જે સજ્જનોને મહાભારતનો સંગ્રહ કરવા ખાસ ઇચ્છા હોય તેઓ ચારે વર્ષના એકી સાથે માત્ર રૂ. ૨૦) ભરી ગ્રાહક થઇ શકે છે. તેઓને દરેક વર્ષનો વિશેષાંક એટલે મહાભારતનો ખંડ બોર્ડ પટ્ટીના

પાકા બાઈન્ડીંગવાળો મોકલવામાં આવશે જેથી ઘરમાં અનેક જણના હાથે વંચાવા છતાં સુરક્ષિત રહી શકે. એ રીતે અગાઉથી ગ્રાહક તરીકે નામ નોંધાવનારને દરેક વર્ષે મહાભારત-ખંડ તૈયાર થયે પાકા બાઈંડીંગ સાથે તુરતં મોકલી આપવામાં આવશે. આ રીતે ચાર વર્ષનું ભેગું લવાજમ ભરનારને રૂા. ૪)નો બાઈંડીંગખર્ચ ઉપરાંત પાંચ રૂપીયાઉપરના ૦-૩-૦ ચાર વર્ષના લવાજમના મળી ૦-૧૨-૦ તથા મનીઓર્ડર ખર્ચ દરેક વખતનો મળી ૦-૮-૦ ઉમેરતાં રૂા. ૫-૪-૦નો ફાયદો ચાર વર્ષના લવાજમના રૂા. ૨૦) ભરવાથી રહે છે. તો સુજ્ઞ વાચકો આ યોજનાને સ્વીકારશે એવી આશા છે.

'મહાભારતનાં કેટલાંક પાત્રો'

મહાભારતનાં મુખ્ય પ્રતિભાશાળી શ્રીકૃષ્ણ, કર્ણ, ભીષ્મ, યુધિષ્ઠિર, કુંતી, અર્જુન, દ્રોણ વગેરે પાત્રો વિષે શ્રી જયદયાલજી ગોયન્દકાના ઉત્તમ નિબન્ધોનું આ પુસ્તક છે. વિશ્વમંગલના મહાભારતાંક માટેનું લવાજમ ભરી ગ્રાહક થનાર દરેકને આ પુસ્તક ભેટ અપાય છે. મનીઓર્ડરથી લવાજમ મળ્યે તુરત મોકલી આપવામાં આવશે. મૂ. ૦-૮-૦

'સેવાધર્મ'

ભારતીય સંસ્કૃતિની પ્રગતિ અર્થે મથી રહેલ 'વિશ્વમંગલ'ને જે સજ્જન પ્રેમી ગ્રાહકો પોતા સાથે એક અથવા તેથી વિશેષ ગ્રાહક બનાવી આપશે તેમનું નામ સેવાધર્મના પ્રચારક તરીકે આ સેવાધર્મ પુસ્તકમાં પ્રકટ કરી તે તેમને ભેટ આપવામાં આવશે. તો કૃપાળુ ગ્રાહકો પોતે ગ્રાહક બની એક ગ્રાહક વધારી લાભ લેશે એવી આશા છે.

મંત્રજપ પ્રારંભ

હરેરામ...મંત્રના જપની યોજના જેની વિગત આ અંકની આગળ દર્શાવેલી છે તેને સર્વ હિતચિંતક ભાઈ બ્હેનો યથાશક્ય પોતપોતાનો સહકાર આપવા પ્રયાસ કરશે.

વિનીત નિવેદક:

મગનભાઈ છોટાભાઈ દેસાઈ

તંત્રી : 'વિશ્વમંગલ'

# તે વીરોને રંગ!

લેખકઃ શ્રી શાન્તિલાલ ઠાકર એમ.એ.; બી.ટી.

એક અજ્ઞાત ચારણનો દુહો છે કેઃ—

એકલ દેતા દાન જે, એકલ જૂઝત જંગ;
એકલ જગ નિન્દા સહે, તે વીરોને રંગ !

જે એકલા દાન દે છે, જે એકલા યુદ્ધમાં ઝૂઝે છે, જે એકલા જગતની નિન્દા સહન કરે છે તે વીરપુરુષોને ધન્ય છે.

સામાન્ય રીતે માણસો કીર્તિદાન કરે છે. ગીતામાં તેને રાજસ દાન કહ્યું છે. યોગ્ય સમયે, સુપાત્રને (જે ગરીબ હોય અથવા વિદ્વાન બ્રાહ્મણ હોય અથવા જેને તે વખતે જે દાન આપણે આપતા હોઇએ, તે પદાર્થની, ખૂબ જરૂર હોય તેવા મનુષ્યને–અધિક રીતે) તે દાનના બદલાની કોઈ પણ જાતની ઇચ્છા રાખ્યા સિવાય-નિષ્કામ–ભાવથી જે દાન આપવામાં આવે છે તેને સાત્ત્વિક દાન કહેવામાં આવે છે, અને તેને શાસ્ત્રમાં શ્રેષ્ઠ કહ્યું છે. કારણ કે તેવા પ્રકારના દાનથી દાતાના અંતઃકરણનો વિકાસ થાય છે, તેનામાં દયાભાવ વધે છે અને અંતે તે જ તેને સમગ્ર વિશ્વના ચૈતન્યસાથે અભેદ ભાવ પ્રાપ્ત કરવામાં મદદરૂપ થાય છે. જે દાન અહંકારપૂર્વક ('મારા જેવો કોઇ મોટો દાની નથી' એવા અભિમાન–ભાવથી) લોકોમાં પોતાની દાની તરીકે કીર્તિ ફેલાય તેટલા માટે, વખત પડયે તે માણસ આ દાનનો મને બદલો આપશે તેવી અભિસંધિ વડે, દેખાવ કરીને જે દાન આપવામાં આવે તેને રાજસ દાન કહેવામાં આવ્યું છે. આ દાન ચિત્તશુદ્ધિ કરવામાં મદદરૂપ થતું નથી. તે પ્રકારના દાતાનું અભિમાન વધારે પુષ્ટ થાય છે, અને તે મોહમાયાના ભારામાં વધારે ને વધારે લપટાતો જાય છે. અપાત્રને (દાંભિકને, અથવા તો જે વિદ્યાપ્રેમી ન હોય તેને ગ્રન્થદાન કરવામાં આવે તેવા પ્રકારનું, કપટીને, તાલેવંતને પૈસાનું દાન, ભોજનથી તૃપ્ત થયેલા માણસને અન્નનું દાન વગેરે પ્રકારનું–અર્થાત્ અનધિકારીને–તિરસ્કારપૂર્વક-લે, અહીં ભામણા, આ બે રૂપીઆ દક્ષિણા લઇ જા, પણ હવેથી આવો લોભ કરવો સારો નહિ, અથવા તો–'મહારાજ ! લાગો છો તો બે વાઘ ધરાય એટલા, તો પછી મજૂરી કરતાં શું થાય છે ! આ વખતે તો આ આપું છું, પણ હવેથી આ બાજુએ આવ્યા તો દંડો મરાવીને તગેડી મૂકાવીશ' આવાં અપમાનજનક વાક્યો કહીને) અપાયેલું દાન, મદથી, દેખાવ કરવા માટે, તીવ્ર અહંકારપૂર્વક જે દાન અકાલે અને અસ્થાને કરવામાં આવે તેને તામસિક કહ્યું છે. તેવો દાતા અને દાન ગ્રહણ કરનાર મનુષ્ય–બંનેની અધોગતિ થાય છે.

વળી શાસ્ત્રમાં અન્નદાન, વસ્ત્રદાન, ગોદાન, ભૂમિદાન, ધનદાન, વિદ્યાદાન એમ અનેક પ્રકારનાં દાન કહ્યાં છે. અન્નદાન કોઇ પણ ભૂખ્યા માણસને આપવું તેમાં કોઇ પણ જાતની હાનિ નથી. તેની ક્ષુધા–નિવૃત્તિ થાય, તેનો અંતરાત્મા ઠરે, તે આશિષ આપે, અને તેની પાસે ખાધા પછી કંઇ બાકી રહે નહિ કે જેનો તે દુરુપયોગ કરી શકે. માટે અન્નદાન કોઇ પણ ભૂખ્યા માણસને વગર વિચાર્યે આપવું તેવો શાસ્ત્રનો વિવેક છે. ગરીબ બ્રાહ્મણ હોય અને પોતાથી થોડુંક ઉત્પન્ન કરી, અયાચક વ્રત ધારણ કરી, વિદ્યાભ્યાસમાં કે પ્રભુભજનમાં જીવન ગાળવા માગતો હોય તો તેવાને ભૂમિદાન કરવું. ઊઘાડા શરીરવાળા, અસહાય, અર્ધનગ્ન, વખામાં આવી પડેલા મનુષ્યને અંગ પર તે સમયે પહેરાય તેટલાં વસ્ત્રોનું દાન કરવામાં પણ કોઈ બાધ નથી. કારણ કે તેમાં કંઇ બાકી રહેવાનું નથી જેનો તે માણસ દુરુપયોગ કરી શકે. જે ગરીબ બ્રાહ્મણ હોમ–હવન કરી ક્રિયાકાંડ કરવા માગતો હોય, ક્રિયાકાંડનો જાણકાર હોય, તેને હોમ વગેરેમાં ઘી, દૂધ, દહીં વગેરેની જરૂર પડે, માટે તેવા અધિકારી બ્રાહ્મણને ગોદાન કરવું બહુ ફાયદાવી કહ્યું છે. ધનદાન કરતાં દાતાને બહુ વિચાર કરવાનો રહે છે. જો તે મનુષ્ય બદમાશ હોય અને ઢોંગ કરી દાતાને છેતરી ધન લઈ જાય, તો તે દ્રવ્યનો ઉપયોગ તે માણસ દારૂ પીવામાં, રંડીબાજી કરવામાં, બીજા નિર્દોષ લોકોને પીડવામાં અથવા સતાવવામાં કરી શકે તેમ છે. માટે દ્રવ્યદાન કરતાં દાતાએ બહુ વિવેકબુદ્ધિ રાખવાની છે. સૌ દાનમાં વિદ્યાદાન શ્રેષ્ઠ કહ્યું છે. કારણ કે અન્નદાનથી તો એક વખત ક્ષુધાનિવૃત્તિ થાય અને તૃપ્તિ વળે, પણ ફરીથી ભૂખ લાગે ત્યારે તે ગરીબ માણસને રોટીનો પ્રશ્ન ઊભો જ રહે છે. તેવું જ વસ્ત્રદાન, ગોદાન ભૂમિદાન અને ધનદાનમાં છે. તે ચીજ ખૂટી જાય,

ખૂટી જાય, મરી જાય, એટલે તે માણસને વળી પાછી પોતાની જરૂરિયાત સતાવવા માંડે છે. પણ જો આપણે કોઇને ભણાવી ગણાવી (વિદ્યાદાન આપી) હોંશિયાર બનાવ્યો હોય, તો તે માણસ વિદ્યાનો ઉપયોગ કરી (હુન્નર-કળા હોય તો તે હુન્નર ધંધો આદરી, નહિં તો ભણાવવાનું કામ સ્વીકારી, ધંધો કરી) જીવનપર્યંત પોતાની આજીવિકા માટે નિશ્ચિંત બને છે, અને મૃત્યુ પર્યંત પોતાના વિદ્યાદાતાનો ગુણ વીસરતો નથી. માટે વિદ્યાદાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ ગણવામાં આવ્યું છે. તેજ રીતે ભય પામેલ મનુષ્યને અભયદાન, આપણી સાથે યુદ્ધમાં ઊતરેલા અને દાવમાં સપડાયેલા માણસને અથવા રાજાએ ગુન્હા બદલ કેદ કરેલા અને ફાંસીએ જેને ચઢાવવામાં આવવાનો છે તેવા મનુષ્યને જીવિતદાન-આમ અનેક પ્રકારનાં દાન શાસ્ત્રમાં કહેલાં છે. પણ તે સઘળા પ્રકારનાં દાનોમાં દાતાએ પોતાની વિવેકબુદ્ધિનો કાળજીથી ઉપયોગ કરવાનો રહે છે, નહિ તો તેના દાનનો દુરુપયોગ થવાનો સંભવ છે.

આ સઘળા પ્રકારનાં દાન આપતાં જે માણસ કોઇને પાસે રાખતો નથી, કોઇને તેની જાણ થવા દેતો નથી, ગુપ્તદાન કરે છે, તેણે કીર્તિની ઇચ્છાને જિતેલી હોવાથી, કવિ તેને 'વીર' કહી ધન્યવાદ આપે છે, અને કહે છે કે તેવા માડીજાયા વીર પુરુષને રંગ છે. કારણ કે વિત્તૈષણા, પુત્રૈષણા અને લોકૈષણા-દ્રવ્યની ઇચ્છા, કામવાસના અને કીર્તિની ઇચ્છા-આ ત્રણ ઇચ્છાઓ મનુષ્યમાં પ્રબળપણે રહેલી છે તેવું ઉપનિષદમાં કહ્યું છે. અને કબીર મહારાજે એક જગ્યાએ કહ્યું છે તેમ કાંચન અને કામિની (પહેલી બે એષણાઓ) જિતવી સહેલી છે, પણ લોકૈષણા જિતવી બહુ દુષ્કર છે; એટલા માટે જ કવિ મિલ્ટન કહે છે કે 'Fame is the last infirmity of noble minds' અર્થાત્ મહાન હૃદયોની પણ ઉલ્લાસમાં ઉલ્લસી નમળાઇ હોય તો તે લોકૈષણા છે. માટે જ બાઇબલમાં પ્રેમમૂર્તિ ભગવાન ઇશુ ખ્રિસ્તે આદેશ કર્યો છે કે-'Let thy left hand not know what thy right hand gives' અર્થાત્ તારો જમણો હાથ શું દાન કરે છે તે તારા ડાબા હાથને પણ ન જાણવા દે, આવું ગુપ્ત દાન કરવું. લોકૈષણાનો ત્યાગ કરવો, લોકોની વાહવાહ અને પ્રશંસાની ઇચ્છાનો ત્યાગ કરવો એ બહુ કઠણ હોવાથી તેવા એકલા દાન દેનાર પુરુષને કવિ ધન્યવાદ આપે છે.

એવી જ રીતે ધન્યવાદ આપવા લાયક બીજો વીરપુરુષ કવિ તેને ગણાવે છે કે જે એકલો રણભૂમિ ઉપર શત્રુઓ સાથે ઝઝૂમે છે. એમ તે એમ વાતોમાં પોતાની શૂરવીરતા વિષે ગપાટા હાંકવા સહેલું છે. પણ જ્યારે તરવારોના ખણખણાટ થતા હોય, બંદૂકોની ગોળીઓ વછૂટતી હોય, તોપોના ધડાકા ફૂટતા હોય, સનનન કરતાં તીર યોદ્ધાઓની છાતીઓ વિંધીને આરપાર સોંસરવાં ઊતરી જતાં હોય, ઘાયલ લોકોની ચીસો અને દોનાં હાયકારા આસપાસ સંભળાતા હોય, આસપાસ મડદાંના ઢગ ખડકાયા હોય, સહયોદ્ધાઓ-ભેરુઓ જાન બચાવવા ભાગી ગયા હોય, લડાઈ ખતમ થવા આવી હોય જયની આશા બિલકુલ રહી ન હોય, ચારેબાજુએ ગીધડાં મડદાંના માંસની ઉજાણી માણી રહ્યાં હોય, અને શત્રુઓ અગણિત સંખ્યામાં હુમલો કરી રહ્યા હોય, ત્યારે જે પીઠ ન બતાવતાં, ભાગી ન જતાં, સાચા મર્દની પેઠે, સામે મ્હોંએ ઘા ઝીલે છે અને આપે છે તેજ ખરો જવાંમર્દ વીર છે. તે જ તેની માતાની કૂખે પાકેલું વીરરત્ન છે. તેવા પુરુષો વિરલ હોય છે: શતેષુ જાયતે શૂરઃ । સેંકડો મનુષ્યોમાં કોઈક જ શૂરવીર પેદા થાય છે. માટે તેવા મનુષ્યને કવિ ધન્યવાદ આપે છે. બાકી મોટા ભાગના મનુષ્યો તો વાણીશૂર જ હોય છે. જ્યારે પરાક્રમ કરવાનો સમય આવે ત્યારે તો તેઓ ખૂણે ભરાય છે, અને કોઠીઓનાં વચમાળાં શોધે છે, અરે, યુદ્ધભૂમિની વાત તો જવા દો, જો ચોરો ઘરમાં પેઠા હોય તો પોતાની સ્ત્રીને કહે કે-જરા જો ને, આ ખખડાટ શેનો થાય છે, અને પોતે ગોદડામાં મ્હોં ઘાલીને સૂઈ રહે છે. એવા શૂરવીરનો પણ તોટો નથી. પોતાની સ્ત્રીઓની લાજ લુંટાતી હોય, પોતાની માલમિલકતને ગુંડાઓ આગ લગાડતા હોય, લૂંટી જતા હોય, પોતાનાં બાળબચ્ચાંઓની તેઓ કતલ કરી નાખતા હોય, ત્યારે પણ ઊભી પૂંછડીએ ભાગી જનારા કાપુરુષો પણ જગતમાં હોય છે. માટે જ ઉપર વર્ણવ્યા તેવા સાચા વીરપુરુષો પૃથ્વીનો શણગાર હોઇ, તેમને કવિએ બિરદાવ્યા છે તે યોગ્ય જ છે.

—અપૂર્ણ.

અધ્યાત્મ ભાગવત

લે. સ્વામીશ્રી માધવતીર્થજી

[ ગતાંક પૃષ્ઠ ૬૧૮ થી ચાલુ ]

# મોહિનીરૂપી માયા અને મન્વન્તરોનું વર્ણન

સાતમા સ્કંધમાં પ્રહ્લાદજીએ નૃસિંહ ભગવાનની સ્તુતિ કરતાં કહેલું હતું કે "હું આપના ઉગ્ર રૂપથી બીતો નથી પણ સંસારના વિષયોથી બીઉં છું, માટે તેમાંથી મને બચાવો." એ વિષયોમાં મુખ્ય વિષય સ્ત્રી-રૂપા માયા છે. તેનું જોર કેવું છે તેનું વર્ણન હવે પછીની કથામાં આવે છે.

ભગવાનના બધા અવતારોમાં મોહિની અવતાર એ પણ એક અવતાર મનાય છે. તેને ગુણાવતાર કહે છે. (૮–૧૨–૨૨), એટલે ભગવાન જ્યારે ગુણોના આધારે ક્રીડા કરે ત્યારે ગુણાવતાર જોવામાં આવે છે. ચતુઃશ્લોકી ભાગવત કે જે ભગવાને બ્રહ્માજીને કહેલ છે તેમાં અવતારની વાત નથી. જેમ ચોખ્ખા સોનામાંથી ઘાટ થતો નથી તેમ શુદ્ધ બ્રહ્મમાંથી ઘાટ થાય નહિ. ઘાટ માટે જેમ સોનામાં બીજું મિશ્રણ જોઈએ તેમ અવતાર માટે બ્રહ્મને માયાની જરૂર પડે છે. જીવ પણ જ્યારે હું અને મારૂં કરે ત્યારે તેનો વ્યવહાર ચાલે છે. જો જીવમાંથી હું અને મારૂં નીકળી જાય તો જીવ બ્રહ્મરૂપ બની જાય પણ એ કાઢવું ઘણું અઘરૂં છે. ખરી રીતે જેઓ ભગવાનથી વિમુખ છે તેમને તો માયા ગમે છે. તેથી શંકર મોહિનીને જોઈને મુગ્ધ થઈ ગયા હતા.

ભગવાનને અવતાર લેવો હોય ત્યારે શુદ્ધ સત્ત્વ-ગુણનો આશ્રય લે છે. એ દશામાં રજોગુણ અને તમો-ગુણ એ બંને સત્ત્વગુણને તાબે રહે છે. જીવમાં મલિન સત્ત્વગુણ હોય છે તેથી જીવ રજોગુણ અને તમોગુણને વશ થઈને રહે છે. તેથી જીવને કર્મથી જન્મ આવે છે અને ભગવાન થોડી માયાના અંશનો સ્વીકાર કરીને પોતાની ઇચ્છાથી અવતાર લે છે.

પણ જો શુદ્ધ બ્રહ્મમાં માયા નથી તો માયા આવી ક્યાંથી? એ પ્રશ્નના ખુલાસા માટે કાળ ક્યાંથી આવ્યો એ જાણવું જોઈએ અને કાળ જ્યાં પરિચ્છિન્ન દેશ હોય ત્યાં ઉત્પન્ન થાય છે. ભગવાનમાં પરિચ્છિન્નપણું નથી તેથી કાળ પણ નથી, તો પછી દેશ-કાળ ક્યાંથી આવ્યા? એ બાબત કાળના સાપેક્ષવાદના સાયન્સવાળા ઠીક ખુલાસો આપી શકે છે. તે બાબતમાં કેટલીક હકી-કત પાછલા પ્રકરણોમાં આપેલી છે અને આ લેખમાં મન્વન્તરના વર્ણનમાં છેવટના ભાગમાં આપેલી છે.+

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે "જ્યારે શ્રી મહાદેવજીએ સાંભળ્યું કે શ્રીહરિએ સ્ત્રીરૂપથી દૈત્યોને મોહ પમાડી દેવોને અમૃત પાયું ત્યારે તેમનું તે રૂપ જોવાને માટે બધા ભૂતગણોને સાથે લઈ પાર્વતીજી સહિત તે ભગવાન પાસે આવ્યા. ભગવાને મહાદેવજીનો સત્કાર કર્યો. પછી મહાદેવજીએ કહ્યું કેઃ—

देव देव जगद्व्यापि जगदीश जगन्मय ।
सर्वेषामपि भावानां त्वमात्मा हेतुरीश्वरः ॥
(८–१२–४)

અર્થ–હે દેવાધિદેવ, હે જગતવ્યાપી, હે જગદીશ, હે જગન્મય! આપ બધા ભાવોના આત્મા છો, હેતુ અને ઈશ્વર છો.

आद्यन्तावस्य यन्मध्यमिदमन्यदहं बहिः ।
यतोऽव्ययस्य नैतानि तत्सत्यं ब्रह्मचिद्भवान् ॥
(८–१२–५)

અર્થ–જે આ જગતના આદિ મધ્ય અને અન્તમાં છે પરંતુ જે અવિનાશીને કોઈ આદિ, મધ્ય કે અંત નથી અને જેમાં ઇદં એટલે દૃશ્ય નથી અને અહંમ્ એટલે દ્રષ્ટા નથી તેમજ બીજો અંદર ભોક્તા નથી અને (જેની બહાર) ભોગ્ય નથી, તે સત્ય અને ચેતન-રૂપ બ્રહ્મ આપ જ છો. વળી કહે છે કે આપ નિર-પેક્ષ હોવા છતાં જીવોની અપેક્ષાએ તેમને શુભ-અશુભ

---

+ જેઓને આ બાબત વિસ્તારથી સમજવી હોય તેમણે અમારૂં પુસ્તક "વિજ્ઞાન અને માયા" વાંચવું. (ઠેકાણું:–સંદેશ કાર્યાલય, અમદાવાદ)

કર્મનાં ફળ પણ આપો છો. જેમ સોનું કુંડળરૂપે પરિણમ પામે છે છતાં સુવર્ણ જ રહે છે તેમ એક માત્ર આપ દ્વૈતરૂપ કાર્યવર્ગ અને અદ્વૈતરૂપ કારણ છો તેમાં કાંઈ ભેદ નથી. લોકોએ અજ્ઞાનથી આપનામાં વિકલ્પ માની લીધા છે. આપ ઉપાધિ વગરના છો, તેમાં માયાના ગુણોથી ભેદ પ્રતીત થાય છે, સ્વતઃ ભેદ નથી (૧૮-૧૨-૮). હે પ્રભુ! સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલ હું, બ્રહ્માજી તથા મરીચિ વગેરે મુનિગણ પણ આપના સ્થૈર્ય સંસ્કારને જાણી શકતા નથી તો આપની માયાથી મોહિત થયેલ રાજસ-તામસ પ્રકૃતિવાળા દૈત્ય અને મનુષ્ય વગેરે કેવી રીતે જાણી શકે? (૮-૧૨-૧૦)

આંહી મહાદેવજી પોતાને અને બીજા દેવોને સત્ત્વ ગુણમાં મૂકે છે એટલે કાર્યબ્રહ્મમાં મૂકે છે, કાર્ય કારણની પછી ઉત્પન્ન થાય છે, તેથી કાર્ય કારણને જાણી શકે નહિ, બધા અજ્ઞાની માણસો કાર્યમાં રહે છે તેથી કારણને જાણી શકતા નથી. મહાદેવજી કહે છે કે "હે પ્રભો! આપ સર્વાત્મક જ્ઞાનસ્વરૂપ હોવાથી જેમ વાયુ આકાશમાં વ્યાપ્ત રહે છે તેમ સંપૂર્ણ જગતમાં વ્યાપ્ત રહીને તેની ચેષ્ટા, સ્થિતિ, જન્મનાશ, પ્રાણીઓનાં કર્મ અને સંસારનાં બંધન અને મોક્ષ બધું જાણો છો.

अवतारा मया द्रष्टा रममाणस्य ते गुणैः ।
सोऽहं तद् द्रष्टुमिच्छामि यत्ते योषिद्वपुर्धृतम् ॥
(८-१२-१२)

અર્થ—ગુણોના આશ્રયથી ક્રીડા કરતા આપે જે જે અવતાર લીધા છે તે બધા મેં જોયા છે; પણ આપે જે સ્ત્રીરૂપ ધારણ કર્યું, તે હું જોવા ઇચ્છું છું. જે રૂપથી આપે દૈત્યોને મોહિત કરી દેવોને અમૃત પાયું તે જોવાની મારી ઉત્કંઠા છે અને તે જોવાની ઇચ્છાથી અમે આંહી આવ્યા છીએ.

ભગવાને કહ્યું, "જ્યારે અમૃતનું પાત્ર લોકોના હાથમાં આવ્યું ત્યારે દેવોનું કામ કરવાની ખાતર મેં દૈત્યોને કુતૂહલમાં નાખવા માટે સ્ત્રીનું રૂપ ધારણ કર્યું હતું.

तेनाहं दर्शयिष्यामि दिदृक्षोः सुरसत्तम ।
कामिनां बहुमन्तव्यं सङ्कल्पप्रभवोदयम् ॥
(८-१२-१२)

અર્થ—આપને એ રૂપ જોવું છે, તેથી કામી પુરુષો જેને બહુ માનનીય માને છે અને જે રૂપથી કામ-ઉદ્દીપન થાય છે તે રૂપ હું આપને બતાવીશ.

આંહી માત્ર સ્ત્રીના રૂપની વાત લાગતી નથી; કારણ કે શંકરની સાથે પાર્વતી પણ હતાં અને શંકરે સ્ત્રીનાં દર્શન તો કર્યાં હતાં. પણ તે કાર્યરૂપ સ્ત્રી હતી. સ્ત્રીના રૂપનું કારણ જાણ્યું હોય તો જ મોહનું સ્વરૂપ સમજાય અને મોહિનીનું સ્વરૂપ સમજાય. કૂતરી, ગધેડી, બકરી અને સ્ત્રી ચારે ભગવાનની દષ્ટિમાં સ્ત્રી છે છતાં કૂતરાને માત્ર કૂતરી ઉપર મોહ થાય છે, ગધેડાને ગધેડી ઉપર જ મોહ થાય છે. કૂતરી કે ગધેડીમાં કેવું સૌંદર્ય રહેલું હશે તે તો માત્ર કૂતરાને કે ગધેડાને જ ખબર પડી શકે છે / માણસની, દષ્ટિથી તેમનો મોહ અને કામ માપી શકાય તેવું નથી. કૂતરીમાંથી જન્મેલ કૂતરો પણ મોટો થઈને માની સાથે સંબંધ બાંધવા લાગે છે. એ મોહ કેવા પ્રકારનો હશે તે શંકર પણ સમજી શકતા નથી. મોહ સમજવામાં જેમ રૂપલીલા સમજવાની જરૂર છે તેમ જેને મોહ થાય છે તે પુરુષની ઇન્દ્રિયનું સ્વરૂપ પણ સમજવાની જરૂર છે. ગુજરાતના પ્રખ્યાત કવિ દયારામભાઈ પોતાના કાવ્યમાં એક ગોપીના મુખમાં વચન મૂકે છે કે:—

હું શું જાણું કે વ્હાલે મુજમાં શું દીઠું,
વારી વારી જુએ અને મુખ લાગે મીઠું!

પુરુષને સ્ત્રી કેવી લાગે છે તે સ્ત્રી પુરુષ થયા વગર શી રીતે જાણી શકે? સ્ત્રીને પુરુષ કેવો લાગે છે તે પુરુષ સ્ત્રી થયા વગર શી રીતે જાણી શકે?

કૂતરાને કૂતરી કેવી લાગે છે તે કૂતરો થયા વગર માણસ શી રીતે જાણી શકે? તેથી ભોગ્ય સમજવા માટે ભોક્તાને સમજવાની પણ જરૂર છે. કલાપી કહે છે કે:—

કળા ભોગ્ય છે મીઠી પણ ભોક્તા વિણ કલા નહિ
કળાવાન કળા સાથે ભોક્તા વિણ મળે નહિ.

તેથી કળા કરતાં ભોક્તાને સમજવાની વધારે જરૂર છે. માણસનું શરીર ૫ કોશનું બનેલું છે. તેમાં અન્નમય કોશથી જો તે જુએ તો કૂતરા જેવાને માણસની સુંદર સ્ત્રી પણ એક કરડવા લાયક પ્રાણી લાગે છે, કામી માણસો તેને પ્રાણમય કોશમાંથી જુએ તો તેમને

કામ કરે છે. કળાકારો મનોમય કોશમાંથી સ્ત્રીને જુએ તો તેમને તેમાં નરી કળા દેખાય છે. વિજ્ઞાનમય કોશવાળાને તેમાં પોતાનો આત્મા દેખાય છે. આનંદમય કોશવાળા માત્ર સ્ત્રીથી મળતા રતિસુખને યાદ કરે છે અને જે ગુણાતીત દશામાં રહે છે તેઓને સ્ત્રી સ્ત્રીરૂપે દેખાતી નથી. શુકદેવજી જેવા પરમહંસની દૃષ્ટિમાં સ્ત્રી એ સ્ત્રીરૂપે નહોતી દેખાતી પણ બ્રહ્મરૂપે દેખાતી હતી, તેથી સ્ત્રીઓએ કપડાં પણ પહેર્યાં નહોતાં. જેઓએ એવી પરમહંસની દશા પ્રાપ્ત કરી ન હોય પણ જેઓ સાધારણ સંન્યાસીની દશામાં હોય તેઓમાંથી કેટલાક સ્ત્રીના સામું જોઈને ઉપદેશ આપી શકતા નથી. જ્યાં સ્ત્રી દેખાય ત્યાંથી દૂર રહે છે, કેટલાક સ્ત્રીને ચામડી વગરની જોવાની ટેવ પાડે છે, આ મોહરૂપી મોહિની ઘણાને ભરમાવે છે. તેનું કારણ એ છે કે ભોક્તા કયા દૃષ્ટિબિંદુથી જુએ છે તે કયું scale of observation વાપરે છે, તે ઉપર બધો આધાર છે. હાલનું સાયન્સ પણ દ્રષ્ટાના માપ ઉપર બધું જગત મૂકે છે. ભગવાન પણ કહે છે કે कामिनां बहुमन्तव्यं એટલે કામી પુરુષોને જે રૂપ અત્યન્ત માનનીય છે અને કામ ઉદ્દીપન કરવાવાળું છે તે બતાવીશ.

એમ કહી ભગવાન ત્યાં અંતર્ધાન થઈ ગયા. તે વખતે પાર્વતીજી સહિત શંકર બધી તરફ દૃષ્ટિ કરીને જોવા લાગ્યા. એટલામાં રંગબેરંગી પુષ્પો અને નવપલ્લવ વૃક્ષોથી સુશોભિત ઉપવનમાં એટલે બગીચામાં તેમણે એક સુંદરી દીઠી. તે દડાથી રમતી હતી. તેની કેડે કંદોરો હતો. દડાની રમતથી તેના સ્તન અને મનોહર માળાના ભારથી તેની પાતળી કમર તૂટી જતી હોય તેવું દેખાતું હતું અને તે પોતાના ચરણો આંહી-તહીં ફેરવતી હતી. તે પોતાની ખસી જતી સાડીને અને વેણીને એક હાથથી ઠીક કરતી હતી અને બીજા હાથથી દડો ઉછાળતી હતી તેથી પોતાની માયાથી સંપૂર્ણ જગતને મોહિત કરતી હતી.

ટૂંકામાં તેની રમતથી તેના શરીરના ઉઘાડા ભાગો જોનારને મોહ પમાડતા હતા. તેને જોઈને મહાદેવજી મોહિત થઈ ગયા. તેમને એકીટશે નિહાળતાં તેમનું મન ચંચળ થઈ ગયું. તેને પોતાની પાસે રહેલ પાર્વતીજીનું અને ગણોનું પણ ભાન રહ્યું નહિ.

આવી દશા ઘણા કામી માણસોની થાય છે. અને પછી જ્યારે તેઓ પસ્તાય છે ત્યારે સ્ત્રીઓ તરફ તિરસ્કાર રાખે છે. કામ એવી વસ્તુ છે કે પરણેલા પસ્તાય છે અને ન પરણેલા પણ પસ્તાય છે. શાસ્ત્રકારોએ સ્ત્રીને ખરાબ કહેલ નથી પણ વિષયસુખને બે ઘડીનું સુખ કહેલ છે અને તેની કિંમત બહુ મોંઘી આંકી છે. જીવન એ એક કળા છે અને કળાનો મહિમા ઘણો મોટો છે. કેટલીક વાર ખોટી કળા આપણા જીવનમાં ઊંચી ભાવના ખડી કરી શકે છે. ભક્તચરિત્રોનાં નાટકો, સીનેમા ખોટાં હોય છે તો પણ ભક્તિ ઉત્પન્ન કરે છે અને નાચની કળા જોવામાં સાવધાન ન રહેવાય તો આપણામાં હલકી વૃત્તિ જાગ્રત કરે છે. તેથી કેવા પ્રકારની લાગણી ઉત્પન્ન થાય છે તે તરફ ખાસ ધ્યાન રાખવું જોઈએ. જે વસ્તુ સારી હોય તે ગમે છે એવો નિયમ નથી, પણ જે ગમે છે તે સારી લાગે છે, તેથી આપણને જે વસ્તુ ગમે તે નિત્ય રહે તેવી હોય તો ખરું સુખ મળે છે. માણસોએ ઘણા જન્મોમાં માત્ર સ્ત્રી સાથે જ એકતા કરેલી હોવાથી આ જન્મમાં તેમાં જ સૌંદર્ય અને કળા દેખાય છે, પણ તે ભૂલ છે. સારી કળા માણસનો આત્મા જાગ્રત કરે છે. ઉપર કહ્યું તેમ ખરા ભોક્તા વગર કળાની ખરી કિંમત અનુભવવામાં આવતી નથી. સામાન્ય જીવ ભોક્તા થવાને બદલે ભોગ્ય બની જાય છે અને કામ અને ક્રોધ તેના ભોક્તા થાય છે.

મહાદેવજી કાર્યક્રમમાં (આ વખતે) હોવાથી કામના ભોક્તા બની ગયા. તે મોહિનીના દડાની રમતથી અને તેના નેત્રકટાક્ષથી મોહિત થઈ ગયા. એક વાર રમણીની પાસેથી દડો બહુ દૂર જતો રહ્યો તેથી શ્રી મહાદેવજીના દેખતાં દડો લેવા માટે તે સ્ત્રી દોડી. તે વખતે તેની સાડી કેડ આગળથી ખસી ગઈ અને તે વખતનું તેનું રૂપ એકટશે જોતાં મહાદેવજીનું મન તેમાં ફસી ગયું, તેમનો વિવેક જતો રહ્યો અને તે મોહિનીની ચેષ્ટાથી કામાતુર થઈને પાર્વતીજીના દેખતાં શરમ છોડી મોહિનીની પછવાડે ગયા. મહાદેવજીને આવતા જોઈ, વસ્ત્ર વગરની તે સ્ત્રી લજ્જિત થઈ તેથી હસતી હસતી વૃક્ષોમાં છુપાઈ ગઈ પણ શંકરની ઇન્દ્રિયો તેની તરફ આકર્ષિત થવાને કારણે જેમ હાથી હાથણીની પછવાડે દોડે તેમ શંકર વેગથી તેના તરફ દોડ્યા, તેના કેશ પકડી લીધા અને તે અંગનાની ઇચ્છા ન હોવા છતાં બન્ને હાથથી તેને આલિંગન આપ્યું.

જે પશુપતિ છે તેની આવી દશા થાય તો સાધારણ માણસો કે જે હંમેશાં સીનેમામાં અનેક જાતના મોહક દેખાવ જુએ છે અને જે નિશાળોમાં છોકરાં છોકરી સાથે ભણતાં હોય છે તેમની કેવી દશા થતી હશે. ખરો ભોક્તા કળામાં પોતાના આત્માને જોઈ શકે છે અને ખોટો ભોક્તા કળા પાસે દીન બની જાય છે. કળામાં પોતાના આત્માને જોવો એ સારા ભોક્તાનું મુખ્ય લક્ષણ છે. એવો પ્રસંગ રાસલીલામાં (દશમ સ્કંધમાં) આવે છે. As thetic pleasure arisis from the spirit's consciousness of discovering itself in the sensibh એટલે જ્યારે આપણો આત્મા બહારની વસ્તુઓમાં, બીજાનાં શરીરોમાં દેખાય છે ત્યારે આપણને ખરું સુખ અને સૌંદર્ય મળે છે. બાળકોને માની અંદર, મિત્રને મિત્રની અંદર, વેપારીને ગ્રાહકની અંદર, સ્ત્રીને પુરુષની અંદર અને પુરુષને સ્ત્રીની અંદર કેટલેક અંશે આત્માનો અનુભવ થાય છે અને તે વખતે અંદર–બહારનું (એટલે બીજાનું) ભાન રહેતું નથી તેથી ઘણા માણસોને કુટુંબનું સુખ બહુ ગમે છે પણ ત્યાં માત્ર પ્રેમની શરૂઆત છે અને પ્રેમની ભૂલવણી છે. શ્રીમદ્ ભાગવત તો સાત દિવસમાં મોક્ષ આપે તેવી અદ્ભુત કથા છે તેથી મનુના જીવનની ભૂલો બહુ સ્પષ્ટ રૂપમાં બતાવેલ છે અને સંસારના સુખમાં પરમ વૈરાગ્યની જરૂર પણ બતાવેલ છે.

ખરી કળામાં મુખ્ય ત્રણ લક્ષણો રહેલાં હોય છે Harmony, wholness and happiness એટલે એકસરતા, અખંડપણું અને સુખ. એ ત્રણેના અનુભવ માટે ભોક્તામાં પણ એ ત્રણ ગુણ હોવા જોઈએ. જ્યારે ભોક્તામાં એ ત્રણ ગુણ ન હોય ત્યારે તે બહારનું બધું જગત પોતાનું કરી શકતો નથી. પરણ્યા પછી થોડાક માણસો પોતાના લાગે છે. કુટુંબની અને કોમની સેવા કરવાથી વધારે માણસો આપણા મિત્ર બને છે, દેશસેવાથી તેથી વધારે અને માણસજાતની સેવા કરવાથી ઘણું જગત આપણું સગું થાય છે. છતાં સર્પની અને વાઘની બીક રહે છે. તે આપણા વિરોધમાં રહે છે તેથી જ્યારે બધાને આપણા આત્મારૂપે માનતાં શીખીએ અને તે પ્રમાણે વર્તીએ ત્યારે જ આપણા વિરોધમાં કોઈ રહેતું નથી. એ ખરી કળા છે. એ પ્રાપ્ત કરવા માટે ખરી વિદ્યા પ્રાપ્ત કરવી જોઈએ. કળાને ઇંદ્રિયોના બહેકાવવા માટે વાપરવાની નથી પણ આત્માના ઉત્કર્ષ માટે વાપરવાની છે. સારી રીતે જીવનાર માણસને આપણા જીવનનો કળાધર કહીએ છીએ.

ભગવાન શંકરે મોહિનીને આલિંગન આપ્યું ત્યારે મોહિની પોતાને છોડાવવાની ચેષ્ટા કરવા લાગી અને તેના વાળ વિખરાઈ ગયા. અન્તમાં મહાદેવજીના હાથમાંથી છૂટી ભગવાનની રચેલી સ્થૂલ નિતંબોવાળી માયા ત્યાંથી ભાગી. (૮–૧૨–૩૦)

અહીં મોહિનીને સ્થૂલ નિતંબોવાળી અને માયારૂપ કહેલ છે. જેના નિતંબ સ્થૂલ હોય તેના ગર્ભમાં બાળક સારાં થાય છે, કારણ કે તેમને જોઈએ તેટલી જગ્યા મળે છે. સ્ત્રીઓના સૌંદર્યમાં નિતંબની સ્થૂલતાની ગણત્રી કરવામાં આવેલ છે. વળી મોહિનીને માયા રૂપે વર્ણવી છે. એ માયા ઘણા પ્રકારની છે અને ઘણા માણસો તેમાં મોહ પામી અટકી ગયા છે. તે શંકરના હાથમાંથી છટકી ગઈ અને બીજા કોઈના હાથમાં આવતી નથી. તેથી શંકરનાં મંદિરોમાં માયાને બાણથી છેટે રાખવામાં આવે છે. જેઓ પ્રેમને સમજ્યા વગર સંસારમાં પડે છે અથવા પ્રેમને સમજ્યા વગર સંસારથી ભાગીને સંસારનો ત્યાગ કરે છે તે બંને પ્રકારના માણસો પ્રેમથી હારી જાય છે. પ્રાચીન કાળમાં બ્રહ્મચર્ય અવસ્થામાં જ આ જ્ઞાન આપવામાં આવતું હતું. શંકરના મંદિરમાં પણ બારણા આગળ હનુમાનજીની મૂર્તિ અને ગણપતિની મૂર્તિ રાખવામાં આવે છે તેનો અર્થ એ છે કે જો હનુમાનજી જેવા બ્રહ્મચારી થશો તો તમારા સંસારનાં વિઘ્નો ગણપતિ દૂર કરશે. પણ એ કેટલું અઘરું કામ છે તે બતાવવા માટે હવે ભાગવતમાં કહે છે કે કામથી પીડાતા ભગવાન શંકરે અદ્ભુત કર્તા શ્રી હરિની પાછળ દોડ્યા. તે વખતે મહાદેવજીનું અમોઘ વીર્ય સ્ખલિત થઈ ગયું અને તે જ્યાં જ્યાં પડ્યું ત્યાં ત્યાં સોનાની અને ચાંદીની ખાણો થઈ. પછી નદી, સરોવર, પર્વત અને ઉપવન તથા જ્યાં જ્યાં ઋષિ લોક રહેતા હતા તે બધાં સ્થળોમાં ભગવાન શંકર મોહિની ભગવાનની પાછળ ગયા. શંકર જ્ઞાનરૂપ છે અને હરિએ મોહનું સ્વરૂપ ધારણ કર્યું છે. આપણા જ્ઞાનને ઠીક ન રાખીએ તો બધી જગ્યાએ તે

આપણને મોહમાં નાખે છે. કોઈ વસ્તુમાં ખાસ સૌંદર્ય નથી પણ તેને આપણે કેવું સૌંદર્ય આપીએ છીએ તેના ઉપર બધો આધાર છે. તેથી કળા દર્શનમાં છે એટલે દૃષ્ટિમાં છે. સ્ત્રીનું સૌન્દર્ય સ્ત્રીમાં નથી પણ જોનારની દૃષ્ટિમાં છે. સ્ત્રીને ક્યાં ખબર છે કે જે પુરુષ તેને જુએ છે તેની ભાવનામાં તે કેવી છે! બાળકને ક્યાં ખબર છે કે તેની માને તે કેવો લાગે છે! આસક્તના પ્રેમમાં જે સૌંદર્ય છે તે કંઈ આશુકના ચહેરા ઉપર છે! સંસારનું સૌંદર્ય માત્ર ચામડી સુધીનું છે. તેને surface Consciousness કહે છે. તેમાં રૂપ દેખાય છે પણ ગુણ દેખાતા નથી. તેથી સામાન્ય પ્રકૃતિના ક્ષેત્રમાં પૂર્ણતા મળતી નથી. જેઓ દેહવિલાસને મુખ્ય ગણે છે તેઓ આત્માના સૌંદર્યની હિંસા કરે છે. સંસારના પ્રેમમાં પ્રેમ પૂરો થતો નથી. કારણ કે એક અજ્ઞાનીનો બીજા અજ્ઞાની સાથે સંબંધ થાય છે. એક વખત એક ૪૫ વર્ષની ઉમરના કુંવારા અંગ્રેજને અમે પૂછયું કે તમે કેમ પરણતા નથી? તેણે જવાબ આપ્યો કે "હું પોતે જ મુરખ જેવો છું અને હું પરણું તો મારા ઘરમાં બે મુરખ ભેગાં થાય. તેથી આ મોહ એવા પ્રકારનો છે કે જેમાં ઘણા છેતરાય છે. જેમ સાચું સુખ મેળવવામાં કળા રહેલી છે તેમ ખોટું સુખ ટાળવામાં અને તે માટે અગવડો ભોગવવામાં પણ કળા રહેલી છે. બંને પ્રકારની કળા સમજવી જોઈએ. ખરું સૌંદર્ય પૂર્ણતામાં છે, પોતે પૂર્ણ બની બીજાને પૂર્ણ બનાવવામાં છે. જ્યાં જેવી કળા રહેલી છે ત્યાં તેવો ભોક્તા પ્રકટ થાય છે. અને જેવો ભોક્તા હોય છે તેવી કળા ત્યાં પ્રતીત થાય છે. જેવું ઉપાદાન કારણ હોય છે તેવું નિમિત્ત પ્રાપ્ત થાય છે.

શંકર મોહિનીને પછવાડે દોડયા પણ અન્તમાં વીર્યપાત થતાં તેમને પોતાને ભગવાનની માયાનું સ્વરૂપ જણાયું અને તે વિષયાસક્તિથી નિવૃત્ત થઈ ગયા. તેમને તે વખતે પરમાત્માનું માહાત્મ્ય સમજાયું. મહાદેવજીને ખેદવાળા અને લજ્જાવાળા જોઈને ભગવાન મધુસુદને પુરુષરૂપ ધારણ કર્યું; અને અતિ પ્રસન્ન થઈ, મહાદેવજીને કહ્યું કે "હે દેવશ્રેષ્ઠ, મારા સ્ત્રીરૂપી માયાથી કામના વશ થઈ અત્યન્ત મોહિત થઈ અંતમાં તમે પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ ગયા તે બહુ આનંદની વાત છે. તમારા સિવાય એવો બીજો કયો પુરુષ છે કે જે ઘણા પ્રકારના હાવભાવ બનાવનારાવાળી અને અજિતેન્દ્રિય પુરુષોને માટે જીતવી અતિ મુશ્કેલ એવી મારી માયામાં આસક્ત થઈને પછી તે છોડી શકે. સૃષ્ટિના કારણભૂત કાલરૂપ મારા એક અંશથી યુક્ત થયેલ આ ગુણવાળી માયા હવે તમારો પરાભવ કરી શકશે નહિ"

અહીં છેવટના ભાગમાં માયાનું સ્વરૂપ ભગવાને સ્પષ્ટ બતાવી દીધું છે. તે ભગવાનના એક અંશમાં રહેલી છે તેથી જ્યારે આપણે અપરિચ્છિન્ન બ્રહ્મભાવ છોડીને પરિચ્છિન્ન ભાવમાં આવીએ ત્યારે આપણને માયાની અસર લાગે છે. તે વખતે દેશકાળની અસર લાગે છે. પહેલાં દેશ-કાળની પરિચ્છિન્ન ભાવના આવે છે અને તે સાથે જ ગુણદોષની ભાવના ખડી થાય છે. જે સ્વવ્યાપક અપરિચ્છિન્ન બ્રહ્મરૂપ છે તેમાં ગુણદોષ બની શકતા નથી. અપરિચ્છિન્ન ભાવ પ્રાપ્ત કરવો મુશ્કેલ હોવાથી કેટલાક માણસો ભગવાનને મા માની ઉપાસના કરે છે. તેમાંથી અંબાજી, બહુચરાજી વગેરેની શક્તિપૂજા ઉત્પન્ન થયેલ છે, માનો પ્રેમ એવો છે કે દિકરો પ્રેમ ન કરે તોપણ માનો પ્રેમ દિકરા ઉપર રહે છે. તેથી જીવની ભક્તિમાં ભૂલ પડે તોપણ ભગવાન મા રૂપે તેનું રક્ષણ કરે છે. ચંડીપાઠમાં શરૂઆતમાં માયાનું સ્વરૂપ સમજાવવા માટે એક નાની કથા આવે છે. જેમાં સુરથ નામનો રાજા રાજ્ય છોડી એકલો જંગલમાં જાય છે ત્યાં તેને એવી ચિંતા થાય છે કે મારી સ્ત્રી તથા બાળકોનું મારી પછવાડે શું થતું હશે? એટલામાં તેને જંગલમાં એક સમાધિ નામનો વૈશ્ય મળે છે. તે વૈશ્ય તે રાજાને કહે છે કે તારું રાજ્ય ગયું અને કુટુંબ સાથે સારો સંબંધ હતો તેથી તને કુટુંબ યાદ આવે છે, પણ હું તો મારે ઘેરથી કંકાસથી છૂટીને નીકળ્યો છું અને ફરીથી ઘેર જાઉં તો ત્યાં સ્ત્રી સાથે કજીઆ શરૂ થાય તેવું છે છતાં મને પણ વિચાર થાય છે કે મારી સ્ત્રી અને બાળકોનું શું થતું હશે? એવી માયાનું સ્વરૂપ સમજવા માટે બંને પાસેના આશ્રમમાં રહેલા એક મુનિ પાસે જાય છે. મુનિ તેને કહે છે કે "એ જ માયાનું અને મોહનું સ્વરૂપ છે. ચકલીને બચ્ચાં થયા પછી ચકલી તેમને માટે ખાવાનું લેવા જાય છે અને તે પોતે ન ખાતાં પહેલાં બચ્ચાંને આપે છે. એ પણ એક જાતનો માયિક પ્રેમ છે. જો

માબાપને બાળકો ઉપર મારા ન લાગે તો બાળકોને મોટા કોણ કરે? તેથી ભગવાને કુદરતી રીતે માબાપની અંદર વાત્સલ્ય ભાવ રાખેલો છે. પણ એવા પ્રેમમાં અટકી જવું ન જોઇએ. જ્યાં હદવાળો પ્રેમ છે ત્યાં પ્રેમની ભૂલવણી છે. જેમને આગળ વધવાની ઇચ્છા હોય તેમણે સાધારણ માણસના જીવનથી વિલક્ષણ જીવન કરવું પડે છે. સંસારી પ્રેમ એ એક જાતનો ઉન્માદ છે. સંસારના પ્રેમમાં ભાન રહેતું નથી અને ભટકવાનું રહે છે. પ્રભુના પ્રેમમાં ભાન રહે છે અને ભટકવાનું રહેતું નથી. કોઇ માબાપે ઘણા વર્ષ સુધી મહેનત લઇ મોટી કરેલી કન્યા, વિવાહ વખતે જુવાન માણસને, તેટલી મહેનત વગર પરણતી વખતે સુખ માટે મળે છે. પણ તેના બદલામાં તેની અને તેનાં બાળકોની સંભાળ રાખવાની જવાબદારી પતિને માથે આવે છે. વળી બનેમાંથી એકનું શરીર માંદગીમાં લપટાય અથવા મરી જાય તો તે પ્રેમમાં વિઘ્ન આવે છે કારણ કે પ્રેમનું સાધન જ ખોટું છે. પોતાના પ્રિયતમથી જુદું પડવું પડે એ એમ બતાવે છે કે હજુ માણસને સાચો પ્રેમ મળેલો નથી. કેટલીક વાર પુરુષોમાં પણ સ્ત્રીઓ કરતાં વધારે સૌંદર્ય લાગે છે. ઢેલ કરતાં મોર સારો લાગે છે. સિંહણ કરતાં સિંહ સારો લાગે છે અને કુકડી કરતાં કુકડો સારો લાગે છે. તેથી સૌંદર્ય સમજવા માટે પુરુષાર્થની જરૂર છે. જે ચેતનના લેશ સૌંદર્યથી સર્વને સુંદરતા મળેલ છે તે ભગવાન સૌંદર્યના નિધિ છે. શૃંગાર રસ બહારની વસ્તુમાંથી આવતો નથી પણ માણસની તેવી વૃત્તિમાંથી ઉત્પન્ન થાય છે. મડદાંને અથવા બાળકને અથવા પશુને સુંદર સ્ત્રીમાં કાંઇ આકર્ષણ થતું નથી. જે જાતનું સૌંદર્ય જે વસ્તુમાં માણસ જુએ છે તેમાં બીજું વધારાનું સૌંદર્ય જરૂર રહેલું હોય છે કે જે સાધારણ દૃષ્ટિથી અનુભવમાં આવતું નથી. ખોટું સૌંદર્ય આપણામાં વિકાર ઉત્પન્ન કરે છે, તે થોડો વખત ટકે છે, અને આપણને નાના બનાવે છે. ખરું સૌંદર્ય આપણા વિકારને અંકુશમાં રાખે છે, તેની અસર કાયમ રહે છે અને આપણને મોટા બનાવે છે. બે પ્રાણુ ભેગા થવાથી સુખ લાગે તો જ્યારે બ્રહ્મભાવે ઘણા પ્રાણુ ભેગા થાય ત્યારે કેટલું સુખ લાગે ! પ્રેમ એ, એવી આકર્ષણ કરનાર વસ્તુ છે કે જે હાંકરાને ઉત્તમ કરે છે પણ પ્રેમનું તત્વ ન સમજાય તો જીવતાંને હાંકરાં જેવા કરે છે. ભગવાન સર્વપ્રેમરૂપ છે પણ બધા પ્રકારના પ્રેમ એ ભગવાનનાં રૂપ નથી. આ વગેરે મિથ્યા કલ્પિત અનિત્ય વસ્તુનો ભોગ એ અસતની ઉપાસના છે, તેનાથી જીવ ભયંકર સંસારમાં પડે છે. એવું અનિત્ય સુખ જતું રહે તેનો શોક જ્ઞાની પુરુષો કરતા નથી. મૃગજળ જોવાનો આનંદ નષ્ટ થાય તો તેનો શોક જ્ઞાની પુરુષો કરતા નથી! સત્ય દૃષ્ટિએ જોતા આપણી બહાર કાંઇ નથી છતાં એ વાત સંસારમાં ઘણીવાર ભૂલી જવામાં આવે છે. ભગવાન ખરા પ્રેમ માટે ખરી કિંમત માગે છે. જે વસ્તુનો જે ભાવ હોય તે ભાવ આપ્યા વગર તે વસ્તુ મળે નહિ. તેથી ગીતાના ૧૮મા અધ્યાયમાં નીચે પ્રમાણે સુખના ૩ પ્રકાર સમજાવેલા છે.

૧. સાત્વિક સુખ માટે શરૂઆતમાં બહુ મુશ્કેલી વેઠવી પડે છે. જ્ઞાન, વૈરાગ્ય, ધ્યાન, અભ્યાસ, નિયમ વગેરે પાળવા પડે છે. તે સાધન પરિપૂર્ણ થાય અને બુદ્ધિ બ્રહ્માકાર થાય ત્યારે સમાધિનું સાત્વિક સુખ મળે છે તેથી શરૂઆતની ભૌતિક ઘણાને ભઠ્ઠી જેવી લાગે છે પણ અંતે તેમાંથી અમૃત નીકળે છે.

૨. વિષયસુખ રજોગુણી છે, તેમાં મન-ઇંદ્રિયોનો સંયમ કરવો પડતો નથી. તેથી શરૂઆતમાં તે સારું લાગે છે પણ પરિણામે તે ઝેર જેવું નિવડે છે. કારણ કે તેનાથી દેહનું અભિમાન વધે છે અને તે સુખ મેળવવા માટે મરણ પછી હલકાં શરીર લેવાં પડે છે.

૩. જે સુખ શરૂઆતમાં અને પરિણામે મોહ, અવિવેક, નિદ્રા અને આળસ ઉત્પન્ન કરે તેને તામસ સુખ કહે છે.

આ બાબતમાં ઘણા માણસો વિવેકબુદ્ધિ રાખી શકતા નથી અને પાછળથી પસ્તાય છે. ડાહ્યા માણસો બીજાને પસ્તાવામાં પડેલા જોઇને પોતે તે ખાડામાં પડતા નથી. ડાહ્યા માણસો સ્ત્રીને ભીંત જેવી માને છે, એક કોઇ નાયિકા કબીરજીને મોહ કરવા માટે આવીને પોતાનો અભિનય બતાવવા લાગી ત્યારે કબીરજીએ તેને કહ્યું કે "દુમની નયના કયા દમકાવે, તેરે હાથ કબીરા નહિ આવે" રંભા જ્યારે શુકદેવજીને મોહ કરવા આવી અને તેણે શુકદેવજીને કહ્યું કે "બીજી

સ્ત્રીના શરીરમાંથી તો દુર્ગંધી નીકળે છે પણ મારા શરીરમાંથી સુગંધી નીકળે છે માટે મારા સંગથી તમને ઘણું સુખ થશે. ત્યારે શુકદેવજીએ જવાબ આપ્યો કે "તારું શરીર તો ઘણું સારું છે. તેથી હવે જો કદાચ બીજો જન્મ લેવો પડશે તો તારે પેટ જ જન્મ લઇશ."

પણ ઘણા માણસો આવી ઊંચી ભાવના રાખી શકતા નથી અને મોહમાં પડે છે. તેથી તેને ચ્યુત કહે છે. ભગવાન મોહમાં પડતા નથી તેથી ભગવાનને તો અચ્યુત કહેવામાં આવે છે, સંસારી વાતોમાં પણ માણસો બોલે છે કે અમુક માણસ પ્રેમમાં પડેલો છે. એટલે પ્રેમમાં ચડેલો નથી. અંગ્રેજી ભાષામાં પણ કહે છે કે " He has fallen in love " એટલે તે પ્રેમમાં પડેલો છે. આવી માયામાં કેટલાક માણસો પણ ફસી ગયા છે. વિશ્વામિત્ર અને મેનકાની વાત પણ શાસ્ત્રોમાં આપેલી છે. સૌભરી મુનિ અને યયાતિ રાજાના કામની વાત નવમા સ્કંધમાં આવશે, નારદજીએ પણ પૂર્વજન્મમાં સ્ત્રીઓથી મોહ પામવાથી લૌકિક ગીતો ગાયાં હતાં, તેથી દેવોએ તેમને શુદ્ર બનવાનો શાપ આપ્યો હતો. નારદજી જેવા આવી બાબતમાં ભૂલી ગયા તો સીનેમા જોવાવાળાની અને કોલેજો અને હાઈસ્કુલોમાં સાથે ભણતા છોકરાછોકરીઓની શી દશા થતી હશે? સ્ત્રીના શરીર તરફ દ્રષ્ટિ જાય અને તેથી મોહ થાય તો તેમાં દોષદ્રષ્ટિ રાખવી જોઇએ. અને તેમાં આત્મબુદ્ધિ થાય તો તે ભગવાનની કળા છે. એટલે એકપ્રકારનો આરસો છે. આત્મબુદ્ધતા માત્ર શ્રીકૃષ્ણ જેવા રાખી શકે, સાધારણ માણસ માટે એવો પ્રયોગ જોખમકારક છે.

મહાદેવજી પણ પાર્વતીજીને કહે છે કેઃ—

अपि व्यपश्यस्त्वमजस्य मायां
परस्य पुंसः परदेवतायाः ॥
अहं कलानामृषभो विमुह्ये
ययावशोऽन्ये किमुतास्वतन्त्राः ॥

૮-૧૨-૪૩.

અર્થ—હે દેવી, તમે પરમપુરુષ પરમદેવતા અજન્મા શ્રીહરિની માયા જોઇ? અરે! હું ભગવાનની કળાઓમાં શ્રેષ્ઠ અને પરમ સ્વતંત્ર હોવા છતાં પણ તે માયામાં મોહિત થઇ ગયો તો બીજા પરતંત્ર જીવ તેમાં મોહ પામે તેમાં તો કહેવું જ શું! એક હજાર વરસ સમાધિનું સાધન કર્યા પછી ઉપશમ પામ્યા પછી જેના સ્વરૂપ માટે તમે મને જે પૂછ્યું હતું તે સાક્ષાત્ પુરાણ પુરુષ આ છે. તેનામાં કાળની ગતિ નથી અને વેદની ગતિ પણ નથી.

કેટલીક બહેનો એવો પ્રશ્ન પૂછે છે કે શાસ્ત્રોમાં માત્ર સ્ત્રીઓના શરીરની નિંદા કેમ આપેલ છે, પુરુષોના શરીરની નિંદા કેમ કરેલ નથી? તેનો એક જવાબ એ છે કે અહીં વાતચીત કરનાર શુકદેવજી અને પરીક્ષિત બંને પુરુષો છે શાસ્ત્ર લખનાર પણ પુરુષ છે. છતાં શ્રીમદ્ભાગવતમાં બે જગ્યાએ પુરુષોના શરીરની નિંદા પણ આપેલી છે. દશમ સ્કંધના ૬૦મા અધ્યાયમાં રુક્મિણીના હાસ્યના પ્રસંગમાં અને એકાદશ સ્કંધમાં ગુરુ દત્તાત્રેયના ૨૪ ગુરુઓમાં પિંગલાના પશ્ચાત્તાપમાં પુરુષોના શરીરની નિંદા પણ આપેલી છે. ભગવાને જ્યારે રુક્મિણીને પૂછ્યું કે તમે શિશુપાળ વગેરે કોઇ રાજાને પરણ્યાને બદલે મને શામાટે પસંદ કર્યો. તેના જવાબમાં રુક્મિણી કહે છે કે 'શિશુપાળ વગેરે રાજાઓ તો ગધેડાની માફક ઘરનો બોજો ઉપાડવાવાળા બળદની માફક ઘરના કામમાં જુતેલા ઘણા કષ્ટ ઉઠાવવાવાળા, કૂતરાની સમાન સ્ત્રીઓનો તિરસ્કાર સહન કરવાવાળા, બિલાડાની માફક કૃપણ અને હિંસક અને ચાકરોની માફક સ્ત્રીની સેવા કરવાવાળા છે. એ તો જે સ્ત્રી મંદ ભાગ્યવાળી હોય અને જેના કાનમાં આપના ગુણ પડયા ન હોય તેના પતિ થાય. વળી જે પુરુષોના શરીરમાં ઉપર ચામડી, વાળ, નખ અને કેશનું આવરણ છે અને અંદર માંસ, અસ્થિ, લોહી, કૃમિ, વિષ્ટા, કફ, પિત્ત અને વાયુથી જે શરીર પૂર્ણ છે એવા જીવતા છતાં મરેલાની સમાન ગંદા શરીરને જે સ્ત્રી પતિ તરીકે માને તે સ્ત્રીએ આપના ચરણકમળની સુગંધી લીધી નથી. અને તે મૂઢ સ્ત્રી છે. (૧૦–૬૦, ૪૪–૪૫) એકાદશ સ્કંધમાં પણ પીંગલા પોતાના મનને કહે છે કે (૧૧–૮–૩૨) અરે મેં આ વેશ્યાવૃત્તિથી આ અતિ નિંદનીય આજીવિકા વ્યર્થ ચલાવી ને મારા આત્માને સંતપ્ત કર્યો. જે શરીરમાં આડાઅવળાં હાડકાં છે, ચામડી વાળ અને નખનું જેમાં આવરણ છે તે શરીર

નાશવંત છે અને મળમૂત્રથી ભર્યું છે. અને તે નવ દ્વારવાળું છે. તેને કાન્તરૂપે તો મારા જેવી મૂર્ખ સ્ત્રી હોય તે જ ભજે છે. આ નગરમાં હું એક જ મૂર્ખ અને દુષ્ટ છું કે જેણે આત્મપ્રદ અચ્યુતને (પરમાત્માને) છોડીને બીજાથી મારી કામના પૂરી કરવાની ઇચ્છા રાખું છું. જે પુરુષ પોતે કાળચક્રમાં ભમે છે તે પોતાની ભાર્યાઓને શો સંતોષ આપી શકે! (૧૧-૮-૩૧).

હવે પુરુષાર્થની દૃષ્ટિથી જોઇએ તો જેમ પુરુષોમાં કેટલાક મહાત્માઓ થયા છે તેમ સ્ત્રીઓમાં પણ કેટલીક દેવીઓ થયેલ છે. સીતા-અરુંધતીનું સૌભાગ્ય તો હજુ વિવાહ વખતે કેટલેક ઠેકાણે આશિષ તરીકે આપવામાં આવે છે. મૈત્રેયી અને ગાર્ગી બ્રહ્મવિદ્યામાં કુશળ હતી. હાલના કાળમાં બ્રહ્મવિદ્યા તરફ લક્ષ ઓછું થઇ ગયું છે, અને લોકમાં રાજદ્વારી બાબતમાં કુશળ હોય તેવા માણસોનાં જ વખાણ થાય છે. તેથી કેટલીક બહેનોને પોલીટીકલ (રાજકારણમાં કુશળ) થવાનું ગમે છે. શ્રીમતી સરોજની તો હાલમાં સંયુક્ત પ્રાંતમાં ગવર્નર તરીકે પણ કામ ચલાવી શકે છે.

તેથી સ્ત્રી અથવા પુરુષ ખરાબ નથી, પણ વિષયવૃત્તિ ખરાબ છે. તેથી માણસ ધારે તો સંસારને પણ સ્વર્ગ બનાવી શકે અથવા નરક જેવો પણ બનાવી શકે. બરનાર્ડ શો નામને પ્રખ્યાત અંગ્રેજ લેખક કહે છે કે જ્યાંસુધી પોતાની સ્ત્રી જીવતી હોય ત્યાંસુધી મનુષ્ય પરણેલી જીંદગી સંબંધી કાંઇ સત્ય લખી શકે નહીં. (કારણ કે તેમાં પડી જવાના લોભ રહેલા હોય છે) જો કોઇ માણસ સ્ત્રીને પૂરેપૂરો ધિક્કારતો હોય તો લખવામાં દરકત નથી પણ હું તો સ્ત્રીને ધીક્કારતો નથી. બરનાર્ડ શો પરણ્યા પછી કોઇએ તેને પૂછ્યું કે તમારી પરણેલી જીંદગી તમને કેવી લાગે છે? તેણે કહ્યું કે જેઓ પરણેલા નથી તે બરાબર કહી શકતા નથી. અને જેઓ પરણેલા હોય છે તેઓ પણ હમેશને માટે તે બાબતમાં મુંઝાઇ જાય છે.

સ્ત્રીને જોઇને જે માણસને કામ ન થાય તે કાં તો બાળક હોવો જોઇએ અથવા પશુ હોવો જોઇએ અથવા મહાત્મા હોવો જોઇએ. સાધારણ માણસને માટે એવા મોહમાંથી બચવું એ અઘરૂં કામ છે, છતાં તે મોહને જીત્યા વગર આત્મજ્ઞાનનો રસ્તો ખુલ્લો થતો નથી. આત્મજ્ઞાન માટે દેહનું અભિમાન છોડવું પડે છે, ને વિષયસુખમાં દેહનું અભિમાન વધે છે. પરીક્ષિત રાજાને ૭ દિવસમાં દેહનું અભિમાન છોડાવવા માટે શુકદેવજીની કથા ચાલે છે, તેથી શ્રીમદ્‌ભાગવતમાં વારંવાર જોરથી વૈરાગ્યની વાત આવે છે. એવો વૈરાગ્ય ગીતામાં ભગવાને બતાવેલ નથી. ત્યાં વર્ણધર્મનો પ્રશ્ન અર્જુને પૂછેલો હોવાથી આશ્રમધર્મની હકીકત આપેલી નથી.

જ્યારે શુકદેવજી પરીક્ષિત રાજાને શરૂઆતમાં મળ્યા ત્યારે તેણે પૂછ્યું હતું કે જેને જલ્દી મરવાનું છે તેણે કયું શુભ કર્મ અથવા શુદ્ધ કર્મ કરવું જોઇએ. શુકદેવજીએ જવાબ આપ્યો હતો કે છેવટે નારાયણમાં મન રહે તેવી ભક્તિ કરવી જોઇએ. સાત દિવસમાં ભગવાનમાં તન્મયતા કરવી હોય તો ભક્તિ અને વૈરાગ્ય અને જ્ઞાન સિવાય બીજું કોઈ વધારે સારૂં કર્મ નથી, તેથી ભાગવતમાં જ્ઞાન અને વૈરાગ્યનું સારૂં જોર છે.

પરણેલી જીંદગીમાં ઘણાને નિરાશા મળે છે. તેનું કારણ ખોટો મોહ છે. જેઓ તે જીવનમાંથી અમુક આશાઓ રાખે છે, તેનું સાધન ખોટું હોવાથી તેમાં નિરાશા નીકળે છે. પરણ્યા પહેલાં કેટલાકને એમ પણ લાગે છે કે સ્ત્રી તો બ્રહ્માએ અમૃતમાંથી બનાવી હશે. પરણ્યા પછી થોડાંક વર્ષ ગયા પછી તેમને એમ લાગે છે, કે તે હાડકાં અને ચામડાની બનેલી છે. તેથી તે પરણેલી જીંદગીમાં રોજ સુખનાં ફૂલ ઊઘડતાં નથી. પરણ્યા પછી દુઃખ ઓછું થતું નથી પણ દુઃખ શરૂ થાય છે. સંસારી જીવન સંયમ વગર ઉત્પન્ન થતું જ નથી. ધીરે ધીરે સંયમ કેળવવા માટે વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ બહુ જ ઉપયોગી છે.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે આ પ્રમાણે મેં તમને ભગવાન વિષ્ણુના પરાક્રમ સંભળાવ્યાં છે. તેમણે સમુદ્રમંથન વખતે પોતાની પીઠ ઉપર મહાન મંદરાચલ પર્વતને ધારણ કર્યો હતો. અને માયાથી મોહીનીનું રૂપ ધારણ કરીને અસુરોને મોહિત કરીને પોતાને શરણે આવેલા દેવોને અમૃત પાયું. એ પરમ પરમાત્માને હું નમસ્કાર કરું છું.

## મન્વન્તરોનું રહસ્ય.

માયા બે પ્રકારની હોય છે. એક ગુણદોષવાળી, અને બીજી દેશ-કાળવાળી. ગુણદોષવાળી માયાનું

સ્વરૂપ સમુદ્રમંથન વખતે અને મોહિનીના સ્વરૂપની વખતે અને કાર્ય વખત આવી ગયું હવે દેશ-કાળવાળી માયાનું સ્વરૂપ શુકદેવજી પરીક્ષિત રાજાને સંભળાવે છે. આઠમા સ્કંધની લીલાને મન્વન્તરની લીલા કહે છે. લીલા એટલે નાટક નાટકના નામ અને રૂપ સાચાં હોતાં નથી છતાં તેનાથી વ્યવહાર થાય છે. અને તે જોનારાને ભૂલાવે છે. તેથી જ શ્રીકૃષ્ણ નટવર કહેવાય છે. અને શ્રી શંકર નટરાજ કહેવાય છે, તેની લીલાઓમાં કાળ એ એક મહાન તત્ત્વ છે. કાળને લઈને મન્વન્તરના ભાગ પડેલા છે, મન્વન્તર એટલે મનુ-અંતર. એટલે એક મનુથી બીજા મનુ સુધીનો સમય. પુરાણોમાં એમ માનેલ છે કે બ્રહ્માના એક દિવસમાં ચૌદ મનુ થાય છે. તેથી ૧૪ મન્વન્તર થાય છે. જે જીવનમાં મન પ્રધાન છે તેને મનુ કહે છે. અને મનુના દીકરા તે મનુષ્ય. દરેક મનુ પોતાના પત્ર દ્વારા સદ્ધર્મનું પાલન કરે છે. દરેક મનુના સમય દરમ્યાન શ્રી ભગવાન અવતાર ધારણ કરી ધર્મની પ્રતિષ્ઠા કરે છે.

ચૌદ મન્વન્તરોને અધ્યાત્મભાવે સમજીએ તો ૧૪ લોકમાં ઘટાવી શકાય. જેવા દેહ હોય છે તેવા કાળ ઉત્પન્ન થાય છે. અથવા જ્ઞાનની ૭ ભૂમિકા અને અજ્ઞાનની ૭ ભૂમિકામાં પણ ઘટાવી શકાય તેવું છે. આઠમા સ્કંધમાં પહેલા અધ્યાયમાં પહેલા ૪ મન્વન્તરનું વર્ણન આવે છે. પહેલા સ્વાયંભુવ મનુ, બીજા સ્વારોચિષ, ઉત્તમ ત્રીજો મનુ, અને ઉત્તમનો ભાઈ તામસ ચોથો મનુ થયો. તેનો ભાઈ રૈવત પાંચમો મનુ થયો, છઠ્ઠા મનુનું નામ ચાક્ષુષ હતું અને હાલમાં સાતમો મન્વન્તર વૈવસ્વતનો ચાલે છે તેમાં શ્રાદ્ધદેવ મનુ છે. આ બધાના ખરા અર્થ સમજવા મુશ્કેલ છે. તે માટે કાળનું સ્વરૂપ જાણવું જોઈએ. કાળનું ખરું સ્વરૂપ ગીતામાં, ઉપનિષદમાં કે બ્રહ્મસૂત્રમાં મળતું નથી. બ્રહ્મ દેશકાળથી અતીત છે. એટલું જ તેમાં સિદ્ધ કરેલું છે, પણ દેશકાળ પોતે ક્યાંથી આવ્યા, તેથી પહેલું શું હતું તે જાણવા માટે કાળની પણ જરૂર છે. સામાન્ય રીતે કાળના બે ભાગ પાડેલા છે. ૧ અખંડ કાળ કે જે બ્રહ્મસ્વરૂપ છે. અને ૨ ખંડકાળ તેને ઘડીઆળનો વખત અથવા ટાઈમ-પીસ કહે છે. ખંડ કાળની હકીકત શ્રીમદ્ભાગવતમાં ત્રીજા સ્કંધમાં આપેલી છે. તેમાં ૨ પરમાણુ મળીને ૧ અણુ થાય છે. ૩ પરમાણુનો ૧ ત્રસરેણુ થાય છે. અને એ જ પ્રમાણે માણસની ઘડી, પ્રહર, રાત્રિ, દિવસ, માસ, ઋતુ, અયન, સંવત્સર, દેવવર્ષ, મન્વન્તર, કલ્પ વગેરેની ગણત્રી કરેલી છે. પણ માણસનો કાળ એ સાચો કાળ નથી, મંગળના તારામાં બે ચંદ્ર છે, તેમાં એક ચંદ્ર માસ ૭ ક. ૨૯ મિનિટનો છે. અને બીજો સવા દિવસનો છે, તેથી જો કોઈ માણસ મંગળના ગ્રહમાં રહેતો હોય તો તેના દિવસ અને મહિના તદ્દન જુદા પ્રકારના તેને લાગે છે.

માણસનાં ૩૬૦ વર્ષનું એક દેવોનું વર્ષ થાય છે. દેવોનાં ૧૨૦૦૦ વર્ષમાંથી એક ચતુર્યુગી થાય છે અને એવી ૭૧ ચતુર્યુગીનો એક મન્વન્તર થાય છે. તે વખતે માણસના ૩૦૬૭૨૦૦૦૦ વર્ષ થાય છે. જો ચોવીસ કલાકનો દિવસ સાચો હોય તો આ ભાગવત સાચી ઠરે પણ હાલના સાયન્સથી ગણિતથી સિદ્ધ થયું છે કે એવો કોઈ નિયત કાળ નથી પણ દરેક બનાવમાંથી (એટલે eventમાંથી) કાળ નીકળે છે. જેમ એક વસ્તુ અને બીજી વસ્તુની વચ્ચે જે અંતર હોય તે ફૂટથી માપી શકાય છે તેમ એક બનાવ વચ્ચે અને બીજા બનાવ વચ્ચે જે કાળનું અંતર પડે છે તેને interval કહે છે અને તે પણ હવે તેની મદદથી માપી શકાય છે. પણ તે વખતે જોનારાની સ્થિતિ ધ્યાનમાં લેવી પડે છે. તેથી કાળ સાપેક્ષ બની જાય છે. આ બાબત યોગવાસિષ્ઠમાં ઠીક સમજાવેલી છે અને સાપેક્ષવાદ (Relativity)ના સાયન્સમાં પણ ઠીક સમજાવેલ છે. તેમના કહેવા પ્રમાણે અર્થસત્તાને અનુસારે પ્રતીતિ નથી, પણ પ્રતીતિને અનુસારે કાળની સત્તા છે એટલે કાળ દ્રષ્ટાની પહેલાં રહેલો નથી પણ પ્રતીતિ વખતે અનુભવમાં આવે છે.

ન્યાય, વૈશેષિક અને સાંખ્ય શાસ્ત્રોમાં એમ કહેલું છે કે તમોગુણી અહંકારમાંથી કાળ ઉત્પન્ન થાય છે. તમોગુણી અહંકારને રહેવા માટે વખત જોઈએ અને તેથી કાળ ઉત્પન્ન થાય છે. પણ અહંકારની પહેલાં મહત્તત્ત્વ છે અને મહત્તત્ત્વ મૂળ પ્રકૃતિનું પરિણામ છે તેથી મૂળ પ્રકૃતિના પરિણામના પહેલાં પણ કાળ હોવો જોઈએ, એ કાળ ક્યાંથી આવ્યો? તેથી વેદાન્તમાં પ્રકૃતિને અવિદ્યા માનેલ છે. એ મતમાં જગત એ અવિદ્યાનું પરિણામ અને ચેતનનો વિવર્ત છે જેમને

પરિણામ શબ્દ ન ગમતો હોય તેમને માટે અંવધા એ જ જગત છે. જેને વિદ્યા પ્રાપ્ત થાય તેને જગત બ્રહ્મરૂપે રહે.

પણ જ્યાં ઘણા બનાવો બનતા હોય ત્યાં તે સર્ગમાં અથવા મન્વન્તરમાં કાળ નિયત રૂપ પકડે છે. ઋષિઓ દરેક ચતુર્યુગીને અને અસ્ત પામેલા વેદોને તપશ્ચર્યાથી જુએ છે. દેવો યજ્ઞભાગના ભોક્તા બને છે, ઇન્દ્ર લક્ષ્મીનો ઉપભોગ કરી ત્રણે લોકનું રક્ષણ કરે છે અને દૃષ્ટિ વગેરેથી સૃષ્ટિને જીવતી રાખે છે. તે ઉપરાંત ભગવાન યુગ પ્રમાણે અવતાર ધારણ કરીને યોગક્ષેમ ચલાવે છે અને ધર્મનું સ્થાપન કરે છે. ધર્મ એટલે નિયતિ અને કાયદા માણસના કલ્યાણને માટે જરૂરના છે. ચાલુ મન્વન્તરમાં શ્રાદ્ધદેવ મનુ છે. તેના ઇક્ષ્વાકુ, નભગ વગેરે ૧૦ પુત્રો છે, આદિત્ય વગેરે દેવો છે. ઇન્દ્ર પુરન્દર છે, કશ્યપ વગેરે ઋષિઓ છે અને શરૂઆતમાં વામન અવતાર છે. આ પ્રમાણે સૃષ્ટિનો ક્રમ નિયમિત રીતે ચાલ્યા કરે છે. એ નિયમ આપણે માણસ છીએ એમ માનીએ ત્યાંસુધી આપણને લાગુ પડે છે પણ આપણે દેહનું અભિમાન છોડી દઇએ તો તે નિયતિનો ક્રમ આપણને લાગુ પડે નહિ. જે ક્ષેત્રમાં જે જીવ રહેતો હોય તેને તે ક્ષેત્રના ધર્મ લાગુ પડે છે. હાલનું સાયન્સ પણ કહે છે કે determinism એટલે નિયતિ અથવા પ્રારબ્ધ સામાજિક (statistical) છે. જ્યાં ઘણા બનાવ અથવા કર્મ એક સાથે કામ કરતા હોય ત્યાં પ્રારબ્ધ અથવા નિયતિ રહે છે.

વૈવસ્વત મન્વન્તરમાં કશ્યપજી દ્વારા અદિતિના ગર્ભથી ભગવાન વામનજીનો અવતાર થયો છે. વિવસ્વાનને બે સ્ત્રી હતી. એકનું નામ સંજ્ઞા અને બીજીનું નામ છાયા હતું. છાયાનો પુત્ર 'સાવર્ણિ' હતો. એટલે છાયારૂપી માયાથી આવરણ ઉત્પન્ન થાય છે તે આઠમો મનુ થશે. નવમા મનુ વરુણનો 'પુત્ર દક્ષસાવર્ણિ' થશે, પછી બ્રહ્મસાવર્ણિ દશમો મનુ થશે એ પ્રમાણે ૧૪ મનુ અને મન્વન્તરની વાત આવે છે. પણ મનુના પુત્રો અંગ્રેજો અને મુસલમાનો એવા મન્વન્તરને માનતા નથી. આઠમા સ્કંધના ચૌદમાં અધ્યાયને અંતે એમ કહેલ છે કે શ્રી હરિ સનક વગેરે સિદ્ધોના રૂપ ધારણ કરીને પ્રત્યેક યુગમાં જ્ઞાનનો ઉપદેશ કરે છે, યાજ્ઞવલ્કય વગેરે ઋષિના રૂપથી કર્મકાંડનો પ્રચાર કરે છે અને દત્તાત્રેય વગેરે દ્વારા યોગમાર્ગની પ્રવૃત્તિ કરે છે યોગમાર્ગ રજોગુણીને માટે છે, જ્ઞાનમાર્ગ સાત્ત્વિકને માટે છે અને જેમનામાં વૈરાગ્ય નથી તેમને માટે કર્મમાર્ગ છે. એ બાબત એકાદશ સ્કંધમાં ભગવાને ઉદ્ધવજીને સમજાવેલી છે. આઠમા સ્કંધમાં પણ કહેલું છે કે જેને મન્વન્તરના ચક્રમાંથી નીકળવું હોય તેમને માટે બલિરાજાના જેવું બલિદાન દેવું જોઇએ. એટલે આત્મનિવેદન નામની નવમી ભક્તિ કરવી જોઇએ.

(અપૂર્ણ)

## શ્રી રામકૃષ્ણ પરમહંસ અને ઇશ્વરસાક્ષાત્કાર

પ્રયોજક : શ્રી જયંતીલાલ મંગળજી ઓઝા બી.એ.; બી. ટી.

( અંક પૃષ્ઠ ૧૦૮ થી ચાલુ )

અસ્તિ, ભાતિ અને પ્રિય-એ શબ્દો બરાબર સમજવા જોઇએ. અસ્તિ એટલે હોવાપણું, ભાતિ એટલે બહાર દેખાવાપણું અને પ્રિય એટલે આનન્દ. એ ત્રણે મનદ્વારા ગૃહીત બ્રહ્મનો પરિચય કરાવનારા શબ્દો છે તેથી જ કહેવામાં આવે છે કે:—

यत्रयत्र मनो याति तत्रतत्र कुरु ब्रह्म दर्शनम् ।

બ્રહ્મ શબ્દ બૃહ્ (વ્યાપવું) ધાતુ પરથી બનેલ છે, અને તેનો અર્થ સર્વવ્યાપી એવો થાય છે. આ ઉપરાંત નામ અને રૂપ એ બે શબ્દોનો અર્થ જગત્ થાય છે. જગતનો અર્થ गच्छति तज्जगत् એટલે કે ક્ષણભંગુર એવો થાય છે. જગતની અંદર જે અસ્તિ, ભાતિ, અને પ્રિય છે તે સિવાય બીજું કંઇ શાશ્વત નથી. નામ અને રૂપ એટલે જગત્. એ તો અસત્ય ફેરફારો છે

अस्ति भाति प्रियं नाम रूप इत्यंशपञ्चकम् ।
आद्यत्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥

આધ્યાત્મિક અનુભૂતિ-સાક્ષાત્કાર એટલે દૃષ્ટિબિન્દુની અંદર ફેરફાર, અંતઃકરણની અંદર ફેરફાર, પદાર્થોની કિમ્મતના આંકણીમાં ફેરફાર, વ્યવહારમાં ફેરફાર.

જેને ઈશ્વર તરીકે માનવામાં આવે છે તે ખરેખર આ માયા શક્તિ જ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયોને જગત સત્ય ભાસે છે. જ્યાંસુધી આપણને વધારે ને વધારે સૂક્ષ્મ ઇન્દ્રિયાતીત સાક્ષાત્કાર થતો નથી, ત્યાંસુધી આપણને ઇન્દ્રિયજન્ય સુખો ખરાં લાગે છે; પરંતુ જેમજેમ આપણે આપણા મનને જે આપણું સૂક્ષ્મદર્શક યંત્ર છે તેને વધારે ને વધારે તીક્ષ્ણ સૂક્ષ્મમાં સૂક્ષ્મ બનાવતા જઈએ છીએ તેમ તેમ આપણને વધારે ને વધારે સૂક્ષ્મ પ્રકારના સાક્ષાત્કાર થતા જાય છે, અને છેવટે પરમાત્માનો સૂક્ષ્માતિસૂક્ષ્મ સાક્ષાત્કાર, એટલે કે સમાધિની પ્રાપ્તિ થાય છે.

સમાધિ એ માનસિક વિકૃતિ નથી. આપણું અત્યારનું ઇન્દ્રિયજન્ય જ્ઞાન એ જ ખરેખર વિકૃતિ છે. દાખલા તરીકે આપણે કહીએ છીએ કે સૂર્ય ઊગે છે અને આથમે છે, પણ વાસ્તવમાં સૂર્ય ઊગતોયે નથી તેમ આથમતોયે નથી. ખરી વાત તો એ છે કે આપણા ભ્રમનો નાશ કરવાની જરૂર છે.

ત્યારે હવે એ સવાલ થશે કે આપણે આ તત્ત્વદર્શન યથાર્થ સત્ય દર્શન કેવી રીતે કરી શકીએ? જવાબમાં કહેવાનું કે કોઈ પણ જાતની પહેલેથી માની લીધેલી ધારણાઓ વિના શરૂઆત કરો, જિજ્ઞાસુની નિખાલસતાને ધારણ કરો અને તમારી શોધની તાલાવેલી મંડ્યા રહો. પત્થરમાંથી પત્થરનું રૂપ અદૃશ્ય થઈ જશે. ઈશ્વર તથા ચિત્શક્તિ માફક ધ્યાતા અને ધ્યેય બન્ને એકરૂપ થશે; તેમજ આદર્શ તરીકેની દૃષ્ટિ પણ બંધ પડશે. તેનું નામ તે ઈશ્વરસાક્ષાત્કાર. પહેલાં સાકારનું દર્શન થશે અને પછી ગાઢ અનુરાગને લઈને સૂક્ષ્મદર્શક યંત્ર—મન કેન્દ્રિત—એકાગ્ર બનશે, જેથી સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થશે, અને છેવટે નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થશે.

આ પરથી સમજાશે કે સાક્ષાત્કારનાં બે પગથિયાં છે. ૧ સાકાર, ૨ નિરાકાર, અર્થાત્ સગુણ અને નિર્ગુણ. પહેલી સ્થિતિમાં દ્વૈતભાવ છે, બીજી સ્થિતિમાં જેમ ઈશ્વરાનુરાગ વધારે ને વધારે ગાઢ થતો જાય છે, તેમ તેમ દ્વૈતભાવ દૂર થતો જાય છે. વિવિધતામાં એકતા માલૂમ પડે છે અને ઈશ્વરનો અન્તર્યામી તરીકે સાક્ષાત્કાર થાય છે. ત્યારપછી આપણે છેવટની સ્થિતિએ પહોંચીએ છીએ જ્યાં માત્ર એક, અખંડ અદ્વૈત જ છે; જ્યાં અનેકતા કે વિવિધતાની ભાવના જ નથી, જે દેશકાળથી પર છે. જેને પરિણામે મનોનાશ થાય છે—અને મનની પાછળ એ ચિત્ ધનસ્વરૂપ રહેલ છે. શ્રી રામકૃષ્ણે માતાજી તરીકે સાકાર બ્રહ્મની ઉપાસના કરી હતી. તેમને કાલી માતાનાં દર્શન થતાં હતાં, અને બીજાઓને પણ તેમણે એ દર્શન કરાવ્યાં હતાં. મથુરબાબુને માતાજીનાં દર્શન તો થયાં નહોતાં પણ તેમણે તેમનાં પગલાં પડેલાં જોયાં હતાં. આ ઉપરથી માલૂમ પડશે કે ઈશ્વર આકાર ધારણ કરે છે, એ ભક્તોની માન્યતા ખોટી નથી. માયાશક્તિવડે તે અમુક રૂપમાં દેખાય છે.

चिन्मयस्याद्वितीयस्य निष्क्रियस्याशरीरिणः।
उपासकानां कार्यार्थं ब्रह्मणो रूपकल्पना ॥

પણ એટલું તો ખરું કે સાકાર બ્રહ્મ એ ઈશ્વર સાક્ષાત્કારના ક્રમમાં છેવટની સ્થિતિ નથી. બાળકરૂપે જન્મવું એ સારું છે, પણ કાયમ બાળક રહેવું એ ઠીક નથી. આ બ્રહ્મની ભાવનાથી ઉપર ઊંચે આપણે ઊઠવું જોઈએ, અને સગુણની ઉપાસનામાં લીન થવું જોઈએ. ત્યારપછી નિર્ગુણનો સાક્ષાત્કાર કરવો જોઈએ, અને ત્યારે જ આપણને જીવન એટલે શું એ પૂરેપૂરું સમજાય છે. આપણે જાણીએ છીએ કે પાણી નરમ છીપવે છે, પણ એ એક જ પદાર્થનાં ઘણાં રૂપાંતર છે. બરફરૂપે એ ઘન છે, પાણી રૂપે એને આકાર નથી, જેમાં નાખો તેવો આકાર ધારણ કરે છે, અને ત્રીજું રૂપાન્તર વરાળનું, જેની અંદર તેને આકાર નથી તેમજ હદ પણ નથી.

આ જાતનાં પૃથક્કરણથી આપણે સમજી શકીશું કે પરમાત્મતત્ત્વમાંથી સ્થૂળની ઉત્પત્તિ થઈ શકે છે. શ્રીરામકૃષ્ણે પોતાના જીવનમાં આ વાતનો અનુભવ કર્યો હતો. તેમણે સ્વપ્રયોગદ્વારા ખાત્રી કરીને પછી સર્વધર્મ-સમન્વયરૂપ સિદ્ધાન્ત જગતને આપ્યો છે. વિવાદ અને મતમતાંતરના જમાનાના આ યુગમાં સર્વધર્મની સમાનતાનો મહામંત્ર શીખવનાર તેઓ યુગાવતારસ્વરૂપ છે.

શ્રીરામકૃષ્ણના જીવન પરથી બીજું એ માલુમ પડે છે કે, તેમને ભૂતકાળમાં થઈ ગયેલ બધા માનવ-દેવોનાં દર્શન થયાં હતાં, અને તેઓ સર્વેએ તેમના શરીરમાં પ્રવેશ કર્યો એવો અનુભવ તેમને થયો હતો. પ્રોફેસર મેક્સમૂલર આને માનસિક ભ્રમણા માને છે, પણ તેઓ એ અનુભવનું યથાર્થ તાત્પર્ય સમજી શક્યા નથી. જ્યારે પરમહંસદેવનું વ્યક્તિત્વ સમષ્ટિમાં ભળી ગયું, પારાવારની અંદર રસબસ થઈ એકરૂપ થઈ ગયું, ત્યારે એ સમુદ્રને બધી નદીઓ પોતાનામાં ભળી જતી જોવામાં આવી. બીજા શબ્દોમાં કહીએ તો પૂર્વયુગોમાં થઈ ગયેલા માનવ દેવો જાણે તેમના શરીરમાં પ્રવેશતા હોય એવો અનુભવ તેમને થયો. તેમણે [illegible] ની સાથે એ તો [illegible] તેમનામાં દેખાયા. આ પ્રમાણે મનુષ્ય દેવત્વને શિખરે પહોંચ્યો હોય એમ શ્રી રામકૃષ્ણ [illegible] આવે છે.

ૐ　　શાન્તિઃ　　શાન્તિઃ　　શાન્તિઃ

સ્વામિનારાયણ સંપ્રદાયના મહાપ્રતાપી સંત

# સ્વામી નિષ્કુળાનંદ

લેખક—શ્રી "હરીશ"

"એક તરફ ગામ અને બીજી બાજુ ગુરુદેવ, બન્ને મારા આશ્રય હતા. કોને ત્યજું? ગામને કે ગુરુને? ગુરુદેવ આત્માનંદ સ્વામી તરફ ગ્રામજનો દ્વેષભાવ કરે એ કેમ સંખાય? જે ગામમાં ગુરુને સ્થાન નહિ એ ગામ શિષ્યને મારે ત્યાજ્ય ગણાય. મારે માટે આ ગામમાં સ્થાન નથી." આ નિશ્ચય સાથે રામભાઇ સુથારે ગામ છોડયું.

રામભાઇ સુથાર મૂળે લતીપુરમાં રહેતા. સંસારમાં રહીને વિરકત દશા ભોગવતા. એ મુમુક્ષુએ સ્વામી આત્માનંદને ગુરુપદે સ્થાપ્યા હતા જીવનનું સુકાન એમને હાથ સોંપ્યું હતું.

એક દિન એમના કાને વાત આવી; 'ગામ ગુરુદેવને તિરસ્કારે છે.'

અને બીજી ક્ષણે એમણે લતીપુરને છેલ્લા પ્રણામ કર્યા અને હાલાર પ્રાન્તના શેખપાર ગામમાં આવીને પૂર્વવત્ જીવનનાવ હંકાર્યું.

ગુરુદેવ રામભાઇનો પ્રેમ અને શ્રદ્ધા નીરખી રહ્યા. એમનું અંતર એક શુભાશિષ આપી ગયું: "તારા કુળમાં મહાન આત્મા અવતાર લેશે, અને કાવ્યમાધુર્યથી તે માનવજીવનનો ઉદ્ધાર કરશે."

રામભાઇ એ આશિષ નત મસ્તકે ઝીલી રહયા.

× × ×

સમયે થોડાં ડગલાં આગળ ભર્યાં અને સંવત્ ૧૮૨૨ની એક સુરમ્ય ઘડીએ રામભાઇનાં પત્ની અમૃતબાને ખોળાનો ખુંદનારો-લાલ મળ્યો.

ભવિષ્યમાં અમૃતવાણીથી જગતને અમૃતમય બનાવવા ઇચ્છતો એક લાલ અમૃતબાના અમૃતનું પાન કરવા આવ્યો હતો. અમૃતબાના એ લાલનું સાર્થક નામ લાલજી રખાયું.

દિવ્ય પુરુષો જન્મથી જ દિવ્ય શકિતઓ સાથે લઈ આવે છે. લાલજી પણ જન્મથી જ ભકિત, જ્ઞાન અને વૈરાગ્યના ભાવો બાળચેષ્ટામાં પણ બતાવતા. યોગીન્દ્રોને દુર્લભ એવા ગુણો લાલજી માટે સહજ હતા.

બાળચેષ્ટા કરતા લાલજીને એક મિત્રે એમના લગ્નની જાણ કરી લાલજીએ લગ્ન કરવાની અનિચ્છા દર્શાવી. છતાંય એમનાં લગ્ન કરવામાં આવ્યાં, અને અનુકૂળ પત્ની કંકુમાનાં કંકુવર્ણાં પગલાં એમના ઘરમાં થયાં.

થોડા વખત પછી એમનાં માતપિતાએ એમની પાસે છેલ્લી વિદાય માગી, અને નશ્વર દેહનો ત્યાગ કરી ચાલતાં થયાં. લાલજી એકલા બની ગયા.

અને છતાં ય એમને હૈયે ઊંડી શાન્તિ હતી.

સંસારમાં હોવા છતાં જનકની જેમ એ નિર્લેપ હતા.

× × ×

"પ્રણામ ગુરુવર્ય!" લાલજી ગુરુદેવને ચરણે નમ્યા.

"કલ્યાણ થાઓ." ગુરુદેવે આશિષ દીધી.

"કલ્યાણ તો પ્રભુ! આપના ચરણકમળની સેવામાં જ છે." લાલજી ગુરુદેવને ઇશ્વરતુલ્ય માનતા.

"સેવકની ઇચ્છા તો દીક્ષા લેવાની જ છે. આપ એ ઇચ્છા પૂર્ણ કરો એવી યાચના કરું છું." લાલજીએ ઘણા દિવસની દાબી રાખેલી ઇચ્છા વ્યકત કરી.

આ સંસારી પરમહંસને ગુરુદેવ ક્ષણભર જોઇ રહ્યા.

"ભાઇ, હમણાં તો સંસારમાં તારી જરૂર છે. પછી તને દીક્ષા મળશે."

અને લાલજી ઘર તરફ વળ્યા.

× ×

"લોજમાં પ્રભુ પધાર્યા છે." શેખપાર લોકની વાતાએ જતું હતું.

"શું છે ભાઈ!" લાલજીએ એક જણને પૂછ્યું.

"હોય શું! લોજમાં ભગવાન પોતે પધાર્યા છે. ગામ દર્શને જાય છે."

લાલજી રામાનંદ સ્વામી વિના કોઇને મોટા નહોતા ગણતા. શ્રીહરિનું આ ઐશ્વર્ય જોઇ એમણે દર્શન કરવાનો નિશ્ચય કર્યો. એ ગુરુદેવને મળવા ઉપડયા.

સ્વામીની શ્રીહરિનાં દર્શન કરી આવવાની આજ્ઞા હોવા છતાં એ ભૂજ આવી ગુરુદેવને મળ્યા.

રામાનંદ સ્વામી તો બધું જ જાણતા હતા. એમણે શિષ્યનો ભ્રમ દૂર કર્યો. લાલજીની આંખનાં પડળ ખૂલી ગયાં.

ગુરુચરણે શિર નમાવીને એ ઉપડ્યા.

આજે એમના હૃદયમાં ઉત્સાહ હતો. એમની આંખોમાં તલસાટ હતો. એમના વદન પર ઉન્માદ હતો.

કારણ ?...

ગુરુદેવનાં વચનોએ એમનું અજ્ઞાન દૂર કર્યું હતું. આજે એમના હૃદયરોગનું ઔષધ મળવાનું હતું... છતાંય એમના અંતરમાં થોડો અસંતોષ હતો,

શો હતો એ !...

એમના દેહ અને હૃદય વચ્ચે સ્પર્ધા જાગી હતી. સ્પર્ધામાં હૃદય જીતી ગયું હતું. એ તો ક્યારનું ય પ્રભુના ચરણોમાં પડ્યું હતું, અને લાલજીનો દેહ હજુ દોડતો હતો.

આખરે એમનો દેહ ગામની ભાગોળે આવી ઊભો. એમના દેહમાં કાંઈક ત્વરા આવી, અને અધીરાં નયનોને સભામંડપનાં દર્શન થયાં.

—અને બીજી ક્ષણે એ દેહ, હૃદય સાથે શ્રીજીના પુનિત ચરણોમાં પડ્યો હતો, એમની વાચા બંધ થઈ ગઈ હતી; વાચાનું સ્થાન હૃદયે લીધું, અને હૃદયના ઊંડાણમાંથી પ્રેમપ્રવાહ નીકળ્યો. એ પ્રવાહે શ્રીજીના ચરણોને વારિસ્નાન કરાવ્યું.

સભામંડપ સ્તબ્ધ હતો. શ્રીજી મંદમંદ સ્મિત કરતા હતા...

શ્રીજીના સ્મિત કરતા મુખમાંથી માધુર્ય ઝર્યું: લાલજી ! આજથી તમે મારા છો.

લાલજીએ એ માધુર્ય નત મસ્તકે ઝીલ્યું.

આ પછી રામાનંદ સ્વામીએ શ્રીજીને ધર્મધુરંધરપદે સ્થાપ્યા. આ વખતે લાલજીએ માધુર્યના સ્મરણમાં શ્રીજીને દાબડાબંધીની ભેટ આપી.

અને શ્રીજીએ એ પ્રેમપુરઃસર સ્વીકારી.

× ×

વસંતના દિવસો હતા, કોયલ આંબાડાળે ટહુકતી હતી.

આજે શેખપારમાં આનંદ હતો. ગામ વસ્તીથી ભર્યું ભર્યું લાગતું હતું.

કારણ ?...

લાલજી સુથારને ત્યાં શ્રીજી પધાર્યા હતા. વસંતોત્સવ આ વખતે લાલજીને ત્યાં થવાનો હતો. દેશદેશથી હરિભક્તો પધાર્યા હતા.

લાલજીએ આ લાભ પેટ ભરીને લીધો. શ્રીજીએ લાલજીને રંગ્યા અને લાલજીએ શ્રીજીને !

અને વસંતોત્સવ પૂર્ણાનંદ સાથે સમાપ્ત થયો, હરિભક્તોએ વિદાય લીધી.

શ્રીજીએ પણ કચ્છમાં પ્રવાસે જવાનો વિચાર દર્શાવ્યો, અને એકાદ ભોમિયો ખોળી આપવાનું લાલજીને કહ્યું. લાલજીએ બીજા કોઈને મોકલવા કરતાં પોતે જવું વધારે ઈષ્ટ માન્યું, અને શ્રીજી સાથે ચાલ્યા.

વિકટ વાટ હોવાને લીધે ભાતું, પાણી અને ગુપ્ત રીતે થોડા પૈસા પણ લઈ લીધા, અને ભક્ત-ભગવાન પ્રવાસે ચાલ્યા.

રસ્તામાં શ્રીજીએ એક ભિખારીને અન્ન, તરસ્યા સંતને પાણી અને લુંટારાને પૈસા અપાવી દીધા. લાલજી તો આ બધું જોઈને સ્તબ્ધ જ બની ગયા.

હવે લાલજીનો કંઠ શોષાવા માંડ્યો. ન રહેવાયું એટલે શ્રીજીને કહેતાં શ્રીજીએ તેમને સમુદ્રનું મીઠું પાણી પીવડાવ્યું. પાછળથી ખાત્રી કરતાં એ પાણી ખારું નીકળ્યું હતું.

આખરે વિકટ યાત્રા પૂરી થઈ.અને તેમણે તળાવને કાંઠે વિશ્રામ કર્યો. લાલજીએ શ્રીજીના ચરણમાંથી કાંટા કાઢતી વખતે સોળ ચિહ્નોનાં દર્શન કરીને નયન પુનિત કર્યાં.

"માર્ગમાં મળેલા સંત કોણ હતા ?" જિજ્ઞાસુ હૃદયે પૂછ્યું.

શ્રીજી હસ્યા. "એ તો રામાનંદ સ્વામી હતા. એમણે જ સમુદ્રનું ખારું પાણી મીઠું કર્યું."

લાલજી આનંદાર્ણવમાં ગરકાવ થઈ ગયા.

આ પછીનો પ્રવાસ અધોઈ ગામની ભાગે.તે અટ-કયો શ્રીજીએ ગામમાં જઈ ભીક્ષા માગી લાવવાનું કહ્યું ત્યારે લાલજી મુંઝાવા, કારણ કે એમનું સાસરૂં આ ગામમાં જ થતું હતું. આથી શ્રીજીએ એમને દીક્ષા આપી અને કહ્યું "આજથી તમે નિષ્કુળ થયા રામાનંદજી સ્વામીએ વચન આપેલું તે પુરૂં થયું."

લાલજીએ પૂર્ણાનંદથી એ સ્વીકાર્યું.

અને પછી ભીક્ષા લાવી ઉદરશાંતિ કરી.

હવે નિષ્કુળાનંદ સ્વામી સાચા સંત બન્યા. અને એમના જીવનમાં અનેકાનેક ફેરફારો થવા લાગ્યા. અને એમાંથી કવન સ્ફુર્યું. એ કવનના માધુર્યે લાખો જીવોનો ઉદ્ધાર કર્યો. એમનું એ જીવનકવન ૨૩ ગ્રંથોમાં વહેંચાયેલું છે.

એ પ્રેમી સંતે હજારોને અક્ષર ધામનું આંગણું દેખાડયું.

અને સંવત્ ૧૯૦૪ માં એ મહા પ્રતાપી સંતનો જીવનદીપ બુઝાયો એ જીવનદીપે ૮૨ વર્ષ સુધી આખા જગતને પ્રકાશ આપ્યો. અનેકનાં જીવન ઉજ્વાળ્યાં.

એવા દીપના જ્યોતિર્ધરની ભારત હંમેશાં રાહ જુએ છે.

સંપૂર્ણ.

# શીખવા લાયક

અનુઃ—શ્રી. અમૃતલાલ નરસિંહદાસ ગાંધી.

ગરીબ છોકરાની પ્રમાનદારીઃ—

એક ગરીબ છોકરો હતો. ઘરમાં તેની મા અને એક નાની બહેન બે જણ હતાં. બહેન બીમાર હતી. તે તેની બહેનની દવા કરાવવાને માટે પોતાના કાકાને કહેવા જઈ રહ્યો હતો રસ્તામાં તેને એક પાકીટ પડેલું મળ્યું. તેમાં ૧૨૦) રૂા. ની નોટો હતી.

છોકરો પ્રમાનદાર હતો. તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે 'આ જેનું પાકીટ છે, તેનો પત્તો લગાવીને તેને જરૂર આપીશ' તેણે ઘેર જઈને પોતાની માને બધી બીના સંભળાવીને કહ્યું—'મા! જે બીચારાનું પાકીટ ખોવાયું હશે. તેને મોટી ચિંતા થતી હશે, કારણ કે તેમાં તેના રૂપિયા છે. જો હું એ રૂપિયા રાખી લઈશ તો બહુ પાપ થશે, અને પ્રભુ મારા ઉપર નારાજ થશે. પણ જેના રૂપિયા ખોવાએલા છે તેનો પત્તો કેવી રીતે લાગશે! મા! તું કોઈ પણ ઉપાય બતાવ, જેથી હું તેને ખોળી કાઢું.' છોકરાની મા પણ પ્રમાનદાર હતી, તેથી જ તેને પ્રમાનદાર પુત્ર હતો. ગુજરાતમાં પણ કહેવત છે કે મા-બાપ એવા બેટા, વડ એવા ટેટા.' તે છોકરાની વાત સાંભળીને ઘણી પ્રસન્ન થઈ તેણે કહ્યું—'બેટા! ભગવાન્ તારી પ્રમાનદારીની સચ્ચાઈ આ પ્રમાણે દઢ રાખે ને તારૂં કલ્યાણ થાઓ. બેટા! કોઈ છાપામાં ખબર દેવાથી માલિક પોતે આવીને પાકીટ લઈ જશે.'

છોકરો છાપાવાળા પાસે ગયો. તેની સચ્ચાઈ જોઈને છાપાવાળાએ તેના નામની નીચે પ્રમાણે વિગત છાપી દીધી—મને એક પાકીટ રસ્તામાંથી મળ્યું છે, તેમાં ૧૨૦) રૂા.ની નોટો છે. તે જેનું હોય તેણે અમુક સરનામા પર આવીને સાબુતી આપી લઈ જવું. આ વાંચીને પાકીટનો માલિક આવ્યો અને અંટકી ગરીબી હોવા છતાં પણ આવી પ્રમાનદારી જોઈને નવાઈ પામ્યો. તેણે કહ્યું—જે ગરીબ હોવા છતાં પણ બીજાના પૈસાપર જીવ નથી લલચાવતો, તે જ સાચો પ્રમાનદાર છે અને પ્રશંસાને યોગ્ય છે. ખરેખર ગરીબ લોકો જ આવા પ્રમાનદાર હોય છે. પૈસવાળા તો પૈસાનો અભાવ ન હોવા છતાં પણ, પૈસાના સંગથી લોભમાં પડીને બેઈમાન થઈ જાય છે. તમને ધન્ય છે, જે માણસો આવી રીતે પ્રભુપર વિશ્વાસ રાખીને પોતાના સત્યપર અડગ રહે તો તેમને સર્વ મળી રહે' આમ કહીને તેણે તે રૂા. ની નોટો છોકરાની દવા અને સેવાને માટે આગ્રહ કરીને આપી દીધી. અને છોકરાને પોતાને ત્યાં ઊંચી નોકરી આપી. છોકરો પોતાની એ પ્રમાનદારીના બળપર આગળ ચાલીને એક પ્રખ્યાત

અને ધા્મિક વ્યાપારી અન્યો

પોતે પાલન કરનાર ઉપદેશ દેવાનો અધિકારી છે:—

એક બ્રાહ્મણે પોતાના આઠ વર્ષના પુત્રને એક મહાત્માની પાસે લઇ જઇને તેમને કહ્યું—'મહારાજ! આ છોકરો રોજનો ચાર પૈસાનો ગોળ ખાઇ જાય છે અને ન આપીએ તો લડાઇ—ઝઘડો કરે છે. કૃપા કરીને તે ન ખાય તેનો તમે કોઇ ઉપાય બતાવો.' મહાત્માએ કહ્યું—'એક પખવાડીઆ પછી તેને મારી પાસે લાવજો, ત્યારે ઉપાય બતાવીશ.' બ્રાહ્મણ પંદર દિવસ પછી તે બાળકને લઇને ફરીથી મહાત્માની પાસે પહોંચ્યો, મહાત્માએ છોકરાનો હાથ પકડીને સુંદર ને મીઠા શબ્દોમાં કહ્યું—'બેટા! જો, હવેથી કોઇ પણ દિવસ ગોળ ન ખાતો, તેમજ લડતો પણ નહિ.' ત્યાર પછી તેની પીઠ થાબડીને તથા બહુ પ્યારથી તેની સાથે વાતચીત કરતાં મહાત્માએ તેને વિદાય આપી તે જ દિવસથી બાળકે ગોળ ખાવો ને લડવું બિલકુલ છોડી દીધું હતું.

થોડાક દિવસો પછી બ્રાહ્મણે મહાત્માની પાસે જઇ બધી બીના કહી, અને મોટા આશ્ચર્યથી પૂછ્યું—'હે મહારાજજી! તમારા એક વચનના ઉપદેશે એટલું બધું જાદુનું કામ કર્યું છે કે કંઇ કહેવાય તેમ નથી, પરંતુ તમે તે દિવસે તેને ઉપદેશ ન દેતાં પંદર દિવસ પછી કેમ બોલાવ્યો? તમને યોગ્ય લાગે તો તેનું રહસ્ય બતાવવાની કૃપા કરો.' મહાત્માજીએ હસીને કહ્યું—'ભાઇ! જે મનુષ્ય પોતે સંયમ-નિયમનું પાલન નથી કરતો, તે બીજાને સંયમ-નિયમનો ઉપદેશ દેવાનો અધિકારી નથી થતો. તેના ઉપદેશમાં બળ પણ નથી રહેતું, હું આ છોકરાની માફક ગોળને માટે રોતો અને લડતો તો ન હતો, પરંતુ હું ભોજનની સાથે હમેશાં ગોળ ખાતો હતો. તે આદતને છોડી દેવાથી મનમાં કેટલી ઇચ્છા-થાય છે એ, વાતની મેં પોતે એક પખવાડીઆ સુધી પરીક્ષા કરી અને જ્યારે મારો ગોળ ન ખાવાનો અભ્યાસ દૃઢ થઇ ગયો, ત્યારે હું મારા મનોબળની સાથે દૃઢતાપૂર્વક તમારા છોકરાને ગોળ ન જ ખાવાને માટે કહેવાનો અધિકારી થયો છું.'

મહાત્માની આ વાત સાંભળીને બ્રાહ્મણ લજ્જિત થઇ ગયો, અને તેણે પણ તે દિવસથી ગોળ ખાવાનો છોડી દીધો. દૃઢતા, ત્યાગ, સંયમ અને તદનુકૂલ આચરણ એ ચારે જ્યાં એકત્ર થાય છે, ત્યાં સફળતા મળે છે.

પારમાર્થિક પ્રેમ વેચવાની વસ્તુ નથીઃ—

એક ગૃહસ્થ ત્યાગી મહાત્મા હતા. એક વખત એક સજ્જન બે હજાર સોનાની મહોરો લઇને તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો—'મારા પિતાજી તમારા મિત્ર હતા. તેમણે ધર્મપૂર્વક ધનનું ઉપાર્જન કર્યું હતું. હું તેમાંથી થોડીક મહોરો લઇને આપની સેવામાં આવ્યો છું. તો તેનો સ્વીકાર કરો.' એટલું કહીને તે મહોરોની થેલી મૂકીને ચાલી ગયો. મહાત્મા તે વખતે મૌન અવસ્થામાં હતા, તેથી તે કાંઇ બોલ્યા નહિ. પાછળથી મહાત્માએ પોતાના પુત્રને બોલાવીને કહ્યું—'બેટા! મહોરોની થેલી અમુક સજ્જનને ત્યાં પાછી આપી આવ તે અને કહેજે— તમારા પિતાની સાથે મારા પિતાનો પારમાર્થિક પ્રેમનો સંબંધ હતો, સાંસારિક વિષયને લઇને નહીં.' પુત્રે કહ્યું—'પિતાજી! તમારૂં હૃદય શું પત્થરનું બનેલું છે? તમે જાણો છો કે આપણું કુટુંબ બહુ મોટું છે. અને ઘરમાં કંઇ ધન ભેગું કરેલું નથી, માગ્યા વગર આ ભલા આદમીએ મહોરો આપી છે, તો તેનો તમારા કુટુંબીઓ પર દયા કરીને તમારે સ્વીકાર કરી લેવો જોઇએ.'

મહાત્મા બોલ્યા—'બેટા! શું તારી એવી ઇચ્છા છે કે મારા કુટુંબના લોકો ધન લઇને મઝા કરે અને હું મારા ઇશ્વરીય પ્રેમને વેચીને તેના બદલામાં સોનાની મહોરો ખરીદી લઇ હ્યાણું ઇશ્વરનો અપરાધ કરૂં!'

# પ્રભાતનાં પુષ્પો

લે. શ્રી. વજુ કોટક

કોઇએ કહેલું કે મોતી મેળવવાં હોય તો મહાસાગરની રેતી બાંધવી. એટલે નવાં વસ્ત્રો ધારણ કરીને મેં કિનારે ભટકવા માંડ્યું. વર્ષો સુધી મેં ભટકવા કર્યું અને અનેક જાતના પથ્થરોના ટુકડા વીણ્યા, પણ ક્યાંય મોતી હાથમાં ન આવ્યું. પછી થયું કે અંદર ઝુકાવું, પણ મારાં કિંમતી વસ્ત્રો ભીનાં થઈ જશે એવો મને ભય લાગ્યો. અને મેં તો મારો જુનો કાર્યક્રમ ચાલુ રાખ્યો. આખરે દિવસરાત કિનારે ભટકી ભટકીને થાકી ગયો, વસ્ત્રો પણ ફાટી ગયાં અને હવે મને લાગ્યું કે અંદર ઝુકાવ્યા સિવાય છુટકો નથી. એક દિવસ ભરતી આવી, મહાસાગર ભરતીએ ચડ્યો અને મેં ઝુકાવ્યું.

થોડા દિવસ સુધી તો સપાટી ઉપર તર્યો, પછી કોઈનો અવાજ મારે કાને આવ્યો, ' મૂર્ખ ! સપાટી ઉપર તરનારાઓને કદિ પણ મહામૂલી વસ્તુઓ મળતી નથી.'

હું તળીએ પહોંચ્યો અને હાથમાં એક છીપલી આવી. મોતી મળવાની આશા પ્રગટ થઈ. આનંદ સાથે કિનારે આવ્યો ત્યાં છીપલીને વાચા આવી. તેણે કહ્યું:

' હું તારા હાથમાં આવી છું, પણ ઓ મરજીવા ! મને ઉઘાડતો નહિ અને મારો ત્યાગ કરતો નહિ!'

માનશો ? મારા જેવો સુખી માણસ આ દુનિયામાં આજે કોઈ નથી. કારણ કે મહાસાગરનો કિનારો છોડીને આજે હું આશાના ગુલાબી ધરતી ઉપર ફરી રહ્યો છું. અહીં તો સદા મને ચારે બાજુ ભરતીનું જ સંગીત સંભળાયા કરે છે.

(૨)

તમે જે આગ લગાડી છે એને લીધે અમે આજે પળે પળે બળી રહ્યા છીએ. પણ એમાં અમને અદ્દભુત આનંદ આવે છે. કારણ કે અમે તો અગરબત્તી જેવા છીએ, બળી બળીને વાતાવરણમાં સુવાસ ફેલાવીએ છીએ. અમે તો હવે ઊંચે ને ઊંચે જઈ રહ્યા છીએ, ઊર્ધ્વગામી બન્યા છીએ પણ દુઃખની વાત તો એ છે કે તમારી નજર નીચે પડતી રાખ ઉપર જ રહ્યા કરે છે.

(૩)

તમે હજી શુદ્ધ પ્રેમને સમજી શક્યા નથી, કારણ કે તમારા જીવનમાં 'અહમ્' છુપાયેલો છે અને તેથી જ તમારી નૌકા સાગરમાં પડતાં મુંઝી ઊઠે છે. અમે તો અમારી જાતને ભૂલી– આગળ વધી રહ્યા છીએ, કોઈ જાતનો ડર નથી; અહમ્‌ના સઢ અમે તો ખુલ્લા મૂકી દીધા છે.

કિનારે ઊભેલા ઓ નાવિક ! અમે તો હવે આગળને આગળ જઈ રહ્યા છીએ, મુક્તાગારને અમે અમારૂં નિશાન બનાવી દીધું છે અને તું બન્દરો સાથે હજુ એની એ જગ્યાએ ઊભો છે, યાદ રાખજે કે જ્યારે અહમ્ ડૂબશે ત્યારે જ તું નિર્ભય થઈને તારી નૌકા તરી શકશે.

(૪)

અમે આજે મહાન મુશ્કેલીમાંથી પસાર થઈ રહ્યા છીએ છતાં પણ રોજ તમારી સમક્ષ હસતું મુખ રાખીને આવીએ છીએ. અમારા દુઃખની વાત કરીને અમે તમને દુઃખી કરવા નથી માગતા. કારણ કે અમે તમને મિત્ર માન્યા છે. અમારા સુખના તમે ભાગીદાર છો અને અમારા દુઃખ ઉપર અમારો એકલાનો જ હક છે.

(૫)

ઓ મુસાફર ! જીવનમાં ચારેબાજુ અંધકાર દેખાય, આકાશમાં આંધિનાં વાદળાં આવી ચડે, તોફાન શરૂ થાય અને કોઈ પણ તારી મદદે ન આવે તો નિરાશ ન થતો. એવું પણ કહેતો નહિ કે ' હવે જીંદગીનો અંત આવી ગયો છે, જીવનમાં કંઈ સાર નથી.' આશા અને આનંદ સાથે તું પોકાર પાડજે કે :

'આ કંઈ જીવનનો અંત નથી, પણ નૂતન જીવનની ભવ્ય શરૂઆત છે.'

(૬)

દુનિયાની દૃષ્ટિએ તમે અને હું સદા જુદા જ રહેવાનાં છીએ. તમારૂં નામ સંધ્યા પડ્યું છે જ્યારે લોકો મને ઉષા કહે છે. તમે આથમતા સૂર્યની સાથ રવીકાર્યો છે ત્યારે મેં અરુણોદય સાથે સંબંધ બાંધ્યો છે.

પણ લોકોને શું એટલું પણ નથી સમજાતું કે આપણે બંનેએ એક જ ભવ્ય વ્યક્તિનો સાથ સાધ્યો છે અને જુદાં લાગતાં છતાં પણ આપણે એક છીએ; કારણ કે જે રંગ તમારામાં છે એજ રંગથી મારૂં પણ ઘડતર થયું છે!

# નવનાથ કથામૃત

લે. કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( ગતાંક પૃષ્ઠ ૬૦૪ થી ચાલુ )

વ્હાલા વાચકો! દેવીના વચનને અનુસરીને મત્સ્યેન્દ્રનાથ ત્યાંથી અંજન પર્વત પર આવ્યા અને મહાકાલીનાં દર્શન કીધાં. ચાંદ્ર પીળી વેલી લઇને સો કુંડ કર્યા છે, તે જોવા સાઈ નદીના કિનારા પર ગયા. થોડે આગળ જતાં દેવીના કહ્યા મુજબ સો કુંડ નજરે પડ્યા એટલે સફેદ વેલીના ટુકડા બંધાય કુંડોના વિષે ફેંકતા તેમાંથી એક આદિત્ય નામના કુંડમાં તે વેલીને નૂતન પલ્લવ આવેલાં નજરે પડ્યાં. ત્યારબાદ મત્સ્યેન્દ્રનાથ તે જ કુંડને વિષે દેવીના વચન પ્રમાણે સ્નાન કરી આચમન કરતાં તેમને મૂર્છા આવવા લાગી ત્યારે તેમણે આદેશ અનુસાર તુરત જ દ્વાદશ આદિત્યનું સ્મરણ અને જપ શરૂ કર્યો, ત્યારે ભગવાન ભાસ્કરે પ્રગટ થઇને તેમને શુદ્ધિમાં આણ્યા અને મત્સ્યેન્દ્રના મસ્તક પર વરદ હસ્ત મૂકી કહ્યું કે તારી મનઃકામના પૂર્ણ થશે. ત્યારબાદ તે કુંડનું પાણી કમંડળમાં ભરી અને માર્તંડ પર્વત પર આવીને ત્યાંના નાગ અશ્વત્થ (પીંપળા)ના વૃક્ષને નમન કરી સૂર્યનું સ્મરણ કરી તેના મૂળમાં પાણી નાખ્યું એટલે તુરત જ ભગવાન ભાસ્કર પ્રત્યક્ષ થઇ શી ઇચ્છા છે, એમ મત્સ્યેન્દ્રનાથને પૂછવા લાગ્યા. મત્સ્યેન્દ્રનાથે કહ્યું; પ્રભુ! શાબરી વિદ્યા ઉપર કવિતા રચવાનો વિચાર છે માટે આપ આ જનકલ્યાણના મહાન કાર્યમાં મને સહાયતા કરો. તે વખતે સૂર્યદેવ પણ મત્સ્યેન્દ્ર ઉપર પ્રસન્ન થઇ કહ્યું "ધન્ય છે મત્સ્યેન્દ્ર, તમારી આ પવિત્ર ભાવનાને. જાઓ જે વખતે તમે મારા મંત્રનો જપ કરશો તે વખતે હું પ્રગટ થઇ તમને સર્વ કાર્યમાં સહાય કરીશ. આ પ્રમાણે સતત સાત માસ સુધી આદિત્ય કુંડમાંથી જળ લાવી જગતકલ્યાણાર્થે મહાદુઃખો ભોગવીને એમણે નાગ અશ્વત્થને પાણી રેડયા કીધું. અને સકલ દેવતાને પ્રસન્ન કરી દીધા, અને દરેક દેવોએ જેમ ભગવાન ભાસ્કરે સહાય કરવાની જે ઇચ્છા વ્યક્ત કરી હતી તદનુસાર અમારો મંત્રજપ કરવાથી અમો હાજર થઇશું એમ કહ્યું. અર્થાત્ તેમના મંત્રજપ કરતાં કાર્યસિદ્ધ કરી આપવાનું કબુલ કીધું. સજ્જનો! આનું નામ સંત, આનું નામ સાધુ, આનું જ નામ મહાત્મા કે પોતે અનેક કષ્ટો વેઠીને પણ જગતનું કલ્યાણ સાધે છે. આ છે એમની ઉચ્ચભાવના, આ હતી અમારી ભારતીય સભ્યતા. એ ભારત આજે દિનપ્રતિદિન વિદેશીઓનું અંધ અનુકરણ કરી, દિનપ્રતિદિન અધઃપતનની ઊંડી ગર્તામાં ઊતરતો જાય છે. છતાં હાલનાં ભારતીય ભાઈ-બહેનો લેશમાત્ર પણ વિચાર કરતાં નથી કે આપણી નૌકા કઈ તરફ વહન કરી રહી છે. આજ તો આપણે આપણી મહાન આર્ય સંસ્કૃતિને ગુમાવી દઇ, અનાર્યત્વમાં ડગલું દઇ રહ્યા છીએ. નહિતર ભારતની આ દશા ન હોત. આજે તો જ્યાં જુઓ ત્યાં ભૂખ અને દુઃખ સિવાય કાંઇ દેખાતું નથી. છતાં પણ હાલના કેટલાક સ્વસ્થચિત્ત મનુષ્યો દાવાપૂર્વક કહે છે કે દેશ કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યો છે. હું એવા ભાઈઓને પૂછી રહ્યો છું કે તમારું આગળ વધવું કઇ દિશામાં છે તે બતાવો? હું તો મારી દૃષ્ટિ અનુસાર જાણું છું કે આર્યાવર્તનાં ભાઇબહેનો દિનપ્રતિદિન આર્યત્વને લાત મારી અનાર્યત્વમાં ડગલું લઇ રહ્યાં છે અને કૂદકે ને ભૂસકે આગળ નહિ પણ અધઃપતનની ઊંડી ગર્તામાં નીચે નીચે તે ઊતરતાં જાય છે. એટલે આપણે માનવતા જ ભૂલવા માંડયા છીએ. છતાં દુનિયાનો નિયમ છે કે પોતાના દોષ પોતાને સમજાતા નથી. એ નિયમાનુસાર આજે આપણે આંખમિંચામણાં કરીએ છીએ એ પણ યુગનો પ્રભાવ છે. કારણ કે આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે કૃષ્ણદ્વૈપાયન ભગવાન વ્યાસ જેવા દુનિયાના એક ડાહ્યા પુરુષે ભવિષ્ય ભાખ્યું છે. શ્રીમદ્ભાગવત પુરાણમાં તે તમે વાંચી જુવો એટલે હાલની સ્થિતિનો ખ્યાલ આવશે કે વ્યાસે જે લખ્યું છે તે થઈ રહ્યું છે. માટે જરા તુલનાત્મક બુદ્ધિથી વિચાર કરતાં શીખો, એકદમ આપણા ધર્મગ્રંથોને કપોલકલ્પિત કહેતાં જરા વિચાર કરો અને સમજો. હજુ કાંઇ બગડી ગયું નથી. વિદેશીઓ જેવા કે રશીન એવા પોતાની ભાષામાં વેદ, મહાભારત અને રામાયણનો તરજુમો કરાવે અને એમાંથી માનવ ધર્મ શીખવે. અને શીખવાડે જ્યારે એ જ ભારતનાં આર્ય સંતાનો એને Dead Language કહી હસી કાઢે અને ઉપરથી જાણે પોતે દુનિયાના ડાહ્યા છે એમ માની એ ધર્મગ્રંથોનો ઉપહાસ કરે છે. એ ખરેખર આપણે માટે શોચનીય છે. કદાચ ન છૂટકે

કલિએ પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધું છે. નહિતર આ ભારતની આ દશા ન હોત.

"અન્નપૂર્ણ ભારતવર્ષ જે આ જગતનું પોષણ કરે; એ જ ભારતવર્ષના દીન માનવી ભૂખે મરે. ગુજરાતીઓ, બંગાળીઓ, ભૂખે મરે મદ્રાસીઓ; ભાન પણ ભૂલી ગયા છે (હમણાં તો) ભૂખમાં પંજાબીઓ."

જાગો જાગો મારાં ભારતીય ભાઈ બહેનો ! જાગો, આંખ ઉઘાડો, આજ આપણે તો આગળ નહિ પણ પાછળ પડી ગયા છીએ."

"જાગોજી જાગો બેયા,
કલજુગ આયો રે.
કલજુગ આયો બેયા,
નિંદ્રા કો ત્યાગો બેયા..................જાગોજી

હવે પછી મારી મૂળ વાત ઉપર આવું છું. ત્યાર બાદ મત્સ્યેન્દ્રનાથે શાંબરી વિદ્યાના મંત્રનો ગ્રંથ પણ તૈયાર કર્યો અને જગતના કલ્યાણ અર્થે તેને અર્પણ કર્યો અને પોતે ત્યાંથી પર્યટન કરતાં બંગાળમાં ગયા. હાલના કેટલાક ભાઈ બહેનો એ મંત્રતંત્ર-વિદ્યાને . . ને ખોટી માને છે, ને મંત્રવિદ્યાને વખાણે છે. કારણ કે હાલનું દુનિયાનું માનસ એવું બની ગયું છે કે હનુમાન નૈષ્ઠિક બ્રહ્મચર્યથી સમુદ્રનું ઉલ્લંઘન કરી ગયા એ બાબત આપણને શંકા આવે છે. અને આવતી કાલે પેપરનો ફેરીઓ બુમ મારે કે યુરોપમાં અગીઆર વર્ષની એક આંગ્લ કુમારી ઇંગ્લીશ ચેનલ નામની ખાડી તરી ગઈ, એને આપણે સત્ય કહીશું. પરંતુ જે નિર્માલ્યમાં હનુમાનના નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રતનું માપ કાઢવાની તાકાત ના હોય એવો તુચ્છ માનવી ગમે તેમ બોલે તેનો કોઇ અર્થ નથી. બાકી હનુમાન જે ખાડીનું ઉલ્લંઘન કરી ગયા તે ઇંગ્લીશ ચેનલ કરતાં ઘણું ગણી લાંબી પહોળી હતી. તદનુસાર મંત્રવિદ્યામાં એ શક્તિ હતી. હવે કોઇને સંદેહ પડે કે હાલ એ મંત્રવિદ્યા કેમ ફળીભૂત થતી નથી ? એનું કારણ મુખ્ય આ છે:

जिह्वा दग्धा परान्नेन हस्तौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्रीभिर्मनो दग्धं कथं सिद्धिर्वरानने ॥

પારકા અન્નવડે જીભ ભ્રષ્ટ થઈ છે અને પ્રતિગ્રહ કર્યોથી એટલે શુભ યા અશુભ ગમે તે વસ્તુનું દાન લેવાથી હાથ બળી ગયા છે તથા પારકી સ્ત્રીઓથી મન પણ બળી ગયું છે. તો હે પાર્વતી ! મંત્રની સિદ્ધિ એમને શી રીતે થઈ શકે ? એવું શિવજીનું વચન છે. પારકાનું અન્ન અને દાન લેવાનું પાપ જ કહેલું છે. અને પારકાની સ્ત્રીનું ચિંતવન તે તો પ્રસિદ્ધ પાપ છે. એથી કરીને મંત્રની સિદ્ધિની ખાતર સઘળા નિયમોનું પાલન કરવામાં આવે તો જરૂર મંત્ર ફળ આપે છે.

—અપૂર્ણ

## -દિવ્યપ્રેમરૂપા ભક્તિ-

લેખક—વૈદ્ય ત્રિભુવનદાસ દામોદરદાસ શેઠ, આયુર્વેદિક આચાર્ય, H. L. M. S.

શ્રીમદ્ભાગવત વેદવ્યાસજીની સમાધિભાષા છે. એમાં એકાદશ સ્કંધ શ્રીકૃષ્ણચંદ્રની સમાધિભાષા છે. એ જ્ઞાનનો ઉપદેશ શ્રુતિ ભગવતીનું ભાષ્ય છે. गौरवेण इदं महत् । પ્રમાણે એનું મૂલ્ય આંકી શકાતું નથી. શ્રીમદ્ભાગવતમાં શ્રીકૃષ્ણચંદ્ર અનિર્વચનીય મહીમા-સંપન્ન છે. શ્રી કૃષ્ણ મૂર્તિ છે, તેનેયં વાઙ્મયો મૂર્તિ: પ્રત્યક્ષા વર્તતે હરેઃ એ વચનથી સિદ્ધ થાય છે દેવર્ષિ નારદ ભક્તિસૂત્રમાં ભગવાનના સર્વશ્રેષ્ઠ ભક્તનો આદર્શ દર્શાવતાં કહે છે: યથા व्रजगोपिकानाम् । એ દિવ્ય પ્રેમરૂપા ભક્તિનું દર્શન આપણા આખાય ધર્મશાસ્ત્રોમાં મળવું દુર્લભ છે. તેથી જ એ ભક્તિશાસ્ત્ર છે. દિવ્ય પ્રેમના ભાવોનો સમુદ્ર છે અને અસીમ રસથી ભરપૂર છે. સર્વત્ર એમ સ્વીકારવામાં આવે છે કે ભાગવતમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ ઠાંસી ઠાંસીને ભર્યાં છે. જેવી રીતે તે ભક્તિરસથી ઓતપ્રોત છે તેવી જ રીતે જ્ઞાનનો પણ અક્ષય ભંડાર છે. સાચી રીતે તો ભાગવત એ ભક્તિનું વેદશાસ્ત્ર છે. દરબારમાં મહારાજાની સાથે દિવાનો, દરબારીઓ, કારકુનો હોય છે તેવી જ રીતે ભક્તિની સાથે જ્ઞાન વૈરાગ્ય વિગેરે છે જ. એ ભક્તિ-શાસ્ત્રમાં દિવ્યપ્રેમરૂપા ભક્તિ પ્રાણસ્વરૂપે છે. પૂર્ણ પુરુષો સાથે સંતો વિચરે જ છે. સંતોના સંસર્ગને પૂર્ણ પુરુષોથી કદીય જુદો પાડી શકાતો નથી. તેવી જ રીતે

દિવ્યપ્રેમરૂપા ભક્તિની સાથે પ્રભુપ્રાપ્તિના અનેક માર્ગો એમાં ઓતપ્રોત સ્વરૂપે રહેલા જ છે અને તે તદ્દન સ્વાભાવિક જ છે કે તે સદા જનાનાં હૃદયે સન્નિવિષ્ટઃ હંમેશાં માનવીના હૃદયમાં વસે છે.

ભક્તિ રીતે શરૂ કરવામાં આવે છે. એક મનથી શરૂ કરવામાં આવે છે. બીજી પ્રાણથી શરુ કરવામાં આવે છે. મને અને પ્રાણને શક્તિ આપનાર અંતરાત્માની ભક્તિ છે. મનથી થતી ભક્તિ રાગ ને હેતુવાળી હોય છે. પ્રાણમય ભક્તિ તો ભોગપ્રધાન; છે 'મને આપો'ની માગણીનું ખૂમરાણ મચાવે છે. ત્રીજી અંતરાત્માની ભક્તિ તો મન અને પ્રાણથી તદ્દન નિરાળી જ છે. એ કદી સકામ હોતી જ નથી. એ ભક્તિ તો પોતાથી જ સંતુષ્ટ રહે છે ને ભગવાનને સાચું સમર્પણ કરી દે છે. અશુદ્ધ મન અને પ્રાણ સાચી ભક્તિમાંથી ખોટા માર્ગમાં લઇ જાય છે, ત્યારે અંતરાત્મા નારાજ થાય છે. સાચી ભક્તિનો અવતાર અંતરાત્મામાં થાય છે. અંતરાત્મા તો અશુદ્ધ મન અને પ્રાણને કહે છે, " તમે માગો છો તે બધું પ્રાપ્ત કરવાથી શો અર્થ સરવાનો છે ! મારે તો ભગવાન જોઈએ છે. " ભક્તની ભાવનામાં ભગવાન વિષેનો પ્રેમ સાચો અને બળવાન હોય છે તો મન અને પ્રાણ અંતરાત્માની આજ્ઞાને આધીન થાય છે. નહિ તો મન અને પ્રાણ પોતાની માયિક ભૂલભૂલામણીમાં રાચે છે, અને ધીમે ધીમે એ અંતરાત્માનો અવાજ—એ દિવ્ય ધ્વનિ— વધારે ને વધારે પાછળ જતો જાય છે, એનો અવાજ ઓછો સંભળાતો થાય છે અને આખરે તદ્દન બંધ થઇ જાય છે, ને ભક્તિની ભાવના એ જીવન પૂરતી તો વંધ્યા જ રહે છે.

ભક્તિયોગનો સિદ્ધાંત એ છે કે માણસમાં જે લાગણીઓ અને આવેશો છે તે બધાને જગતના નાશવંત પદાર્થોના સંબંધમાંથી ખસેડીને પ્રભુપ્રત્યે વાળવા અને તેમ કરીને માણસોના સંબંધોને દિવ્ય બનાવી દેવા. ભક્તિમાં સર્વપ્રકારના સદ્ભાવોનો ઉપયોગ કરવામાં આવે છે. પ્રભુપ્રત્યે વાત્સલ્ય, દાસ્ય વિગેરેથી માંડીને મધુર ભાવ સુધીના સર્વ ભાવોનો અર્થાત્ લાગણીઓનો ઉપયોગ કરે છે, એટલું જ નહિ પરંતુ ભક્તિયોગમાં વૈરને પણ પ્રભુપ્રાપ્તિનો એક માર્ગ જ ગણવામાં આવે છે. પ્રેમની લાગણીનું ઉલટું સ્વરૂપ વેર જ છે એમ ભક્તો માને છે.

ભગવાનના નામના જપ વખતે અંતઃકરણની જે પ્રભુ ઉપર એકાગ્રતા અને એકરસવૃત્તિ જોઇએ તે ગેરહાજર હોય છે. પ્રભુ સાથે હૃદયનો સજીવ સંબંધ હોવો જોઇએ તે હોતો નથી. કેટલીક વાર તો નામસ્મરણ જે ઉપાય-સાધનમાત્ર છે, તે લક્ષ્ય–સાધ્ય બની રહે છે. ધીર ગંભીર ભાવથી અર્થના અનુસંધાન સાથે ભગવત્–નામના એક એક અક્ષરનું અન્તરતમમાં ઉચ્ચારણ કરો. ગમે તેવી રીતે સંખ્યા પૂરી કરવા ભગવાનનું નામ ન લેશો. સાધારણ રીતે રસનાથી નામજપ થાય છે. રસના એક કર્મેન્દ્રિય છે. એનું સંચાલન પ્રાણ-શક્તિ દ્વારા જ થાય છે. વાક્–ઇન્દ્રિયથી જપ કરવાનો હેતુ પ્રાણોની સાથે એકતા કરવાનો છે. ભગવત્ નામ સ્વરથી લેવાય છે તેથી જિહ્વાની એક નિયમિત ગતિ રહે છે. તેથી પ્રાણોની ગતિ પણ નિયમિત રૂપ ધારણ કરે છે. નિયમિત ગતિથી વાક્ ઇન્દ્રિય પ્રાણમાં લય પામે છે અને રસ લેવાથી જ્ઞાનેન્દ્રિય મનમાં લય પામે છે. એ રીતે પ્રાણ અને મનની એકતા થઇ જાય છે. ભગવાનના એ ધ્યાનમાં શીતલતા છે, નિર્મલતા છે, નિર્ગન્ધતા છે. અને પ્રેમ જાગૃત થાય છે. ભગવદ્ નામમાં વિદ્યુતશક્તિની તાકાત છે. જ્યાંસુધી ધ્યાન પૂરેપૂરા વેગથી ભગવાનની સન્મુખ નથી આવતું ત્યાં-સુધી શિથિલતા રહે છે. પણ જ્યારે ધ્યાન અંતઃકરણમાં પ્રવેશે છે ત્યારે ચુંબકશક્તિની માફક ભગવત્‌નામની તૈલવત ધારા સ્વયં ધ્યાનને ખેંચી લે છે, પછી નામરૂપ એક થઇ જાય છે. ધ્યાન સ્વાભાવિક બની રહે છે. એ સહજ વસ્તુ છે. શિશિર ઋતુમાં વૃક્ષોમાંથી નવપલ્લવ ફુટાડવા લાખો પ્રયત્ન થાય, પણ ડાળાને ભેદીને કોઇ એક પણ કુંપળ ન કાઢી શકે. પણ જ્યારે વસંતનો મલય સમીર વાવા લાગે કે લાગલી જ કોમળ કુંપળો ડાળીઓને ભેદીભેદીને ડોકિયાં કરે છે. એવી જ રીતે પછી પ્રભુપ્રાપ્તિ ભક્તને તો સહજ બને છે.

ભક્તિયોગમાં અનેક વાર બનતું જોવામાં આવે છે કે ભાવનાની તીવ્રતા અને ઉત્કટ ઇચ્છાથી કંઇક પ્રગતિ તો ભક્ત સાધી શકે છે, પરંતુ થોડા સમય પછી ઘણાખરા અટકીને ઊભા રહે છે. આમ થવાનું કારણ પ્રકૃતિ–સ્વભાવ જ હોય છે. માનવનો પ્રાણ

સંસારમાં અનેક રીતના ભોગ ભોગવવાની ઝંખનામાં જીવે છે યા તો સંપૂર્ણ ત્યાગમાં રાચે છે. આ બે પ્રથમ અને છેલ્લી ભૂમિકાઓમાં જ સર્વ પ્રકારના જીવનનો સમાવેશ થઈ જાય છે. સર્વાનુમતે એ સ્વીકારવામાં આવે છે કે ભક્તિમય જીવન અને પાશવ કામનામય જીવન વચ્ચે સબંધ છે જ નહિ, પરંતુ પ્રાણશક્તિની ગહન મોહિની એવી અજબ છે કે પોતાની અધમ વાસનાઓને પોષતો તે પ્રભુમય જીવન ગાળી રહ્યો છે એવું પોતાની જાતને મનાવી પણ શકે છે.

પ્રાણીમાત્ર જેમ ખોરાક પચાવવાની અને દેહની વૃદ્ધિ કરવાની શક્તિ ધરાવે છે તેમ મનુષ્ય માત્ર સમાજમાંથી મેળવેલા અને બીજરૂપી સંસ્કારો પોતાની ભક્તિના પોષણ અને વૃદ્ધિ માટે વાપરી શકે છે. આ બધાથી એ ભગવદ્જ્ઞાન મેળવે છે યાને વિશ્વનો પોતાના જીવનમાં અનુભવ કરે છે. ભગવાનનો વૈભવ જીવનમાં ખીલાવી ભક્તોએ એવી મહત્તા અને તેજસ્વિતા પ્રાપ્ત કરી હતી કે જેનાથી ભક્તો ઉત્તમ ગણાઈ ગયા છે. જેમ જેમ આપણે પોતપોતાના પ્રેમને પરિપૂર્ણપણે ખીલવવાને પ્રયત્ન કરતા જઈશું તેમ તેમ આપણી પ્રવૃત્તિ વધારે ને વધારે ભવ્ય અને કલ્યાણકારક થતી જશે. પછી ભક્તની પાસે જે કંઈ હશે અને બીજાઓને જે કંઈ આપશે તે નવું જ હશે.

પ્રેમને છાપરે ચડી પોકારવાની જરૂર નથી. ભક્તિ વિનાનો માણસ મૂળીયા વગરના ઝાડ જેવો છે. ધાર્મિક અનુભવમાં બુદ્ધિ કરતાં હૃદય વધારે સાધનભૂત થાય છે. ઘણીવાર વસ્તુને હૃદયમાં ઊંડી ઉતારવાને બદલે, તેની શુષ્ક વાદવિવાદમાં ઉતરી પડીએ છીએ અને ત્યારે એ મિથ્યા પ્રવૃત્તિને નિવારવા હૃદયશક્તિની મહત્તા દર્શાવવાની જરૂર પડે છે. તેમજ બીજી બાજુ નિર્બળ બુદ્ધિના મનુષ્યો પરમ પ્રેમના અધિકારી થઈ શકે છે એમ કહેવામાં એ આશય પણ સંભવે છે કે નિર્બળ બુદ્ધિવાળા વ્યવહારમાં ઊંચી જગ્યાએ નથી જઈ શકતા પણ કેવળ શુદ્ધ હૃદયના બળે તેઓ પરમ પ્રેમના અધિકારી થઈ શકે છે, એ ધર્મનું મહાન સત્ય સ્મરણમાં રાખવા યોગ્ય છે જ. ભક્તો તો એવા કુલમાં પણ ઉત્પન્ન થયા છે કે જેમનો શાસ્ત્રમાં અધિકાર પણ નથી હોતો.

અર્વાચીન બુદ્ધિપ્રધાન જમાનામાં એમ કહેવામાં આવે છે કે ભક્ત એટલે નિર્બળતા, ભક્તિ એટલે શક્તિહીનતા. નબળા લોકોનો માર્ગ તે ભક્તિનો માર્ગ. આ પ્રચલિત વિચાર ભૂલભરેલો છે. ભક્તિ જો તે સાચી ભક્તિ હોય તો મહાન શક્તિ છે. અંતરાત્માની અંદર સાચી ભક્તિ પ્રગટે છે, ત્યારે 'ભક્તનું' જીવન ભગવાન દોરવે તેમ દોરવાય છે. ભક્તિમાર્ગમાં જીવનનો શા માટે સ્વીકાર કરવામાં આવ્યો છે એનો હેતુ એ છે કે, સ્થૂલ ભૂમિકા તો ભગવાનના આવિર્ભાવનો આધાર છે, એટલું જ નહિ પણ સ્થૂળ સમગ્ર જીવનનું રૂપાંતર દિવ્ય જીવનમાં કરવાનું છે. પ્રકૃતિના સમસ્ત અણુએ અણુ ભગવાનની ભાવનાથી ભરપૂર હોય ત્યારે તે પ્રકૃતિના-સ્વભાવના અધોગામી આકર્ષણને ઉત્પન્ન થવાનો અવસર જ જડતો નથી. એવી દિવ્ય શક્તિ અધમ વાસનાઓનું રૂપાંતર કરી શકે છે, તેમ અજ્ઞાની દશામાં માનવના પ્રાણ જે ખોટે માર્ગે પોતાનો સંતોષ શોધી રહ્યા હોય છે, તેનું રૂપાંતર કરી દિવ્ય પ્રેમ અને ભરપૂર ભગવાનની ભાવના સ્થાપે છે, અને જે હૃદયમાં ભક્તિના કણ માત્રનો ઉદય થઈ જાય છે, તે હૃદય ફરી કદી પણ શૂન્ય જોવામાં આવતું નથી. ભક્તિનો ઉદય થવાથી સર્વ વૃત્તિઓ અન્તર્મુખી થઈ જાય છે, ભક્તનું હૃદય પરમાત્માનું નિત્ય નિવાસસ્થાન છે.

ભક્તિનો પ્રાણ પ્રેમ છે. કર્મ અને જ્ઞાન પ્રેમના અવિરોધી હોવાં જોઈએ. એ પ્રેમમાં પોતાની સર્વ વૃત્તિઓ સળગાવી દે છે ત્યારે જ ભક્તજીવન ધન્ય બને છે. એ આત્મસમર્પણ ભક્તજીવનની પરમ સાધના છે: આ આત્મયાગમાં વીરત્વની જરૂર પડે છે.

પ્રીતમદાસજી કહે છે:—

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.

× × ×

પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને.
માંહી પડ્યા તે મહાસુખ પામે, દેખનહારા દાઝે જોને.

× × ×

મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.

ભક્ત પળેપળે, પ્રતિક્ષણે પોતાની જાતનું સમર્પણ કરે છે, એ જીવનવ્યાપી સાધના છે. સાચા પ્રેમને તો જગત કદી પચાવી શક્યું નથી, પણ સાચા પ્રેમીઓએ

સંસારની કયે દિવસે પરવા કરી છે ! પ્રેમની ઉત્કૃષ્ટતા એ જ જીવનની ઉત્કૃષ્ટતા છે. પ્રેમની પાછળ સર્વસ્વનો ભોગ આપનાર જ તેને પામી શકે. ભક્તિની માધુરીનું પોષણ સંગીતથી કરજો. શ્રી રાધાજીના શૃંગારનો ઉત્કર્ષ શ્રીકૃષ્ણભક્તિથી થાય છે. જે સાચી ભક્તિ કરે છે એ સેવાવૃત્તિનો લાડીલો કુંવર બની જાય છે. એ સેવાવૃત્તિથી સદ્‌ગુણો–દૈવી ગુણો પ્રગટે છે. ને તેઓ વિકારો અને દુર્ગુણોની અસંખ્ય ફોજોની શક્તિનો લય કરે છે. તેમની ભાવના:—

बद्धेनाञ्जलिना नतेन शिरसा गात्रैः सरोमोद्गमैः
कण्ठेन स्वरगद्‌गदेन नयनेनोद्गीर्णेन बाष्पाम्बुना।
नित्यं त्वच्चरणारविन्दयुगलध्यानामृतास्वादिना-
मस्माकं सरसीरुहाक्ष सततं संपद्यतां जीवितम् ॥

જોડેલે હસ્તે, નમેલે મસ્તકે, રોમાંચિત ગાત્રો વડે, ગદ્‌ગદિત સ્વરે, આંસુ ટપકતી આંખોથી, નિરંતર તારા ચરણકમળની જોડીના ધ્યાનરૂપી અમૃતને ચાખતાં ચાખતાં, હે કમળનયન, અમારું જીવન હંમેશાં પૂરું થાઓ.

સંત કહે છે:—

તે રસે પ્યાલા પ્રેમના રે, પીએ સંત સુજાણ,

પ્રેમવૃત્તિમાં સમાઈ રહ્યા રે, તે પદ પામ્યા પ્રમાણ.

એ અંતરાત્માની ભક્તિ બહારના દેખાવથી કદી પણ છેતરાતી નથી. અસત્યનાં ગમે તેવાં મોહક સ્વરૂપો તેને છેતરી શકતાં નથી. ભાવપ્રધાન પ્રકૃતિમાં જે અશુદ્ધ હોય છે તેને દૂર કરે છે. વળી સમગ્ર માનવ પ્રકૃતિના ગમે તેટલા અણુઓમાં ગમે તેવી અશુદ્ધિ હોય તે સર્વને બાળીને ભસ્મીભૂત કરે છે. ભક્તમાં દિવ્ય પ્રેમ પ્રગટાવે છે, એટલું જ નહિ પણ રોમ રોમમાં દિવ્ય પ્રેમ પ્રગટાવી દિવ્ય આનંદ અનુભવાવે છે. રાસલીલા એ દિવ્ય આનંદના અનુભવનું આંશિક અવલોકન છે.

કર્મશક્તિ જીવનની મુખ્ય શક્તિ છે. માનવની એ કર્મશક્તિ પ્રભુની દિવ્ય કર્મશક્તિ સાથે એકતા પામે એટલે સર્વ કર્મો ભગવાનમાંથી ઉદ્‌ભવે છે. એ જ કર્મયોગની સિદ્ધિ છે. એ પછી ભક્તિનાં તત્ત્વો સ્વયં જાગૃતિ પામે છે. પછી ભક્ત પોતાના પ્રેમપાત્ર પ્રભુજીને ખાતર કર્મ કરતાં શીખે છે. હરેક પ્રકારના જીવ-ને પ્રેમ ધારણ કરે છે. ભગવાનની સ્વાભાવિક ક્રિયા આનંદ છે. પ્રેમ એ આનંદપ્રાપ્તિનું મુખ્ય સાધન છે.

સંત કહે છે:—

અમર દીવો એ તો, પ્રેમ પ્રગટ્યો રે વ્હાલા,

સમજણથી સંકોર્યો રે...મંદિરીયામાં.

સાચી રીતે કહીએ તો કર્મનું મૂળ પણ આનંદમાં જ રહેલું છે. જ્ઞાન પણ પ્રેમ વિના અપૂર્ણ છે. પ્રેમમાં સર્વ ભેદ લય પામે છે. એટલું જ નહિં પરંતુ પ્રેમની એકતા આનંદનું ધામ બની રહે છે.

સંત કહે છે:—

આનંદકા ઘર આયા રે,

અબ મેરે આનંદકા ઘર આયા.

જ્યારે દિવ્ય પ્રેમનું અદ્વૈત અનુભવે છે, ત્યારે એ ભક્તનું એકેએક કર્મ જ્ઞાનની શક્તિ બને છે. તથા એકેએક કર્મ પ્રેમના ઝરણરૂપ બની રહે છે.

ભક્તિયોગ તો એક ડગલું આગળ વધી ભગવાનના અવતારને સ્વીકારે છે. ભક્ત પણ પોતાના દિવ્ય પ્રેમના ભાવોથી પુરુષોત્તમની સમીપ જઈ શકે છે. ને ભગવાન પણ ભક્તની ભાવના અનુસાર જવાબ દે છે.

સ્વયંભૂ આનંદનું જીવનમાં વ્યક્ત થવું સ્વરૂપ તે પ્રેમ. પ્રેમમાં અનુભવાતી શાંતિ અનિશય વેગવાન ગતિનો અને ક્રિયાશીલતાનો નમૂનો છે. પ્રેમના ચોપડામાં જમા અને ઉધાર બંને એક જ બાજુએ લખાય છે. પ્રેમમાં બંધન અને મુક્તિ એક બીજાના વિરોધી હોતાં નથી. કારણ કે પ્રેમ સૌથી વધારે મુક્ત છે. છતાં સૌથી વધારે તે બદ્ધ છે. પ્રેમમાં પ્રભુની ગુલામી પણ તેની મુક્તિના જેટલી કીર્તિ કરે છે. શ્રી ચૈતન્ય મહાપ્રભુજી ભક્તની અનાદિ ઇચ્છા વિષે કહે છે:—

न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये
मम जन्मनिजन्मनीश्वरे भवताद् भक्तिरहैतुकी त्वयि

હે જગદીશ, હું ધન નથી ચાહતો, પરિવાર નથી ચાહતો, સુંદરી નથી માગતો, કવિત્વશક્તિ પણ નથી ચાહતો, કેવળ એ જ માગું છું કે જન્મોજન્મ આપની અહૈતુકી ભક્તિ મળે.

પુષ્પાદિમાંથી જેમ સુગંધ વહ્યા કરે છે, તેમ સત્પુ-

રુપોમાંથી ઓજસ—પ્રભાશક્તિ વહ્યા કરે છે. મુખ્યત્વે કરીને આંખ, હાથ અને પગ એમ ત્રણ દ્વારે થઈને તે પ્રભા વિશેષ વહે છે. તે ત્રણેમાં ચરણનો સ્પર્શ સંપૂર્ણ દીનતા સૂચવે છે. તેટલા જ માટે અનેક ભક્તો શ્રી હરિના દાસ થવાનું પસંદ કરે છે.

પ્રથમ શુદ્ધ સ્વરૂપે ને પછી તેના આવિર્ભાવની લીલારૂપે સાક્ષાત્કાર થાય છે. લીલાને અર્થે પ્રભુ એક છતાં અનંત વ્યક્તિત્વ ધારણ કરે છે. एकोऽहं बहुस्याम्। શુદ્ધ નિષ્ક્રિય ભગવત્સ્વરૂપ ઉપર ગમે તેટલો ભાર મૂકીએ તો પણ તેમની આવિર્ભાવની લીલાઓ તેટલી મહત્વની છે. લીલા વગરના ભગવાન વિચારી શકાય નહિ. તેથી જ ભક્તો સેવા માગે છે, જડ જગતના દરેક દરેક અંશ પાછળ રહેલા ભગવાનને અનુભવે છે, પૂજે છે ને તેમાં જ રાચે છે ને તન્મય પણ થઈ જાય છે. કારણ પ્રેમ પ્રભુનું સ્વરૂપ છે. પ્રેમમાં અદ્વૈત પ્રવર્તે છે. ભક્ત કહે છે; 'મારે સાકર થઈ જવું નથી, મારે તો સાકર ખાવી છે' એમાં ભગવાનની લીલાઓનું ઊંડું અને ગહન સત્ય છુપાઈ રહેલું માલમ પડે છે. વાચા તેને વર્ણવી શકતી નથી. ભક્ત કહે છેઃ

नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम्।
लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानं कलानिधिम्॥

હૃદય રૂપી શેષનાગ પર લીલાના ક્ષીરસાગરમાં બિરાજતા, લક્ષ્મીજીની હજારો લીલાઓથી સેવાતા કલાનિધિ શ્રીકૃષ્ણચંદ્રને હું વંદન કરું છું.

ॐ

# સુધારકો જોઈએ છે!

જોઈએ સુધારકો જગતને સુધારવા,
પદવીવાળા ના જોઈએ રે—જોઈએ૦

જાહેરાત કરનારા બેઠા અંતરમાં,
અરજી પૂરો માગે અરજી રે—જોઈએ૦

મોકલો તુરત તમે હોય જો અરજી,
મનને જીતનારા જોઈએ રે—જોઈએ૦

જેની અરજીમાં દીન-હીન યાચના ના,
શુરા-ગરવા સુધારકો જોઈએ રે—જોઈએ૦

આનંદયૌવનમાં થનગન કરતા,
જિજ્ઞાસુ પૂરા જોઈએ રે—જોઈએ૦

મળશે પગારમાં મોહન - પ્રાપ્ત,
દૃઢ નિશ્ચયવાળા જોઈએ રે—જોઈએ૦

ટીકીટ ના ચોડશો, તારીખ ના મારશો,
ઠામ ઠેકાણું ના લખશો રે—જોઈએ૦

અરજીને નાંખજો આતમ-ટપાલમાં,
અચૂક પહોંચશે પ્રભુજીને રે—જોઈએ૦

—શ્રી પ્રવીણકુમાર સી. બારોટ

# ભક્તોની ભેટો

લે. શ્રી. વ્રજલાલ દ. મહેતા

(ગતાંક પૃષ્ઠ ૬૭૭થી ચાલુ)

૬૭...પ્રભુની દયા મેળવવામાં કાંઈ પૈસો, સત્તા, ખુમારી કે રૂપાળની જરૂર નથી, પ્રભુની દયા તો એક સમ્રાટ અને એક રંક બંને જણા એક સરખી જ મેળવી શકે. કારણ કે એવી દયા મેળવનાર એક સમ્રાટ અને એક રંકના હૃદયની ઉચ્ચતા અને પ્રભુ પ્રત્યેની ભાવના એક જ પ્રકારની હશે. સમ્રાટને તેના સમ્રાટપણાનું અભિમાન નહિ હોય, ને રંકને તેની ગરીબાઇનો જરાયે રંજ નહિ હોય. સમ્રાટ અને રંક બંને સ્થિતપ્રજ્ઞની દશામાં સ્થિત થયા હશે. ને તેથી જ બંનેનું સ્થાન જગતકર્તાના હૃદયમાં પણ એક જ સ્થાને હોય છે.

૬૮...જે માણસના મગજમાં કોઈ દિવસ પ્રભુ સંબંધે વિચાર જ નથી આવતા, જે માણસના દિલમાં ઉંચી ભાવના જ ઉત્પન્ન થતી નથી, તેનું જીવન પશુજીવન જ સમજવું. કોઇ કર્માનુસાર તેને માનવદેહ પ્રાપ્ત થયો એટલું જ. એટલે દેહ મેળવ્યા પછી પણ તે પશુજીવન જેવું જ જીવન વ્યતીત કરીને તેને માર્ગે ચાલ્યો જાય છે.

૬૯...યાદ રાખો કે પરમેશ્વર પ્રત્યેની તમારી લાગણી તદ્દન વિશુદ્ધ અને નિઃસ્વાર્થી હોવી જોઇએ. તમારી લાગણી જેટલા પ્રમાણમાં નિષ્કામ હશે તેટલું પ્રભુનું આકર્ષણ તમે વધારે કરી શકશો. પ્રભુનો પ્રેમ હંમેશાં નિખાલસ હોય છે, વિશુદ્ધ હોય છે. એટલે પ્રભુને પણ આપણે સામા તેવા જ પ્રેમથી વશ કરી શકીએ ને?

૭૦...પ્રભુના ભક્તમાં એકાગ્રતા વિશેષ પ્રમાણમાં હોય છે. તે પોતાનાં વ્યાવહારિક કાર્યો કરે છે ત્યારે પણ તેના હૃદયમાં તો પ્રભુ પ્રત્યેનો પ્રેમપ્રવાહ સતત વહેતો જ હોય છે. એની એ એકાગ્રતા તેને પ્રભુથી જરા પણ દૂર જવા દેતી નથી.

૭૧...જગતનો પ્રત્યેક નાના મોટા બનાવો પ્રભુની ઇચ્છા વિના નથી બનતા એવી સમજણ અને પ્રભુમાં અચળ શ્રદ્ધા એ બે વસ્તુ જો માનવી તેનાં હૃદયમાં ઊતારે તો જગતની રચના અને પ્રભુનું કર્તવ્ય તે વર્ત સમજી જાય અને આટલું સમજ્યા પછી તેને ક્યાંસાં ફાંફાં મારવાં નહિ પડે. ઉલટું તેના જીવનનો અમૂલ્ય વખત નકામો ન જતાં જીવનને ઉચ્ચગામી બનાવવાનો રાજમાર્ગ હાથમાં આવી જશે.

૭૨...જગતમાં ધરતીકંપ, મહામારી, જળસંકટ, વગેરે અનેક જાતની આંધી આવે છે. એવી જ આંધી આપણા માનવજીવનમાં પણ આવે છે. પ્રભુમાર્ગે વિચરનારો માનવી જ એવી આંધીને ઓળખી કાઢી તેવે વખતે સમદૃષ્ટિ-સમતા રાખી એ આંધીની સુરકે લીને વટાવી જાય છે. જ્યારે અજ્ઞાની માણસ આંધીની આંટીઘુંટીમાં અટવાઇ જઇ મહાદુઃખને પામે છે.

૭૩...સવાર-સાંજની સંધ્યાને વખતે, ઘનઘોર મધ્યરાત્રિના વખતે, તમે લોકોના ઘોંઘાટભર્યા વાતાવરણથી ખુબ ખુબ દૂર નીરવ શાંતમાં જઇ ધ્યાન કરશો. ને ધ્યાન વખતે હૃદયના ઊંડાણમાં ઊતરશો તો તમને મહાસંગીત સંભળાશે. અને એ મહાસંગીતની લહરીઓ વડે તમે એવો આનંદ અનુભવી શકશો કે જે આનંદ માનવજીવનમાં અનુભવવો એ ઘણા જ ઓછા ભાગ્યશાળીના નસીબમાં હોય છે.

૭૪...આજકાલ તો કલિયુગ ચાલે છે. કહેવત પ્રમાણે કલિયુગમાં તો પાખંડ જ પોષાય અને સત્યને હંમેશાં કસોટીમાંથી જ પસાર થવાનું હોય છે. જ્યાં પાખંડ ચાલતું હોય, ત્યાં તમને ખૂબ ડોળ, દેખાવ, દંભ બાહ્યાકર્ષણ વગેરે જણાશે. પણ જ્યાં ખરી નક્કર સત્ય વસ્તુ હશે ત્યાં આવા કોઇપણ જાતના બાહ્યાકર્ષણના કે દાંભિક દેખાવો નજરે નહીં પડે.

૭૫...આજકાલ તો સેવાભાવ પણ બહુ જ સસ્તો થઇ પડયો છે. તમે પથરો ઉપાડવા માગશો તોયે તમારા હાથમાં "સેવાભાવી સેવક" આવી જશે. જ્યાં જુઓ ત્યાં સેવાભાવી સેવકોની જમાત જ એકઠી થઇ ગઇ હોય તેમ જણાશે. ફક્ત જ્યારે કુદરત આ સેવાભાવી જમાતને સરાણે ચઢાવવાનો મુમેળ હાથ મૂકે છે ત્યારે જ "સેવાભાવી સેવકો"ની જમાત જગતના વાતાવરણમાંથી કોણ જાણે કયા અકળ કારણે અદૃશ્ય થઇ જાય છે કે 'સેવાભાવી સેવક' ક્યાંય ગૂમડે ચોપડવા માટે શોધ્યા જડતા નથી.

(ચાલુ)

# વસમી વિદાય

લે:–શ્રી રમણલાલ શાસ્ત્રી, સાહિત્યતીર્થ, વિદ્યારત્ન

यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं
द्वैपायनो विरहकातर आजुहाव ।
पुत्रेति तन्मयतया तरवोऽभिनेदु-
स्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥
भाग. १-२-२.

બાર બાર વર્ષે ઊઘડ્યાં બારણાં રે
ઊછળે આનંદછોળ અપાર,
ઊજવ્યાં ઘડપણ આજે વ્યાસનાં રે ૧

ઋષિઓ આશિષ તેને અર્પતા રે:
"શત શત શરદો જીવ કુમાર,
જીવી નામ પિતાનું તારજે" રે ૨

ઋષિપત્નીઓ સૌ સંબોધતી રે
"પિતાનું ઉજ્જ્વળ દૈવી જ્ઞાન
તારે શ્યામલ અંગે શોભજો રે" ૩

પણ ત્યાં, થંભ્યા સૂર આનંદના રે
થંભ્યાં હર્ષ તણાં સૌ ગાન,
બાળક વનની વાટે સંચરે રે ૪

અવધૂત કેરી એની છે છટા રે
છૂટા કેશ, અણીયાળી આંખ
ડગલે ડગલે ભૂમિ નચાવતો રે ૫

શુકજી જાણે બીજનો ચંદ્રમા રે
વ્યાસજી આથમતું રવિતેજ,
વ્યોમે દોડે જયમ, આલિંગવા રે ૬

વદતા, "ઊભો રહે તું દીકરા રે
મારાં પળીયાં આજ પીંખાય
શાને લીધી તેં વનવાટડી રે ૭

દૂધે ભરિયું છે તુજ મુખડું રે
ખીલ્યાં ફૂલ શી તારી કાય
રોળે રણવગડો તું શા મિષે રે ૮

જો તું પાછો ફરે મુજ બાલુડા રે
દઈએ ઉપવીતકેરાં દાન,
પછીથી લાડકડી પરણાવશું રે ૯

દેવો, ક્યાં આજે સંતાઈ ગયા રે!
રિસાયો, વાળો મારો પ્રાણ,
કદિ ના ભૂલીશ એ ઉપકારને રે ૧૦

અરે, ઓ વનનાં વૃક્ષો, પંખીડાં રે!
તમમાં લીન થયો મુજ બાલ
જો એ ના આવે તો રક્ષજો રે ૧૧

પડતા આખડતા ને દોડતા રે
વન ગિરિ કંદર શોધે બાલ
બરાડે 'શુક–શુક' મુખથી વ્યાસજી રે ૧૨

ઢળિયાં અંગો ધૂળ થકી ભર્યાં રે
વનની લક્ષ્મી ઢોળે વાય
પડઘા પડતા. શુકના નામના રે ૧૩

વનમાં સઘળાં 'શુક–શુક' બોલતાં રે
જેનો સર્વભૂતોમાં વાસ
તે શુક સ્વામીને ચરણે નમું રે ૧૪

# ભગવદ્ નામે સાક્ષાત્કાર

લે. શ્રી 'પુનિતપદરેણુ'

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।
यततामपि सिद्धानां कश્चिन्मां वेत्ति तत्त्वतः॥
(ગીતા અ. ૭; શ્લો. ૩)

'હજારો મનુષ્યોમાંથી કોઈક જ આત્મદર્શન માટે પ્રયત્ન કરે છે, અને એવા યત્ન કરનારાઓમાંથી મને, યથાર્થ રીતે તો ભાગ્યે જ કોઈ જાણે છે.'

પ્રભુપ્રાપ્તિ એ મહામહેનતે મળેલા મનુષ્યજન્મનું આખરી ધ્યેય છે. એ ધ્યેયે પહોંચવાના માર્ગો અનેક છે. તેમાં જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ—આ ત્રણ મુખ્ય છે. તેમાંથી પણ, પહેલા બે વધુ કષ્ટસાધ્ય હોવાથી એ માર્ગે ડગલાં માંડવાનું કોઈક જ બીડું ઝડપે છે. આટલા મુશ્કેલ હોવા છતાં તેમાં સફળતાની બાંહેધરી કોઈ આપી શકે તેમ નથી. જ્યારે ત્રીજો માર્ગ, સહજ-સાધ્ય હોવાથી, સામાન્ય જનસમુદાયને, વધુ અનુકૂળ છે. અને સફળતાની ખાત્રી આપી શકાય તેમ છે.

દરેક સમજુ માણસે વિચારવું જોઈએ કે, 'જો ટૂંકી કેડી દ્વારા, ઓછી મહેનતે ને ઓછા સમયે, ધ્યેય વસ્તુ મળી શકતી હોય તો, વધારે પરિશ્રમ વેઠીને ને વધારે સમયનો ભોગ આપીને, લાંબા અને વિકટ માર્ગે જવાની શી જરૂર? ગુલાબથી પથરાએલા અને કાંટાઓ વેરાયેલા—એવા બે માર્ગોમાંથી એકની પસંદગી કરવાની હોય તો પહેલાની પસંદગી શા માટે ન કરવી?

આપણે જાણીએ છીએ કે આત્મદર્શન અથવા આત્મ સાક્ષાત્કાર માટે મોટા મોટા યોગેશ્વરો અને મહર્ષિઓને અનેક પ્રકારની પ્રક્રિયાઓ અને વિધિઓ કરવી પડે છે. જગતના માનવીઓના મોટા વર્ગને માટે આ અવ્યવહારૂ છે. જો તેમને આત્મદર્શનની આકાંક્ષા હોય તો તેમણે શું કરવું? તેમને માટે પણ વ્યવહારૂ રસ્તો છે. તેમને, કદાચ ગળે નહિ ઉતરે, પરંતુ કેવળ ભગવન્નામના સાધન દ્વારા, ખૂબ સહેલાઈથી, યોગીઓ અને મુનિઓને દુર્લભ એવું આત્મદર્શન યા આત્મ સાક્ષાત્કાર કરી શકાય છે. ઈશ્વરદર્શન, ભગવત્પ્રાપ્તિ, પ્રભુમિલન વિ. વિ. આના જ પર્યાયવાચી શબ્દો છે. એ દર્શન જે રીતે થાય છે એ રીત તમારે જાણવી છે? એની મોજ તમારે જાણવી છે? જો 'હા' તો આ રહ્યો ઉપાય. અજમાવીએ જુઓ!

માતાપિતા પ્રત્યેની મમતા, ભાઈબ્હેન પ્રત્યેની મમતા, સગાંવહાલાં પ્રત્યેની મમતા, ભાઈબંધ દોસ્તો પ્રત્યેની મમતા, લક્ષ્મીની મમતા—આવી અનેક પ્રકારની મમતા બંધાયેલી છે. જ્યાં મમતા છે ત્યાં માયા છે. જ્યાં માયા છે ત્યાં પ્રભુ નથી; પ્રભુ માયાથી પર છે. માની લો કે તમારી સામે માયાના આવા અનેક પડદા પડ્યા છે. પડદાની પાછળ પ્રભુ છે. એ પ્રભુનાં તમારે દર્શન કરવાં છે. પડદાને તોડ્યા સિવાય પ્રભુની ઝાંખી થવાની નથી એ હકીકત છે. હવે સવાલ એ ઊભો થાય છે કે, 'પડદાને તોડવા માટે ધનુષ્ય-બાણ લાવવાં ક્યાંથી?'

પ્રભુની પ્રત્યેક યોજનામાં દૂરંદેશીપણું હોય છે. જેમકે, નવજાત બાળકને જન્મ પછી દૂધની જરૂર હોય છે. એ દૂધ મેળવવું ક્યાંથી? પણ પ્રભુ બહુ દયાળુ છે. હાડ, માંસ, રુધિર અને મજ્જા ઇત્યાદિના બનેલા આ શરીરમાં, અલૌકિક રીતે, માતાના સ્તનમાં દૂધનો આવિર્ભાવ થાય છે. વળી કોઈપણ દર્દની ઉત્પત્તિ સાથે તેની દવા, પણ તે જ વખતે ઉત્પન્ન કરી હોય છે. તેવી જ રીતે, માયાના પડદાને તોડવા માટે ધનુષ્ય-બાણ પણ સાથે જ બનાવ્યાં છે.

હોઠ ઉપર લક્ષ્ય કેન્દ્રિત કરીને દર્પણમાં નિરીક્ષણ કરો. તમે જોઈ શકશો કે બંને હોઠનો આકાર આબેહુબ ધનુષ્ય જેવો જ છે. આ ધનુષ્યની સહાયતાથી માયાનો પડદો તોડવાનો છે. હૃદયરૂપી ભાથામાં, ભગવન્નામ રૂપી અનેક બાણો છે. આ ધનુષ્ય-બાણ (હોઠ રૂપી ધનુષ્ય ને ભગવન્નામ રૂપી બાણ)નું સંધાન કરીને પડદા પર, અસ્ખલિત પ્રવાહની માફક, અખંડપણે, બાણની ઝડીઓ વરસાવો.

એક વસ્તુ ખાસ યાદ રાખજો કે ભગવન્નામરૂપી બાણ ધીમે ધીમે ફેંકવાથી કંઈ દહાડો નહિ વળે. મજબૂત પડદાને તોડવા માટે બાણ પણ એટલું જ મજબૂત જોઈશે. હૃદયની સમગ્ર શક્તિને એકઠી કરીને તમામ તાકાત ભેગી કરીને બાણનો મારો ચલાવવો પડશે. આમ કરવાથી શું થશે એ ખબર છે?

જેમ જેમ પડદામાં તીર ભોંકાતાં જશે તેમ તેમ પડદામાં કાણાં પડતાં જશે. જેટલી તીરની અધિકતા

તેટલી ધ્યેયમાં સફળતા મળતી જશે. મહાત્મા ભર્તૃહરિનો શ્લોક છે કે:—

रत्नैर्महार्हैस्तुतुषुर्न देवा
न भेजिरे भीमविषेण भीतिम्
सुधां विना न प्रययुर्विरामं
न निश्चितार्थाद्विरमन्ति धीराः

સમુદ્રનું મંથન કરીને મેળવેલાં રત્નોથી દેવોએ સંતોષ માન્યો નહિ અને વધુ પ્રયત્ન કરતાં વિષ પ્રાપ્ત થયું તો તેનાથી પણ તેઓ ભય પામ્યા નહિ, પરંતુ અમૃત મેળવ્યા વગર જંપ્યા નહિ, ખરેખર ધીર પુરુષો અભીષ્ટ અર્થને સિદ્ધ કરીને જ અટકે છે.

આ શ્લોકને હંમેશાં યાદ રાખો. કદાચ તમને તમારા પ્રયત્નમાં નહિ જેવી સફળતા યા નિષ્ફળતા મળે તો તમે જરા પણ અકળાશો નહિ. જરાય કંટાળ્યા સિવાય ઉત્સાહપૂર્વક તમારા ધારેલા ધ્યેય તરફ આગેકૂચ કરો. નક્કી માનજો કે અંતે વિજય તમારો જ છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે પરિણામની પરવા સિવાય તીર ઉપર તીર છોડે જ જાઓ. આમ કરવાથી એક દિવસ એવો આવશે કે જ્યારે, ખુમ કાણાં પડવાથી એ પડદો જાળી જેવો બની જશે. પણ આટલી સફળતાથી ધરાઈ ન જતાં, અસ્પષ્ટ ઝાંખીથી આત્મસંતોષ માનીને અટકી ન જતાં પ્રયાસ તો ચાલુ જ રાખજો. આખરે એ જાળી જેવો જીર્ણ બનેલો પડદો, જેમ ખવાઈ ગયેલી ભેખડ ઓચિંતી તૂટે એમ, એકાએક કડડભૂસ કરતો તૂટી પડશે. બસ, ત્યાં જ જીવનની સફળતા, ત્યાં જ માયાવી જગતનો બધો ખોટો ખેલ ખલાસ!

પડદો દૂર થતાં જ પ્રકાશના દર્શન થશે—આત્મસાક્ષાત્કાર થશે.

કેમ, હવે હૃદય કબૂલ કરે છે ને કે, 'ભગવન્નામથી આત્મદર્શન થઈ શકે છે?'

ગળે ઊતર્યું હોય, હૃદય કબૂલ કરતું હોય તો માત્ર જાણીને બેસી ન રહેશો. યથાશક્તિ અમલ કરજો.

—:શ્રી 'પુનિત' મહારાજના "ભક્તિ ઝરણાં" ભાગ ૧ લો, ઝરણું ૧૮ ના આધારે.

# સતી ચિંતા

અનુવાદક શ્રી. ચંદુલાલ શકરાલાલ પ્રજાપતિ

( ગતાંક પૃષ્ઠ ૬૨૭થી ચાલુ )

(૭)

આવી રીતે કેટલાક દિવસો વ્યતીત થયા. એક દિવસ સવારે ગામમાં શોરબકોર મચ્યો કે એક મોટા વેપારીનું માલથી ભરપૂર નાવ નદીના તટમાં ફસાયું છે. બીચારો કોઈ જગ્યાએ વેપાર અર્થે જઈ રહ્યો હતો 'ને દુર્ભાગ્યવશાત્ અહીં ફસાઈ પડ્યો હતો. બીક લાગવા લાગી. વ્યાપારીએ બહુ લોકોને કામે લગાડ્યા પણ નાવ અત્યારે પણ ખસ્યું નહિ. વેપારી નિરાશ થયો. હવે શું કરવું એની ચિંતામાં હતો ત્યાં એક પુખ્ત ઉંમરનો બ્રાહ્મણ લાઠી સાથે આવતો નજરે પડ્યો. નજીક આવતાં વેંત જ તેણે કહ્યું, 'તમે ચિંતા ન કરો. તમારું નાવ ચાલશે. આ ગામમાં એક પરમ પતિવ્રતા સ્ત્રી છે. તેના સ્પર્શથી તમારી નાવ ચાલવા લાગશે. તમે રૂપિયા આપીને ગામની તમામ સ્ત્રીઓને એકત્ર કરો. તેમને વારાફરતી નાવને અડકાવજો. તમારું કામ પાર પડશે.' આટલું કહીને તે બ્રાહ્મણ ચાલ્યો ગયો. તે વાણિયાએ પૈસા આપી આપીને ગામની સ્ત્રીઓને બોલાવી. દરેકે સ્પર્શ કર્યો પણ નાવ રહેજ પણ હાલ્યું નહી. વાણિયો બિચારો બ્રાહ્મણને 'મંત્ર પુષ્પાંજલિ' આપવા લાગ્યો—આશીપ્રદાન કરવા લાગ્યો. પણ તપાસને અંતે માલુમ પડ્યું કે હજી એક સ્ત્રી બાકી છે.

જે વખતે લોકો ચિંતાને બોલાવવા આવ્યા હતા તે વખતે શ્રીવત્સ ત્યાં મોજૂદ હતા. તેમણે ચિંતાને બહાર જવાનો ઈન્કાર કર્યો અને પોતે લાકડાં એકઠાં કરવા માટે જંગલમાં ગયા.

જ્યારે સોદાગરને પ્રતીત થયું કે સ્વામીની આજ્ઞાના અભાવે ગામની એક સ્ત્રી આવી નથી ત્યારે તેણે સમજી લીધું કે તે એ જ પતિવ્રતા સ્ત્રી છે કે જેના દ્વારા મારું કામ સફળ થશે. તેણે પોતે ચિંતાની કુટિરે જઈને, બે કર જોડીને પોતાના દુઃખની વાર્તા કહી સંભળાવી અને બહુજ અનુનય-વિનયથી કહ્યું, 'મારી રક્ષા કરો.'

ચિંતા વિચારમાં પડી ગઈ. શું કરે? તે ધર્મ-સંકટમાં આવી પડી. પતિએ જવાની મનાઈ ફરમાવી છે તેથી જો જાય તો તેમની આજ્ઞાનો અનાદર થાય છે, અને શરણાગતની સહાયતા અને સંરક્ષણ ન કરે તો પણ ધર્મચ્યુત થવાય છે. આખરે તેણે નિર્ણય કર્યો, 'પાપ તો ઇચ્છામાં છે. પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જવાની મારી લેશમાત્ર પણ ઈચ્છા નથી. પરોપકારાર્થે જઈ રહી છું', શરણાગતની રક્ષા માટે જઈ રહી છું.'

ચિંતાદેવી સોદાગરની સાથે ગઈ. તેને આવતી જોઈને ગામના લોકો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. તેઓ સમજ્યા કે દ્રવ્યના પ્રલોભનથી તેને લાવવામાં વણિકને સફળતા પ્રાપ્ત થઈ ખરી. પરંતુ ચિંતાના મુખમંડળ ઉપર અસાધારણ ગંભીરતા અને પતિવ્રત ધર્મની પ્રતિભાની ઝલક હતી. તેના સ્પર્શથી નાવ ચાલવા લાગી. સર્વે લોકો જોઈને અવાક્ બની ગયા. સોદાગરના આનન્દનું તો પૂછવું જ શું!

પરંતુ ચિંતાનો પરોપકાર, તેને માટે અભિશાપ સિદ્ધ થયો. ચતુર અને કુશાગ્ર બુદ્ધિના વાણીઆએ વિચાર્યું, 'આના સ્પર્શમાત્રથી નાવ ચાલે છે તો જો તે પોતે નૌકામાં હાજર હોય તો વિપત્તિની કોઈ સંભાવના રહે નહીં.' અને તેણે તથા તેના સાથીદારોએ મળીને ચિંતાને જબરજસ્તીથી નાવમાં બેસાડી. સઢ છૂટતાં જ થોડીવારમાં નાવ અંધકારમાં વિલીન થયું. બધા લોકો જોતાને જોતા જ રહ્યા.

ચિંતા ગભરાઈ ગઈ હતી. સંકટમાં સ્વામિનાથથી પણ વિખુટી પડી ગઈ. તે વિચારે છે; 'પતિના આદેશની અવજ્ઞા કરવાના પરિણામે જ આ દુર્દશા થઈ છે.' વિચારી વિચારીને તે અસંત કલ્પાંત કરવા લાગી, તેનો ચહેરો કરમાઈ ગયો હતો, તેણે સોદાગરનો તિરસ્કાર કર્યો, તેને પાય પડીને મુક્તિ માટે પ્રાર્થના કરી પણ સ્વાર્થાન્ધ વણિક પર તેની કંઈ અસર ન થઈ. અન્તે ચિંતા સંપૂર્ણપણે નિરાશ્રિત અને નિરુપાય થઈ ગઈ અને ભગવત્સ્મરણ કરી સૂર્યદેવને પ્રાર્થના કરી 'મારા રૂપમાધુર્ય અને તારુણ્યને લીધે હું ધર્મભ્રષ્ટ ન થાઉં એટલા માટે મારું સૌંદર્યનષ્ટ થઈ જાય અને આખા શરીરે ગલિત કોઢ થાય અને તેમાં દુર્ગંધ અને કીડા ઉત્પન્ન થાય.' પતિવ્રતા ચિંતાની પ્રાર્થના સ્વીકૃત થઈ અને તે કોઢનો ભોગ થઈ પડી. સોદાગર ચિંતાને શાંત કરવાને તેને એક તરફ છોડીને નાવના બીજા ભાગમાં ચાલ્યો ગયો હતો. તેણે વિચાર્યું હતું કે જેમ જેમ સમય વીતશે તેમ તેમ તે મારી ઇચ્છાને અનુકૂળ બનશે અને તેના દ્વારા હું મારી વિષયભોગની મુરાદ પાર પાડીશ. પરંતુ જ્યારે તેણે જોયું કે તેને કોઢ થયા છે અને શરીરમાંથી દુર્ગંધનો ખજાનો નીકળી રહ્યો છે ત્યારે તે નફરતની દૃષ્ટિથી તેનાથી દૂર રહેવા લાગ્યો. હવે ચિંતા સમજી કે પોતે સુરક્ષિત છે અને નિશ્ચિન્ત થઈને તે ગુરુ-પ્રદત્ત મન્ત્રનો જાપ કરવા લાગી.

(૮)

આ તરફ ચિંતાના થયેલા અપહરણથી કાઠીઓની સ્ત્રીઓ અત્યંત ચિંતાગ્રસ્ત સ્થિતિમાં મૂકાઈ ગઈ હતી. ચિંતા બધાને પ્રાણ સમાન પ્યારી હતી. બધા તેને પોતાથી પણ અધિક માનતા હતા. પરંતુ આખી ઘટના એટલી શીઘ્રતાથી બની ગઈ કે તેઓ જોતા જ રહી ગયા. સ્ત્રીઓએ બહુ વાર સુધી ત્યાં બેસીને વિલાપ કર્યો. છેવટે હારીને વાણીઆને ગાળોપ્રદાન કરતાં કરતાં તેઓએ ગૃહ તરફ પ્રયાણ કર્યું.

જ્યારે બપોરે લાકડાંનો ભારો લઈને શ્રીવત્સ ઘેર આવ્યા ત્યારે તેમણે ચિંતા કહીને પોકાર કર્યો પણ કોઈ સ્થળેથી પ્રત્યુત્તર ન મળ્યો. વારંવાર બોલાવવા છતાં પણ જવાબ ન મળ્યો. તેમણે ગામમાં ઘેરઘેર જઈને શોધ કરી પણ ચિંતાનો પત્તો લાગ્યો નહિ. અન્ય પણ કોઈ સ્ત્રીઓ ગામમાં નજરે ચડી નહિ ત્યારે તેમણે અનુમાન બાંધ્યું કે ચિંતા પણ બીજી સ્ત્રીઓની માફક વણિકની નૌકા નિહાળવા ગઈ હશે. એટલામાં જ દૂરથી ગામની સ્ત્રીઓ ટોળાબંધ આવતી દેખાઈ. શ્રીવત્સ ચિંતા માટે સામસામે રસ્તામાં જઈ પહોંચ્યા. તેની આતુરતા જોઈને સ્ત્રીઓનું હૃદય ઉભરાઈ આવ્યું અને ડૂસકાં

દેવી સમક્ષ તેણીએ તેમની જ પતિના સ્વરૂપમાં માંગણી કરી. દેવીએ કહ્યું, 'બેટા ! તથાસ્તુ.'

યથાસમય રાજા બાહુદેવે ભદ્રાના વિવાહની વ્યવસ્થા કરી. સ્વયંવરને દિવસે દૂર દૂર દેશના રાજાઓ તથા રાજકુમારો ત્યાં પધાર્યા. શુભ મુહૂર્તમાં ભદ્રાએ સભામાં પદાર્પણ કર્યું. પરંતુ તે વિજયની વરમાળ કોને અર્પણ કરે ? શ્રીવત્સને તેણે કોઇ દહાડો નજરો નજર જોયા ન હતા. સભામાં હાજર છે કે કેમ એ પણ તેને ખબર ન હતી. તેણીએ આંખો બંધ કરીને ભગવતીની સ્તુતિ કરી. ' મા! તમે જે વરદાન આપ્યું છે તેને તમે જ કૃપાપૂર્વક સફળ કરો. ' શ્રી ભગવતીએ મનમાં પ્રેરણા કરી, ' કદંબના ઝાડ નીચે જ સાધારણ વસ્ત્રો પરિધાન કરીને રાજા શ્રીવત્સ બેઠેલા છે. તેઓ પ્રેક્ષક—જોનારા બનીને આવેલા છે.

ભદ્રાએ ત્યાં પહોંચીને મલિન વેષધારી શ્રીવત્સના ગળામાં માળા નાખી દીધી. અને ચંદન વડે ચરણોની પૂજા કરીને વિધિવત્ વંદન કર્યાં. સભામાં હાહાકાર વર્તાઇ ગયો. લોકો હાંસી કરવા લાગ્યા, 'પિતાનું વદન કાળું શાહી જેવું થઇ ગયું'. શ્રીવત્સને પોતાને પણ આશ્ચર્ય થયું. તેઓ તો કેવળ તમાશો નિહાળવા જ આવ્યા હતા. ભદ્રાની સાથે લગ્નગ્રંથીથી જોડાવાની તો તેમની સ્વપ્નમાં પણ ઇચ્છા ન હતી, તેઓ તો ચિંતામાં તન્મય—તલ્લીન હતા, ભદ્રાના આ કૃત્યથી ઉલટું તેમને દુઃખ થયું. તેઓ શોકગ્રસ્ત વદને ચિંતાની વાત જ વિચારી રહ્યા હતા. એ જ સમયે આકાશવાણી થઇ— 'શોક ન કરો, ભદ્રાને ગ્રહણ કરો, તમારા દિવસો હવે બદલાયા છે. ભદ્રાદ્વારા જ ચિંતાનો ઉદ્ધાર થશે ' પછી શ્રીવત્સે તેનો સ્વીકાર કર્યો. પરંતુ ભદ્રાના પિતાજીને શ્રીવત્સનો ખ્યાલ ન હતો એટલે અપમાનનો અનુભવ કરીને તે ક્રોધાગ્નિથી બળવા લાગ્યો. જો કે વિવાહ થઇ ગયો હતો. છતાં પણ કુલીન અને જામાતૃ પ્રત્યેનું તેનું વર્તન સારૂં કહી શકાય એવું ન હતું. તેણે બંનેને મહેલની બહાર એક મકાનમાં નિવાસસ્થાન આપ્યું.

શ્રીવત્સને સાસરિયામાં આ પ્રમાણે રહેવું પસંદ પડયું નહિ. ભદ્રા મારફતે તેમણે રાજમાતાને કહાવ્યું કે આ પ્રમાણે રહેવું તેના કરતાં જો રાજા વેપારાર્થે આવજા કરતી નૌકાઓનું મહેસુલ ઉઘરાવવાનું કાર્ય સુપ્રત કરે તો તે દ્વારા આજીવિકા ચલાવવાનું અને વધુ પસંદ છે. રાજમાતાએ રાજાને વાત કરી, અને રાજાએ તે પ્રસ્તાવ મંજૂર રાખ્યો. શ્રીવત્સ દરરોજ નદી કિનારે જઇને પોતાનું ખાતું સંભાળવા લાગ્યા, ચિંતાનો પત્તો મેળવવા માટે જ તેમણે આ કામ હાથમાં લીધું હતું. તેઓ રાતદિવસ ચિંતાનું ધ્યાન ધરતા અને તેના ઉદ્ધાર માટે ભગવત્પ્રાર્થના કરતા. ભદ્રા તેમને ખૂબ સમજાવતી, પરંતુ તેમના વિહ્વળ હૃદયને શાંતિ આપી શકતી ન હતી. એક દિવસ સુષુપ્તાવસ્થામાં શ્રીવત્સે જોયું કે ચિંતા મળી ગઇ છે, તેમના હૃદય ઉપર તે સ્વપ્નનો એવો પ્રભાવ પડયો કે ચિંતા મળશે તેની તેમને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ.

પ્રાતઃકાળે જ્યારે શ્રીવત્સ નદીકિનારે પહોંચ્યા ત્યારે જોયું કે સીપાઇઓએ એક વણિકને જકાત માટે રોક્યો છે, શ્રીવત્સે ઓળખી લીધું કે આ તો તે ધૂર્ત વાણીયો છે, તેનો સઘળો માલ જપ્ત કરવામાં આવ્યો. તેણે રાજદરબારમાં જઇને ફરિયાદ કરી, રાજાએ શ્રીવત્સની પાસે જવાબની માગણી કરી. ત્યારે શ્રીવત્સે સોનાની ઇંટો જે બબ્બેની જોડીમાં હતી તેને સામે રાખીને કહ્યું, ' મહારાજ ! આ ચોર છે. જો આ ઇંટો તેની હોય તો તેને જોડી ખોલી આપવાનું કહો : વણિકે કાપવાનાં અનેક તીવ્ર હથિયારોનો પ્રયોગ કર્યો; પણ ઇંટો તૂટી નહી. પછી શ્રીવત્સે એક જોડી ઇંટ ઉઠાવીને મનમાં શ્રી ભગવાનનું સ્મરણ કર્યું. પલ માત્રમાં ઇંટો અલગ પડી ગઇ. આ જોઇને રાજા બાહુદેવને ઘણું અચરજ થયું. અને હાથ જોડીને બોલ્યા—' તમે મને તમારો પરિચય કરાવો, આપ જરૂર કોઇ મહાનુભાવ દેખાઓ છો. ' શ્રીવત્સે અથથી ઇતિ સુધીની સઘળી હકીકત કહી સંભળાવી. બાહુદેવ કરજોડીને બોલ્યો. ' મહારાજ ! તમને મેળવીને મારી કન્યા અને અમે બધાં કૃતાર્થ થયાં છીએ. અજ્ઞાનવશ મેં તમારૂં અપમાન કર્યું છે, તે બદલ દયાપૂર્વક હું ક્ષમા યાચું છું. '

ત્યાર બાદ રાજા બાહુદેવ પોતાની ધર્મપત્ની તથા ભદ્રાને લઇને સ્વયં નાવ ઉપર ગયા. ચિંતા બંધનગ્રસ્ત દશામાં હતી અને મુડદાની માફક એક ખૂણામાં પડી રહી હતી તેનાં બંધન ખોલી નાખવામાં આવ્યાં. બાહુદેવે તેણીના શરીર ઉપર કોઢનો રોગ જોઇને તેનું કારણ

પૂછ્યું, ચિંતાએ પોતાની દુઃખપૂર્ણ કથા કહી સંભળાવી. અને કહ્યું—'ઇષ્ટદેવના સ્મરણમાત્રથી આ કોઢ તો આંખના પલકારામાં દૂર થઇ જશે.' આટલું કહીને તેણીએ ધ્યાન ધર્યું અને વિનાવિલંબે તે પૂર્વવત્ સુંદર અને કાંતિમાન બની ગઇ. તે જોઇને બધાંએ સતીનો જયજયકાર વર્તાવ્યો.

બાહુદેવે ચિંતાદેવીને માટે સ્વારીનો સુંદર પ્રબંધ કર્યો હતો, પરંતુ પતિવ્રતા ચિંતા બોલી—'હું સ્વારી ઉપર જાઉં એ અનુચિત છે. પગપાળા ચાલીને હું મારા પ્રભુ—પતિદેવનાં દર્શન કરીશ.' બાહુદેવે સતીની એ ઇચ્છાને વધાવી લીધી. ચિંતાદેવી ચાલીને રાજમહેલમાં પહોંચ્યાં. ભદ્રાએ તેમના ચરણોમાં પ્રણામ કર્યા, અને સુંદર વસ્ત્રાભૂષણોથી સજાવીને તેમને શ્રીવત્સ રાજાની પાસે મોકલી દીધો. તેણીએ શ્રીવત્સના ચરણોમાં નમસ્કાર કર્યો. શ્રીવત્સે તેને છાતી સરસી ચાંપી, લાંબા વખત સુધી બંનેની આંખોમાંથી પ્રેમાશ્રુ વહન કરવા લાગ્યાં. બંનેએ પરસ્પર એકબીજાને પોતાની વાતો સંભળાવી, અને આખરે સંકટોમાંથી કુશળ ક્ષેમ પાર ઊતરવા માટે ભગવાનનો પરમ ઉપકાર માન્યો.

થોડા સમય પછી ભદ્રા ચિંતાને પોતાની મા પાસે લઇ ગઇ. માતાએ તેને આશીર્વાદ આપ્યો અને જમાડી. ભદ્રા અને ચિંતાએ બહુ જ ટૂંકા ગાળામાં જાણે સહોદરા બહેનો હોય તેમ અન્યોન્ય પ્રીતિ બાંધી.

બીજે દિવસે જ્યારે રાજા બાહુદેવ દરબારમાં બેઠા હતા અને પાસે જ સિંહાસન ઉપર શ્રીવત્સ વિરાજમાન થયેલા હતા, ત્યારે એકાએક સભાને પ્રકાશિત કરીને શનિદેવ આવીને હાજર થયા. બધા લોકોએ ઊભા થઇ તેમને અભિવંદન કર્યાં. તેમણે શ્રીવત્સને સંબોધીને કહ્યું—'મહારાજ! આજે તમારું કર્મનું ફળ પૂર્ણ થાય છે. તમે પરમ ધાર્મિક છો, આ બધું તમારાં જ પૂર્વકૃત કર્મોનું ફળ હતું, તેને ભોગવ્યા વિના તમારો છૂટકો ન હતો. હું તો કેવળ નિમિત્તમાત્ર હતો. જે કાંઇ બન્યું છે તે ભગવાનની પ્રેરણાથી જ થયું છે. હવે તમે જઇને સુખપૂર્વક રાજ્ય કરો, સતી ચિંતા અને આપનું બંનેનું નામ યુગ યુગ સુધી સંસારમાં અમર રહેશે.' આટલું કહીને તેઓ ચાલ્યા ગયા.

કેટલાક દિવસો પછી ચિંતા અને ભદ્રાની સાથે શ્રીવત્સે પોતાના રાજ્યમાં પ્રવેશ કર્યો અને નિષ્કંટક રાજ્ય ભોગવવા લાગ્યો.

સંપૂર્ણ.

# ફાની વિશ્વની પાર

( મંદાક્રાંતા )

ગાળ્યું મારું જીવન વિભુના સ્હેજ સંકલ્પ સાટે
લાધ્યું, આજે વહન કરવા આત્મનું દિવ્ય વાટે.
તો શા માટે ઘર થકી ભલા ચેતીને ચાલવું ના?
પસ્તાવું જે પથ નહિ પડે ક્યાં તહીં મ્હાલવું ના?

ઊંધા પંથે ગમન કરીને પાપના પંક ખૂંપી;
આત્મા કેરું અહિત કરવું દંભની ઓથ છૂપી.
શું છે એથી અધમ અધકું વિશ્વમાં કાર્ય બીજું?
આચારે એ જીવન જીવતાં મૂકી કાં મૂર્ખ રીઝું!

વારંવારે જીવ જગતમાં માનવી દેહ પામે
એવું ધારી, શિથિલ બનીને પ્હોંચવા સુજ ધામે,
સારા કાર્યે કુદરત તણી સૃષ્ટિમાં સજ્જ થાવું
ના, એ મારો શુચિ હૃદયનો ધર્મ ના, ચંબી જાવું.

'ત્રે ભૂલેથી ફરી જીવનનો રમ્ય આરંભ માની,
ચાલું પંથે પ્રભુ પ્રણયીના, પાર તો વિશ્વ ફાની.

શ્રી 'રમણ' નાવલીકર



# × શ્રી શ્રી મા આનંદમયી—પ્રસંગ

મૂળ બંગાળી લેખકઃ— શ્રી અમૂલ્યકુમાર દત્તગુપ્ત. ( એમ. બી. બી. એસ. )

અનુવાદક—શ્રી કાંતિભાઈ વ્યાસ

એક વૃદ્ધે પ્રશ્ન કર્યો—"મન કેવી રીતે સ્થિર થાય?"

શ્રી મા—"ચંચળતા મનનો સ્વભાવ છે. તે સ્વભાવથી તે આમતેમ જવાનું પસંદ કરે છે. જ્યાંસુધી તેને સાચું ધન મળતું નથી—શુદ્ધ ભાવ મળતો નથી-ત્યાં સુધી તે સ્થિર થશે નહિં. તેથી સ્વધન મેળવવાના પ્રયાસને હું 'સાધન' કહું છું. મનને સ્થિર કરવાને માટે તો સાધના છે. સ્થિર થયા પછી તો થઈ ગયું. મનને સ્થિર કરવા માટે એક ભાવથી રહેવું પડે. જેવી રીતે નામજપ કરવા અથવા સદાલોચના કરવી, અથવા સારાં ધાર્મિક પુસ્તકનું વાચન કરવું વગેરે. જેને જે સારું લાગે તે લઈને બહુ વખત તેમાં પસાર કરવો જોઈએ."

વૃદ્ધ—"નામજપ કરતાં જો મન આમથી તેમ રખડતું રહે તો શું નામજપનું ફળ મળે?"

શ્રી મા—"ફળ શા માટે ન મળે? તમે ચાલતાં ચાલતાં જો અંગારા ઉપર પગ મૂકો તો તમે જુઓ કે ન જુઓ છતાં તમારો પગ દાઝશે. તેવી જ રીતે નામજપ એકચિત્ત થઈ કરો કે અન્યમાં મન રાખી કરો, તેનું ફળ રહેશે જ. અનેક વાર મનમાં થાય છે કે, જપ તો કરીએ છીએ અને કંઈ ફળ મળતું નથી? અવશ્ય અનેક વાર આપણે નામજપનું ફળ જોઈ શકતા નથી, પરંતુ ખરી રીતે તેનું ફળ હોય જ છે. આપણામાં તેની એક છાપ પડી જાય છે. પછીથી સમજાય છે કે નામજપ વૃથા જતા નથી. પણ એકાગ્ર મન રાખીને જપ કરવામાં અને અસ્થિર મનથી જપ કરવામાં ભેદ જરૂર છે જ. સ્થિર મનથી જપ કરવાથી જલ્દી જલ્દી ફળ મળે છે અને મનને આમથી તેમ રખડવા દઈને જપ કરવાથી જલદી ફળ મળતું નથી. છતાં ફળ તો હોય જ છે. તેથી જ હું કહું છું કે સર્વદા નામજપ કરવા સારા છે. સંસારનો દાખલો શા માટે લેતા નથી, કે જેઓ સાંસારિક વિષયોમાં ખૂબજ મન રાખે છે, તેઓનું સાંસારિક જ્ઞાન સારી રીતે વધે છે. તેવી જ રીતે શુદ્ધ ભાવ બહુ વખત રહેવાથી શુદ્ધ ભાવનો પ્રકાશ આપણામાં થાય છે.

છતાં શરૂઆતમાં ખૂબ સમય સુધી નામજપ થઈ શકે નહિં. કારણ કે તે સારું લાગતું નથી. બાળકોને લખવા વાંચવાનું ગમતું નથી કારણ કે લખવા વાંચવા કરતાં રમવાનું તેમને સારું લાગે છે. બાળકોને જેમ ભણાવવા હોય તો જોર કરીને પણ ભણાવીએ છીએ, તેવી જ રીતે નામજપ પણ પ્રથમ પ્રથમ જોર કરીને (બળજબરીથી) પણ કરવા. અભ્યાસની જરૂર છે. જુઓ, વાસણો ગંદા થાય છે ત્યારે ઘસીને માંજવાં પડે છે. એક વાર ઘસવાથી કંઈ સાફ થઈ જતાં નથી. જેટલા પ્રમાણમાં ઘસશો અથવા માંજશો તેટલા જ પ્રમાણમાં તેઓ સાફ થશે દીવાસળીને સળગાવવા જતાં ઘસવી પડે છે; કોઈ વખત તે તેના મનથી જપ દઈને સળગશે તેમ કહી શકાય નહિ. નામજપ કરવામાં પણ તે પ્રમાણે છે. અભ્યાસ કરતાં કરતાં કાર્ય સિદ્ધ થાય છે."

"મન આ તરફ ને તે તરફ જાય છે તેમ બોલી દુઃખ કરવાથી કંઈ દહાડો વળે નહિ. તેના કરતાં તે વખતે તમારે વિચારવું જોઈએ કે 'મન જ્યારે મારા કબજામાં રહેતું નથી અને આમતેમ ભટકે છે તો હું પણ મનના કબજામાં રહ્યા વગર જોરથી નામજપ કરતો રહીશ. તમે જોતા નથી કે બાળકો પતંગ ઊડાડે છે, પતંગ આકાશમાં ચંચળ ભાવથી અહીંતહીં ઊડે છે, પણ તે પતંગ ઊડાડનારના સુતરથી બંધાયો છે. મન પતંગરૂપ છે, તેને નામજપરૂપ સુતર સાથે બાંધી રાખવું જોઈએ. આવી રીતે બાંધી રાખવાથી મનને જરૂર એક દિવસે વશ કરી શકાશે. ચંચળતા જેવી રીતે મનનો સ્વભાવ છે તેવી રીતે શાંત થવું તે પણ તેનો સ્વભાવ છે. તેને શાંત કરવો માટે કોઈ આશ્રયની જરૂર છે. તમે નોકરી કરવા માટે કોઈનો આશરો લો છો તેવી રીતે મુક્તિ માટે કોઈ નામજપનો આશ્રય લો. ખરી રીતે દરેક સવારે ત્રણ કલાક સુધી નામજપ કરવા જોઈએ; એટલુંજ નહિ પણ ધીરે ધીરે તે સમય વધારવો જોઈએ. જો કોઈ દિવસ કારણવશાત્ ત્રણ કલાક નામજપ કરવાનો સમય ન મળે તો જે સમય ઓછો થયો હોય તે સમય બીજા દિવસે પૂરો કરવો જોઈએ. હું ત્રણ કલાકથી વધારીને ધીરે ધીરે છ કલાક સુધી નામજપ કરવાનો પ્રયત્ન કરીશ. દરેક કાર્યમાં સંકલ્પની (નિશ્ચયની) જરૂર છે.'

ધર્મલાભ કરવા માટે તમે અનેક ગુરુઓનો આશરો લો છો. ખરી રીતે ગુરુ એ ભગવાન જ છે એમ આપણે સમજીએ છીએ. તે સર્વત્ર સર્વ સમયે હોય છે. ઉપદેશ સર્વ જગાએ વેરાયેલો પડ્યો છે. ફક્ત તેને એકત્ર કરવાની જરૂર છે. આ ઉપદેશ ભગવાને જુદા જુદા પ્રકાર આપ્યો છે. ઝાડ, પક્ષી, વગેરેમાંથ પણ આપણે ઉપદેશ લઈ શકીએ છીએ. આ અર્થમાં ગુરુ સર્વવ્યાપી છે.

× "શ્રી શ્રી મા આનંદમયી સદ્વાણી" માંથી પ્રકાશક ભક્તિમાર્ગ કાર્યાલય, કિં. રૂા. ૧–૦–૦.

# ભગવાનનાં દર્શન થયાં

એક ભક્ત ભગવાનની ખૂબ જ ભક્તિ કરે છે, દિનરાત તેને ઝંખના રહે છે કે ભગવાનનાં દર્શન થાય તો કેવું સારું ? એક રાત્રે તેને ભગવાન મોર મુકુટધારી શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે. ભગવાન તે ભક્તને કહે છે; 'વત્સ ! તારી ભક્તિથી તારા ઉપર હું ખૂબ પ્રસન્ન થયો છું. માગ માગ તારી જે ઇચ્છા હોય તે માગી લે.' ભક્ત કહે છે:—'ભગવન્ ! મારે એક લાખ રૂપિયાની જરૂર છે.

ભગવાન્ કહે છે, 'ખુશીથી તારી ઇચ્છા પૂર્ણ કરીશ. જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે મને યાદ કરજે.' કહી ભગવાન અદૃશ્ય થઈ ગયા.

અંતે ભક્તે વિચાર કર્યો કે, 'હવે રૂપિયાની ઇચ્છા થતાં જ રૂપિયા મળી જશે પણ રૂપિયા મેળવીને કરવું શું ?' ભક્ત બહુ જ વિચાર કરે છે, કંઈકંઈ વિચાર કરે છે પણ તેનું સંતોષકારક સમાધાન થતું નથી.

પણ ભગવાનનાં દર્શન થયા બાદ તે બહુ જ આનંદમાં આવી જાય છે. કારણ માત્ર એટલું જ કે તાત્કાલિક રૂપિયા મળ્યા હોત તો સાચવવાની મુંઝવણ વધી જાત અને ભક્તિ કરવાનું ભાન ભૂલી જાત.

ફક્ત તેને એક જ પ્રશ્ન મુંઝવે છે કે પૈસાનો કેવો સદ્-ઉપયોગ કરું કે જેમાં મારું કલ્યાણ થાય અને અંતે સદ્ગતિને પામું ?

ઉપર પ્રમાણે વિચાર આવે છે ને તુરત જ આંખ ઉઘડી જાય છે.

ત્યારબાદ તેને બહુ જ વિચાર આવે છે અને અંતે મનને એમ જ પૂછે છે કે આ તો સ્વપ્નમાં ભગવાનનાં દર્શન થયાં અને મનની ઇચ્છા ફળી પણ સાચું જ બને તો મારે કરવું શું ?

( એક ભક્તનું સ્વપ્ન )

નોંધ:—વાંચક પોતાની આવી પરીસ્થિતી હોય તો તેનો સીધો સદ્ઉપયોગ કેવો કરવો તે વિચારી અમને જણાવવું. [ જુઓ સંપાદકીય ]

ॐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે । હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

| વાર્ષિક લવાજમ : | | હિંદ બહાર |
|---|---|---|
| રૂ. ૫-૩-૦ | તંત્રી: મગનભાઇ છોટાભાઇ દેસાઇ | રૂ. ૭-૮-૦ |


## વિષય સૂચિ



**જરૂરી સૂચનાઓ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઇએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઇ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથીજ લવાજમ મોકલવું જોઇએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર ગોઠીને દોઢ મહીને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં જ વિક્ષેપ પડે છે.

**લખો:—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં. ૧ અમદાવાદ.**

## વિશ્વમંગલના સલાહકારો




શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક દેસાઇ મગનભાઇ છોટાભાઇ

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસરોડ, મોતી વિલા નં. ૧ અમદાવાદ




सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुत्तमं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૧ ] મહા-૨૦૦૪ * ફેબ્રુઆરી-૧૯૪૮ [ અંક ૧૧ મો




# સકલ શાસ્ત્રોનો સાર

( તું તો બોલ ભોરી રસના 'હરિ હરિ'– એ રાગ )
( હાલિગડા )

સહુ નામ હરિનું ઘૂંટી લો !
એવા અમુલખ હીરા લૂંટી લો !...સહુ....(૧)
શાસ્ત્ર-બગીચે બહુ બહુ ફૂલો,
ફૂલ સુગંધી ચૂંટી લો !...સહુ....(૨)
અન્ન તણા કોઠારો ભરીયા,
ખાવા કાજે મૂઠી લો !...સહુ...(૩)
જળ તણી ઊંડાઈ ના જોવી,
ખારૂં — મીઠું પૂછી લો !...સહુ...(૪)
અમૃત મળે છે મન–રોગીને,
નામ 'પુનિત' આ બુટ્ટી લો !...સહુ...(૫)

શ્રી 'પુનિત'

[ આ કાવ્યના વિવેચન માટે આ અંકનું પૃષ્ઠ ૭૧૮ મું. જુઓ. ]




# સમ્પાદકીય

જણાવતાં હર્ષ થાય છે કે ગત અંકમાં અમે જે મહાભારતાંક બહાર પાડવાનો નિર્ણય રજુ કર્યો હતો તેને જનતાએ અને ગ્રાહકોએ વધાવી લીધો છે. મહાભારત એ ભારતીય સંસ્કૃતિના દર્શનનો ઉત્તમોત્તમ ભંડાર છે, તેને મેળવવા માટે દિનપ્રતિદિન અનેક સંખ્યામાં લોકો જે પોતાનાં નામો નોંધાવી રહ્યા છે તે ઉપરથી જોઈ શકાય છે કે આર્ય-સંસ્કૃતિ પ્રત્યે જનતાના હૃદયમાં કેટલો જીવન્ત પ્રેમ વસેલો છે. ખરેખર ! હિન્દુઓમાં જે હિન્દુપણું છે, જે દયાળુતા છે, જે સત્યશીલતા છે, જે વિશાળતા છે અને જગતના સર્વ દેશો કરતાં માનવતાનો જે ભવ્ય વિકાસ છે તે મહાભારત અને રામાયણરૂપ અખંડ પ્રકાશી રહેલા સૂર્ય-ચન્દ્રનો જ પ્રકાશ છે હિન્દુ હોવા છતાં જે તે પ્રકાશને પામ્યો નથી, આ ગ્રન્થોને પુરાણોનાં થોથાં સમજી ઉપેક્ષા કરી તેમાંના ચૈતન્યપ્રદ જીવનતત્ત્વને જેણે ગ્રહણ કર્યું નથી તે સૂર્યને ઘેર જન્મીને અન્ધારામાં જ જીવી જાય છે.

અને એથી જ મહાભારતના મહાપ્રકાશને આવકારતી જનતા મહાભારતાંક માટે આટલો ઉત્સાહ પ્રદર્શિત કરી રહી છે સામાન્ય-લોકગ્રાહ્ય દરેક વિષયના સંગ્રહપૂર્વક અખંડ સદર્શવાળું આવું મહાભારત ગુજરાતને આંગણે અપૂર્વ છે. અને તે વિશ્વમંગલ દ્વારા માત્ર રૂ. ૨૦ માં ૪૪ સામાન્ય અંકો સહિત મેળવી શકાતું હોવાથી અતિશય સુલભ છે.

આ અંકમાં મહાભારતાંકનાં નમૂનાનાં પેઈજો છાપવામાં આવ્યાં છે તે રીતનાં ૪૦૦ પેઈજોમાં નવા ટાઈપની ઉત્તમ છપાઈથી ૪૦૦ ચિત્રો સહિત મહાભારતાંક પ્રકટ થશે મહાભારતાંકના આવા ચારે ખંડોને પાકા બાઈન્ડીંગમાં મેળવવા ચાર વર્ષના રૂ ૨૦ લવાજમ ભરનારા ગ્રાહકો વધુ સંખ્યામાં થઈ રહ્યા છે. જેટલાં નામ આમાં વહેલેથી નોંધાયાં હશે તેટલા અંકોને પાકા બાઈન્ડીંગમાં તૈયાર કરાવી અંક પ્રકટ થતા સાથે જ તે તે ગ્રાહકોને મોકલવાનાં આવશે પાછળથી થનાર આવા ગ્રાહકો માટે પાકું બાઈન્ડીંગ તૈયાર કરાવતાં વિલમ્બ થાય તે તેમણે સહન કરવો પડશે. તો જે ભાઈઓ પાકા અંકો મેળવવા ઈચ્છતા હોય તેમણે વહેલેથી ચાર વર્ષના ગ્રાહક તરીકે નામ નોંધાવી દેવું જોઈએ

જે ગામોમાં એજન્ટો છે ત્યાંના ગ્રાહકો એજન્ટને ત્યાં લવાજમ ભરી પહોંચ મેળવશે તો તેમનું મનીઓર્ડર ખર્ચ બચશે. ચાર વર્ષનું ભેગું લવાજમ ભરવું હશે તો તે પણ રૂ. ૨૦)ની પહોંચ લઈ ભરી શકાશે.

## સેવાધર્મી સહાયકોને

સેવાધર્મનું પુસ્તક અંક બહાર પડ્યા પછી જ પ્રકટ થશે. કારણ કે જે ભાઈઓએ ત્યાંસુધીમાં ગ્રાહકો વધારી આપ્યા હશે તેઓની નામાવલી તેમાં પ્રસિદ્ધ કરવાની છે. જે ગ્રાહકો પોતે ગ્રાહક થઈ બીજાને ગ્રાહક કરી આપે છે તેમને ધર્મપ્રચારના સહાયક તરીકે કાર્યાલય આભાર માને છે દરેક ગ્રાહકો પોતાનાથી બની શકે તેટલા ગ્રાહકો વધારી આપી પોતાનો સેવાધર્મ બજાવશે એવી આશા રાખવામાં આવે છે.

**ગ્રાહકોને સૂચના**

ગયા અંકમાં અમે જે મનીઑર્ડરફૉર્મ મૂકયાં છે તે ભરીને દરેક ભાઈઓ પોતાનું નવા વર્ષનું લવાજમ ઢીલ નહીં કરતાં તુરત મોકલી આપશે એવી આશા છે.

ઘણા ભાઈઓ લવાજમ મોકલતી વખતે મનીઑર્ડર ફૉર્મમાં પોતાનો ગ્રાહક નંબર જણાવતા નથી તેથી તેમનું નામ શોધી કાઢવામાં બહુ મુશ્કેલી રહે છે. તો હવેથી મનીઑર્ડર ફૉર્મમાં ગ્રાહક નંબર અવશ્ય લખશે જ. મનીઑર્ડર ફૉર્મની સાથે ગ્રાહકોએ ભરી મોકલવાનું બીજું જે ફૉર્મ મૂકેલ છે તે ફક્ત જેઓએ નવો બીજો ગ્રાહક બનાવ્યો હોય, તેમણે જ પોતાના તથા નવો થએલ ગ્રાહકના નામ-સરનામા સાથે ભરીને મોકલવાનું છે. જેઓએ નવો ગ્રાહક ન કર્યો હોય તેમણે તે મોકલવાની જરૂર નથી.

**કલ્યાણગ્રન્થમાળા સંબંધે**

ગ્રન્થમાળાનું પ્રથમ પુસ્તક **સૌભાગ્ય સૂર્યોદય** બહુ જ પ્રશંસા પામ્યું છે અને હજુ પણ તેના ગ્રાહકો થયા જ કરે છે, હવેનું બીજું પુસ્તક સ્વામી શ્રી માધવતીર્થજી કૃત **એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન** લગભગ શિવરાત્રિએ બહાર પડશે.

**નામ-જપ સંબંધી**

આ ઉપરાંત 'વિશ્વમંગલ'ના વધારા તરીકે '**રઘુપતિ રાઘવ રાજા રામ પતિત-પાવન સીતારામ**' એ ધુનનું મોટું પોસ્ટર પણ આ અંકમાં મૂક્યું છે ગ્રાહકોને વિનતી છે કે તેઓ તેને પોતાના ઘરમાં અથવા દુકાને બધાં વાંચી શકે તેવી જગાએ ચોંટાડે. અને જે પૂ. ગાંધીજી નિમિત્તે જપનાં કાર્ડ મોકલાવ્યાં છે તે પ્રમાણે જપ કરી અમને મોકલાવશે. કાર્ડની જેમને વધુ જરૂર હોય તેઓએ મંગાવી લેવાં.

જાહેર જનતાની જાણ ખાતર 'વિશ્વમંગલ'ના આવતા અંકમાં શ્રી 'રામનામ બેંક'ના એજંટોની સંપૂર્ણ નામાવલિ પ્રસિદ્ધ કરવામાં આવશે જે ભાઈઓએ બેંકના સૂચિપત્રો મંગાવ્યાં છે તેઓ બેંકની શાખા ખોલી, વહેલા તકે ખબર આપે, જેથી આવતા અંકમાં તેમનું નામ શાખા તરીકે જાહેર કરી શકાય. જેમને શાખા ખોલીને સેવા કરવાની ઈચ્છા હોય તેમણે પત્ર લખી તાકીદે બેંકનું મોટું સૂચિપત્ર મંગાવી-બેંકની શાખા ખોલી, બેંકની યાદીમાં પોતાનું નામ દાખલ કરાવી દેવું, જેથી તે પણ પ્રસિદ્ધ કરી શકાય.

સુજ્ઞ વાચકોને જણાવવાનું જે પૂ. મહાત્માજીના અવસાનને લીધે ૪ દિવસ સુધી કાર્યાલય અને પ્રેસ બંધ રહેવાથી અંક મોકલવામાં વિલમ્બ થયો છે તો દરગુજર કરશો.

મગનભાઈ છોટાભાઈ દેસાઈ તંત્રી : વિશ્વમંગલ

---

આવતો અંક ગાંધીસ્મારક-અંક તરીકે બહાર પાડવામાં આવશે, તેમાં મુખ્યત્વે ગાંધીજીની ધર્મ સંબંધી વિચારસરણીને દર્શાવતા લેખો અને પ્રસંગો ને તેમજ તેમનાં ચિત્રોને સ્થાન આપવામાં આવશે. ટાઈટલપેજ પણ સુંદર ત્રીરંગમાં છપાશે.

# રાષ્ટ્રપિતાનો દેહ ઢળી પડયો
## શુક્રવારની કાળી સાંજની એ ભયાનક ઘડી

**પ્રાર્થનાભૂમિ પર ગોળીઓ છૂટી ને ગાંધીજીનો દેહ ઢળી પડયો: બિરલાભવન પર ઘેરાએલાં અંધારાં: દીવો હોલવાઇ ગયો. ગાંધીજી આ દુનિયામાંથી ચાલ્યા ગયા. આ દેશ પર વજ્ર તૂટી પડયું: શી રીતે એ બન્યું!**




શુક્રવારે સાંજે પાંચ વાગ્યામાં પાંચ મિનિટ જ્યારે બાકી હતી ત્યારે ગાંધીજી, હંમેશના નિયમ મુજબ બિરલાભવન પાછળ આવેલા પ્રાર્થનાના ચોગાનમાં જવાનાં પગથિયાં ચડી રહ્યા હતા. તે ઘડીએ આ કરુણ બનાવ બની ગયો. પગથિયાં ચડીને તેઓ ત્યાંથી આશરે ૩૦ વાર દૂરની વ્યાસપીઠ તરફ જઇ રહ્યા હતા, ત્યારે ખાકી રંગનો બુશ શર્ટ અને ઘેરા રંગનું પાટલુન પહેરેલ એક ૩૦ થી ૩૫ વર્ષનો

લાગતો હિંદુ યુવાન હાથ જોડીને ગાંધીજીની સામે આવ્યો. ગાંધીજીથી લગભગ છ ફીટને અંતરે જ એ ઉભો હતો. પ્રાર્થના માટે જમા થએલા લોકોને એમ કે આ યુવાન ગાંધીજીને નમસ્કાર કરવા ગયો છે. પણ ત્યાં તો, આંખના પલકારાની જેમ, એ માણસે પોતાના જોડેલા હાથમાં છુપાવેલી નાનકડી પિસ્તોલ ખેંચી કાઢી, ને તરત જ એમાંથી ચાર બાર કર્યા. ત્રીજી એમના પેટને વીંધી ગઇ.

તે ક્ષણે જ મહાત્માજી બેહોશ બનીને પટકાઇ પડયા, ને એમને ટેકો આપી રહેલ શ્રીમતી આભા ગાંધી અને શ્રીમતી મનુ ગાંધી પણ ચીસ પાડીને નીચે ઢળી પડયા. ગાંધીજીને તરત જ બિરલાભવનના ખંડમા લઇ જવામાં આવ્યા. તબીબોને તાબડતોબ બોલાવવામા આવ્યા..શરીરમાંથી લોહીની ધારાઓ વહી રહી હતી.

## લોખંડી હૃદયો જ્યારે પીગળી ગયાં

## રાષ્ટ્રનેતાઓનાં ધ્રૂસ્કાંઓ :

## રડી રહેલું સમગ્ર રાષ્ટ્રનું હૃદય

થોડીક વારમાં જ એક અંતેવાસીએ બાપુના અવસાનના સમાચાર બહાર આવીને જાહેર કર્યા, ને બહાર સ્તબ્ધ બનેલી લોકમેદનીમાં કરુણ હાહાકાર ફેલાઈ વળ્યો, લોકો સુનમૂન થઇ ગયા.

પાંચ ને પાંચે ગોળી વાગી ને પાંચ ને ચાલીસ મિનિટે ગાંધીજીનો જીવનદીપ બુઝાઈ ગયો.

ગાંધીજી પર ગોળીઓ છોડીને એ પાગલ યુવાન પોતાની જાત પર ગોળી છોડવાની અણી પર હતો તે જ ક્ષણે એક માણસે એનો હાથ પકડી લીધો હતો. હકીકતમાં ગોળી છૂટીને એ યુવાનના પોતાના કાન પાસેથી પસાર થઈ ગઇ હતી, તરત જ બીજા લોકો કૂદીને આવ્યા ને યુવાનને પકડી લીધો. એક સ્ત્રીએ એનો કબજો લઇ લીધો. યુવાને પોતાનું નામ નથુરામ આપ્યું.

એસોસીએટેડ પ્રેસનો ખબરપત્રી બનાવનું નજરે જોએલું વર્ણન આપતાં કહે છે કે:

પાંચ વાગવા આવ્યા હતા. પ્રાર્થના માટે જમા થએલી આશરે પાંચસો માણસોની મેદની ગાંધીજીના આવવાની ઇંતેજારીપૂર્વક રાહ જોઈ રહી હતી. ગાંધીજીને આવતાં રોજ કરતાં પાંચ મિનિટ મોડું થયું હતું

આભા ગાંધી ને મનુ ગાંધીના ખભા પર હાથ ટેકવીને મહાત્માજી બિરલાભવનમાંથી બહાર આવ્યા, ને હમેશની જેમ ઝડપભેર ચાલવા લાગ્યા પ્રાર્થના સ્થળે આવી પહોંચતાં લોકોએ એમને વ્યાસપીઠ પર જવા દેવાને માર્ગ કરી આપ્યો.

### અને ધડાકો સંભળાયો

ગાંધીજી વ્યાસપીઠથી કંઇ પંદરેક વાર દૂર હશે ત્યારે મારાથી બે વાર છેટે મેં એક ધડાકો થતો સાંભળ્યો. જેણે ગોળી છોડી તે માણસને મેં જોયો. એના જમણા હાથમાં કાટખાધેલ રિવોલ્વર રાખેલી મેં જોઈ, તે પછી ઉપરાઉપરી ત્રણ વધુ ગોળીબાર થયા.

## ક્ષણવાર દિગ્મૂઢ બન્યો

મેં મહાત્માજીને નીચે ઢળી પડતા જોયા. એમના પેટમાં વાગ્યું હોય એમ લાગ્યું. એમના શરીરમાંથી લોહી નીગળતું જોતાં અને એમના શ્વેત ધોતિયા પર લોહીના ડાઘા જોતાં હું ચોંકી ગયો, તરત જ ગભરાટ ફેલાયો, ક્ષણભર તો હું દિગ્મૂઢ બની ગયો.

હત્યારાની પાછળ જેઓ હતા એમણે તરત જ એને કાંડામાંથી પકડી લીધો. એની રિવોલ્વર જમીન પર પડી ગઈ. હત્યારાએ લશ્કરી ઢબનું ખાકી ખમીસ ને પાટલુન પહેર્યાં હતાં. ચોકી પર રહેલા પોલીસે તેનો કબજો લીધો. ગાંધીજી જ્યાં ઢળી પડયા હતા તે સ્થાને હું દોડી ગયો.

મેં મહાત્માજીના શરીરમાંથી લોહી નીગળતું જોયું. એમનાં નેત્રો બીડાયલાં હતાં. એમનું માથું ઢળી પડયું હતું. જાણે પ્રાર્થનામાં હોય એમ એમના હાથ જોડેલા હતા.

એમની પૌત્રીઓએ ટેકાથી એમને બેસાડી રાખ્યા. તરત જ ગાંધીજીને ચાર પાંચ માણસો બિરલાભવનમાં લઈ ગયા. ગાંધીજીને જ્યાં આરામ માટે લઈ જવામાં આવ્યા તે ઓરડાના દરવાજા બંધ કરવામાં આવ્યા, અને એ ઓરડામાં કોઈ પણ મુલાકાતીઓને જવા દેવામાં આવતા ન હતા.

## બાપુ તો ગયા

બિરલા ભવનમાં આતુર હૃદયે ઉભેલી વિશાળ જનમેદનીમાં હું પણ રોકાયો. ૫-૪૫ વાગે મેં બિરલાભવનમાંથી દીવાન ચમનલાલને બહાર આવતા જોયા. મેં એમને પૂછયું 'મહાત્માજી કેમ છે.?', એમણે જવાબ દીધો: 'હજી જીવે છે' પાંચ મિનિટ પછી એક અંતેવાસી બહાર આવ્યા. એમનો ચહેરો ઊતરી ગયો હતો. એમણે કહ્યું: 'બાપુ ગયા...'

સાંજના છ વાગ્યાનો સમય હતો, બહારથી એક ભાઈ આવી કાર્યાલયમાં બાપુના ગોળીઓથી ખૂન થયાના સમાચાર આપે છે. પહેલાં તો આ સમાચાર તે સાચું મનાતું જ નથી. જ્યાર તેઓ પાકી ખાત્રી આપીને કહે છે ત્યારે બુદ્ધિ જડ જેવી બની જાય છે, કશું બોલવાના કે વિચારવાના હોશ રહેતા નથી. બસ પછી અનેક લોકોના મોઢેથી અને રેડીયો ઉપરથી સમાચાર સાંભળીએ છીએ પણ બાપુના મરણને સાચુ માનવાની હિમ્મત થતી નથી. જગત કહે છે, પેપરો કહે છે, રેડીયો કહે છે પણ. હૃદયને બાપુના મરણને કબુલ કરતાં જાણે પોતાના જ ઘાત થતો હોય તેમ થાય છે. છેવટે અનેક આંસુ ખાળીને હૃદય તે સમાચાર પોતામાં સમાવતું જાય છે. કોઈની સાથે બોલવાનું મન થતું નથી. છતાં બરાબર હવે એ ખૂટા પડે છે. આખા શહેર ઉપર જાણે વિજળી તૂટી પડી હોય તેવો ભાસ થાય છે. ટોળાંના ટોળાં ફિક્કા મોંએ આમતેમ રસ્તાઓ ઉપર ઘેટાંની માફક આવ જા કરતાં જણાય છે જાણે દરેકના પગ ભાગી ગયા હોય. ખાવા બેસવાનું તો મન જ થતું નથી. પોતાના બાપના મરણ કરતાં આ મરણ સદાઘોર અને આઘાતજનક થઈ રહે છે.

રાત્રે રેડીયો ઉપર જવાહરલાલ અને વલ્લભભાઈનાં કાંપતા અવાજનાં બાણો હૃદયને હચમચાવી મૂકે છે. સાંભળનાર માત્ર ગમગીન અને આંસુ સારતાં રહે છે. જવાહરલાલનો ઉપવાસનો આદેશ એ જાણે દરેકના હૃદયમાંથી જ જાગી ઉઠેલો હોય તેવો બન્યો, રાત્રી આખી અંધકાર-ઘેરી અને સ્તબ્ધ પસાર થાય છે. બીજે દિવસે કદિ ન કરતા હોય તેવાઓએ પણ અતિપ્રેમથી ઉપવાસ આદર્યો હોય છે. બાપુજીની પાછળ સમગ્ર દેશ ઉપવાસ કરે છે. જાણે કોઈ તેમનો શત્રુ જ નથી. ખરેખર! બાપુ એ ઈશ્વરની માફક દરેકના જ બાપુ થઈ ગયા છે. બાપુની સ્મશાનયાત્રા એ જાણે આખા રાષ્ટ્રના આત્માની સ્મશાનયાત્રા હોય તેમ રાષ્ટ્ર

પૂ. મહાત્માજીના આત્માની શાંતિ અર્થે રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ

# ભગવન્નામજપની યોજના

તા. ૩૦મી જાન્યુઆરીનો એ દિવસ હતો. ભગવાન ભુવનભાસ્કર અસ્તાચળે પ્રયાણ કરવાની પૂર્વતૈયારી કરી રહ્યા હતા. બરાબર તે જ સમયે, દિલ્હીના તારોએ ઝણઝણાટી મૂકનારા અને રાષ્ટ્રજીવનમાં સુરંગ ચાંપનારા કરુણ-ગંભીર સમાચાર સાંપડ્યા કે, 'એક હત્યારા હિંદુએ પૂ. મહાત્માજી પર, નિર્દય રીતે, ગોળીબાર કર્યો છે અને તેના પરિણામે તેઓ પરલોકના પંથે પ્રયાણ કરી ચૂક્યા છે.' પત્થરને પણ પીગળાવી નાંખે એવા ભયાનક આ સમાચાર હતા. એવું કયું હૃદય હશે જે આ સમાચાર સાંભળીને રડ્યું નહિ હોય? વિશ્વનો એ મોંઘો ખજાનો હતો: ભારતવર્ષનો તો એ પ્રાણ હતો. 'બાપુ' એ કોઇ સાધારણ મહાપુરુષ નહોતા; એ તો હતા મહાપુરુષોના પણ શિરોમણિ.

ગાંધીજી પ્રભુના પરમ ભક્ત હતા—ઈશ્વરના અનન્ય ઉપાસક હતા. જીવનની નાની—મોટી પ્રત્યેક ક્રિયાઓનું સંચાલન તેમણે પ્રભુને સુપ્રત કરી દીધું હતું—પછી ભલે તે રાજકીય, સામાજિક, કે આધ્યાત્મિક ગમે તે હોય. "પ્રભુ જે કરાવે તે કરવું; રામ રાખે તેમ રહેવું," એ એમનો જીવનમંત્ર હતો. ગીતાના 'અનાસક્તિયોગ'ની તો એ સાક્ષાત્ પ્રતિમા હતા. ટૂંકમાં કહીએ તો, ગીતાજીની પરિભાષામાં તેઓ 'યજ્ઞપુરુષ' હતા. ગાંધીજી 'શું હતા' અને 'શું નહિ' એનું માપ કોઇ કલમ કાઢી શકે એમ છે જ નહિ. જેમ ભગવાનને માટે વેદો "નેતિ...નેતિ" વદે છે તેમ ગાંધીજી માટે પણ એ જ શબ્દો, યથાર્થ રીતે, લાગુ પડે છે.

સાગરથી પણ વધુ વિશાળ એવું એમનું કાર્યક્ષેત્ર હોવા છતાં પણ 'પ્રાર્થનાસભા' એ તેમના દૈનિક જીવનનું એક મહત્ત્વનું અંગ હતું. અને...પ્રભુની કોઈ ઇચ્છા હશે કે, પ્રાર્થનાની ભાવના સાથે, પ્રાર્થના-સભામાં જ, "હે રામ!" એ અંતિમ શબ્દો ઉચ્ચારીને તેમણે પ્રાણનો પરિત્યાગ કર્યો છે. તેમની પ્રત્યેક મરણોત્તર ક્રિયાઓ, વૈદિક વિધિ અનુસાર, ખૂબજ સુંદર રીતે, કરવામાં આવી છે. ધન્ય જીવન! ધન્ય મૃત્યુ!

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયે, પૂ. બાપુજીના આત્માની શાંતિ અર્થે, વિનમ્ર અંજલિ રૂપે, પોતાનો યથોચિત ફાળો આપવાનું નક્કી કર્યું છે. તેની યોજના નીચે મુજબ છે:—

[૧] જપનો મંત્ર અને સંખ્યા

'રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ' તેમની આ અત્યંત પ્રિય ધૂનનો, તેમની ઉંમરના હિસાબે, ૮૦ કરોડ મંત્ર-જપ કરાવવાનો અમે શુભ સંકલ્પ કર્યો છે.

[૨] જપ-અનુકૂળ રહેલાયથી થઇ શકે એ આશયથી ઉપરની ધૂનના પોસ્ટકાર્ડ પણ છપાવ્યા છે. દરેક કાર્ડમાં બાર મંત્રો છે, અને ૧૫૦૦) ખાનાં છે. બાર મંત્રોનો પાઠ કરીને એક ખાનામાં ટપકું કરવાથી એક કાર્ડમાં, કુલ ૧૮૦૦૦ મંત્રો (૧૬૬ માળા)નો પાઠ નોંધી શકાશે.

૧૮૦૦૦ મંત્રોનો પાઠ કરતાં ૨૪ કલાક લાગે છે. દરરોજ એક કલાક કરે તો ૨૪ દિવસમાં ૧૫૦૦) ખાનાંના મંત્રજપ પૂરા થઇ શકશે. એક કાર્ડમાં કુટુંબની એકથી વધુ વ્યક્તિને જપ કરવાની છૂટ છે. આ અંકમાં એવું એક કાર્ડ મૂક્યું છે. આશા છે કે, પ્રત્યેક ગ્રાહકબંધુ કાર્ડ મળ્યા પછી એક મહિનામાં તેનો પાઠ કરીને, અમને પાછું મોકલી આપીને, મહાત્માજી પ્રત્યેનું યત્કિંચિત્ ઋણ અદા કરશે. કાર્ડની કાંઇપણ કિંમત રાખી નથી પ્રચારકોને જરૂર પ્રમાણે મોકલવામાં આવશે પરંતુ એક પણ કાર્ડનો દુરુપયોગ ન થાય એ ખાસ લક્ષ્યમાં રાખવું. પ્રેમી પાઠકો જાતે જપ કરીને અને બીજાને પ્રેરણા આપીને પણ ૮૦ કરોડનો અમારો સંકલ્પ પૂરો કરશે એવી આકાંક્ષા છે.

નોંધઃ- કાર્ડ વિના ઘેર બેઠાં માળા દ્વારા જપ કરીને અમને મંત્ર યા માળાની સંખ્યાની માહિતી આપશો તોપણ ચાલશે. [૩] આ ઉપરાંત "વિશ્વમંગલ"ના વધારા તરીકે, "રઘુપતિ રાઘવ રાજારામ પતિતપાવન સીતારામ ધૂનનું મોટું પોસ્ટર પણ આ અંકમાં મૂક્યું છે. ગ્રાહકોને વિનમ્ર વિનંતિ છે કે પોતાના ઘરમાં યા પોતાની દુકાને બધા વાંચી શકે એવી જગાએ ચોંટાડે.

હઝરત મહંમદ અને ઈશુ ખ્રિસ્ત સમા શાંતિના દૈવી દૂતો અને પયગંબરોના પંથે પડેલા યુગાવતાર ગાંધીજીને અમારા કોટિ કોટિ વંદન હજો! તેમનો દિવ્યાત્મા વિશ્વના અંધારઘેર્યા આકાશમાં અજવાળાં પાથરી રહો! ભારત-વાડીના એ સુગંધિત પુષ્પની સુવાસ સર્વત્ર પ્રસરી રહો!

- મહાત્મા ગાંધીજી અમર રહો!

# દેવયાની અને શર્મિષ્ઠાનો કજિયો અને તેનું પરિણામ

[ મહાભારતાંકમાં આવનાર મહાભારતની કથાનો એક પ્રસંગ વાચકો સમક્ષ રજુ થાય છે. ]

વૈશમ્પાયન કહે છે—હે જનમેજય! કચ સંજીવની વિદ્યા શીખી આવ્યો તેથી દેવતાઓ બહુ પ્રસન્ન થયા. તેમણે કચ પાસેથી તે વિદ્યા શીખી લીધી અને તેમનું કામ બની ગયું. દેવતાઓએ એકત્ર થઈને ઇન્દ્ર પર દબાણ કર્યું કે હવે દૈત્યો ઉપર આક્રમણ કરી દેવું જોઈએ. ઇન્દ્રે આક્રમણ શરુ કર્યું. રસ્તામાં એક વન હતું તેમાં કેટલીક સ્ત્રીઓ જોવામાં આવી. ત્યાં કેટલીક કન્યાઓ જલક્રીડા કરી રહી હતી. ઇન્દ્રે વાયુ બનીને કિનારા ઉપર રાખેલાં તેમનાં કપડાંને ભેળાં કરી દીધાં. કન્યાઓ જ્યારે બહાર નીકળી, ત્યારે અસુરરાજ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ ભૂલથી પોતાની ગુરુ-પુત્રી દેવયાનીનાં વસ્ત્ર પહેરી લીધાં. તેને ખબર ન હતી કે વસ્ત્રો ભેળાં થઈ ગયાં છે. કજિયો શરુ થયો. દેવયાનીએ કહ્યું; 'એક તો તું અસુરની પુત્રી અને બીજું મારી ચેલી, છતાં તેં મારાં કપડાં કેમ પહેરી લીધાં? તું આચારભ્રષ્ટ છે. આનું ફળ બહુ ખરાબ આવશે.' શર્મિષ્ઠા બોલી; 'વાહ રે વાહ, તારા બાપ તો મારા પિતાને બેસતાં-ઊઠતાં પણ મૂકતા નથી, નીચે ઊભા રહીને ભાટની માફક સ્તુતિ કરે છે અને તને આટલો ઘમંડ!' દેવયાની ખૂબ જ કુપિત થઈ ગઈ, તે શર્મિષ્ઠાનાં વસ્ત્રો ખેંચવા લાગી. આથી દુર્બુદ્ધિ શર્મિષ્ઠાએ તેને કૂવામાં ધકેલી દીધી અને તેને મરી ગયેલી જાણીને કૂવામાં જોયા-કર્યા વગર ત્યાંથી ઘેર આવી.

આ જ સમયે રાજા યયાતિ શિકાર ખેલતા ખેલતા ઘોડો થાકી જતાં અને તરસ લાગવાથી વ્યાકુળ થઈને પાણી માટે આ કૂવા ઉપર આવી પહોંચ્યા. કૂવામાં પાણી ન હતું. તેણે જોયું કે તેમાં એક સુન્દર કન્યા છે. રાજાએ પૂછ્યું: "સુન્દરી! તું કોણ છે? તું કૂવામાં કેવી રીતે પડી છે?" દેવયાનીએ કહ્યું: 'હું મહર્ષિ શુક્રાચાર્યની પુત્રી છું, હાલમાં જ્યારે દેવતાઓ અસુરોનો સંહાર કરે છે ત્યારે મારા પિતા સંજીવની વિદ્યા દ્વારા તેમને જીવતા કરી દે છે. તેમના ત્યાં દ્વારેથી હું આવી વિપત્તિમાં પડી ગઈ છું તે તેમને માલમ પડ્યું નથી. તમે મારો જમણો હાથ પકડીને મને બહાર કાઢી દો. હું સમજું છું કે તમે કુલીન, શાન્ત, બળશાળી અને યશસ્વી છો. મને કૂવામાંથી બહાર કાઢવાનું તમારું ઉચિત કર્તવ્ય છે.' યયાતિએ તેને બ્રાહ્મણની કન્યા સમ-




જીને કૂવામાંથી બહાર કાઢી દીધી અને તેની અનુમતિ લઈને ત્યાંથી રાજા પોતાની રાજધાનીએ પાછો ફર્યો.

આ બાજુ દેવયાની શોકથી વ્યાકુળ થઈને નગરની નજીક આવી અને દાસીને બોલી, 'અરે દાસી! મારા પિતાની પાસે જઈને તેમને જલ્દી કહી દે કે હવે હું વૃષપર્વાના નગરમાં જઈ શકતી નથી.' દાસીએ જઈને શુક્રાચાર્ય આગળ દેવયાની સાથેના શર્મિષ્ઠાના વ્યવહારનું વર્ણન કર્યું. દેવયાનીની આવી દુર્દશા થએલી સાંભળીને શુક્રાચાર્યને ખૂબ દુઃખ થયું, તેઓ પોતાની પુત્રીની પાસે ગયા અને પોતાની તે ભાગી પુત્રીને છાતીએ લગાડી કહેવા લાગ્યા; 'બેટી! દરેકને પોતાનાં કર્મોના ફળરૂપે સુખદુઃખ ભોગવવું પડે છે, આથી જણાય છે કે તેં કેઈ અનુચિત કાર્ય કર્યું હશે તેને લીધે આ તેનું પ્રાયશ્ચિત થયું.' દેવયાનીએ કહ્યું: 'પિતાજી! આ પ્રાયશ્ચિત હો યા ન હો, મને એક વાત બતાવો-વૃષ-પર્વાની બેટીએ ક્રોધથી આંખો લાલ-લાલ બનાવીને

કહ્યું છે કે તારા બાપ તો અમારા ભાટ છે, તેઓ અમારી સ્તુતિ કરે છે, અમારી પાસે ભીખ માગે છે અને અમારું અન્ન ખાય છે.' શું તેનું કહેવું બરાબર છે? જો એમ હોય તો હું હમણાં જઈને શર્મિષ્ઠાની ક્ષમા માગી લઉં અને તેને ખુશ કરું.' શુક્રાચાર્યે કહ્યું: 'બેટી! તું ભાટ, ભીખ માગનાર અથવા દાન લેનારની પુત્રી નથી: તું તે પવિત્ર બ્રાહ્મણની કન્યા છે જે કદિ કોઈની સ્તુતિ કરતો નથી અને જેની સ્તુતિ બધા લોક કરે છે. આ વાતને વૃષપર્વા ઇન્દ્ર અને રાજા યયાતિ જાણે છે. અચિન્ત્ય બ્રાહ્મણત્વ અને નિર્દ્વન્દ્વ-ઉત્કૃષ્ટ ઐશ્વર્ય જ મારું બળ છે. બ્રહ્માએ પ્રસન્ન થઈને મને અધિકાર આપ્યો છે કે પૃથ્વીમાં અને સ્વર્ગમાં જે કંઈ છે તેનો સ્વામી હું છું. હું જ પ્રજાના હિતને માટે જળ વરસાવું છું અને હું જ ઔષધિઓનું પોષણ કરું છું. આ હું તદ્દન સત્ય કહું છું.'

ત્યારપછી શુક્રાચાર્યે દેવયાનીને સમજાવતાં કહ્યું—



'જે મનુષ્ય પોતાની નિન્દા સહન કરી લે છે તેણે આખા જગત ઉપર વિજય મેળવ્યો છે એમ સમજ. જે ઉભરાએલા ક્રોધને ઘોડાની પેઠે વશ કરી લે છે, તે જ સાચો સારથી છે. જે ક્રોધને ક્ષમાથી દબાવી લે છે, તે જ શ્રેષ્ઠ પુરુષ છે. જે ક્રોધને રોકી લે છે, નિન્દા સહી લે છે અને બીજાઓના સતાવવા છતાં પણ દુઃખી થતો નથી તેને સર્વ પુરુષાર્થો પ્રાપ્ત થાય છે. એક મનુષ્ય સો વર્ષ સુધી નિરન્તર યજ્ઞ કરે અને એક ક્રોધ ન કરે, તો તેમાં ક્રોધ ન કરનાર જ શ્રેષ્ઠ છે. મૂર્ખ બાળકો તો આપસમાં વેર-વિરોધ કરે છે પણ સજ્જને એમ ન કરવું જોઈએ.' દેવયાનીએ કહ્યું: 'પિતાજી! હજુ હું બાળક છું છતાં કંઈક ધર્મ-અધર્મનો ભેદ સમજું છું. ક્ષમા અને નિન્દાની સબળતા અને નિર્બળતાનું પણ મને ભાન છે. પોતાનું હિત ઇચ્છનાર ગુરુએ શિષ્યની ધૃષ્ટતા-ઉદ્ધતાઈની ક્ષમા કરવી ન જોઈએ. આથી આ ક્ષુદ્ર વિચારવાળાઓમાં હવે હું રહેવા ઇચ્છતી નથી. જેઓ કોઈના સદાચાર અને કુલીનતાની નિન્દા કરે છે તેમના વચ્ચે રહેવું ન જોઈએ. રહેવું ત્યાં જ જોઈએ જ્યાં સદાચાર અને કુલીનતાની પ્રશંસા હોય.

દેવયાનીની વાત સાંભળી શુક્રાચાર્ય કંઈ પણ વિચાર કર્યો વગર વૃષપર્વાની સભામાં ગયા અને ક્રોધથી બોલ્યા; 'રાજન્! જેઓ અધર્મ કરે છે તેઓને ભલે તત્કાળ તેનું ફળ ન મળે, પરન્તુ ધીમે ધીમે તે, તે મનુષ્યના મૂળ ઊખેડી નાખે છે. એક તો તમે બૃહસ્પતિના પુત્ર સેવાપરાયણ કચની હત્યા કરી અને બીજું મારી પુત્રીનો પણ નાશ કરવાની ચેષ્ટા કરવામાં આવી. હવે હું તમારા દેશમાં રહી શકતો નથી. હું તમને છોડીને જાઉં છું. મને જણાય છે કે તમે મને વ્યર્થ બકવાદ કરનારો સમજો છો અને તેથી પોતાના અપરાધને ન અટકાવતાં તેની ઉપેક્ષા કરી રહ્યા છો.' વૃષપર્વાએ કહ્યું 'ભગવન્! મેં તો કદિ આપને જૂઠા અથવા અધાર્મિક માન્યા નથી. આપમાં સત્ય અને ધર્મ રહેલા છે. જો તમે અમને છોડીને જતા રહેશો તો અમે સમુદ્રમાં ડૂબી મરીશું. તમારા વિના અમારો કોઈ આશ્રય નથી.' શુક્રાચાર્યે કહ્યું, 'દેખો ભાઈ! ચાહો તમે સમુદ્રમાં ડૂબી મરો અથવા અજાણ્યા પ્રદેશમાં ચાલ્યા જાઓ, હું મારી પ્યારી પુત્રીનો તિરસ્કાર સહન કરી શકતો નથી. મારા પ્રાણ તેમાં રહે છે. તમે પોતાનું ભલું ઇચ્છતા હોવ તો તેને પ્રસન્ન કરો.'

વૃષપર્વાએ દેવયાનીની પાસે આવીને કહ્યું, 'દેવિ! હું તને જે માગે તે આપવા તૈયાર છું. તું પ્રસન્ન થઈ જા.' દેવયાનીએ કહ્યું; 'શર્મિષ્ઠા એક હજાર દાસીઓ સાથે દાસી થઈ મારી સેવા કરે. જ્યાં હું જાઉં ત્યાં

તે મારી સાથે આવે.' વૃષપર્વાએ ધવ સાથે શર્મિષ્ઠાને સંદેશો મોકલ્યો કે 'કલ્યાણિ! ઊઠ, પોતાની જાતિનું




હિત કર. શુક્રાચાર્ય પોતાના શિષ્યોને છોડીને જવાને ઇચ્છે છે, તું આવીને દેવયાનીની ઇચ્છા પૂર્ણ કર.' શર્મિષ્ઠાએ કહ્યું: 'દેવયાનીની માગણીને હું સ્વીકારું છું; આચાર્ય અને દેવયાની અહિંથી જાય નહિ. હું તેમની બધી ઇચ્છાઓ પૂર્ણ કરીશ.' શર્મિષ્ઠા દાસીના રૂપમાં દેવયાની આગળ હાજર થઇ અને પ્રાર્થના કરી કે 'હું અહિં અને તમારે સાસરે તમારી સેવા કરીશ.' દેવયાનીએ કહ્યું: 'ના મારે જવું! હું તો તારા પિતાની પાસે ભીખ માગનાર, ભાટ અને દાન લેનારની પુત્રી છું અને તું મોટા બાપની બેટી છે, હવે મારી દાસી થઇને કેવી રહીશ!' શર્મિષ્ઠાએ કહ્યું: "જે રીતે થઈ શકે તેવી રીતે વિપદ્ગ્રસ્ત જ્ઞાતિની રક્ષા કરવી જોઇએ. આ જ વિચારીને હું તમારી દાસી થઈ ગઇ છું. હું વિવાહ થયા પછી પણ તમારી સાથે આવીને સેવા કરીશ.' ત્યારે દેવયાની પ્રસન્ન થઈ અને શુક્રાચાર્યની સાથે આશ્રમમાં પાછી ફરી.

## યયાતિનો દેવયાની સાથે વિવાહ, શુક્રાચાર્યનો શાપ અને પુરુનું યૌવનદાન

વૈશંપાયન કહે છે—જનમેજય! એક દિવસની વાત છે: દેવયાની પોતાની દાસીઓ અને શર્મિષ્ઠા સાથે તે જ વનમાં ક્રીડા કરવાને ગઇ. તે વિહાર કરી રહી હતી ને ત્યાં નહુષનંદન રાજા યયાતિ આવી ચડ્યા. તેઓ ખૂબ થાકી ગયા હતા અને પાણી પીવા ઇચ્છતા હતા. દેવયાની, શર્મિષ્ઠા અને દાસીઓને જોઇને રાજાએ જિજ્ઞાસાથી પૂછ્યું: 'આ દાસીઓની વચ્ચે બેઠેલી તમે બન્ને કોણ છો?' દેવયાનીએ ઉત્તર



આપ્યો—'હું દૈત્યગુરુ મહર્ષિ શુક્રાચાર્યની પુત્રી છું અને આ મારી સખી દાસી છે. આ દૈત્યરાજ વૃષપર્વાની પુત્રી છે અને મારી સેવાને માટે સર્વદા મારી સાથે રહે છે. તેનું નામ શર્મિષ્ઠા છે. હું મારી બધી દાસીઓ અને શર્મિષ્ઠાની સાથે આપને આધીન છું. આપનો હું મારા સખા અને સ્વામીના રૂપમાં સ્વીકાર કરું છું. તમે પણ મારો સ્વીકાર કરો. આપનું કલ્યાણ થાઓ.' યયાતિએ કહ્યું: 'શુક્રનંદિની! તમારું કલ્યાણ થાઓ; હું તમારે યોગ્ય નથી. તમારા પિતા ક્ષત્રિયની સાથે તમારો વિવાહ નહિ કરી શકે.' દેવયાનીએ કહ્યું, 'રાજન્! તમારા પહેલાં કોઇએ મારો હાથ પકડ્યો નથી. કૂવામાંથી બહાર કાઢતી વખતે આપે જ મારો હાથ પકડ્યો હતો.

આથી હું આપને મારા સ્વામીના રૂપમાં વરું છું.' હવે બીજો કોઇ પુરુષ મારા હાથનો સ્પર્શ કેવી રીતે કરી શકે ?' યયાતિએ કહ્યું; 'જ્યાંસુધી તમારા પિતા સ્વયં તમારો હાથ મને સોંપે નહિં ત્યાંસુધી હું તમને કેવી રીતે સ્વીકારી શકું ?'

ત્યારે દેવયાનીએ પોતાની ધાવ સાથે પિતાને સંદેશો મોકલ્યો. તેના મુખથી બધી વાત જાણી શુક્રાચાર્ય રાજા યયાતિની પાસે આવ્યા. યયાતિએ ઊભા થઇ તેમને પ્રણામ કર્યા અને હાથ જોડીને તેમની સામે ઊભા રહ્યા. દેવયાનીએ કહ્યું; 'પિતાજી ! આ નહુષનન્દન રાજા યયાતિ છે. જ્યારે હું કૂવામાં પડી ગઇ હતી ત્યારે તેમણે જ મારો હાથ પકડીને મને બહાર કાઢી હતી. હું આપના ચરણોમાં પડીને બહુ નમ્રતા સાથે પ્રાર્થના કરું છું કે આપ તેમની સાથે મારો વિવાહ કરી દો. હું તેમના સિવાય બીજા કોઇને વરીશ નહિં' દેવયાનીની વાત સાંભળી શુક્રાચાર્યે યયાતિને કહ્યું; 'રાજન્ ! મારી લાડકી પુત્રીએ તમારું પતિ તરીકે વરણ કર્યું છે. હું કન્યાદાન કરું છું, તમે તેનો તમારી પટરાણી તરીકે સ્વીકાર કરો.' યયાતિએ કહ્યું, બ્રહ્મન્! હું ક્ષત્રિય છું; બ્રાહ્મણની કન્યા સાથે લગ્ન કરવાથી મને વર્ણસંકરતાનો દોષ લાગશે. આપ એવી કૃપા કરો અને વરદાન આપો કે તે મહાન્ દોષ મને સ્પર્શ ન કરે.' શુક્રાચાર્યે કહ્યું: 'તમે આ સમ્બન્ધ સ્વીકારી લો, કોઇ પ્રકારની ચિન્તા ન કરો, હું તમારા પાપને નષ્ટ કરી દઉં છું. તમે મારી પુત્રીને પત્ની તરીકે સ્વીકારીને ધર્મનું પાલન કરો અને સુખ ભોગવો." પછી તેમણે દેવયાની પ્રત્યે કહ્યું; "બેટા ! વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાનો પણ તારે યોગ્ય આદર કરવો; પરન્તુ તેને કદી તારી શય્યા ઉપર બોલાવવી નહિ." ત્યારપછી શાસ્ત્રોક્ત વિધિથી દેવયાનીનો વિવાહસંસ્કાર થયો અને દાસીઓ, શર્મિષ્ઠા તથા દેવયાનીને લઇને યયાતિ પોતાની રાજધાનીમાં ગયા.



યયાતિની રાજધાની ઇન્દ્રની નગરી અમરાવતીની સમાન હતી ત્યાં જઇને તેમણે દેવયાનીને તો અન્તઃપુર-રાણીવાસમાં રાખી દીધી અને શર્મિષ્ઠા તથા દાસીઓને માટે દેવયાનીની સંમતિથી અશોકવાટિકાની પાસે એક સ્થાન બનાવડાવ્યું તથા તેમને માટે અન્ન-વસ્ત્રની યોગ્ય વ્યવસ્થા કરાવી દીધી. રાજોચિત ભોગો ભોગવતાં ભોગવતાં ઘણાં વર્ષો વીતી ગયાં. કેટલાક વખતે દેવયાનીને ગર્ભ રહ્યો અને પુત્ર ઉત્પન્ન થયો. એક વખત સંયોગવશાત્ રાજા યયાતિ અશોકવાટિકાની પાસે થઇને જઇ-રહ્યો હતો ત્યાં શર્મિષ્ઠાને જોઇને જરાક રોકાઇ ગયો. રાજાને એકાન્તમાં જોઇને શર્મિષ્ઠા તેની પાસે ગઇ અને હાથ જોડીને બોલી–'જેવી રીતે ચન્દ્રમા, વરુણ, ઇન્દ્ર, યમ અને વિષ્ણુના મહેલમાં કોઇ પણ સ્ત્રી સુરક્ષિત રહી શકે છે તેજ પ્રમાણે હું આપને ત્યાં સુરક્ષિત છું. આપ મારા ઉપર કોણ નજર કરી શકે છે ? આપ મારું રૂપ, કુળ અને શીલ તો જાણો જ છો, આ મારો ઋતુનો સમય છે. હું તમારા થી તેની સફળતાને માટે પ્રાર્થના કરું છું, આપ મને ઋતુદાન આપો' રાજા યયાતિએ શર્મિષ્ઠાના વચનને યોગ્ય ગણી તેની પ્રાર્થના પૂર્ણ કરી.

રાજા યયાતિને દેવયાનીથી બે પુત્ર થયા–યદુ અને તુર્વસુ. શર્મિષ્ઠાથી ત્રણ પુત્ર થયા–દ્રુહ્યુ, અનુ અને પૂરુ. આ પ્રમાણે કેટલોયે સમય વીતી ગયો. એક દિવસ દેવયાની રાજા યયાતિની સાથે અશોકવાટિકામાં ગઇ. ત્યાં દેવતાઓના સમાન ત્રણ સુન્દર સુકુમાર કુમારો ખેલી રહેલા દેવયાનીના જોવામાં આવ્યા. તેના આશ્ચર્યની સીમા ન રહી. તેણે યયાતિને પૂછ્યું; 'આર્યપુત્ર ! આ ત્રણ કુમારો કોના છે ? તેમનું સૌન્દર્ય તો આપના

જેવું જ માલમ પડે છે!' પછી દેવયાનીએ તે કુમારોને પૂછ્યું: 'તમારું શું નામ છે? તમે ક્યા વંશના છો? તમારાં મા-બાપ કોણ છે; સાચેસાચું કહો તો!' કુમારોએ રાજાની તરફ આંગળી કરી અને કહ્યું "તે અમારા પિતા છે ને અમારી માતા શર્મિષ્ઠા છે." કુમારો ખૂબ પ્રેમથી રાજાની પાસે દોડી ગયા તે, વખતે દેવયાની સાથે હોવાથી રાજાએ તેમને ખોળામાં ન લીધા. તેઓ ઉદાસ થઈને રોતા રોતા શર્મિષ્ઠાની પાસે ચાલ્યા ગયા. રાજાને કંઈક લજ્જા થઈ, દેવયાની બધું રહસ્ય સમજી ગઈ. તેણે




શર્મિષ્ઠાની પાસે જઈ કહ્યું: 'શર્મિષ્ઠા! તું મારી દાસી છે. તેં મારું અપ્રિય શાં માટે કર્યું? તારો અસુરનો સ્વભાવ મટ્યો નહિં. તું મારાથી ડરતી નથી?' શર્મિષ્ઠાએ કહ્યું; 'હે મધુર હાસ્યવાળી! મેં રાજર્ષિ સાથે જે સમાગમ કર્યો છે તે ધર્મ અને ન્યાયને અનુસાર છે. તો પછી હું શા માટે ડરું? મેં તો તમારી સાથે જ તેમને મારા પતિ માની લીધા હતા. તમે બ્રાહ્મણકન્યા હોવાથી મારા કરતાં શ્રેષ્ઠ છો, પરન્તુ રાજર્ષિ તો તમારા કરતાં પણ મારા અધિક પ્રિય છે.' દેવયાની ક્રોધિત થઈને રાજાને કહેવા લાગી; 'તમે મારું અપ્રિય કર્યું છે, હવે હું અહિં નહિં રહું.' તે આંખોમાં આંસુ ભરીને

પોતાના પિતાને ઘેર ચાલી નીકળી. યયાતિ દુઃખી અને સાથે ભયભીત પણ થયા તે તેના પાછળ પાછળ ચાલીને તેને બહુ જ સમજાવવા લાગ્યા પરન્તુ તેણે કશું જ ન સાંભળ્યું બન્ને શુક્રાચાર્યની પાસે પહોંચ્યાં.

પ્રણામ કરીને દેવયાનીએ કહ્યું; 'પિતાજી! ધર્મને અધર્મે જીતી લીધો, નીચું ઊંચું થઈ ગયું, શર્મિષ્ઠા મારાથી આગળ વધી ગઈ. તેને ત્રણ પુત્રો થયા છે અને તે આ મારા મહારાજથી જ. આમણે ધર્મજ્ઞ થઈને ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, આપ તેના ઉપર વિચાર કરો.' શુક્રાચાર્યે કહ્યું; 'રાજન્! તમે જાણી જોઈને ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, આથી હું તમને શાપ આપું છું કે તમે ઘરડા થઈ જાઓ.' શુક્રાચાર્યે શાપ આપતાં જ રાજા ઘરડા બની ગયા.




હવે તેમણે શુક્રાચાર્યની પ્રાર્થના કરી અને કહ્યું: 'હું હજુ આપની પુત્રી દેવયાનીના સંગથી તૃપ્ત નથી થયો. આપ અમારા બન્ને ઉપર કૃપા કરો, જેથી હું ઘરડો ન થાઉં.' આચાર્યે કહ્યું: 'મારું વચન મિથ્યા નથી થઈ શકતું. હા, તમને હું એટલી છુટ આપું છું કે તમારું આ ઘડપણ તમે કોઈ બીજાને આપી શકો છો.' યયાતિએ કહ્યું: 'ભગવન્! આપ એવી આજ્ઞા આપો કે જે પુત્ર મને પોતાની જુવાની આપીને ઘડપણ લઈ લે

તે જ રાજ્ય, પુણ્ય અને યશનો ભાગી થાય.' આચાર્યે કહ્યું: 'ઠીક છે, શ્રદ્ધાપૂર્વક મારું ચિન્તન કરવાથી તમારું ઘડપણ બીજા ઉપર જતું રહેશે અને જે પુત્ર તમને જુવાની આપશે તે જ રાજા, આયુષ્માન, યશસ્વી અને તમારા કુળનો વંશ રાખનાર થશે.'

રાજા યયાતિ પોતાની રાજધાનીમાં આવ્યા. પહેલાં તેમણે દેવયાનીના જ્યેષ્ઠ પુત્ર યદુને બોલાવીને કહ્યું: 'હું ઘરડો થઈ ગયો, મારા શરીર ઉપર કરચલીઓ વળી ગઈ, વાળ સફેદ થઈ ગયા, પરન્તુ હજુ હું જુવાનીના ભોગોથી તૃપ્ત થયો નથી. તું મારું ઘડપણ લઈને તારી જુવાની મને આપી દે. એક હજાર વર્ષ પૂરાં થતાં હું તારી જુવાની તને પાછી આપી દઈશ.' યદુએ કહ્યું: 'ઘડપણમાં અનેક દોષો છે. તે અવસ્થામાં ખાવાપીવાનું પણ બરાબર બની શકતું નથી. શરીર ઢીલું, વાળ સફેદ, શક્તિ હોય નહિ, આનન્દ જણાય નહિ, યુવતિઓ તિરસ્કાર કરે. હું આથી આપનું ઘડપણ લઈ શકતો નથી.' યયાતિએ કહ્યું: 'બેટા! તું મારા હૃદયથી ઉત્પન્ન થયો છે છતાં મને તારી જુવાની નથી આપતો! જા, તારા સન્તાનને રાજ્યનો હક રહેશે નહિ.' પછી તેમણે બીજા પુત્ર તુર્વસુને બોલાવીને આ વાત કહી, પરન્તુ તેણે પણ ઘડપણ લેવાની ના પાડી. યયાતિએ તેને પણ શાપ આપતાં કહ્યું: 'તારો વંશ ચાલશે નહિ. તું માંસ ભક્ષણ કરનાર દુરાચારી અને વર્ણસંકર મ્લેચ્છોનો રાજા થઈશ.' આ પ્રમાણે દેવયાનીના બન્ને પુત્રોને શાપ આપીને યયાતિએ શર્મિષ્ઠાના મોટા પુત્ર દ્રુહ્યુને બોલાવ્યો અને તેને ઘડપણના બદલામાં જુવાની આપવાની વાત કહી. તેણે કહ્યું: ઘરડાને હાથી, રથ, ઘોડા અને યુવતિઓનું કાંઈ પણ સુખ મળતું નથી." તેણે પણ ઘડપણના દોષો બતાવી તેને લેવાની ના પાડી. યયાતિએ તેને કહ્યું: 'અરે! તું તારા પિતાને આ પ્રમાણે કહી રહ્યો છે! તારે એવા સ્થાનમાં રહેવું પડશે જ્યાં રથ, હાથી, ઘોડા અને પાલખીની તો વાત જ શું, બળદ, બકરાં અને ગધેડાં પણ નહિ જઈ શકે. કેવળ નાવથી જ જવું પડશે. તને પણ રાજ્ય મળશે નહિ, લોકો તને ભોજ કહેશે. કેવળ તારી જ નહિ, તારા વંશની પણ આ જ ગતિ થશે.' પછી શર્મિષ્ઠાના બીજા પુત્ર અનુએ પણ અસ્વીકાર કરતાં રાજાએ કહ્યું: 'તું મારી વાત માનતો નથી આથી તારાં સંતાનો જુવાન થઈને મરી જશે. તેને અગ્નિહોત્ર કરવાનો અધિકાર રહેશે નહિ.'

આ પુત્રોથી નિરાશ થઈને યયાતિએ અન્તમાં પૂરુને બોલાવી કહ્યું: 'બેટા! તું મને ખૂબ વહાલો છે, તું મારો ડાહ્યો પુત્ર છે. જો, હું શાપને લીધે ઘરડો થઈ ગયો છું અને જુવાનીથી તૃપ્ત થયો નથી; તું મારું ઘડપણ લઈ લઈને તારી જુવાની મને આપી દે. વિષયભોગ કરતાં એક હજાર વર્ષ પૂરાં થયે હું મારાં પાપો સાથે મારું ઘડપણ પાછું લઈ લઈશ.' પુરુએ બહુ પ્રસન્નતાથી રાજાની આજ્ઞાનો સ્વીકાર કર્યો. યયાતિએ તેને આશીર્વાદ આપ્યો—'હું તારા ઉપર અત્યન્ત પ્રસન્ન છું, તારી પ્રજા સર્વદા સુખી રહેશે.' આ પ્રમાણે કહીને તેમણે શુક્રાચાર્યનું ધ્યાન કર્યું અને પૂરુને પોતાનું ઘડપણ આપીને તેની જુવાની લઈ લીધી.

## સ્ત્રી જાતિ

પુરુષ સ્ત્રીજાતિને એક બાજુથી દબાવે છે, અજ્ઞાન રાખે છે, અવગણે છે અને નિંદે છે; બીજી બાજુથી એને પોતાના ભોગોને તૃપ્ત કરનારું કેવળ સાધન ગણે છે અને તે હેતુથી ઢીંગલીની માફક પોતાની ઇચ્છામુજબ તેને સજે છે તથા તેની ખુશામત કરે છે. એ રીતે એની ભોગવૃત્તિને ઉશ્કેરવાનો પ્રયત્ન કરે છે. આ બન્ને પ્રકારોથી કેવળ સ્ત્રીજાતિનો જ નહિ, પણ પોતાના આખા સમાજનો ભારે અધઃપાત થયો છે.

ઉછેરવામાં અને કેળવણીમાં દીકરા અને દીકરી વચ્ચે ભેદ કરી દીકરી પ્રત્યે ઓછી કર્તવ્યબુદ્ધિ રાખનાર માતપિતા પાપ કરે છે. સ્ત્રી અબળા નથી પણ પોતાની શક્તિ સમજે તો પુરુષ કરતાંયે વધારે સબળ છે. એ માતા થઈ જેવી રીતે બાળક ઘડે છે અને પત્ની થઈ જેવી રીતે પતિને દોરે છે, તેવી રીતે જગતમાં સમાજનું ઘડતર થાય છે. ધર્મની રક્ષા પણ મુખ્યપણે સ્ત્રીજાતિને લીધે થઈ છે

—મહાત્મા ગાંધીજી

[ ગતાંક પૃષ્ઠ ૬૧૮ થી ચાલુ ]

# બલિદાન એટલે બલિરાજાના જેવું દાન

સાત દિવસમાં મોક્ષ મળે એવી શ્રીમદ્‌ભાગવતની કથામાં ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યનું જોર વારંવાર દરેક અધ્યાયમાં આવ્યા કરે છે. જેમ ભક્તિ વગરનું જ્ઞાન શુષ્ક લાગે છે તેમ જ્ઞાન અને વૈરાગ્ય વગરની ભક્તિ પણ રાતી રહે છે, એ બાબત ભાગવતમાં માહાત્મ્યની અંદર શરૂઆતમાં જ સ્પષ્ટ કરેલ છે. ગૃહસ્થાશ્રમી માણસોને માટે ભક્તિનો માર્ગ ઉત્તમ છે છતાં એ માર્ગમાં પણ કેવાં કેવાં વિઘ્નો આવે છે અને એ માર્ગમાં કેવી કેવી ભૂલો થાય છે તે શ્રીમદ્‌ભાગવતમાં અનેક જગ્યાએ સ્પષ્ટ કરીને બતાવેલ છે. માયામાં એવી વિચિત્રતા છે કે જરાપણ ભૂલ થાય તો તેમાંથી અનેક પ્રકારની બીજી ભૂલો ઉત્પન્ન થાય છે. ગયા પ્રકરણમાં બતાવ્યું તેમ શંકર ભગવાન પણ માયામાં મોહિત થઇ ગયા તો બીજાનું શું કહેવું. માયાનાં મુખ્ય ત્રણ રૂપમાં છે. ૧ પુત્રૈષણા (સ્ત્રી-પુત્રની ઇચ્છા) ૨. વિત્તૈષણા અને લોકૈષણા. પહેલા પ્રકારની માયા એ બધી માયાનું મૂળ છે. તેથી ગયા પ્રકરણમાં તે વિસ્તારથી આપેલી છે. હવે ધન અને સંપત્તિ જેમાં મુખ્ય છે એવી માયા જીતવાનો પ્રસંગ શુકદેવજી પરીક્ષિત રાજા આગળ મૂકે છે. તેમાં બલિરાજાની આત્મસમર્પણ ભક્તિની વાત પણ આવે છે. આગળના રાજાઓ કેવા ત્યાગી હતા એ પણ તે કથામાંથી જણાઈ આવે છે. પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે "શ્રી હરિ જગતના ઈશ્વર હોવા છતાં લોભી માણસની માફક તેમણે બલિરાજા પાસે પૃથ્વી શા માટે માગી અને પોતાના મનોરથ સિદ્ધ થવા છતાં બલિરાજાને બંધનમાં શા માટે નાખ્યા? પૂર્ણકામ શ્રી યજ્ઞેશ્વર ભીખ માંગે અને નિરપરાધીઓને બાંધે એ બન્ને વાતોમાં મને શંકા થાય છે.. જો કે વિરુદ્ધ ધર્મની બાબતમાં ઘણા માણસો ગભરાઇ જાય છે તો પણ શ્રીમદ્‌ભાગવતમાં તે બાબત બહુ સ્પષ્ટ કરેલ છે, પણ તેના ખુલાસા તે તે કથાના પાછળના ભાગમાં આવે છે. શ્રી વામન ભગવાને બલિનું બધું ઐશ્વર્ય હરી લીધું. તે પછી ભગવાન તેને ! કે (૮-૨૨ ૨૪) "હું જેના ઉપર કૃપા કરું તેનું ધન હરણ કરી લઉં છું. કારણ કે ધનના મદથી ઉ થઈને માણસ ભગવાનનો અને સાધુઓનો તિરસ્કા છે. જો જન્મ, કર્મ, અવસ્થા, રૂપ, વિદ્યા, ઐશ્વર્ય ધન વગેરેથી ગર્વ ન થાય તો તે ભગવાનનો અનુગ્ર (૮-૨૨-૩૬)

સમાજમાં કેટલીક વાર એમ બોલાય કે અમુક માણસે પોતાનું બલિદાન આપ્યું પણ ખરો અર્થ સમજાવો હોય તો બલિના જેવું દાન એ જોઇએ એ કથા હવે શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે ગયા પ્રકરણમાં જણાવ્યું તે પ્રમાણે જ્યારે ઇંદ્રે ર મારી હત અને શુક્રાચાર્યે તેમને જીવતા કર્યો ત્ય બલિરાજા ગુરુસેવાને મુખ્ય માની શુક્રાચાર્યને સ અર્પણ કરી ને તેમની સેવા કરવા લાગ્યા. પછી ભૃગુ બ્રાહ્મણોએ સ્વર્ગના વિજયની ઇચ્છા થી બલિને ઇન્દ્રની આપી અને તેની પાસે વિશ્વજિત યજ્ઞ કરાવ્યો. બલિએ પોતાની સેનાથી દેવનગરીને ઘેરી ( જેઓ! અધર્મી હોય, દુષ્ટ ભૂતદ્રોહ, ક્રૂર, માની, ( અને લોભી હોય તેઓ આ નગરીમાં પ્રવેશ કરી શ નથી (૮-૧૫-૨૨) બલિની ચઢાઇથી ઇંદ્ર ગભરા તેમણે પોતાના ગુરુ બૃહસ્પતિને કહ્યું કે અમારા વેરી બલિ આ ઉદ્યોગ સહન કરી શકાય તેવો નથી, તેને કર્યું તે જ મળ્યું છે તેની ખબર પડતી નથી. એ પ્રલયકાળના અગ્નિની માફક આખા જગતને પી જાય દશે દિશાઓને બાળે છે અને નેત્રોથી સંપૂર્ણ દિશા બાળી ન ખે છે."

બૃહસ્પતિ—હે! ઇન્દ્ર હું શત્રુની ઉન્નતિનું કારણ છું વેદવાદી ભૃગુના પુત્રોએ પોતાના શિષ્ય બલિને આ મહાન તેજ સંપાદન કરેલ છે. આ વખતે માત્ર પરમેશ્વર શ્રીહરિ સિવાય બીજું કોઇ બલિ

સામે ટકી શકે તેમ નથી. તેથી તમે સ્વર્ગ છોડીને કોઇ જગ્યાએ છૂપાઇ જાઓ, અને બલિના અધઃપતનનો વખત આવે તેની રાહ જુઓ. હમણાં બ્રહ્મતેજથી તેનામાં શક્તિ આવી છે. કોઇ વખતે બ્રહ્મતેજનું (બ્રાહ્મણનું) અપમાન કરવાથી તે પોતાના કુટુંબ સહિત નષ્ટ થઇ જશે.

આવી સલાહને લઇને બધા દેવો પોતાની ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરી સ્વર્ગને છોડીને બીજે સ્થળે નાસી ગયા. બલિએ દેવપુરીની ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. પછી ભૃગુના પુત્રોએ બલિની પાસે સો અશ્વમેધ યજ્ઞ કરાવવાનો આરંભ કર્યો. આવા યજ્ઞોના પ્રભાવથી બલિની કીર્તિ બધી દિશામાં ફેલાઇ ગઇ. બલિ પણ આ કીર્તિથી પોતાને કૃતાર્થ માની લક્ષ્મીનો આનંદ લેવા લાગ્યા.

હવે દેવમાતા અદિતિએ જોયું કે તેના પુત્રો ભાગી ગયા છે અને દૈત્યોએ સ્વર્ગનું રાજ્ય લઇ લીધું છે તેથી તેને પરિતાપ થતો હતો. એક વાર કશ્યપ મુનિ ઘણા કાળ પછી સમાધિમાંથી ઊઠીને પોતાના આનંદ વગરના આશ્રમે આવ્યા, ત્યાં અદિતિએ તેમનું સન્માન કર્યું. અદિતિને શોકમાં રહેલી જોઇને કશ્યપ મુનિએ પૂછ્યું કે "હે સ્ત્રી ! તેં કોઇ અમંગળ કામ તો કરેલ નથી ? જો ગૃહસ્થાશ્રમધર્મ બરાબર પળાય તો યોગસાધન કર્યા વગર યોગનું ફળ મળે છે. એવા ઉત્તમ ધર્મના પાલનમાં કાંઇ હાનિ તો આવી નથી ને ! (૮-૧૬-૫) આ ઘરમાં આવેલ કોઇ અતિથિ પૂજા વગરનો અને સન્માન વગરનો તો રહી ગયો નથી ને ? જે ઘરમાં અતિથિઓનો સત્કાર થતો નથી તે શીઘ્ર પશુઓના ઘર જેવું છે. અથવા શું હોમ વખતે અગ્નિને આહુતિ દેવામાં ભૂલ થઇ છે ? બ્રાહ્મણ તો વિષ્ણુ ભગવાનનું મુખ છે. તારા બધા પુત્રો તો સુખી છે ને ? મને તારૂં ચિત્ત અસ્વસ્થ કેમ જણાય છે ? (૮-૧૬-૧૦.)

આ પ્રશ્નોમાં ગૃહસ્થાશ્રમનું કર્તવ્ય બહુ સ્પષ્ટ રીતે બતાવેલ છે. ગૃહસ્થાશ્રમ એ પણ એક આશ્રમ છે. તેનું પાલન શાસ્ત્ર પ્રમાણે સંયમથી થાય તો એક પ્રકારનો યોગ સિદ્ધ થાય છે. પણ હાલનું જીવન બહુ વ્યવસાયવાળું થઇ ગયું છે. અતિથિસત્કારનો લોપ થતો જાય છે. પશ્ચિમના દેશોમાં તો પોતાનાં નજીકનાં કોઇ સગાં મહેમાન તરીકે આવે તો એક-બે દિવસ જમવાનું આપીને પછી તેમના જમવાના ખર્ચ માટે તેમને બીલ આપવામાં આવે છે.

અદિતિ જવાબ આપે છે કે–"બ્રાહ્મણ, ગાયો, ધર્મ અને આ લોક સર્વ પ્રકારે કુશલ છે. આપનું નિરંતર સ્મરણ રહેવાથી મેં કોઇ અતિથિનો તિરસ્કાર કર્યો નથી. આપે મને ધર્મનો રસ્તો બતાવેલ છે તો હવે મારી બીજી શી ઇચ્છા રહે ? સત્ત્વ, રજ અને તમથી યુક્ત આ બધી પ્રજા આપના મનથી ઉત્પન્ન થઇ છે. (૮-૧૬-૧૪) તેથી જો કે આપને બધું સમાન છે છતાં દેવો શક્તિ વગરના થઇ ગયા છે. તેમનું આપે રક્ષણ કરવું જોઇએ. પ્રબલ દૈત્યોએ મારું ઐશ્વર્ય, ધન, યશ અને સ્થાન હરણ કરી લીધાં છે. તેથી હું સ્થાન વગરની થઇ શોકસાગરમાં ડૂબી રહી છું. આપ એવો ઉપાય બતાવો કે જેથી મારા પુત્રોને (દેવોને) ફરી ઐશ્વર્ય પ્રાપ્ત થાય."

અદિતિ ઉપરથી આદિત્ય શબ્દ થયેલ છે, તે સૂર્યનું નામ છે અથવા દૈવી તેજનું સ્વરૂપ છે. અદિતિનો સમાધિભાષાનો અર્થ વધારે સમજવાની જેમની ઇચ્છા હોય તેમણે શ્રી. અરવીંદનો લેખ Secret of the Vedas વાંચવો. ભક્તોને અને યોગીઓને હૃદયમાં એક પ્રકારનું તેજ જોવામાં આવે છે, તેને પણ અદિતિ કહે છે.

અદિતિએ એ પ્રમાણે પ્રાર્થના કરી તેથી કશ્યપજીને બહુ વિસ્મય થયો. તેણે કહ્યું "ભગવાનની માયાનું બળ કેવું છે ! આ બધો સંસાર સ્નેહબંધનથી બંધાયેલો છે. પાંચ ભૂતોથી બનેલો આ નાશવાન દેહ ક્યાં અને પ્રકૃતિથી પર રહેલ આત્મા ક્યાં ? આ પતિ પુત્ર વગેરે કોણ કોના થાય છે ? માટે હે અદિતિ ! તમે સંપૂર્ણ પ્રાણિમાત્રના અંતઃકરણમાં રહેલ જગદ્ગુરુ વાસુદેવ ભગવાનની ઉપાસના કરો. તે દીનવત્સલ છે તેઓ તમારી ઇચ્છા પૂરી કરશે. ભગવાનની ભક્તિ જ પરમ કલ્યાણ કારક છે. બીજા કોઇ દેવની ભક્તિ કરવાથી પરમ કલ્યાણ થતું નથી.

પછી કશ્યપજીએ અદિતિને પયોવ્રત કરવાની વિધિ સમજાવી. આ વ્રતમાં મુખ્ય દૂધના આહાર ઉપર રહેવાનું છે અને ભગવાનની સ્તુતિ કરવાની છે. પછી ભગવાનનું પૂજન કેમ કરવું તે બતાવેલ છે. આ વ્રતની

સંપૂર્ણ હકીકત આઠમા સ્કંધના ૧૬ મા અધ્યાયમાં બતાવેલ છે. આ વ્રત બ્રહ્માજીએ કશ્યપજીને બતાવ્યું હતું અને કશ્યપજીએ અદિતિને સમજાવ્યું. આ વ્રતને "સર્વયજ્ઞ" અથવા "સર્વવ્રત" કહે છે. તે સંપૂર્ણ તપનો સાર છે અને મુખ્ય દાન છે. તેનાથી ભગવાન પ્રસન્ન થાય છે. જેનાથી ભગવાન પ્રસન્ન થાય એ જ સાચા નિયમ છે, તે જ ઉત્તમ યમ છે, તે જ તપ, દાન, વ્રત અને યજ્ઞ છે.

હાલના કાળમાં ઘણા માબાપો અમને કહે છે કે તેમની પ્રજાથી તેમને સંતોષ થતો નથી, દિકરાઓ માબાપનું કહેલું માનતા નથી અને દિકરીએ ગમે તેને પરણી લે છે. તેનું કારણ એ છે કે પ્રજાની ઉત્પત્તિ પહેલાં અને પ્રજાની ઉત્પત્તિ વખતે માબાપ ભગવાનનું સ્મરણ કરતા નથી.

જેઓને રામ અને કૃષ્ણ જેવા અથવા વ્યાસ અને વાલ્મીકિ જેવા બાળક જોઈએ તેમણે કેટલાક નિયમ પાળવા જોઈએ. એવા નિયમોમાં સ્ત્રીઓને માટે આ પયોવ્રત એ એક બહુ સારું વ્રત છે. તેનાથી ભગવાન પ્રસન્ન થાય છે અને ભગવાન પુત્રરૂપે અવતરે છે અથવા ભગવાનના જેવો પુત્ર મળી શકે છે. એવો એક પુત્ર આપણા દેશમાં અવતરે તો પણ હિંદુસ્થાનનો અને બધા દેશોનો ઉદ્ધાર થાય તેવું છે. આવા કામ માટે બહુમતિની જરૂર નથી. અદિતિના જેવી શુદ્ધ આચરણવાળી એક સ્ત્રી પણ જો આ પ્રમાણે પયોવ્રત કરે અને તેને પેટ એક સુપુત્ર જન્મે તો તે સમાજની મોટામાં મોટી સેવા છે. જે કામ એક માણસની ઉત્તમ મતિથી થાય છે, તેવું કામ અજ્ઞાની માણસોની બહુમતિથી થતું નથી.

મહર્ષિ કશ્યપજીનો ઉપદેશ સાંભળી અદિતિએ સાવધાનતાપૂર્વક બાર દિવસના વ્રતનું અનુષ્ઠાન શરૂ કર્યું. તેણે એકનિષ્ઠ બુદ્ધિથી પરમ પુરુષ પરમેશ્વરનું ચિંતન કરતાં કરતાં બુદ્ધિને સારથી બનાવીને મનરૂપી લગામથી ઇન્દ્રિયોરૂપી દુષ્ટ ઘોડાને પોતાને સ્વાધીન કરી લીધાં. આ પ્રમાણે એકાગ્ર બુદ્ધિથી પોતાના મનને સર્વાત્મા શ્રીહરિમાં સમાહિત કરી તે પયોવ્રતનું અનુષ્ઠાન કરવા લાગી. એ વ્રતના પ્રભાવથી અદિતિની સામે પીતામ્બર, સુશોભિત ચતુર્ભુજમૂર્તિ શંખચક્રગદાધારી ભગવાન આદિ પુરુષ પ્રગટ થયા. અદિતિ આદરપૂર્વક એકદમ ઊભી થઈ ગઈ અને પ્રેમથી વિહ્વળ થઈ, પૃથ્વી ઉપર દંડની માફક સૂતી. તેણે ભગવાનને પ્રણામ કર્યા. પછી ભગવાનની સ્તુતિ કરવાનો તેણે પ્રયત્ન કર્યો પણ તેમ ન કરી શકી. તેના શરીરમાં રોમાંચ ઉત્પન્ન થયા અને તે ચુપચાપ રહી ગઈ. છતાં થોડીવાર પછી શક્તિ આવવાથી તેણે ભગવાનની સ્તુતિ કરી. અદિતિ સ્તુતિ કરતાં કહે છે કે, "આપ શરણાગતનાં દુઃખ દૂર કરવાવાળા છો, દીનોના પ્રભુ છો, આપ પ્રસન્ન થાઓ છો ત્યારે માણસને ચારે પુરુષાર્થનું ફળ મળી જાય છે." ભગવાને કહ્યું; "હે મા! દૈત્યોએ દેવોને તેમના સ્થાનમાંથી પાડી નાખ્યા છે, તે હું જાણું છું. તારે ફરીથી દેવોનો વિજય જોવાની ઇચ્છા છે તે પણ હું જાણું છું, મને લાગે છે કે હાલમાં એ અસુરો અજેય છે, કારણ કે તે સમર્થ બ્રાહ્મણ શુક્રાચાર્યથી રક્ષિત છે, હાલ તેમને હરાવવાનો ઉદ્યોગ સફળ થશે નહિ છતાં હું તમારા વ્રતથી સંતુષ્ટ થયો છું તેથી મારે કોઈ ઉપાય શોધવો પડશે, મારું પૂજન વ્યર્થ જતું નથી. શ્રદ્ધા ફળ આપે છે. તેથી હું મારા અંશથી શ્રી કશ્યપજીના તપરૂપ વીર્યમાં સ્થિત થઈ તમારા પુત્રોની રક્ષા કરીશ. તમે તમારા નિષ્પાપ પતિ કશ્યપજીમાં મને આ રૂપે રહેલો જોઈને તેમની સેવા કરો. આ બાબતમાં કોઈ તમને કાંઈ પૂછે તો તમારે કહેવું નહિ, કારણ કે દેવોનાં બધાં કામ ગુપ્ત હોય તો જ સફળ થાય છે (૮-૧૭-૨૦).

અહીં એક મુખ્ય બાબત સમજવા જેવી છે. ભગવાન અદિતિને કહે છે કે તમારા પતિની અંદર મને આ રૂપે જોવાથી તમને મારા જેવો પુત્ર પ્રાપ્ત થશે. આજે પણ કોઈ સ્ત્રી પોતાના પતિમાં ભગવાનનું દર્શન કરે તો તેને ભગવાનના જેવો પુત્ર પ્રાપ્ત થાય, પણ એવી દૃષ્ટિ કઈ સ્ત્રી રાખી શકે છે? તેવા કામ માટે પહેલાં સત્સંગ જોઈએ. આટલું કામ થઈ શકે તો એક સ્ત્રીની ઉત્તમ મતિથી ભગવાનના જેવાં બાળકો આપણા સંસારમાં મળી શકે અને પછી બહુમતની જરૂર પડે નહિ.

અહીં બીજી બાબત એ સમજવાની છે કે કેટલાક કામ ગુપ્ત રાખવાથી સિદ્ધ થાય છે. ઉપનિષદોમાં કહેલ છે કે દેવોને પરોક્ષ વાતો વધારે ગમે છે. દૈવી પ્રેરણાની વાતો ગુપ્ત રાખતાં શીખવું જોઈએ. પછી ભગવાન અંતર્ધાન થઈ ગયા. અદિતિ ભગવાનનાં વચન સાંભળી કૃતકૃત્ય થઈ ગઈ અને ભક્તિપૂર્વક પતિની સેવા કરવા

લાગી. શ્રી કશ્યપજીએ પણ સમાધિયોગથી પોતાના શરીરમાં શ્રીહરિનો અંશ પ્રવેશ કરતો જોયો. પછી પોતે સમાહિત ચિત્તથી અદિતિના ગર્ભમાં પોતે ઘણા કાળથી તપદ્વારા સાચવેલ વીર્ય મૂક્યું અને તે દ્વારા ભગવાન સનાતન પુરુષનો જન્મ થયો. હાલના કાળમાં ગર્ભ ધારણ વખતે કેટલાં સ્ત્રીપુરુષો પોતાનું મન સમાહિત એટલે સમાધિરાજી રાખે છે ? અને જો પણ જેવું મન હોય તો તેમાંથી સારી પ્રજાની આશા શી રીતે રાખી શકાય ? બળદની અને ગાયોની ઓલાદ સુધારવા માટે હિંદુસ્તાનના માજી વાઈસરોય લીન્લીથગો ખેડૂતોને સારા આખલા ભેટ આપતા હતા, પણ માણસની ઓલાદ સુધારવા માટે કોણ પ્રયત્ન કરે છે ?

ભગવાનનો જન્મ થયા પછી બ્રહ્માજી નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરવા લાગ્યાઃ—

जयोरुगाय भगवन्नुरुक्रम नमोऽस्तु ते।
नमो ब्रह्मण्यदेवाय त्रिगुणाय नमो नमः ॥

અર્થ—હે મહાન કીર્તિમાન ભગવાન ! આપનો જય થાઓ. હે પરમ પરાક્રમી ! આપને નમસ્કાર છે. હે બ્રહ્મદેવ ! હે નિર્ગુણ, નિયામક પ્રભો ! આપને વારંવાર પ્રણામ છે.

વધારામાં બ્રહ્માજી કહે છે કે જે સંપૂર્ણ જીવોના અંતઃકરણમાં સ્થિત છે તે આપ વિષ્ણુ ભગવાનને મારા નમસ્કાર છે. આપ આ ત્રણે ભુવનમાં આદિ, અન્ત અને મધ્ય છો. તેથી આપને અનન્ત શક્તિવાળા કહે છે. જેમ નદીનો પ્રવાહ તેમાં પડેલા તણખલાને સાથે લઈ જાય છે, તેમ આપ કાળરૂપથી બધા જગતને ખેંચો છો. આપ દેવોના એક માત્ર આશ્રય છો.

પછી જન્મમૃત્યુથી રહિત ભગવાન અદિતિના ગર્ભથી બહાર પ્રગટ થયા. તેમના ગળામાં કૌસ્તુભ મણિ હતો. તેનાથી કશ્યપજીના ઘરનો અંધકાર દૂર થયો. તે વખતે બધી દિશાઓ અને જળાશય નિર્મળ થઈ ગયાં, પ્રજાવર્ગને અત્યન્ત હર્ષ થયો અને ઋતુઓ પોતાના ગુણોથી યુક્ત થઈ ગઈ, તે વખતે કશ્યપજીએ પણ અતિ વિસ્મયપૂર્વક "જય હો" એમ કહ્યું. તે વખતે વિચિત્ર લીલા કરવાવાળા નટની માફક શ્રી. હરિએ બધાના દેખતાં વામન (નાનું) બ્રહ્મચારીનું રૂપ ધારણ કર્યું. પછી તેમનો જાતસંસ્કાર કરાવ્યો.

પછી તેમને ઉપનયન વિધિ થઈ ત્યારે સૂર્યે ગાયત્રીનો ઉપદેશ આપ્યો, બૃહસ્પતિએ યજ્ઞોપવીત આપ્યું, અને કશ્યપજીએ મેખલા આપી, કુબેરજીએ ભિક્ષાનું પાત્ર આપ્યું અને ભગવતી ઉમાએ તેમાં ભિક્ષા આપી.

થોડા વખત પછી નર્મદાકાંઠે ભરૂચમાં જ્યાં બલિરાજા અશ્વમેધનું અનુષ્ઠાન કરતા હતા ત્યાં વામન ભગવાન પધાર્યા. તેમણે માયાથી બટુક રૂપ ધારણ કર્યું હતું. તે વામન-બ્રાહ્મણ રૂપ શ્રીહરિને જોઈને ભૃગુપુત્રના શિષ્યો ઊભા થયા અને તેમનો સત્કાર કર્યો. બલિરાજાએ પણ તેમને નમસ્કાર કરી પ્રસન્નતાપૂર્વક આસન આપ્યું. બલિરાજાએ તેમના ચરણ ધોઈ પૂજન કર્યું. અને ચરણોદક પોતાના મસ્તક પર રાખ્યું. પછી બલિરાજાએ કહ્યું આપ ભલે પધાર્યા, આપને નમસ્કાર છે, કહો હું આપનું શું કામ કરું ! હે આર્ય ! હું તો આપને સાક્ષાત્ બ્રહ્મર્ષિઓનું મૂર્તિમાન તપ સમજું છું."

હિંદુધર્મમાં ઉત્તમ પુરુષને "આર્ય" કહેવાનો રિવાજ છે. સીતાજી પણ રામચંદ્રજીને આર્યપુત્ર કહીને બોલાવતાં હતાં. આર્ય એટલે સંસ્કારી અથવા બ્રહ્મજ્ઞાની પુરુષ. હાલના કાળમાં અંગ્રેજો પોતાને સિંહ કહે છે, રશીયાને રીંછ કહે છે, જાપાનને બિલાડી કહે છે તેવું આપણા દેશમાં નહોતું. આપણને પશુની હારમાં મૂકવા માટે નવા રૂપીઆની પાછળ સિંહનો વાઘ ચીતરવામાં આવેલ છે તે કરતાં દુષ્યન્તનો પુત્ર ભરત આર્ય– હાથમાં વાઘનું બચ્ચું લઈને રમે છે તેવું ચિત્ર મૂક્યું હોત તો વધારે શોભત.

બલિરાજા વામનજીને કહે છે કે આપના ચરણોથી આ ભૂમિ પવિત્ર થઈ ગઈ છે. હે બ્રાહ્મણકુમાર ! આપ કોઈ ભિક્ષા માટે આવ્યા હો તેવું લાગે છે માટે આપે જોઈએ તો ગાય, સોનું, સામગ્રીવાળું ઘર, અન્ન જળ, કન્યા, ગામ, ઘોડા, હાથી અથવા રથ—જે જોઈએ તે ખુશીથી માગી લ્યો.

વામન ભગવાને કહ્યું:—તમારું મધુર વચન તમારા કુળને યોગ્ય જ છે. વળી પારલૌકિક ધર્મમાં તમારે તો શુક્રાચાર્ય તથા પ્રહ્લાદજી પ્રમાણસ્વરૂપ છે. (અહિં પ્રમાણ શબ્દ સંસ્કારી જીવનને લાગુ પડે છે.) તમારા કુળમાં કોઈ નિઃસત્ત્વ કે કૃપણ (લોભી) થયા નથી

કોઈએ બ્રાહ્મણની માગણીનો તિરસ્કાર કર્યો નથી. કોઈએ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નથી. તમારા કુળમાં હિરણ્યકશિપુ થયા છે તે જ્યારે ભગવાન વિષ્ણુને મારવા આવ્યા ત્યારે વિષ્ણુ ભગવાને વિચાર કર્યો કે "જેમ મૃત્યુ પ્રાણીઓની પછવાડે ફરે છે તેમ આ બાહ્ય દૃષ્ટિવાળો દૈત્ય હું જ્યાં જઈશ ત્યાં મારી પછવાડે ફરશે. તેથી વિષ્ણુ ભગવાને હિરણ્યકશિપુના શરીરમાં જેમ શ્વાસ વાયુમાં-લીન થઈ જાય તેવું સૂક્ષ્મ શરીર ધારણ કરી તેમાં પ્રવેશ કર્યો. (૮–૧૯–૧૦) પછી ભગવાન તેને ન મળવાથી ક્રોધ થયો, બધે શોધતાં તેને ભગવાન ન મળ્યા. તેથી તેને લાગ્યું કે મારા ભાઈને મારનાર વિષ્ણુ એવા લોકમાં ચાલ્યા ગયા છે કે જ્યાંથી જીવ પાછો આવતો નથી. વેર તો દેહ હોય ત્યાંસુધી રહે છે, ક્રોધ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને અહંકારથી તેની વૃદ્ધિ થાય છે, આપ ધર્મમાં રહો છો તે હું જાણું છું.

ઉપરની કથામાં ભગવાન વિષ્ણુ હિરણ્યકશિપુના પ્રાણરૂપ થઈ ગયા હતા એવું આવે છે. તેથી તે દૈત્ય ભગવાનને જોઈ શક્યો નહિ. આજે પણ જ્યારે આપણું જ્ઞાન પ્રાણની લાગણીને વશ થઈ જાય છે ત્યારે આત્મજ્ઞાન થતું નથી અને પ્રાણનું સુખ પ્રમાણ ...ઈ જાય છે. જેમ શુદ્ધ સ્ફટિક પાસે લાલ પુષ્પ ...મુ હોય અને કોઈ કારણથી લાલ પુષ્પ ન ...ખાય તો સ્ફટિક લાલ છે એવી ભ્રાંતિ ઉત્પન્ન થાય ...ે, તેમ પ્રાણ જડ છે છતાં તેમાં ચેતન હોય તેવું ...ાગે છે. તેમાં જે ચેતનપણું છે તે અવ્યક્ત વિષ્ણુનું ...છે, પણ અહંકારથી જીવ પોતાનું માને છે. જીવની સ્થિતિને લઈને પ્રાણની સ્થિતિ છે તેથી પ્રાણ ધારણ ...રે તેને જીવ કહે છે. સ્થિતિ આપનાર તત્વને વિષ્ણુ...નું સ્વરૂપ પણ કહે છે. પણ પ્રાણરૂપે વિષ્ણુનો અનુભવ મળવો મુશ્કેલ છે.તેથી હિરણ્યકશિપુ ભગવાનને ...માં શોધી શક્યો નહિ. હવે વામન ભગવાન બલિ...રાજાને કહે છે કે "હે દૈત્યેન્દ્ર! વરદાનીઓમાં શ્રેષ્ઠ! હું તો આપની પાસે મારા ત્રણ પગલાંથી મપાય તેટલી થોડી જ પૃથ્વી માગું છું. હે રાજા ! તું ઘણો ઉદાર છે. અને સંપૂર્ણ જગતનો સ્વામી છો, મારે આ સિવાય બીજી કોઈ વસ્તુની ઇચ્છા નથી. જો કોઈ વિદ્વાન પોતાની જરૂરીઆતથી વધારે દાન ન લે તો તેને કોઈ પ્રકારનું પાપ લાગતું નથી. (૮–૧૯–૧૭).

બલિરાજાએ કહ્યું–હે બ્રાહ્મણકુમાર! તમારી વાતો તો વૃદ્ધ પુરુષોના જેવી છે, પણ હજુ તમે બાળક છો, તમારી બુદ્ધિ બાળકોના જેવી છે, તમને તમારા સ્વાર્થનો કંઈ ખ્યાલ નથી. હું ત્રણ લોકનો એકમાત્ર અધિપતિ છું, છતાં તમે ફક્ત ત્રણ પગલાં પૃથ્વી માગો છો તે તમારું અજ્ઞાન સૂચવે છે. મારી પાસે જે યાચના કરવા આવે છે તેને બીજી કોઈ જગ્યાએ માગવાની જરૂર પડતી નથી. માટે તમે મારી પાસે તમારી ઇચ્છા પ્રમાણે જીવન ચલાવવા માટે પૂરતી પૃથ્વી માગી લ્યો.

(૮–૧૯–૨૦)

શ્રી ભગવાન કહે છેઃ—

यावन्तो विषयाः प्रेष्ठास्त्रिलोक्यामजितेन्द्रियम् ।
न शक्नुवन्ति ते सर्वे प्रतिपूरयितुं नृप ॥

(૮–૧૯–૨૧)

અર્થ–હે રાજા ! ત્રણે લોકમાં જેટલા પ્રિય વિષયો છે તે બધા મળીને પણ અજિતેન્દ્રિય પુરુષના મનોરથ પૂર્ણ કરી શકતા નથી.

જે પુરુષને ત્રણ પગલાં પૃથ્વીથી સંતોષ નથી, તેને સાતે દ્વીપોની ઇચ્છા રહેવાથી નવ ખંડવાળા એક દ્વીપથી પણ સંતોષ થતો નથી. મેં સાંભળ્યું છે કે રાજાઓ સાતે દ્વીપના સ્વામી હોવા છતાં ધન અને ભોગોના સંગ્રહથી તૃષ્ણાની પાર જઈ શક્યા ન હોતા. વળી–

यदृच्छयोपपन्नेन संतुष्टो वर्तते सुखम् ।
नासंतुष्टस्त्रिभिर्लोकैरजितात्मोपसादितैः ॥

(૮–૧૯–૨૪)

અર્થ–જે કંઈ પ્રારબ્ધવશ મળી જાય તેનાથી સંતુષ્ટ રહેવાવાળો પુરુષ સદા સુખી રહે છે, પરંતુ અસંતુષ્ટ રહેવાવાળા અજિતેન્દ્રિય પુરુષને ત્રણે લોકનું રાજ્ય મળે તો પણ સુખી થતો નથી.

पुंसोऽयं संसृतेर्हेतुरसंतोषोऽर्थकामयोः ।
यदृच्छयोपपन्नेन संतोषो मुक्तये स्मृतः ॥

(૮–૧૯–૨૫)

અર્થ–અર્થ અને કામ (એટલે સ્ત્રી પુત્રની ઇચ્છા અને ધનની ઇચ્છાથી જેને સંતોષ થતો નથી તેની વાસના જન્મમરણરૂપ સંસારનું કારણ છે, અને પોતાને મળેલ પદાર્થોથી સંતોષી રહેવું તે મોક્ષનું કારણ છે.

જે મળ્યું હોય તેનાથી જેને સંતોષ રહે છે તેના તેજની વૃદ્ધિ થાય છે અને જેમ જળથી અગ્નિ શાંત થઈ જાય છે તેમ અસંતોષથી તેજ શાંત થઇ જાય છે."

આંહી આમાનું તેજ સમજવાનું છે. હાલના કાળમાં તેજસ્વી માણસો વધારે પ્રમાણમાં દેખાતાં નથી, કારણ કે તેમને અર્થ અને કામના ભોગની સીમા નથી. પશ્ચિમના દેશોના માણસોની એવી દશા છે અને પૂર્વના દેશોના માણસોની પણ એવી દશા છે. ઉત્તમ સંસ્કાર વગર પ્રજામાં સંતોષી જીવન ઉત્પન્ન થતું નથી. જ્યાં સંતોષ નથી ત્યાં વારંવાર લડાઇઓ ઉત્પન્ન થયા કરે છે.

બલિ રાજાએ ભગવાનને કહ્યું, કે "ભલે, તમારી ઇચ્છા હોય તે પ્રમાણે લો." એમ કહી તેણે વામન ભગવાનને ત્રણ પગલાં પૃથ્વી આપવા માટે સંકલ્પ કરવા માટે જલનું પાત્ર હાથમાં લીધું. તે વખતે તેના ગુરુ શુક્રાચાર્યે ભગવાનનો હેતુ જાણીને બલિને કહ્યું, કે "આ તો સાક્ષાત્ 'અવ્યય ભગવાન' વિષ્ણુ છે. તેં ભવિષ્યનો વિચાર કર્યા વગર પૃથ્વીનું દાન દેવાનો નિશ્ચય કર્યો છે તે બરાબર નથી. આ માયાવામન-રૂપ વિષ્ણુ તારૂં સ્થાન, ઐશ્વર્ય, લક્ષ્મી, તેજ અને કીર્તિ; બધું હરણ કરશે અને ઇન્દ્રને આપી દેશે. (૮-૧૯-૩૨) એ વિશ્વરૂપ હોવાથી ત્રણ પગલાંમાં ત્રણ લોકને માપી લેશે. પછી તું તારો નિર્વાહ શી રીતે કરીશ. આ વિશ્વવ્યાપક ભગવાન એક પગથી પૃથ્વી, બીજાથી સ્વર્ગ અને વિશાળ શરીરથી આકાશને વ્યાપ્ત કરી દેશે, પછી ત્રીજા પગ માટે પણ જગ્યા રહેશે નહિ. અને પ્રતિજ્ઞા કરેલ વસ્તુ તું દઈ શકીશ નહિ. તો તારે નરકમાં જવું પડશે. જે દાનથી પોતાની આજીવિકા નષ્ટ થઈ જાય તે દાનને પંડિતો વખાણતા નથી. જે પોતાની આજીવિકાનું સાધન રાખે છે તે પુરુષ જ દાન, યજ્ઞ, તપ અને કર્મોનું અનુષ્ઠાન કરી શકે છે. વળી તને એમ લાગે કે પ્રતિજ્ઞાભંગનો અપરાધ લાગે તો શું કરવું ? તો ઋગ્વેદની શ્રુતિમાં કહેલ છે કે જે કામને લોકમાં ઓં કહીને સ્વીકાર કરાય તે સત્ય છે અને બીજું અસત્ય છે. (૮-૧૯-૩૮). સત્ય તો દેહરૂપી વૃક્ષનાં પુષ્પ અને ફલ છે અને દેહનું મૂળ અસત્ય છે. ઓં એ અક્ષરનો ઉચ્ચાર કરનાર માણસ ધનથી દૂર થાય છે. જે પુરુષ ઓં કહે છે એટલે હું દઈશ એમ કહે છે તેનું ધન જતું રહે છે. જે "નહિ" એવું મિથ્યા વચન કહે છે, તેનું ધન ધાન્ય ઠીક રહે છે. જે "સર્વાંશ નહિ" એમ કહે છે તે અસત્ય ભાષણ હોવાથી તેની દુષ્કીર્તિ થાય છે, તે શ્વાસ લેતો છતાં મરેલા જેવો છે. સ્ત્રીઓને વશ રાખવામાં, મશ્કરીમાં, વિવાહમાં, વરની સ્તુતિ કરતી વખતે, પોતાની આજીવિકાના રક્ષણ માટે, પ્રાણસંકટ વખતે, ગાય અને બ્રાહ્મણના હિતને માટે અને કોઈની હિંસા થતી હોય ત્યારે અસત્ય ભાષણ કરવું એ નિંદાપાત્ર નથી. (૮ ૧૯ ૪૩)

આંહી બે બાબત સમજવા જેવી છે. શુક્રાચાર્ય જેવા ગુરુ હોય અને શિષ્યને સંસારનો લાભ બતાવતા હોય તો તેવા ગુરુનું માનવું કે નહિ ? બીજું ગૃહસ્થોને માટે માત્ર ઓંનો ઉચ્ચાર કરવાની શાસ્ત્રમાં મના છે. તેમને માટે ઓંની સાથે ભગવાનનું નામ વાસુદેવ, શિવ વગેરે લેવું જોઈએ. ગૃહસ્થાશ્રમ ચલાવવા માટે ધનની જરૂર પડે છે. અને આંહી શુક્રનીતિમાં એમ જણાવેલ છે કે જે માત્ર ઓં બોલે છે તેનું ધન જતું રહે છે. તેથી શાસ્ત્ર પ્રમાણે કેવલ ઓંનો ઉચ્ચાર સંન્યાસીઓ માટે રાખેલ છે.

બલિરાજા જવાબ આપે છે કે, "આપે કહ્યું કે ધર્મ એવી રીતે પાળવો જોઇએ કે જેથી અર્થ, કામ, યશ અને આજીવિકામાં બાધા ન પડે તે ઠીક છે, પણ હું પ્રહ્લાદના પુત્ર વિરોચનનો પુત્ર છું. તેથી એકવાર "દઇશ" એમ પ્રતિજ્ઞા કરીને ધનના લોભથી કૃપણની માફક ઇન્કાર કરી શકતો નથી. અસત્યથી વધારે મોટો કોઇ અધર્મ નથી. મરણ વખતે જે ધન વગેરેને છોડવાં પડે છે તેને જીવતાં છોડવામાં શી હરકત છે ? જે દાનથી લેનાર બ્રાહ્મણને સંતોષ ન થાય તે દાનથી શો લાભ છે ? દધીચિ અને શિબિ વગેરે સાધુજનોએ તો પોતાના પ્રાણ બીજાના હિત માટે આપી દીધા છે, તો પૃથ્વી આપવામાં શું વિચાર કરવો. જેણે જેણે પૃથ્વી ભોગવી છે તે બધાનો નાશ થયો છે પણ કીર્તિનો નાશ થયો નથી. યુદ્ધ વખતે પીઠ બતાવ્યા વગર પોતાનો પ્રાણ આપનાર ત્યાગી તો ઘણા મળે છે. પણ દાનનું પાત્ર મળતાં શ્રદ્ધાપૂર્વક ધનનું દાન કરવાવાળાં બહુ ઓછાં દેખાય છે. આવા પ્રસંગે દુર્ગતિ પણ કલ્યાણરૂપ થાય છે, માટે હું આ બટુકની ઇચ્છા પૂરી કરીશ. આ દાન લેનાર વિષ્ણુ ભગવાન હોય કે ન હોય, હું

તો તેને આપેલી પૃથ્વી આપવાની પ્રતિજ્ઞા કરી બેઠો છું. જો મારું બધું લઈને અને તે અધર્મપૂર્વક બાંધીશે તો પણ હું તેનો વધ કરીશ નહિ, કારણ કે મારા શત્રુ દેવોને બીકથી તેમણે બ્રાહ્મણનો વેશ લીધો છે. જો તે વિષ્ણુ ભગવાન હશે તો તે પોતાનો યશ ખોશે નહિ અને યુદ્ધમાં મને મારીને પણ આ પૃથ્વીને હરી લેશે અથવા બીજો કોઈ હશે તો હું એને મારી નાખીશ."

અહીં ક્ષત્રિયના ધર્મ કરતાં બ્રાહ્મણનો ત્યાગધર્મ શ્રેષ્ઠ બતાવેલ છે, નવધા ભક્તિમાં પણ ઉત્તમી ભક્તિ બલિરાજાની આત્મનિવેદન-ભક્તિ છે, તેની કીર્તિ હજી પણ ગવાયા કરે છે.

પછી ગુરુ શુક્રાચાર્યે બલિને શાપ આપ્યો, "તું અજ્ઞાની અને મૂઢ બુદ્ધિવાળો છે છતાં પોતાને પંડિત માને છે, તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરેલ છે તેથી તું તરત ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ જા"

બલિને આ શાપની કાંઈ અસર થઈ નહિ. તેણે વામન ભગવાનને ત્રણ પગલાં પૃથ્વી આપવાનો સંકલ્પ કર્યો. તે વખતે બલિ રાજાની પત્ની વિન્ધ્યાવલી પણ ત્યાં આવી. પછી બલિએ ભગવાનના ચરણ ધોઈને જળ પોતાના મસ્તક ઉપર મૂક્યું. દેવ, ગંધર્વ, વિદ્યાધર વગેરે બલિની સ્તુતિ કરવા લાગ્યા.

પછી બધાના દેખતાં ભગવાન અનન્તનું એ ત્રિગુણાત્મક વામનરૂપ વિચિત્ર રીતે વધવા લાગ્યું અને પૃથિવી, આકાશ, દિશા, સ્વર્ગ, પાતાલ, સમુદ્ર, પક્ષી, મનુષ્યો, દેવતા અને ઋષિઓ એ બધા તેમાં સમાઈ ગયા. મહાવિભૂતિ ભગવાનના એ ગુણમય શરીરમાં ઋત્વિક્, આચાર્ય, અને સભાસદ સહિત મહારાજા બલિએ ભૂત, ઇંદ્રિય, વિષયો, અંતઃકરણ અને જીવો સહિત આ સંપૂર્ણ ત્રિગુણમય જગત જોયું. (૮-૨૦-૨૨)

વાસ્તવમાં જગત ત્રણ ગુણમય છે એટલે ભગવાનનું કાર્ય છે. સાંખ્યશાસ્ત્રમાં એની બધી પ્રક્રિયા સમજાવેલી છે. ટૂંકામાં, ભગવાનના પ્રાણ અને શરીરમાં સ્થાવર-જંગમ બધાં પ્રાણીઓ બલિએ જોયાં (૮-૨૦-૨૯). સર્વાત્મા ભગવાનમાં આ સંપૂર્ણ જગત જોઈને દૈત્યોને બહુ ભય થયો. તે વખતે ભગવાને શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યાં હતાં. તેમના પાર્ષદ સુનન્દ વગેરે પુણ્ય પ્રભુની પાસે આવી ગયા. ભગવાને પોતાના પગથી બલિની સંપૂર્ણ પૃથ્વી માપી લીધી. શરીરથી આકાશને અને ભુજાઓથી દિશાઓને ઘેરી લીધી. બીજા પગથી સ્વર્ગને માપી લીધું. અને ત્રીજા પગ માટે તો અણુમાત્ર સ્થાન રહ્યું નહિ; કારણ કે ભગવાનનો બીજો પગ ઉપર ગયો તેમાં મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક સમાઈ ગયા હતા.

અહીં બલિરાજાની શરણાગતિની કસોટી હતી. દરેક વ્યક્તિ કોઈ ને કોઈ રૂપમાં શરણભાવ રાખે છે. આસ્તિક માણસ એકને શરણે રહે છે અને નાસ્તિક માણસ અનેકને શરણે રહે છે. શરણાગત માણસ જ્યારે પ્રભુને શરણ થાય છે ત્યારે ઇચ્છાઓની નિવૃત્તિ થાય છે. શરણાગતિ શરૂઆતમાં જ અહંકારમાં પરિવર્તન થાય છે. શરણાગતિ એ ભાવ છે, કર્મ નથી. ભાવ અને કર્મમાં ફેર એટલો છે કે ભાવ વર્તમાનમાં ફળ આપે છે અને કર્મ ભવિષ્યમાં ફળ આપે છે. વળી ભાવનો કર્તા સ્વયં સ્વતંત્રતાપૂર્વક ભાવ કરી શકે છે, કર્મ સંઘટનથી ઉત્પન્ન થાય છે, સંઘટન અનેક પ્રકારનાં હોય છે, કારણ કે અનેક જાતની નિર્ભરતાનો સમૂહ એ જ વાસ્તવમાં સંઘટન છે. એ સામાન્ય નિયમ છે, પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં પોતાથી ભિન્નની સહાયતાની તપાસ કરવી એ સંઘટન છે. સમાજ-જીવન એની રીતે ચાલે છે.

બલિરાજાએ પોતાનું જીવન ઠીક કરવા માટે બીજા કોઈની મદદ માગી નહિ. તે પોતાની બુદ્ધિથી જ સાચો નિર્ણય કરી શક્યા હતા. તેમણે બહુમતિના ઉપર આધાર રાખ્યો નહિ, ગુરુનું કહેવું પણ માન્યું નહિ.

વામન ભગવાનના ચરણ સત્યલોક સુધી પહોંચી જવાથી, તેના તેજથી બ્રહ્મા અને દેવોની કાન્તિ ફીકી પડી ગઈ. બધા દેવોએ ભગવાનની પૂજા કરી અને ભગવાનને જુદા જુદા પ્રકારની ભેટ આપી. ત્રણ પગલાંમાં પોતાના સ્વામીની બધી પૃથ્વીનું હરણ થયેલું જોઈને દૈત્યોને બહુ ક્રોધ ચઢ્યો. તેમને લાગ્યું કે આ તો બ્રાહ્મણ નથી પણ માયાવીઓમાં પ્રધાન વિષ્ણુ છે. એ બ્રાહ્મણના વેશમાં છૂપા રહીને દેવોનું કાર્ય કરવા માગે છે. અમારા સ્વામી સત્યપરાયણ છે, બ્રાહ્મણભક્ત છે અને દયાળુ છે. વળી તેમણે યજ્ઞની દીક્ષા લીધી છે તેથી જૂઠું બોલી શકે તેમ નથી માટે આ બટુકનો વધ કરવો એ જ યોગ્ય છે; એ જ અમારા સ્વામીની સેવા છે. એવી માન્યતાથી અસુરો જબરદસ્ત થઈને ઊભા થયા અને

વામનજીને મારવા દોડયા, પણ ભગવાન વિષ્ણુના પાર્ષદો નન્દ, સુનન્દ વગેરેએ એ અસુરસેનાનો નાશ કરી નાખ્યો. બલિરાજાએ પણ પોતાના સૈન્યનાયકોને પાછા વાળ્યા અને કહ્યું કે આ વખતે અસુરોના કાર્યની સિદ્ધિ થશે નહિ. વિધાતા અનુકૂળ હોય ત્યારે તમે ઘણીવાર ભગવાનના પાર્ષદોને જીત્યા છે પણ આજે તેમની જીત થઇ છે. જો દેવ અનુકૂળ થશે તો ફરી કોઇવાર આપણી જીત થશે. માટે યોગ્ય કાળ આવે ત્યાંસુધી રાહ જુઓ. (૮–૨૧–૨૪).

માણસના જીવનમાં પણ ઘણીવાર દૈવી પ્રકૃતિ અને આસુરી પ્રકૃતિનું યુદ્ધ થાય છે. કોઇવાર દૈવી પ્રકૃતિની જીત થાય છે અને કોઇવાર આસુરી પ્રકૃતિની જીત થાય છે. સંસારમાં જ્યારે કોઈ ક્રોધી માણસ આપણી સામે આવે ત્યારે એમ માનવું કે શ્રી નરસિંહ ભગવાને દર્શન આપ્યાં અને કોઈ લોભી માણસ સામે આવે ત્યારે એમ માનવું કે વામન ભગવાને દર્શન આપ્યાં. એવી ભાવના રાખવાથી ચિત્તમાં શાંતિ ઠીક રહે છે. એવી શાંતિ મળે ત્યારે જાણવું કે ભગવાના પાર્ષદ નન્દ અને સુનન્દનાં દર્શન થયાં.

બલિરાજાનાં વચનો સાંભળી દૈત્યો રસાતળમાં ચાલ્યા ગયા. પછી ગરુડજીએ વિરાટ ભગવાનનો આશય જાણીને બલિરાજાને વરુણના પાશથી બાંધ્યા. તે વખતે પૃથ્વી અને આકાશમાં હાહાકાર થઇ ગયો. પછી વામન ભગવાને બલિને કહ્યું કે "તેં મને ત્રણ પગલાં પૃથ્વી આપવાનો સંકલ્પ કર્યો છે તેમાં બે પગલાંમાં સંપૂર્ણ પૃથ્વી સમાઇ ગઇ છે. હવે ત્રીજો પગ કયાં મૂકવો તે કહે." જો પ્રતિજ્ઞા પ્રમાણે તું દાન દઇશ નહિ તો તારે નરકમાં જવું પડશે. આ પ્રમાણે વામન ભગવાને બલિની વૃત્તિ ડગાવી તો પણ બલિએ સ્થિરતા રાખીને નીચે પ્રમાણે જવાબ આપ્યોઃ–

"આપ આપનો ત્રીજો પગ મારા મસ્તક ઉપર રાખો, હે ભગવાન! હું અપકીર્તિથી ડરું છું પણ નરકથી અથવા આપના દંડથી બીતો નથી. પૂજ્ય પુરુષો જે દંડ માણસોને આપે છે તે કલ્યાણકારક હોય છે, આપ પરોક્ષરૂપથી અસુરોના ગુરુ છો, કારણ કે અમારા કલ્યાણ માટે અમારા ઐશ્વર્યના નાશની જરૂર છે. જે સિદ્ધિ એકાન્તમાં યોગીઓને મળે છે તે દૈત્યોને આપની સાથે વેર બાંધવાથી પણ મળી શકે છે. (૮–૨૨–૬) આપે મને પકડયો છે અને વારુણ પાશથી બાંધ્યો છે તેથી મને શરમ નથી, તેમ દુઃખ પણ થતું નથી. હે પ્રભુ! મારા દાદા પ્રહ્લાદજી આપના નિજજન થયા છે; તે માત્ર આપનાં પરાયણ હતા, તેથી તેમના પિતા હિરણ્યકશિપુએ તેમને અનેક પ્રકારની પીડા આપી હતી, પણ મારા પિતામહ પ્રહ્લાદે એવો વિચાર કર્યો હતો કે "જેનું આયુષ્ય એક દિવસ સમાપ્ત થવાનું છે, એવા શરીરથી શું કામ છે? જે ધનનું હરણ કરે છે એવા કુટુંબથી શો લાભ છે? જન્મમરણરૂપ સંસારચક્રના હેતુભૂત સ્ત્રી અને ઘર વગેરેથી મરણધર્મવાળા પુરુષને શો લાભ છે?. એ તો આયુષ્યને બરબાદ કરવાવાળાં છે. તેમણે તો માણસોના સંસર્ગથી બીને આપના નિર્ભય અને નિશ્ચલ ચરણકમળોનો આશ્રય લીધો હતો. આ વખતે મને પણ વિધાતાએ આપની પાસે મૂકી દીધેલ છે (૮–૨૨–૧૧)

અહીં સંસારના બધા લાભ કરતાં ભગવત્ પ્રાપ્તિનો લાભ મોટો છે એમ જણાવેલ છે. પ્રહ્લાદની ભક્તિની કથામાં ભગવાને એમ જણાવેલ છે કે "રાક્ષસકુળમાં જન્મેલ માણસ પણ જો મારી અનન્ય ભક્તિ કરે તો પણ હું તેની રક્ષા કરું છું અને તેને મારો બનાવું છું. મારામાં સમવિષમભાવ નથી." બલિરાજાની ભક્તિની કથામાં એક બાજુ આત્મસમર્પણ અને બીજી બાજુ ભગવાનનો અનુગ્રહ એ બન્નેનું ખરું સ્વરૂપ સમજવાનું છે. આપણે ભગવાન માટે બધું આપીએ પણ જ્યાંસુધી આપણી જાત્ય ન આપીએ એટલે આપણો અહંકાર અર્પણ ન કરીએ ત્યાંસુધી શરણાગતિ પૂરી થતી નથી. શરણ લેનારને શરણ કરવો એ બહુ અઘરું કામ છે. અર્પણ થનારને અર્પણ કરવો એ મુશ્કેલ છે છતાં, બલિરાજાએ પોતાનું મસ્તક અર્પણ કરીને સાચું આત્મનિવેદન કરી બતાવેલ છે. મસ્તકની અંદર મન રહે છે, મન અર્પણ થાય તો ઉત્તમ ભક્તિ થઇ શકે છે. ગીતાના બારમા અધ્યાયમાં પણ ભગવાન અર્જુનને કહે છે કે મને મન અને બુદ્ધિ અર્પણ કર, તે ન બને તો અભ્યાસ–યોગ કર. વગેરે.

આ વખતે પ્રહ્લાદજી પણ ત્યાં આવી ચાલ્યા, બલિરાજાએ તેમનાં દર્શન કર્યાં પણ વરુણના પાશથી પોતે બંધાયેલા હોવાથી આંસુભરી આંખોએ લજ્જાવશ થઇ નીચે મુખ કરી સ્તબ્ધ બની ગયા. પછી પ્રહ્લાદજીએ

શ્રીહરિને નમસ્કાર કરીને તેમની સ્તુતિ કરતાં કહ્યું કે "આ બલિને આપે જ સમૃદ્ધિવાન ઇન્દ્રનું પદ આપ્યું હતું અને આજે આપે જ તેનું હરણ કર્યું તે ઠીક છે. આપે મોહરૂપ રાજ્યલક્ષ્મીથી તેને ભ્રષ્ટ કરી દીધો તે આપનો મોટો ઉપકાર છેઃ

यया हि विद्वानपि मुह्यतेयत-
स्तत्को विचष्टे गतिमात्मनो यथा।
तस्मै नमस्ते जगदीश्वराय वै
नारायणायाखिललोकसाक्षिणे ॥ ૮।૨૨।૧૭

અર્થ—જે લક્ષ્મીથી વિદ્વાન માણસ પણ મોહિત થઇ જાય છે, તે જેની પાસે હોય તેવો કયો પુરુષ પોતાનું સ્વરૂપ બરાબર જાણી શકે, માટે એ લક્ષ્મીને હરવા વાળા સમસ્ત લોકના સાક્ષી જગદીશ્વર આપ શ્રી નારાયણદેવને અમારા નમસ્કાર છે. ઉપર કહ્યું તેમ સંસારમાં ધનને આપવાવાળા ભગવાન છે અને ધનને લઇ જવાવાળા પણ ભગવાન છે. એવી ભાવના રાખી શકાય તો માણસના ચિત્તમાં શાંતિ રહી શકે પણ ધન આવે ત્યારે માણસમાં ગર્વ આવે છે અને જાય ત્યારે ભગવાનને ગાળો દેવાય છે. બધા દેશોના સંસ્કારની હાલ એવી દશા છે. મિટીંગો અને કોન્ફરન્સો થાય છે, છતાં છેવટનું સમાધાન થતું નથી પણ વિચાર કરીએ તો ધન જોઇએ છે શા માટે ?

ઉત્તર—કુટુંબ માટે.

પ્રશ્ન—કુટુંબ શા માટે જોઇએ છે ?

ઉત્તર—કુટુંબના સુખ માટે

પ્રશ્ન—કુટુંબનું સુખ શા માટે જોઇએ છે ?

ઉત્તર—કારણ કે બીજા સુખની ખબર નથી.

આ પ્રમાણે વિચાર કરતાં જણાશે કે જ્યાંસુધી માણસને કુટુંબના સુખથી આગળના મહાન પરમ સુખની ખબર નથી અથવા એવી કેળવણી મળતી નથી, ત્યાંસુધી લક્ષ્મી માટે અને સ્ત્રી માટે હુલ્લડો અને લડાઇઓ વારંવાર ઉત્પન્ન થયાં કરશે પાકીસ્તાન અને હિંદ વચ્ચે લડાઇમાં ધન અને સ્ત્રીનાં હરણ એ હુલ્લડખોરોનો મુખ્ય ઉદ્દેશ છે. મુસલમાની ધર્મમાં એવું તો પેગમ્બર સાહેબે કદાપિ કહેલ નથી, અને પેગમ્બર સાહેબ આવે તો પાકીસ્તાનના ઘણા મુસ્લીમોને પાક તરીકે એટલે પવિત્ર હૃદયવાળા તરીકે ઓળખે નહિ.

તેમને એમ જરૂર લાગે કે ' મે આવો ઉપદેશ તો આપ્યો જ નથી." મહાન પુરુષો સારા ઉપદેશ આપી જાય છે અને તે ભુલાવી નાખવાનું કામ સમાજના માણસો કરે છે. તેથી ભગવાનને ફરીથી કોઇ મહાત્માને મોકલવા પડે છે અથવા પોતાને અવતાર લેવો પડે છે. વસ્તી વધી પડે ત્યારે સંસ્કાર ઉપર પૂરતું ધ્યાન રાખી શકાતું નથી.

હવે બલિની સ્ત્રી વિંધ્યાવલી ત્યાં આવી અને ભગવાનને કહેવા લાગી કે,

क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं ते
स्वाम्यं तु तत्र कुधियोऽपर ईश कुर्युः।
कर्तुः प्रभोस्तव किमस्यत आवहन्ति
त्यक्तह्रियस्त्वदवरोपितकर्तृवादाः ॥
૮–૨૨–૨૦

અર્થ—હે ઇશ ! આપે આપની ક્રીડાને માટે આ જગતની રચના કરી છે, તેમાં બીજા કુબુદ્ધિવાળા લોક પોતાની માલિકી માની બેઠા છે. આપ જગતનાં કર્તા, પ્રભુ અને સંહારક છો છતાં, પોતાને કર્તા માની બેઠા છે એવા નિર્લજ્જ લોક આપને શું સમર્પણ કરી શકશે !

આનો ખરો અર્થ એવો છે કે જે બધું ભગવાનનું છે તો હું કાંઇક અર્પણ કરું છું એ ભાવના પણ ખોટી છે. જેમ પતિએ આપેલ લક્ષ્મીની મદદથી સ્ત્રી પતિની સેવા કરે છે તેમ ભગવાનનું આપેલું ભગવાનને માટે વાપરવાનું છે. એવી ભાવના રહે અને એવા સંસ્કારવાળી કેળવણી બધી શાળાઓમાં મળે તો લડાઇનું બી બળી જાય.

હવે બ્રહ્માજી ભગવાનને કહે છે કે "આપ આ બલિને છોડી દો, તેનું બધું હરાઇ ગયું છે, હવે એ દંડને પાત્ર નથી. તેણે બધી પૃથ્વી અને પોતાનું શરીર પણ આપને અર્પણ કરી આપેલ છે. (એટલે હવે દંડ કોને આપશો ? જે બલિએ આપને ખેદ વગર ત્રણે લોક સમર્પણ કરેલ છે તેને હવે કષ્ટ પાવું ન જોઇએ.

ભગવાને કહ્યું:—

ब्रह्मन् यमनुगृह्णामि तद्विशो विधुनोम्यहम्।
यन्मदः पुरुषः स्तब्धो लोकं मां चावमन्यते ॥
૮–૨૨–૨૪

અર્થ—હે બ્રહ્મન, હું જેના ઉપર કૃપા કરું છું તેનું બધું ધન હરી લઉં છું. કારણ કે ધનના મદથી ઉન્મત્ત થઈને પુરુષ મારો અને પૂજ્ય લોકનો તિરસ્કાર કરવા લાગી જાય છે.

આ શ્લોક શેરબજારવાળાએ અને કાળાં બજાર કરવાવાળાએ યાદ રાખવા જેવો છે.

ભગવાન કહે છે; "ઘણા પુણ્યને અંતે જીવને મનુષ્યનું શરીર પ્રાપ્ત થાય છે.તેમાં જન્મ, કર્મ, અવસ્થા, રૂપ, વિદ્યા, ઐશ્વર્ય અને ધનના કારણથી જો ગર્વ ન થાય તો તે મારો અનુગ્રહ છે. જે મારે શરણે આવે છે તે બધા પ્રકારના શ્રેયના વિરોધી તથા માન અને ઉદ્ધતાઇના હેતુભૂત જાતિ વગેરેના અભિમાનથી, કોઇ પ્રકારે મોહિત થતા નથી. આ રાજા બલિએ દુર્જય માયાને જીતી લીધી છે, તેથી આટલા કષ્ટમાં પણ તેને મોહ થતો નથી, તે ધનહીન થયો છે, પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયો છે, શત્રુથી તિરસ્કાર પામ્યો છે, બંધાયો છે, જાતિવાળાએ તેનો ત્યાગ કરેલ છે છતાં સત્ય વચનથી તે ડગેલ નથી. મેં તેને કપટથી લોભાવ્યો. છતાં તેણે પોતાનો ધર્મ છોડેલ નથી.તેથી મેં તેને તે ઉત્તમ પદ આપેલ છે કે જ્યાં આધિવ્યાધિ, તન્દ્રા, પરાભવ કે કોઇ પ્રકારનાં વિઘ્ન થતાં નથી." પછી ભગવાને બલિને કહ્યું કે "તમે હવે તમારા જાતિબંધુઓની સાથે સુતલ લોકમાં ચાલ્યા જાઓ. ત્યાં કોઇ તમારો પરાભવ કરી શકશે નહિ. ત્યાં હું તમારી સર્વ પ્રકારે રક્ષા કરીશ, અને તમે મને હમેશાં તમારી સમીપ રહેલ જોઇ શકશો. (૮–૨૨–૩૫) ત્યાં તમારો આસુરભાવ મારા પ્રભાવથી કુંઠિત થઇ જશે."

પછી બલિરાજાએ કહ્યું કેઃ-આપને પ્રણામ કરવાનો પ્રયત્ન પણ શરણાગત ભક્તોને ફલરૂપ થાય છે. જેવો અનુગ્રહ દેવોને પણ મળેલ નથી તેવો અનુગ્રહ મને આજે આપના તરફથી પ્રાપ્ત થયો છે. (૮–૨૩–૨)

હવે બલિરાજાને વારૂણ પાશથી મુક્ત કરવામાં આવ્યા અને તે સુતલ લોકમાં ચાલ્યા ગયા. પછી ભગવાને ઇન્દ્રને સ્વર્ગનું રાજ્ય આપ્યું અને પોતે ઉપેન્દ્ર રૂપથી સંપૂર્ણ જગતનું શાસન કરવા લાગ્યા.

પછી પ્રહ્લાદે ફરીથી ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું કે "આપની આવી કૃપા તો બ્રહ્માજી કે લક્ષ્મીજી કે મહાદેવજીને પણ મળી નથી. પણ મને એ આશ્ચર્ય થાય છે કે જેની કૃપાથી બ્રહ્માજીએ સૃષ્ટિ રચી તેમની કૃપાને પાત્ર અમે આવી યોનિમાં શી રીતે જન્મ્યા? આપની લીલા બહુ વિચિત્ર છે. આપની અપરિમિત યોગમાયાથી આપે લીલાથી આ જગત રચ્યું છે, તેમાં આપનો ભક્તવત્સલ સ્વભાવ એ વિષમ જેવો જણાય છે.

सर्वात्मनः समदृशो विषमस्वभावो ,
भक्तप्रियो यदसि कल्पतरुस्वभावः (૮-૨૩-૮).

આપ તો કલ્પતરુની માફક છો એટલે સમદર્શી હોવા છતાં પણ બધાને પોતાની ભાવનાને અનુસાર ફળ મળે છે.

આ બાબત ફલના સાપેક્ષવાદના ન્યાયથી પણ સિદ્ધ થાય છે. તેને દૃષ્ટિસૃષ્ટિવાદ પણ કહે છે.

ભગવાને પ્રહ્લાદને કહ્યું કે તમે પણ બલિની સાથે સુતલ લોકમાં જાઓ. ત્યાં તમને મારાં નિત્ય દર્શન થશે અને તેથી ઉત્પન્ન થતાં આનંદથી તમારાં કર્મબંધન નષ્ટ થશે.

શુક્રાચાર્યે પણ ભગવાનની સ્તુતિ કરી અને કહ્યું કે "મનુષ્યોનું પરમ કલ્યાણ તો એમાં જ રહેલું છે કે આપની આજ્ઞાનું પાલન થાય."

પછી બ્રહ્મા વગેરે લોકપાલો પોતપોતાને સ્થાને ગયા. બધાએ અદિતિના વ્રતની પ્રશંસા કરી. અદિતિના જેવું વ્રત આજે પણ કોઇ બ્હેન કરે અને તેને ત્યાં વામન ભગવાનના જેવો અવતાર થાય તો અસુરોથી ત્રાસ પામતી આપણી પૃથ્વીની મુક્તિ પણ થાય. તેમાં બહુમતિનું (Majorityનું) કામ નથી પણ ઉત્તમ મતિનું કામ છે.



ક્રોધ ન કરવો એ બરાબર ક્ષમા રાખવા જેવું છે. ક્રોધના ત્યાગને મળતો સદ્‌ગુણ ક્ષમા છે. એ કરતી વખતે બહુ આનંદ થાય છે, માટે ક્ષમા કરવી. ક્રોધથી માનસિક શક્તિનો ક્ષય થાય છે. શરીર ઉપર તેની બહુ અસર થાય છે અને કેટલીક વખત આત્મઘાત જેવું ભયંકર પાપ થાય છે.

—'અધ્યાત્મકલ્પતરુ' માંથી,

# શાસ્ત્રોમાં અર્થવાદનો હેતુ

લેખકઃ શ્રી જયનારાયણજી ભટ્ટ, વેદાન્તશાસ્ત્રી

આપણાં પુરાણોમાં નદીઓ વિષે, તીર્થો વિષે, દેવો વિષે, વ્રતો વિષે અને કથાઓ, પૂજાઓ, યાગો વગેરે વિષે ઘણી જગ્યાએ ડગલેને પગલે મોટાં મોટાં માહાત્મ્યો નજરે પડે છે. અને દરેકનું માહાત્મ્ય એકેકથી ચડિયાતું બતાવાએલું હોય છે, દરેકમાં, ભગવાન પ્રસન્ન થાય છે અને જે જોઈએ તે મળી જાય છે, બધાં જ દુઃખોથી મુક્ત થવાય છે વગેરે આવ્યા વગર રહેતું નથી. ખરું જોતાં આવાં બધાં જે ફળો બતાવવામાં આવ્યાં હોય છે તે એક જાતની લાલચો છે. તેમજ વિરુદ્ધ વર્તનાર માટે જે ખરાબ ફળો બતાવ્યાં હોય છે, તે ભય બતાવીને પ્રાકૃત મનુષ્યને શાસ્ત્રના માર્ગમાં પ્રવૃત્ત કરવા માટે છે. આવાં બધાં વર્ણનોને અર્થવાદ કહેવામાં આવે છે. સમગ્ર મનુષ્યસમાજના હિતને માટે રચવામાં આવેલાં શાસ્ત્રોમાં આવી નીતિ ધારણ કરવી શાસ્ત્રકારોને માટે જરૂરી હોય છે. કારણ કે મનુષ્યસમાજમાં બધા માણસો કંઈ શુદ્ધ સ્વભાવવાળા અને સ્થિર બુદ્ધિની સમજણવાળા હોતા નથી. ગીતામાં કહ્યું છે કે:

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा
सात्त्विकी राजसी चैव तामसी चेति ।

આથી જે સાત્ત્વિક બુદ્ધિવાળા એટલે શુદ્ધ સ્વભાવવાળા માણસો હોય તેમની આગળ સાચેસાચું—જેવું હોય તેવું જણાવવાથી જ તેઓ તેમાં પ્રવૃત્ત થાય છે. જેઓ રાજસી બુદ્ધિવાળા હોય છે તેઓના સ્વભાવમાં લોભવૃત્તિ રહેલી હોય છે, તેથી જેમાંથી કંઈ લાભ થાય એવું હોય તેમાં જ તેઓ પ્રવૃત્ત થાય છે એટલે તેઓને શાસ્ત્રના માર્ગમાં પ્રવૃત્ત કરવા માટે લાલચો મૂકવી પડે છે અને ખૂબ જ પુણ્યફળને બતાવતાં વર્ણનો શાસ્ત્રકારોને લખવાં પડે છે. વળી જે આળસુ, દરિદ્ર અને જડ બુદ્ધિવાળા હોય છે, પુણ્ય-ફળોનાં વર્ણનો સાંભળવા છતાં પણ તેઓને તે માટે પ્રવૃત્તિ કરવામાં આનંદ થતો નથી, તેવાઓ માટે, શાસ્ત્રમાર્ગમાં પ્રવૃત્ત ન થવાથી પ્રાપ્ત થતાં અનિષ્ટ ફળોનું ભયપ્રદ વર્ણન કરવામાં આવે છે. પાપીઓને થતી અનેક પ્રકારની ભયાનક શિક્ષાઓ, પ્રાપ્ત થતાં નરકો અને તેમાં પડતાં દુઃખોનું વર્ણન વિસ્તૃત રીતે કરવું પડે છે, કારણ કે મૂઢબુદ્ધિવાળા કંઈ થોડું જ બતાવવા જણાવવાથી સમજી જતા નથી: શાણાને સાન અને ગધેડાને ડફણું. એટલે સંસારમાં મૂઢ બુદ્ધિવાળાઓને ભયાનક શિક્ષાઓનાં વર્ણનોથી અને યુક્તિપ્રયુક્તિઓથી શાસ્ત્રમાર્ગમાં પ્રવર્તાવવાનું તેમના જ ભલાને માટે શાસ્ત્રકારોને જરૂરનું હોવાથી શાસ્ત્રકારોને તેને માટે આપણે દોષ દઈ શકીએ નહીં. પતંગિયું જ્યારે દીવાનો ચકચકિત પ્રકાશ જોઈ તે ભણી ધસ્યું જતું હોય ત્યારે તેને એમ કહીએ કે 'દીવો એ તો ધખધખતો અગ્નિ છે, તેમાં તું જઈશ નહિ'—એટલું કહ્યાથી ચાલશે નહિ. કારણ કે તે સ્થિર બુદ્ધિવાળું નથી, તેના સ્વભાવમાં તે વખતે સાત્ત્વિક સ્વભાવવાળી બુદ્ધિ હોતી નથી. ધખધખતો અગ્નિ કેવો હોય તેનું તેને ભાન હોતું નથી. વળી તેને કહીએ કે ઘાસમાં રહેવામાં ઘણું સુખ છે; ઘાસનાં લીલાંલીલાં પાંદડાં ખાવાનાં, પાણીનાં મીઠાં મીઠાં ટીપાં પીવાનાં, પવનની શીળી લહેરોમાં ઊડવાનું વગેરેમાં તને સારું સુખ છે. ઇત્યાદિ લોભાવનારાં વાક્યોથી તે પાછું વળશે નહિ, કારણ કે દીવાનો પ્રકાશ જોઈ તે મૂઢ થઈ ગયું હોય છે. તેથી તેને માટે રાજસી ઉપદેશ કામ લાગતો નથી. તેને તો કપડાની ઝાપટ લગાવીને પાછું કાઢીએ તો જ બચી શકે છે. તેવી રીતે મૂઢ મનુષ્યો માટે ભયાનક ઉપદેશો, અને રાજસી મનુષ્યો માટે લોભાવનારા ઉપદેશો કરવામાં શાસ્ત્રકારોની દીર્ઘચિંતા જ છે, અને તેવા મનુષ્યોની હિતચાહનાથી જ છે. સામ, દામ, દંડ અને ભેદની નીતિનો ઉપયોગ સ્વાર્થ માટે અને બીજાના અહિતમાં કરવો તે અન્યાયી છે. શાસ્ત્રકારોએ નિઃસ્વાર્થભાવે પરહિત માટે જ માત્ર તે નીતિનો ઉપયોગ કરી તે નીતિને પવિત્ર બનાવી છે, તેનો સદુપયોગ કર્યો છે.

વળી આ અર્થવાદનો ઉપયોગ કેવળ પુરાણોમાં જ થયો છે એમ નથી; વેદોમાં પણ થયેલો છે અને વ્યવહારમાં પણ થઈ રહેલો આપણે જોઈ શકીએ છીએ. પરંતુ વ્યવહારમાં તેનો ઉપયોગ સ્વાર્થમય નિમિત્તોથી જ થાય છે. લુચ્ચા વેપારીઓ અને મોહક રાવોથી પોતાની બનાવટોનો 'પ્રોપેગેન્ડા'—પ્રચાર કરે છે. અને લોભીયા હોય ત્યાં ધૂતારા ભૂખે મરતા નથી. ડરાવી ધમકાવીને અથવા લાંચરુશ્વતથી પણ સ્વાર્થ સાધી શકાય છે, પણ આ શુદ્ધ ધર્મમય નીતિનું વિકૃત સ્વરૂપ છે. અથવા ચોખો અધર્મ છે. ઠગોની માફક આ નીતિનો અધર્મમાં જ ઉપયોગ કરનાર એમ સિદ્ધ કરી શકતો નથી.

ખરી રીતે શાસ્ત્રકારોએ જે આ અર્થવાદ રચ્યો છે તે કેવળ એક નીતિના રૂપમાં જ નથી, અથવા કેવળ અર્થનો વાદ જ નથી, અર્થાત્ વર્ણન પૂરતો જ છે એમ નથી, તેમજ પ્રાકૃત મનુષ્યોને શાસ્ત્રમાર્ગમાં પ્રવૃત્ત કરીને તે દૂર રહે છે એમ પણ નથી. જેવી શ્રદ્ધાથી મનુષ્યો પ્રવૃત્તિ કરે છે તેનું ફલ અવશ્ય પ્રાપ્ત કરે જ છે. तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् । કારણ કે આખું જગત કલ્પનામય શ્રદ્ધા ઉપર જ ચાલી રહેલું છે. श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः । એટલે स्वर्गकामो यजेत । સ્વર્ગની ઇચ્છાથી યજ્ઞ કરનાર અર્થાત્ સર્વસ્વનો ત્યાગ કરનાર 'સ્વર્ગસ્વ' પ્રાપ્ત કરે–સ્વર્ગને મેળવે એ અસંભવિત નથી. સ્વર્ગ એ કોઈ એકાન્ત તન્ત્રથી નિશ્ચિત વસ્તુ નથી. સ્વર્ગ એ ભાવજન્ય છે. એટલે યજ્ઞ કરનારની કલ્પનામાં (ભાવનામાં) જેવા પ્રકારનું સ્વર્ગ હોય તેવા જ સ્વર્ગને તે પોતાની શ્રદ્ધાનો પરિપાક થતાં પ્રાપ્ત કરે છે.

આ રીતે શાસ્ત્રવિહિત માર્ગથી અર્થાત્ સ્વ[illegible]–ધર્મથી ઇષ્ટપ્રાપ્તિ કરતાં કરતાં મનુષ્ય છેવટે [illegible] થઇ જાય છે. પછી તેને વધુ ભોગસુખમાં [illegible] રહેતી નથી, કારણ કે ઉત્તમોત્તમ સુખોની અસારતા તેણે સ્વનિષ્ઠાથી પ્રવૃત્તિ કરીને અનુભવી લીધી હોય છે. તેથી ત્યારપછી તે યથાર્થ ઉપદેશનો અધિકારી બને છે, તે યથાર્થ ઉપદેશને ગ્રહણ કરી શકે છે. ત્યારે જ તેનામાં તેવા ઉપદેશથી વિવેક–વૈરાગ્ય સરળ રીતે ઉત્પન્ન થઇ શકે છે. અને સર્વત્ર આત્માનો અનુભવ કરી જીવભાવથી તે મુક્ત થઇ જાય છે.

સંસારના લોકો કે જે કુટુંબની માયામાં જ રાત દિન મારુંમારું કરીને પડી રહેનારા હોય છે તેઓને આથી યજ્ઞ, શાસ્ત્રશ્રવણ, તીર્થયાત્રા, તીર્થસ્નાન, શ્રાદ્ધ અને દાન વગેરે પારમાર્થિક કાર્યો મોટાંમોટાં ફળોના અર્થવાદ સાથે બતાવવામાં આવેલાં છે કે જેથી તે કરવા ઉત્સુક થાય. તેથી આવા અર્થવાદથી કંઇ ખોટું પરિણામ આવતું નથી; ઉલટું તેમાં પામર જીવોનો ઉદ્ધાર થવાનો ઘણો જ સંભવ હોવાથી તે પ્રશસ્ત છે. જે લોકો વિશેષ બુદ્ધિવાળા છે તેઓને આવા અર્થવાદથી કંઇ ગુસ્સે થવાનું કારણ નથી. સમર્થ જ્ઞાનમાર્ગ શાસ્ત્રોમાં ભર્યો પડયો છે, તેમાંથી બુદ્ધિ ધરાઇ જાય એટલો ખોરાક તેમને મળી શકે છે, તેના જ તેઓ અધિકારી છે. તેથી અર્થવાદની નિન્દા કરવાનું અને તેને લીધે સમ્પૂર્ણ હિન્દુ શાસ્ત્રોને પોકળ કહેવાનું સાહસ કરવું યોગ્ય નથી. કોઇ ધર્મમાં અર્થવાદ બિલકુલ ન હોય એવાં શાસ્ત્રો નથી, ઉલટું હિન્દુ શાસ્ત્રોના અર્થવાદથી પણ વિશેષ અદ્ભુત વર્ણનો તેમાં હોય છે. વળી હિન્દુ શાસ્ત્રોમાંના અર્થવાદથી તેમાં પ્રવૃત્ત થનારાઓને કોઇ જાતની અનિષ્ટપ્રાપ્તિ થતી નથી અને છેવટે તેઓ શુદ્ધ જ્ઞાનના અધિકારી થવાને લાયક બને છે. માટે બુદ્ધિવાનોએ પોતાની સમજણ પ્રમાણે પોતાને યોગ્ય શાસ્ત્રીય માર્ગ ગ્રહણ કરીને વિકાસમાર્ગમાં આગળ વધવાનું છે. પોતાને નિરુપયોગી એવાં અર્થવાદનાં શાસ્ત્રો સંપૂર્ણ રીતે નિરર્થક નથી. મોટા થએલા માણસોને નિરુપયોગી એવાં ઢિંગલાં, રમકડાં વગેરે બાળકોને નિરુપયોગી નથી, તેવાં રમકડાં રમીને જ બાળકો વિશેષ–બુદ્ધિવાળા થાય છે.

ૐ

# જપ–ધ્યાનની પ્રક્રિયા

## [ જ્ઞાનયોગી શ્રી ચંદુભાઇના વાર્તાલાપમાંથી ]

સંગ્રાહકઃ–શ્રી નારૂશંકર ભટ્ટ

શ્રી ચંદુભાઇ—જગતની દરેક વસ્તુનું નામ છે. મારૂં–તમારૂં સૌનું નામ છે. આપણે ઊંઘતા હોઇએ અને આપણને કોઇ બીજા નામે બૂમ મારે તો આપણે એકદમ નહિ ઊઠીશું. હા, પછી અવાજ ભારે થાય અને એની અસરથી ઊઠીએ ખરૂં. પણ આપણું નામ લઇને કોઇ પોકારશે તો જલદી ઊઠીશું. નામનો એટલો મહિમા છે. એ રીતે આપણા ઋષિ–મુનિ અને સંતોએ પરમાત્માનું નામ ૐ પાડયું છે. ટેનિસન માટે કહેવાય છે કે એ જ્યારેજ્યારે અશાંત થતો, એને લખવાનું સૂઝતું નહિ, પ્રેરણાશક્તિ ચાલી જતી લાગતી ત્યારે

તે એકાંતમાં ચાલી જતો અને ટેનિસન ટેનિસન એમ પોતાનું જ નામ વારંવાર મોટે અવાજે બોલતો. આ રીતે કરવાથી એ શાંત થતો, એને પ્રેરણા મળતી અને લખવાનું કામ આગળ ચલાવતો. આમ નામસ્મરણની સૂક્ષ્મ અસર અભ્યાસ કરવા જેવી છે. જપનો મહિમા બધા જ જાણીતા ધર્મોમાં છે. તેમાં ૐ એ જપ જો પૂર્ણ ભાવથી થાય તો તે શું ન કરી શકે! શ્વાસ નિકાળવાની ક્રિયા પણ જોવા જેવી છે. અહમ્ સો અહમ્ સો એવો ધીમો અવાજ સંભળાશે. આ સ્વાભાવિક અવાજ છે. એને ધ્યાનથી સાંભળીએ તોપે એકાગ્રતા માટે લાભ થશે. અહમ્ સો અહમ્ સો તે હું છું, તે હું છું અથવા ૐ ૐની ભાવનાને શ્વાસોચ્છ્વાસની સાથે વણી લીધી હોય તો પછી દરેક શ્વાસોચ્છ્વાસે ૐ ના જપ ચાલુ રહેવા લાગશે. દરરોજ સવારે અર્ધો કલાક અને સાંજે અર્ધો કલાક આ કરવા જેવું છે. પછી તો આપણે એ જપ ચાલતા જ કરશે. એને અજપા જાપ કહે છે. જે જાપ જપવા પડતા નથી પણ પોતાની મેળે જ જપાયા કરે છે તે અજપા જાપ ગણાય. આમ વગર પ્રયત્ને અજપા જાપ સાથે આપણે એકરૂપ થઈ જઈએ એ કેટલું ઉત્તમ ગણાય!

જગતની વાતો એટલે બહારની વાતો તો રહેવાની. બધું છોડીને જંગલમાં ચાલી જવામાં તો કાયરતા છે. આપણે અહીં રહેવાનું છે અને જગતની અસરોથી મુક્ત રહેતાં શીખવાનું છે. આ અસરથી મુક્ત રહેવામાં જપ એક સરળમાં સરળ સાધન છે નાનાં મોટાં, સ્ત્રી પુરુષ સૌ, ગમે તે જાતિનાં, કોમનાં કે ધર્મનાં માણસ પણ જપ તો કરી જ શકે છે આપણે સૌ સંકલ્પ-વિકલ્પના વધારેપડતા ભાર નીચે દબાઈએ છીએ. એક-સરખા, નિયમિત જાપથી આ ભાર હળવો થાય છે, ચિત્ત એકાગ્ર થવા લાગે છે, પછી જે વિષયમાં જોડીશું તેમાં સરળતાથી જઈ શકે છે, ડહોળાયેલી વૃત્તિઓ શાંત થવા લાગે છે. વૃત્તિઓ શાંત થવી એ પણ એક ભારે પ્રગતિ ગણાય. શાંત ચિત્ત તે જ યોગસ્થ ચિત્ત છે, ભાવ-પૂર્વક જપથી ઈશ્વરપ્રણિધાન એટલે સમર્પણ આપો-આપ આવે છે. યોગીઓ યોગની ક્રિયાઓ કરી કુંડલિની નામની એક સુપ્ત પડેલી શક્તિને જાગ્રત કરી તેને ઉપર વહેવડાવવા પ્રયત્ન કરતા હોય છે. આ કુંડલિનીમાં જાગૃતિ આવવાની નિશાની એ છે કે મન ખૂબ મસ્ત દશામાં રહે છે, આનંદની લહેરો ઊઠ્યા કરે છે. ક્વચિત અશાંતિનું મોજું આવે છે ખરું, પણ વળી તરત જ ચિત્ત પ્રસન્ન થઈ જાય છે. નિર્દોષ આનંદથી કુંડલિનીની શક્તિ જાગૃત થાય છે અને જાગૃત થયેલી કુંડલિની આનંદની માત્રા ટકાવી રાખવામાં સહાયભૂત થાય છે. આમ આનંદ અને કુંડલિનીનો પરસ્પર મેળ છે. ભાવપૂર્વકના સ્મરણથી આનંદ થાય છે એ તો અનુભવ કરીને જોવાની વસ્તુ છે. હાથકંકણને વળી આરસીની જરૂર હોય ખરી કે? કરી જુઓ પણ સાવધાની રાખશો. કુંડલિની જાગૃત થઈ છે કે કેમ એ જોવાનું કામ તમારું નથી. સૌ સમય પ્રમાણે થતું રહેશે. કુંડલિનીની ચિંતામાં પડશો તો કશું ન વળે, કારણ કે તમારા રટણમાં ફળની ભાવના આવી ગઈ હશે એને માટે એક દૃષ્ટાંત સાંભળ્યું છે. એક બાળકે બોરનો ઠળીઓ વાવ્યો. તેને પાણી પાય, તેની સંભાળ રાખે પણ દિવસમાં એક-બે વખત આસપાસની માટી કાઢી નાખે અને જુએ કે ફણગો ફૂટયો કે નહિ. આમ ઘણા દિવસ ચાલ્યું પણ ફણગો ફૂટયો નહિ. બાળક એના બાપ પાસે ફરિયાદ કરવા ગયો કે આટલી સંભાળ લેવા છતાં ઠળીયામાંથી ફણગો કેમ ફૂટતો નથી? બાપે એના દિકરાને ભૂલ સમજાવી કે ભાઈ, ફણગો ફૂટેલો જોવાની તારી અધીરાઈ જ ફણગો ફૂટતો અટકાવે છે. આપણે ત્યાં પણ આમ જ ચાલે છે. દશબાર કલાક અસત્ય આચરણ કરવામાં ગાળીએ તો આપણે કોઈને કહેતા નથી કે આજે આટલું અસત્ય આચરણ થયું. પણ એક કલાક માત્ર રટણ પાછળ કાઢયો હશે તો આપણે ફૂલ્યા સમાતા નથી, જાણે શું કરી નાખ્યું! રટણ કરવામાં આપણે કોઈના ઉપર ઉપકાર કરીએ એવું માનીશું, કે જગત આપણને સારાં સજ્જન, ડાહ્યાં અને ભક્ત કહેશે-એવી આશાથી એ માર્ગે જઈશું તો તેથી ધારેલી સફળતા નહિ જ મળે, રટણ કરવાને ખાતર રટણ થવું જોઈએ, બદલાની આશા એમાં હોય જ નહિ. ૐના રટણથી થએલી ચમત્કારિક અસરોના દાખલા મારી પાસે સંખ્યાબંધ છે પણ એ અસરો જાણીને ૐના જપ કરવા મંડવું એ બરાબર નથી. વખત જતાં સૌ પોતપોતાનાં જીવનમાં જ એની અસર જોઈ શકશે.

ૐ

# નવનાથ કથામૃત

લે. કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( ગતાંક પૃષ્ઠ ૬૬૬ થી ચાલુ )

મત્સ્યેન્દ્રનાથ શાબરી વિદ્યાનો ગ્રંથ રચી રહ્યા બાદ ભારતનાં પુણ્ય પવિત્ર તીર્થ ધામોની યાત્રા કરવા નીકળ્યા. ત્યાંથી ફરતાં ફરતાં બંગાળા દેશમાં સમુદ્રના કિનારા ઉપર મંદમિરિ નામના એક નગરમાં આવી ચઢયા. પરંતુ એ મસ્ત યોગી ભગવત્સ્મરણ કરતા કરતા, ચાલ્યા જાય છે. ત્યાં તો એક વસિષ્ઠ ગોત્રી સર્વોપદયાળ નામે એક સંસ્કારી ગૌડ બ્રાહ્મણ રહેતા હતા. તે ઘણા જ સ્વધર્મનિષ્ઠ અને કર્મકાંડી હતા. તેમની સતી સ્ત્રીનું નામ સરસ્વતી હતું અને તે ઘણી જ સ્વરૂપવતી અને સંસ્કારી હતી. સ્વરૂપ ને સદ્‌ગુણ બે સાથે નથી હોતાં અને હોય તો એ પૂર્વનાં શુભ પુણ્યનું જ પરિણામ છે. કારણ કે ઘણી જગ્યાએ જ્યાં સ્વરૂપની વિશેષતા હોય ત્યાં સદ્‌ગુણનો તેમજ સુસંસ્કારનો લગભગ અભાવ જોવામાં આવે છે. કદાચ સ્વરૂપ હોય, શિક્ષણ પણ હોય છતાં સુસંસ્કારિતા, સરલતા, અને સ્વધર્મપાલનમાં એકનિષ્ઠા વિના, તે શિક્ષણ કદી પણ શોભતું નથી. હાલના સ્ત્રીશિક્ષણમાં સ્વચ્છંદે વિચરવું, ફાવે તેમ ફરવું અને પોતાનું મનધાર્યું કરવું એવી બાબત વિશેષ અવલોકાય છે અને એથી જ કેળવણી નિંદાને પાત્ર થાય છે.

"પોતાનું ભૂલી ગયા, પરથી કીધો નેહ
અધોમતિ એથી થઈ એમાં નહિ સંદેહ"

સજ્જનો ! આજે મેકોલે મહાશયના ભણતરે જેમ પુરુષવર્ગનું બગાડયું છે, તે કરતાં પણ સ્ત્રીઓનું એથી વધુ બગાડયું છે. કારણ કે હાલની શિક્ષણ પામેલી સ્ત્રીઓમાં મોટે ભાગે સદાચારને બદલે દુરાચારે સ્થાન લીધું છે. ૠજુતા અને નમ્રતાને સ્થાને મિથ્યાભિમાન પેસી ગયું છે. ધર્મ ઉપરની શ્રદ્ધામાં તો તેઓના જીવનમાં મોટું મીડું જ હોય છે છતાં સ્વધર્મ ઉપર શ્રદ્ધાવાળી સદાચારી સ્ત્રીઓને તેઓ પોતાની દૃષ્ટિમાં હલકી સમજે છે અને તેમના તરફ ઘૃણાથી જુએ છે. સુશિક્ષણનું પરિણામ આવું ન હોય. હું જ કેળવાયલી છું, હું જ સુધરેલી, મેં બધું જોયું છે, જાણ્યું છે અને વાંચ્યું છે. મારે કંઇ જોવાનું જાણવાનું કે સાંભળવાનું છે જ નહિં, એ તો તમો અજ્ઞાન સ્ત્રીઓ - એટલે આમથી તેમ આવડો છો. સુધરેલા સ્વાંગમાં સજ્જ થએલી સુંદરીઓ આવાં મિથ્યાભિમાનનાં વાક્યો ઉચ્ચારતી આજકાલ ઘણી જોવામાં આવે છે પોતે ફાવે તો સ્વચ્છંદે ફરે, સ્વધર્મની મર્યાદા મૂકી ગમે તેની સાથે વિપરીત-અયોગ્ય વહેવાર કરે અને ઇશ્વરથી યે ડરે નહિ. આમાં જ જો તેવી સ્ત્રીઓ પોતાના શિક્ષણની શ્રેષ્ઠતા સમજતી હોય તો તેઓ ભયંકર ભૂલ કરે છે. ત્યાં અમને ગુસાંઈ દેવના શબ્દો યાદ આવે છે કે:—

"મન મલિન તન સુંદર કૈસે
બીષરસ ભરા કનકઘટ જૈસે.

માટે હું તો મારી આધુનિક જમાનાની શિક્ષણ લેતી બ્હેનોને કહું છું કે પાશ્ચાત્ય કેળવણી ભારતની આર્ય રમણીઓનું પાતર નહી ઘડી શકે. એને જો ભારતી માતાનું સાચું માતૃત્વ-પદ લેવું હોય તો પૂ. મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહું તો ભારતની એ આર્ય રમણીઓએ એ વિષપાન કરવાની સહેજ પણ પણ જરૂર નથી. છતાં કોણ જાણે શું થવા બેઠું છે તેની જ સમજ પડતી નથી અને દિનપ્રતિદિન-હાઇસ્કુલ (મહ્સ) રૂપી હાટડીઓ વધતી જ જાય છે, હીટલર જેવા સુધારકે જર્મનીમાં કાયદો કર્યો હતો કે સ્ત્રીઓને ગૃહશિક્ષણ સિવાય બીજું શિક્ષણ ન મળવું જોઈએ. કારણ કે એ પુરુષોમાં બેકારી વધારે છે, જ્યારે હાલના ભારતમાં બેકાર પુરુષોનો તોટો નથી ત્યાં આ નવા બેકારોને ક્યાં ગોઠવવામાં આવશે? છતાં કોણ જાણે કલિદેવના સામ્રાજ્યમાં એવો વિષમ પવન હાલ તો વાઇ રહ્યો છે કે આપણી નૌકા કઇ તરફ વહન કરી રહી છે તેનો ખ્યાલ પણ કોઇ કરતું નથી અને આંધીમાં ઊડી રહી છે. પણ નક્કી માનજો કે એ નૌકા એક દિવસ ખડક સાથે અફળાઇને તૂટી જવાની છે. માટે ભાઇઓ ! આર્યત્વરૂપી હોકાયંત્રને નિયમમાં રાખશો તો જ ફાવશો.

બાકી જો વિદેશીઓનું અંધ અનુકરણ કરશો અને આર્યત્વરૂપી હોકાયંત્રને ફગાવી દેશો તો જરૂર નૌકા ખડકસાથે અફળાઇને તૂટી જશે. પછી તો ઘણો પશ્ચાત્તાપ કરશો પરંતુ પછીનું એ ડહાપણ નકામું છે. પછી તો પશ્ચાત્તાપ કરતાં ડૂબીજ મરવાનું હશે. માટે એ કંઇ

ન આવે તે પહેલાં સમજો અને આપની જ્ઞાનપ્રણાલિકાના રાહને બદલો. આજની દુનિયા દેશીદેશોની વાતો કરે છે, પરંતુ એમનું અનુકરણ વિદેશનું છે. જેમ કે આપણે બધા યુરોપમાં શું, થયું અમેરીકામાં શું થયું, રશિયામાં શું થયું તે જોઈએ છીએ, પરંતુ સજ્જનો! જરા તમે તપાસ તો કરો, તમને જે સારૂં દેખાય છે એ દુનીયામાં-વધુમાં. વધુ કોર્ટકાઉન્સની છૂટા છુટકાની પ્રથા છે. અને તમે પ્રગતિના બાના નીચે સગોત્ર વર્ણાંતર અને, પુનર્લગ્નના કાયદા કરી ભારતને યુરોપ બનાવવા માગો છો. પરંતુ અમને તમારી પાશ્ચાત્ય પદ્ધતિ સહેજ પણ ગમતી નથી. જો સાચું પૂછાવડાવો તો અમને અને અમારી મા–બેન–દીકરીઓને આર્યત્વનું જળસિંચન કરી ભારતને સ્વર્ગ સમું બનવા દો, તમારી કલ્પનાના સ્વર્ગમાં સ્વર્ગ નથી પણ નરક છે. માટે હજુ બગડી ગયું નથી. પશ્ચિમની કુસંસ્કૃતિ દેડકા સિવાય જીવો અને અમને જીવવા દો. એ જ અમારી આંતર ભાવના છે.

"સીતા સતી, તારામતીના દાખલા છે ધ્યાનમાં!
દેવીઓ એ ઘર્ષ ગયું છે દેશ હિંદુસ્તાનમાં.
મહાશક્તિનો કહેવાય છે અવતાર નારી હિંદની,
સતીત્વનો સજતી હતી શણગાર નારી હિંદની,
અવદશામાંથી સદા ઉદ્ધાર નારી હિંદની,
નારી નહિં પણ નૌકા સાચી તારનારી હિંદની.
ઉન્નત થવા આ દેશમાં શુભ ભાવના ભરતી હતી,
સહભાગી થઈને નાથ સાથે ભવનિધિ તરતી હતી.
ગણીતણે મહાશક્તિઓમાં જેહની ગણના થઈ,
પોતે ગઈ છે પણ પોતાની નામના મૂકી ગઈ.

સજ્જનો! આ છે અમારી આર્ય માતાઓ કે જેના લોહીના એકએક બિંદુમાં આર્યત્વ ભરેલું હતું. જ્યારે હાલની માતાઓ દિનપ્રતિદિન ફેશનમાં ફસાતી જાય છે. અને સીનેમા–નાટકીઓનું આંધ અનુકરણ કરે છે.

"સેવા પતિની ચાહતી ભારત તણી સન્નારીઓ
પ્રાણ દઈને પાળતી સતી-ધર્મને સન્નારીઓ,
તે નારીઓ આજે જુઓ ફેશન મહીં લોભાય છે,
તેથી જ ભારતવર્ષની આ અવગતિ દેખાય છે.

સજ્જનો! સર્વોપરિ ભાવણની પતિપરાયણા સતી શ્રી સરસ્વતી એવી આર્યત્વના રંગે રંગાયેલી સ્ત્રી હતી. સ્ત્રીનું રૂપ ને ગુણ શીલમાં શોભે છે, સ્વચ્છંદતામાં નહીં. માટે ભાઈઓ અને બ્હેનો! જરા સમજો. તમે ભારતને વિદેશના રંગથી રંગવા ઈચ્છો છો પણ નક્કી માનજો કે ભારત એ ભગવાનની દેવી ભૂમિ છે. એટલે તમે ગમે તેટલા ધમપછાડા કરશો પણ ભારત ભારત જ રહેશે. હિરણ્યકશ્યપાદિ અને રાવણાદિ ભારતની આર્ય સંસ્કૃતિને નથી તોડી શક્યા તો બીજાની શું તાકાત છે!

(ચાલુ)

ॐ

# શ્રી વીંઝાત ભક્ત

## લે. વાનપ્રસ્થ શ્રી માલદેવ રાણા

પોરબંદર રાજ્યની હદમાં પોરબંદરથી સાત ગાઉ દૂર કેશવારા શાખાના મહેરોનું નિવાસસ્થાન વીસાવાડા ગામ છે. આ ગામમાં મહેર જ્ઞાતિમાં અનેક શૂરવીર, ભક્ત અને દાતા પુરુષો થઈ ગયા છે. મહેર જાત મૂળ રજપૂત છે. તેઓ રજપુતાનામાંથી ગુજરાતમાં થઈ કાઠીયાવાડમાં આવ્યા છે. આ મહેરજ્ઞાતિના મહેર, પ્રખ્યાત પ્યારા ભક્ત શ્રી વીંઝાત ભક્તની આ કથા છે. વીસાવાડા ગામે દેશપરદેશથી યાત્રાળુઓ, ભાવિક ભક્તો યાત્રાએ આવે છે. વીસાવાડા ગામ એ મૂળ દ્વારકા તરીકે ઓળખાય છે. આ ધામ ભક્તજનોને આકર્ષી રહ્યું છે એનું શું કારણ હશે! મૂળ દ્વારકાના નામથી શા માટે ઓળખાય છે, આવા પ્રશ્નો યાત્રાળુઓના હૃદયમાં સ્વભાવિક ઉઠતા જ હશે પણ તે ભાવનનો મૂળ ઇતિહાસ જાણવાની જરૂર દરકાર ન કરતાં સ્નાનવાવમાં સ્નાન કરી ઠાકોરજીના દર્શન કરી તેઓ ચાલતા થાય છે, એટલે મૂળ ઇતિહાસથી અજાણ્યું રહે છે. આજની કથા એ પ્રશ્નોનો ખુલાસો કરશે. આજની કથાની મૂળ હકીકતને તો લોકકલ્પનાએ ઢાંકી દીધેલ છે પણ ખરી રીતે સત્ય વસ્તુ તો ઢાંકી ઢંકાતી નથી પણ સ્વાભાવિક રીતે જ બહાર આવે છે.

મહેર_કુટુંબમાં જન્મ લીધેલ આ પવિત્ર આત્મા વીંઝાત ભક્તના નામથી ઓળખાતા હતા. વીંઝાત ભક્ત અભણ હતા. વાસ્તવિક રીતે તો પ્રભુપદ પામવાને અથવા તો આત્માના ઉધ્ધાર માટે ઘણાં સત્શાસ્ત્રો વાંચવાની જરૂર નથી. શાસ્ત્રો ગોખી મોઢે કરવાં તે કરતાં પણ સત્શાસ્ત્રો અને સદ્ગુરુદ્વારા જે કંઈ જાણવાનું મળ્યું હોય તેને પ્રેમ અને શ્રધ્ધાપૂર્વક આચરણમાં મૂકવાનો સ્વભાવ પાડવામાં આવે તો જ જીવનની ઉન્નતિ થઈ શકે. શાસ્ત્રો અને સત્પુરુષો માર્ગ દર્શક છે, પણ તે માર્ગ દેખાડે તે પ્રમાણે ચાલવાનું તો પોતાને રહ્યું. જીવ સંસારના વિષયોની આશાતૃષ્ણાની બેડીઓમાંથી મુક્ત થવા માટે જ્ઞાનપૂર્વક પ્રબળ પુરુષાર્થ કર્યા કરે તો પુરુષાર્થના પ્રમાણમાં જરૂર લાભ મેળવે.

ભલે શાસ્ત્રોની મોટીમોટી વાતો કરે પણ જો જીવ સંસારના રાગદ્વેષરૂપી કીચડમાં ખુંચેલો રહે અને એમાં જ આનંદ માનતો હોય તો એવો પામર જીવ કદી પણ કીચડમાંથી નીકળી શકે નહિ.

જેમણે કામ–ક્રોધ–લોભ આદિ શત્રુઓને જીત્યા છે, પોતે જ્યાંજ્યાં નજર કરે ત્યાં પરમાત્માનું જ સ્વરૂપ જોવામાં આવે, જેને કોઈ શત્રુ નથી તેમ મિત્ર પણ નથી અને હૃદયમાં સમભાવ પ્રગટેલો છે એવી સ્થિતિએ પહોંચેલ ભલે તે આશ્રમમાં હોય, સ્ત્રી હોય અગર પુરુષ હોય પણ તે જ પરમ પદને મેળવવા ભાગ્યશાળી બને છે.

વીંઝાત ભક્ત ભણેલા ન હોતા પણ સંતપુરુષોની સેવા કરી તે દ્વારા આત્મ–ઉન્નતિનો અનુભવ ઘણો લીધો હતો. પોતાના મનના મેલ ધોઈ આત્માને ઉજ્જવળ બનાવ્યો હતો. પોતે ગૃહસ્થાશ્રમમાં રહી નીતિથી ચાલી પ્રભુભજનમાં જ જીવન વીતાવતા હતા. ઘેરે આવેલા સાધુ–સંતો–અતિથિઓનો બહુ ભાવથી સત્કાર કરતા હતા. કોઈ દુઃખીને જોઈ તેમનું હૃદય બહુ દુઃખી થતું અને તેના દુઃખમાં બની શકે તેટલો ભાગ લેવા તત્પર રહેતા, ઈશ્વર પ્રત્યે તેમની અડગ ભક્તિ હતી. આત્મસંશોધનનું તેમનામાં અપાર દૈવત હતું. માયાના પ્રદેશમાં રહ્યા છતાં માયાના ગુલામ બન્યા નહોતા. વિશુધ્ધ જ્ઞાનની જ્યોતિ જગાવે તેવી તેમની પરમાત્મા પ્રત્યેની વિશુધ્ધ ભક્તિ હતી; સંસારની અસારતા બરાબર સમજણપૂર્વક સમજાએલી તેથી તેઓ પ્રભુભજન જીવન વીતાવી રહ્યા હતા.

વીંઝાત ભક્ત માટે એમ કહેવાય છે કે તેમને શ્રી દ્વારકાનાથજીના મંદિરની ધ્વજાનાં દર્શન કર્યા બાદ દરરોજ જમવાનો નિયમ હતો. ગમે તેવા મુશ્કેલીના સંજોગોમાં એ નિયમ પાળવાની કાળજી રાખતા. હમેશાં કોઈ નિયમ કે ટેક લેવી સહેલી છે પણ તે પ્રમાણે તેને હંમેશાં પાળવી એ અતિ કઠણ છે. પ્રભુના ભક્તો જે કંઈ નિયમ કે ટેક લે છે તે પાળવા માટે કેટલે અંશે તૈયાર છે તેની કસોટી કરવા તથા તેનો તાગ લાવવાં માટે ભગવાન પરીક્ષા કરે છે અને પરત્માના ખરેખરા ભક્તો હોય છે તે જ આકરી કસોટીમાંથી પાર ઉતરે છે.

એક તરફથી ભગવાન ભક્તોની કસોટી કરવા તૈયાર થાય છે, ત્યારે બીજી તરફ પ્રભુના સાચા ભક્તોની લાજ રાખવા ભક્ત–આધીન ભગવાન હાજરાહજુર ઊભા રહે છે. ભગવાન સાચા ભક્તોને આધીન સદા રહેતા આવ્યા છે. શાસ્ત્રો પણ તેની સાક્ષી પૂરે છે. વીંઝાત ભક્ત પોતાની તેજસ્વી ઘોડી ઉપર બેસી વીસાવાડેથી શ્રી દ્વારકાનાથજીની ધ્વજાનાં દર્શન કરવાને માટે એક દિવસ રવાના થયા. સૂર્યનારાયણ પોતાનાં તેજસ્વી કિરણો પૃથ્વી પર પ્રસરાવી રહ્યા છે. વનરાજિની અંદર આખી રાત્રિ મૂંગાં બની બેસી રહેલાં પક્ષીઓ કીલકીલાટ કરી વનને ગજાવી રહ્યાં છે. આ બધી પરમાત્માની અલૌકિક રચના તરફ વીંઝાત ભગત નજર કરતા કરતા પ્રસન્નતાથી પોતાની ઘોડી ચલાવ્યે જાય છે. રસ્તામાં એક વૃદ્ધ બ્રાહ્મણ આડા ફર્યા અને બોલ્યા કે વીંઝાત ભક્ત! તમારા હિતની એક વાત કહેવા હું અહીં ઊભો છું. તમે આજે અહીંથી જ પાછા ફરો. એમ કહીને વૃદ્ધ બ્રાહ્મણે ઘોડીની લગામ ઝાલી રાખી.

"મહારાજ! તમે બ્રાહ્મણ હોવ એમ મને લાગે છે. હું તમને પગે લાગી પ્રણામ કરું છું. તમે મને પાછા ફરવાનું કહ્યું પણ એ તો કોઈ રીતે બને તેમ નથી; કારણ કે શ્રી દ્વારકાનાથજીના મંદિરની ધ્વજાનાં દર્શન કર્યા વિના મારાથી પાછું ફરાય જ નહિ."

"વીંઝાત ભગત! ધ્વજાનાં દર્શન કરવાની હઠ છોડી દીઓ અને પાછા ઘેરે જાઓ, હું ઠીક કહું છું."

"મહારાજ! પાછા ઘેર જવાનું કારણ શું? ઘટતો હોયો મને ખબર તો પડે!"

"ભક્ત! તમને લૂંટવા અને આ તમારી તેજદાર ઘોડી પચાવી લેવા માટે રસ્તામાં કાબાની ટોળી ઓડો બાંધીને બેઠી છે. હું મારી નજરે જોઇને આવ્યો છું. તમે નાહક લૂંટાઇ જશો ને આવી સરસ ઘોડી છે ઈ' ખોઇ બેસશો."

"મહારાજ! તમે ઇ મારા ભલાની વાત કરી, ઇ બરાબર, પણ લૂંટાવાની બીકે હું પાછો ફરૂં અને મારો નિયમ ચૂકું ? ઇ તો કદી નહી બને. જે થવું હોય ઇ ભલે થાય, બાકી પાછો તો નહીં જ ફરૂં. જે મારા વાલાજીની મરજી હશે તેમ થઈ રહેશે."

"વીંઝાત ભગત! ત્યાં તમારા વાલાજીની મરજી કંઇ કામ નહી આવે. એ લૂંટારાઓને મનમાં એમ નહીં થાય કે આ ભગવાનના ભક્ત છે માટે એમને ન લૂંટવા. માટે પહેલાં તમે તમારા શરીરનું રક્ષણ કરો, નિયમ અને ટેક એ બધું શરીર પછી છે. શરીરનો બચાવ થતો હોય તો નિયમ મૂકી દેવામાં વાંધો નહિ. હું તો તમને અવળી સલાહ તો ન જ આપું ને!"

"અરે રે! મહારાજ, તમે બ્રાહ્મણ થઇને મારો નિયમ મૂકાવવાની અવળી સલાહ આપવા ક્યાંથી આવ્યા! તમારા જેવા ભૂદેવોએ તો ધર્મ કે ટેકને ખાતર મરી ફીટવાની સલાહ દેવી જોઈએ કે ટેક મૂકાવવાની સલાહ દેતી જોઇએ! શું બ્રાહ્મણોમાંથી પણ સત્ અને ધરમ ચાલ્યા ગયાં કે શું ? મહારાજ! તમે પણ સમજો છો કે આ નાશવંત કાયા એક વખત તો પડી જવાની જ છે તો આ હાડકાંના ભારા અને માંસના લોચાનું રક્ષણ કરવા હું મારો ધર્મ મૂકી દઉં! મહારાજ, આવી ખડ ખાવાની વાતુ શું કરો છો! મને આ કાયાનો જરા પણ મોહ નથી, તેમ મારવાનો તો જરા પણ ડર નથી, માટે ઘોડીની લગામ મૂકી દીઓ, મારે મોડું થાય છે, મારે તમારી શીખામણ જોઈતી નથી. જે મરવાથી બીએ છે તે પ્રભુના ભક્ત તરીકે ઓળખાવા લાયક જ ન ગણાય. આંહી તો—

ભક્તિ શૂરવીરની સાચી, લીધા પછી ન મેલે પાછી—જે દરેક પ્રકારનો ભોગ આપવાને માટે તૈયાર રહેનારો હોય તે જ પ્રભુનો વહાલો દાસ બની શકે છે.

આ તો ઠીક છે કે મારા નાથની મારા ઉપર પારાવાર દયા છે તેથી મારું તો મન ડગે તેમ નથી પણ કાચાપોચા મનવાળાનું મન તમે ફેરવી નાખો ખરા. તમે બ્રાહ્મણ અમારાં તરવાનાં તુંબડાં કહેવાઓ, તમે આવી ડગાવવાની વાતો કરો તો પછી બીજા અમને કોણ તારે! હવે તમે તમારે રસ્તે, હું મારે રસ્તે. તમારે કોઇ દક્ષિણા જોઇતી હોય તો આપું, કારણકે તમે નગ્ન જેમ છો.'

"વીંઝાત ભગત! મારે તમને ખોટી નથી કરવા, પણ એક વાત સાંભળાવ્યો, હું દક્ષિણા લેવા નથી આવ્યો. જુઓ, તમે જીતના મહેર અને મહેરને કોઇ લૂંટી લે તો દુનિયામાં ક્યાંય તમારે હાલવા જેવું રહેશે નહિ વળી તમે ગમે તેવા હિંમતવાન હોર તો પણ તમે તો એકલા છો અને એ તો સાત જણાની હથીયાર બંધ ટોળી છે. ત્યાં તમારી બહાદુરી પણ કામ નહી આવે, માટે આજ શુકન વાડે કરો અને પાછા ફરો. નહિતર આબરૂ ગુમાવી બેસશો. વળી કોણ જોવા બેઠું છે કે વીંઝાત ભગતે ધજાનાં દર્શન કર્યાં છે કે નથી કર્યાં, તમે તમારે ગામમાં જઇને કહેજો ને કે દર્શન કરી આવ્યો."

"અહાહા! મહારાજ, આ તે તમારી બુદ્ધિમાં કંઇ ફેર પડ્યો છે કે શું! તમને ભગવાન ઉપર જરા પણ વિશ્વાસ નથી. મહારાજ! ભગવાનના સાચા ભક્તોની કદિ લાજ જાય જ નહિ એમ મારો અંતરાત્મા અવાજ આપે છે. ખરેખર હળાહળ કળિયુગ આવ્યો ખરો, નહિતર તમારા મોઢામાં આવી વાતુ હોય ખરી! મહારાજ! દુઃખ લગાડજો મા. હું સાચું કહું છું કે જો તમોને ભગવાનમાં વિશ્વાસ જ નથી; તો તો પછી તમારી માળા, પૂજા, પાઠ, દેવદર્શન એ સાવ નકામાં જ ગણાં તમે અમારા દેવ છો, તમને વધારે કહું તો હું પાપનો ભાગીદાર બની જાઉં, પણ બાપલા! હવે પછી આવી શીખામણ કોઇને ભલા થઇને દેજો મા, તમારી શીખામણ તો એવી હોય કે પ્રભુને ખાતર પોતાની વહાલામાં વહાલી વસ્તુની કુરબાની કરવા તૈયાર થાય, તમારી શીખામણ તો એવી હોય કે સંસારની મોહજાળને તોડી છિન્નભિન્ન કરી પ્રભુપદ પામવા માયાના પ્રદેશને ઓળંગી જાય. એક કાયર અને શ્રદ્ધાહીન માણસના મોઢામાંથી જેવાં કાયરતાનાં વેણ નીકળે એવાં વેણ તમારા મોઢામાં શોભે મહારાજ! તમારી વાતો હવે સાંભળવામાં પણ અમે ક્યાંક અમારો ધરમ ખોઇ બેસીએ એવો તમારો ઉપદેશ છે. લીઓ, મા'ર કરજો. એમ કહી વીંઝાત ભગતે પોતાની ઘોડીને આગળ ચલાવવા માટે પગની એડી મારી. પણ મહારાજ લગામ મૂકતા નથી.

"વીંઝાત ભગત! એમ જવાતી તે કેમ!" ભક્ત કહે; "તમારે મારી ટેક મુકાવી મારું કમોત કરવું છે! મૂકી દે લગામ!

"વીંઝાત ભગત! હવે તો તમે મને મૂકી દેશો તો પણ હું તમને કદી મૂકું તેમ નથી. હું તમારી અચળ ટેક અને અચળ શ્રદ્ધાથી પ્રસન્ન છું" એમ કહી શ્રી ભગવાને પોતાનું ચતુર્ભુજ સ્વરૂપ પ્રગટ કર્યું.

વીંઝાત ભગત તો વિસ્મય પામી ગયા. ઘોડી ઉપરથી એકદમ કૂદી પડ્યા અને ભગવાનનાં ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પ્રભુનાં ચરણાવિંદ પકડી રાખ્યાં. વીંઝાત ભગતની ઘોડીએ પણ પ્રેમ ભરેલી હણહણાટી કરી અને પોતે પણ ભગવાનને વંદન કરવાની અભિલાષા ધરાવતી હોય એવો ભાવ દેખાડ્યો. ભગવાન પ્રત્યેના અનન્ય પ્રેમના આવેશમાં વીંઝાત ભગતનું હૃદય ભરાઈ ગયું, આંખોમાંથી પ્રેમનાં આંસુ વહેવા લાગ્યાં, એ આંસુથી ભગવાનના ચરણો ભીંજાયા. ભગવાને તેમને ઊભા કર્યા અને અતિ પ્રેમથી છાતી સાથે ચાંપ્યા. "વીંઝાત ભક્ત! હું તમારી અનન્ય ભક્તિથી બહુ પ્રસન્ન થયો છું, આ કળિયુગમાં તમારા જેવા વિશુદ્ધ હૃદયવાળા ભક્તો બહુ થોડા નીકળશે. વીંઝાત-ભક્ત! તમારી જે ઇચ્છા હોય તે માગી લ્યો. હું તમારી સર્વ ઇચ્છા પૂર્ણ કરીશ." "મારા પ્રભુ! મારા નાથ! આ દાસ પર પારાવાર કૃપા કરી મને દર્શન આપ્યાં તો આથી વિશેષ લાભ મને શું હોય? પ્રભુ! મને સંસારના કોઈપણ વિષયોમાં જરાપણ મમત્વ નથી. સંસારના કોઈપણ વૈભવો ભોગવવાની લેશ પણ ઇચ્છા નથી તો પછી શું માગું? છતાં આપની મારા પર દયાદૃષ્ટિ થઈ છે તો મારી માગણી છે કે આ રંક સેવકને સદાને માટે આપના ચરણોમાં રાખો. એ જ છેવટની આશા છે. વીંઝાત ભગત! તમારો ત્યાગ અને પ્રેમ જોઈ હું વચન આપું છું કે તમારી ભાવના સિદ્ધ થશે પણ આ તમારો દેહ આ સંસારમાં રહેવાને નિર્માણ થયેલ છે ત્યાંસુધી મારું સ્મરણ-ધ્યાન કરી જીવન પૂર્ણ કરો. હવે તમારું ચિત્ત મારામાં જ છે એટલે સંસાર તમને બંધનકારક થશે નહિ." "હે નાથ! આપ અધમ-ઉદ્ધારણ છો. મારામાં તો કંઈ ભક્તિબળ, યોગબળ કે તપોબળ નથી. હું તો કાલીઘેલી વાતોમાં તમારા ગુણ ગાયા કરીશ અને મારા હૃદયના ઊંડાણમાં ભાવના છે કે અહીં હું આપની પ્રતિમા પધરાવું અને આપની દરરોજ પૂજા કરું અને દર્શન કરી કૃતાર્થ બનું."

"વીંઝાત! ભક્ત! તમારી સર્વ ભાવના સફળ થશે, અહીં મંદિર થશે અને તમારા રોજના પૂજાનાં દર્શન કરવાના ઘણા મટી જશે. ભક્ત, તારું કલ્યાણ થાઓ!" એમ કહી ભગવાન અંતર્ધાન થયા. વીંઝાત ભક્તે ઇશ્વરકૃપાથી સુંદર મંદિરો બંધાવ્યાં સ્નાન-વાવ બંધાવી, મંદિરોમાં ભગવાનની પ્રતિમા પધરાવી અને દરરોજ પ્રેમભાવે પૂજન કરવા લાગ્યા. વીંઝાત ભગત જીવ્યા ત્યાંસુધી એકનિષ્ઠાથી ભગવાનની ભક્તિ કરી કૃતાર્થ બન્યા.

એ મંદિર યાત્રાનું ધામ બની ગયું. આ મંદિરોને આજે સાતસો વરસ થયાં છે. અનેક યાત્રાળુઓ અહીં આવે છે અને જાય છે.

આ મંદિરોનો ઘણોખરો ભાગ પડી જવાથી દાનવીર રાજરત્ન નાનજીભાઈ કાળીદાસ મહેતાએ રૂા. દસ હજાર ખરચીને મંદિરોનો જીર્ણોદ્ધાર કરી વીંઝાત ભગતના નામને ચીરંજીવ અમર બનાવ્યું છે.

---

नमोस्तु गांधे, सुविशालबुद्धे, तुभ्यं स्वदेशोन्नतिकारणाय।
येन त्वया, प्रेमघृतेन पूर्णः प्रज्वालितः सत्यमयः प्रदीपः ॥

જેમણે સ્વદેશોન્નતિના હેતુથી પ્રેમરૂપી ઘીથી પૂરેલો સત્યરૂપી દીવો પ્રગટ કર્યો છે, તેવા સુવિશાળ બુદ્ધિવાળા મહાત્મા ગાંધીજીને મ્હારા નમસ્કાર છે.

(સીતારામ શર્મા)

# પ્રભુ-દર્શન

લેખકઃ—શ્રી નીલકુમાર શુક્લ, બી. એ., એલ. એલ. બી.,

[ અમા દશમા અંકમાં ટાઈટલ ઉપર, સૌથી ઉત્તમ ઉપયોગ કેવો હોઇ શકે એ વિષેના ઉપસ્થિત કરેલો પ્રશ્ન ઉપર શ્રી નીલકુમારભાઇ પોતાના સાત્વિક વિચારો રજુ કરે છે. ]

કહે છે કે ભગવાન ભાવના ભૂખ્યા છે. પ્રેમપૂર્વક કરેલી પ્રાર્થના, પામર માનવ જીવો પ્રત્યે તેમને આકર્ષી શકે છે. માનવ જીવનમાં પ્રેમથી કયી વસ્તુ સાધી શકાતી નથી. જગત આખું આજે પ્રેમની વાંચ્છના કરે છે. વિશ્વપ્રેમ અને વિશ્વબંધુત્વ એ તો થીઓ સોફીસ્ટોનો મુદ્રાલેખ છે. સંસારી જીવાત્માને તો દંભી પ્રેમ દર્શાવી કેટલીએ વાર લલચાવાય છે, પરંતુ પ્રભુ પ્રત્યેનો પ્રેમ સાધારણ રીતે રળાતો નથી. એને મેળવવા માટે તો આપણે આપણો પ્રાણ અર્પણ કરવા સુધીની તૈયારી રાખવી પડે છે. પરમ કૃપાળુ પરમાત્મા આ જગતના નિર્માતા છે. તેઓ સર્વશક્તિમાન, સર્વ-વ્યાપક છે. તેઓથી કંઇ પણ અજાણ્યુ નથી; આપણો તેમના પ્રત્યેનો પ્રેમ, કેટલો શુદ્ધ, સાચો અને સાત્વિક છે એની કસોટી તે અવારનવાર કરે છે, અને તેમાંથી આપણે જ્યારે પાર ઊતરીએ છીએ ત્યારે તે પોતાની કૃપારૂપી અમીની કુપ્પી આપણી સમક્ષ ધરે છે. દયાળુ ભગવાનના સાક્ષાત્કારની આકાંક્ષા આપણામાંથી ઘણા સેવે છે, પરંતુ તેને માટે જેણે ખૂબ કષ્ટો સહન કર્યાં હોય, યા આકરી તપશ્ચર્યા કરી હોય અને ભાવપૂર્વક ઝંખના કરી હોય, તેને જ ઇશ્વરના દર્શનની ઝાંખી થવાની સંભાવના હોય છે. એક સામાન્ય કોટિના જીવાત્માને તો તેના દર્શન માટેની ઉત્સુકતા થવી એ પણ અસંભવિત છે, તો પછી તેના સ્વપ્નદર્શનનો તો લ્હાવો જ ક્યાંથી આવી શકે અને જેને તે પ્રાપ્ત થાય તે કેટલો સદ્‌ભાગી !

અહોભાગ્ય એ જીવાત્માનાં જેને પ્રભુદર્શનની સ્વપ્નમાં પણ ઝાંખી થઇ. કેટલાએ જન્મથી એનો આત્મા પ્રભુદર્શન માટે તલસતો હશે. એની તૃષા સ્વપ્નદ્વારા છીપી એ એનું સદ્‌ભાગ્ય નહિ તો બીજું શું ? ભગવાને પોતે પ્રસન્ન થઇ, ભક્તને સ્વપ્નમાં દર્શન દીધું અને તેને કૃતાર્થ કીધો, આટલું જાણે કે અપૂર્ણ હોય તેમ ભક્ત પાસેથી તેની ઇચ્છા જાણી અને તે પણ પૂર્ણ કરી. આટલી કૃપા કોના ભાગ્યમાં હોય ! ભક્તને ભગવાને દર્શન આપ્યું, અને તેની ઇચ્છા પૂછતાં ભક્તે એક લાખ રૂપીઆની જરૂર જણાવી. ભગવાને તે પૂર્ણ કરવાનું સ્વીકાર્યું. ભક્તથી માંગતાં માંગાઇ ગયું અને પછી તેના સદુપયોગ વિષે તેને મુંઝવણ થવા માંડી. સદુપયોગનું સાધન તેને સમજાતું નથી. આનો ઉકેલ કઠિન છે.

જગતમાં જન્મ લીધા પછી, સંસારની માયા આપણને એટલી બધી લપેટી લે છે કે આપણે પિતા જગન્નિયંતાને વીસારે મૂકીએ છીએ, એનાથી આપણે વિમુખ થઇ જઇએ એ હેતુથી આપણી આસપાસ માયાના અનેક પ્રકાર । ખેલો તે ખેલવે છે, તેમાં આપણને તરબોળ કરી મૂકે છે. માયાના આ વાતાવરણમાંથી દુર હઠી જવું એ મનુષ્યો માટે ઘણું દુષ્કર છે. તેના આશિષ પ્રાપ્ત કરવા એ શૂરવીરનું કાર્ય છે. કાયર-પામર પ્રાણીઓ એ મેળવી શકતા નથી. કહે છે કે-"હરિનો માર્ગ છે શૂરાનો, કાયરનું નહિ કામ જોને" એક જન્મમાં તેની કૃપા મેળવી શકાતી નથી. અનેક જન્મો સુધી તેના સાક્ષાત્કાર માટે તીવ્ર અભિલાષા સેવીને તપશ્ચર્યા કરવી પડે છે.

કેટલાંએ કષ્ટો સહન કરી તેમજ અનેક જન્મો સુધી આકરી તપશ્ચર્યા કર્યાં પછી, પ્રભુદર્શનના ભાગ્યશાળી થઇએ અને પછી પણ ફરી પાછા માયાની માંગણી કરીએ એ ઉચિત નથી. એ ભક્તના સ્થાને પૂર્વજન્મોના કર્મોનુસાર જો પ્રભુદર્શનનો યોગ, કદાચ કોઇ બીજી વ્યક્તિને થાય અને તેને માંગણી પૂછવામાં આવે તો ઇશ્વર તે પળે બુદ્ધિ અવળી ન સુઝાડે તો એ જ યાચના કરે કે આપે દર્શન આપીને સર્વે મનોરથ પૂર્ણ કર્યાં છે. આ જગતમાં આપના દર્શનથી અધિક કશું નથી, આપના દર્શન બાદ બીજા કોઇનો મોહ હવે નથી. આપના દર્શનથી હું કૃતાર્થ થયો છું. હવે આપના સેવકને આપની પાંખમાં સ્વીકારો, જન્મ મૃત્યુના ચક્રાવામાંથી ઉગારો અને આપની અખંડ-જ્યોતમાં, એને લીન કરી દો.

ભક્તે શ્રી ભગવાન પાસે એક લાખ રૂપીઆની માંગણી કરી અને તે સંતુષ્ટ થઇ. એનો સદુપયોગ કેવી રીતે કરવો એ વિચારીએઃ-માયા એવી છે કે જેમ જેમ તે આપણી પાસે આવતી જાય છે. તેમ તેમ આપણને

લોભ અને લાલચ વધે છે. અને તે વધતાં વધતાં આપણામાં અભિમાન અને અહંભાવ પણ જોર કરે છે. અને તે આપણને ઊંડા અંધારા કૂવામાં ફેંકી દે છે. સંસારી જીવાત્મા એમાંથી બહાર આવવાને અનેક પ્રયાસ કરે છે, પરંતુ બહાર નીકળવાને બદલે અંદરને અંદર વધુને વધુ ઊંડા ખુંચતા જાય છે. શ્રી ભગવાન પાસેથી મેળવેલા રૂપીઆ એક લાખને ઉપયોગ એવી રીતે કરવો જોઇએ કે જેથી અહંકાર આપણને સ્પર્શ પણ કરી ન શકે. જનકલ્યાણ માટેના અનેક માર્ગો અને અનેક સાધનો આ જગતમાં છે. સંસારી જન, સમાજની દૃષ્ટિએ આવી પ્રવૃતિમાં તેનો ઉપયોગ કરે એ ઠીક ગણાય. પરંતુ તે પ્રમાણે જો ઉપયોગ કરીએ તો તેમાં આપણો અહંભાવ નષ્ટ થતો નથી પણ સૂક્ષ્મ રૂપે પણ રહે છે. દાખલા તરીકે દર્દીઓની સારવાર–શુશ્રૂષા બરાબર થઇ શકે તે માટે એક સાધનસંપન્ન રુગ્ણાલય આ રૂપીઆમાંથી ઊભું કરી શકાય, પણ એવા ઉપયોગમાં કંઇ નહિ તો છેવટે પણ અંતરમાંથી એટલું તો લાગ્યા વિના નહિ રહે કે અમુક પ્રકારની વ્યવસ્થા મારાં નાણાંમાંથી થઇ છે. આમ સમાજ–ઉપયોગી પ્રવૃતિઓમાં તેનો ઉપયોગ કરીશું તો તેથી પણ આપણો અહંભાવ નષ્ટ થશે નહિ. અભિમાન આપણને ઊંચે ચઢાવવાને બદલે નીચે ખાડામાં જ ઉતારશે. જેથી તેમાંથી બની શકે તો ઉગરી જવું એ જ મને તો વાસ્તવિક જણાય છે. ત્યારે એ રકમનો ઉપયોગ આપણે કઇ દિશામાં કરવો જોઇએ ? બહુ વિચારમંથન કર્યા પછી એટલું જ સૂઝે છેઃ ભક્તને લક્ષ્મીરૂપી માયાની અભિલાષા થઇ અને પરમ દયાળુ પરમાત્માએ તે સંતુષ્ટ કરી. હવે તેનાથી લોભાવાને બદલે ત્યાગવૃત્તિ પ્રાપ્ત કરવી અને તે કેળવવી જોઇએ, અને જ્યાંથી એ પ્રાપ્ત કરી ત્યાં જ તેને પ્રાર્થના કરીને સમર્પણ કરી દેવી. એ પ્રમાણે વર્તન કરવું એ સહેલું નથી, ત્યાગવૃત્તિ પ્રાપ્ત કરવી અને તે કેળવવી, ખાસ કરીને મોહપાશમાં લપટાયા પછી તો તે મોંઘી જ છે. શ્રી ભગવાન સાનુકૂળ હોય. તેમની કૃપા હોય, અનેક જન્મોમાં તેના પ્રાપ્તિ માટે યાચના કરી હોય, ત્યારે તે મેળવી શકાય છે. આ તક ભક્તને મળે તો તેને ન તરછોડતાં રૂપીઆ એક લાખની રકમને સદુપયોગ ત્યાગવૃત્તિમાં જ સમાયેલો માને તો તે ઉચ્ચ કોટીનો લાગશે. આ દિશામાં પગલાં ભરવાથી પોતાના આત્માનું કલ્યાણ સાધી શકે છે.

પરમાત્મા પાસે તો નિરંતર એટલી જ પ્રાર્થના છે કે જન્મમૃત્યુના ફેરામાંથી આ પામર આત્માને ઊગાર અને તારી ગોદમાં તેને સ્વીકારી લે. શ્રી કૃષ્ણ ભગવાન માંગણી સ્વીકારશે ? એનું દર્શન સ્વપ્ને પણ નિહાળી શકાશે ?

ॐ

## શીખવા લાયક

(અનુવાદકઃ–શ્રી. અમૃતલાલ નરસિંહદાસ ગાંધી)

**બ્રહ્મજ્ઞાનનો અધિકારીઃ–**

એક સાધકે કોઇ મહાત્માની પાસે જઇને તેમને પ્રાર્થના કરી કહ્યું કે, "મને આત્મસાક્ષાત્કારનો ઉપાય બતાવો." મહાત્માએ એક મંત્ર બતાવીને કહ્યું કે, 'એકાન્તમાં રહીને એક વર્ષ સુધી આ મંત્રનો જપ કરો. જે દિવસે વર્ષ પૂરૂં થાય, તે દિવસે નાહીને મારી પાસે આવજે. સાધકે એ પ્રમાણે કર્યું. વર્ષ પુરું થતાને દિવસે મહાત્માજીએ ત્યાં ઝાડૂ કાઢનારી ભંગડીને કહી દીધું કે જ્યારે એક સાધક નાહી–ધોઇને મારી પાસે આવવા લાગે ત્યારે તેની પાસે જઇને ઝાડૂથી કચરો ઉડાડજે. ભંગડીએ એ પ્રમાણે કર્યું. સાધકને ગુસ્સો આવી ગયો અને તે ભંગડીને મારવા દોડયો. ભંગડી નાસી ગઇ. તે ફરીથી નાહીને મહાત્મા પાસે ગયો ત્યારે મહાત્માજીએ કહ્યું–'ભાઇ ! હમણાં તો તમે સાપની પેઠે કરડવા દોડો છો. માટે એક વર્ષસુધી ફરીથી મંત્ર–જપ કરી, પછી આવજો.' સાધકને ખોટું તો લાગ્યું પણ તે ગુરુની આજ્ઞા સમજીને ચાલ્યો ગયો અને મંત્ર–જપ કરવા લાગ્યો. બીજું વર્ષ જે દિવસે પૂરૂં થતું હતું તે દિવસે મહાત્માજીએ તે જ ભંગડીને કહ્યું કે આજ જ્યારે પેલો સાધક મારી પાસે આવે, ત્યારે તેના પગ નીચેથી જરા ઝાડૂ ફેરવી દેજે. તેણે કહ્યું, 'મને મારશે તો ?' મહાત્માજી બોલ્યા, 'આજ

મારશે નહી, બોલીને રહી જશે.' તે આવ્યો એટલે ભંગડીએ જસ્તને ઝંડુ ફેંકી દીધું. સાધકે ક્રોધિત થઈને પાંચ-દશ કઠોર શબ્દ સુણાવ્યા અને ફરીથી નાહીને તે મહાત્માજીની પાસે આવ્યો. મહાત્માજીએ કહ્યું—'ભાઈ! કરડતા તો નથી, પણ સાપની પેઠે ફૂંફાડા મારો છો. એવી હાલતમાં આત્મસાક્ષાત્કાર કેવી રીતે થશે? જાઓ, એક વર્ષ ફરીથી જપ કરો.' આ વખતે સાધકને પોતાની ભૂલ ખબર પડી અને મનમાં મોટી લજ્જા આવી. તે તેને મહાત્માજીની કૃપા સમજ્યો અને તે મનમાં ને મનમાં તેમની પ્રશંસા કરતોકરતો પોતાના સ્થાન પર આવી ગયો. તેણે વર્ષ સુધી ફરીથી મંત્ર-જપ કર્યો. ત્રીજું વર્ષ પુરું થવાને દિવસે મહાત્માજીએ ભંગડીને કહ્યું કે, 'આજ તે અહીં આવે ત્યારે કચરાની ટોપલી ભરીને તેના પર નાખજે. હવે તે ખીજાશે પણ નહીં.' ભંગડીએ એ પ્રમાણે કર્યું. સાધકનું ચિત્ત નિર્મલ થઈ ગયું હતું. તેને ક્રોધ બીલકુલ આવ્યો નહીં. તેના મનમાં ઉલટું ભંગડીના તરફ કૃતજ્ઞતાની ભાવના જાગ્રત થઈ. પછી તેણે હાથ જોડીને ભંગડીને કહ્યું-'માતા! તમારો મારા પર મોટો ઉપકાર છે કે તમે મારા અંદરના એક મોટા ભારે દોષને દૂર કરવા માટે ત્રણ વર્ષથી બરાબર પ્રયત્ન કરી રહ્યાં છો. તમારી કૃપાથી આજ મારા મનમાં જરા પણ દુર્ભાવ નથી રહ્યો. એનાથી મને એવી આશા છે કે મારા ગુરુ મહારાજ આજ મને અવશ્ય ઉપદેશ આપશે.' એટલું કહીને તે સ્નાન કરીને મહાત્માજીની પાસે જઈને તેમના ચરણોપર ઢળી પડ્યો. મહાત્માજીએ ઉઠાડીને તેને હૃદય સાથે લગાવ્યો. માથાપર હાથ ફેરવ્યો અને બ્રહ્મના સ્વરૂપનો ઉપદેશ કર્યો. શુદ્ધ અંતઃકરણમાં તરત જ ઉપદેશ અનુસાર ધારણા થઈ ગઈ. અજ્ઞાન મટી ગયું. જ્ઞાન તો હતું, આવરણ દૂર થવાથી તેની અનુભૂતિ થઈ ગઈ અને સાધક પવિત્ર થઈ ગયો.

અન્નદોષઃ—

એક મહાત્મા રાજગુરુ હતા. તે રાજમહેલમાં રાજાને ઉપદેશ કરવા જતા હતા. એક દિવસ તે રાજમહેલમાં ગયા. ત્યાં ભોજન કરી બપોર પછી એકલા પાછા ફરતા હતા. પાસે રાજાનો એક મૂલ્યવાન મોતીનો હાર ખૂંટીપર ભરાવેલો હતો. હારની તરફ મહાત્માની નજર ગઈ કે તરત જ મનમાં લોભ આવ્યો. મહાત્માજીએ હાર ઊતારીને ઝોળીમાં મૂકી દીધો. તે પછી પોતાની ઝૂંપડી પર પાછા ફર્યા. અહીંયાં હાર ન મળવાથી શોધખોળ શરૂ થઈ નોકરોને પૂછવામાં આવ્યું. મહાત્માજી પર તો સંદેહનું બીલકુલ કારણ ન હતું. પણ નોકરોને હારનો પત્તો કેવી રીતે લાગે? તે તો બિચારા બિલકુલ અજાણ હતા. ચોવીસ કલાક વીતી ગયા બાદ મહાત્માજીનો મનોવિકાર દૂર થયો તેમને પોતાના કૃત્ય પર મોટો પશ્ચાત્તાપ થયો. તે તરત જ રાજદરબારમાં જઈ પહોંચ્યા અને રાજાની સામે હાર રાખીને બોલ્યા—"કાલે આ હારને હું ચોરીને લઈ ગયો હતો, કારણ કે મારી બુદ્ધિ મારી ગઈ હતી, તેમજ મનમાં લોભ આવ્યો હતો. આજ મારી ભૂલ ખબર પડી તેથી દોડી આવ્યો છું. મને બધાથી વધારે દુઃખ એ વાતનું છે કે ચોર તો હું હતો અને અહીંયાં બીચારા નિર્દોષ નોકરોપર ખરાબ રીતે વીતી હશે.

રાજાએ હસીને કહ્યું—'મહારાજજી! તમે હાર લઈ જાઓ એ તો અસંભવિત વાત છે. માલુમ થાય છે કે જેણે હાર લીધો હશે તે તમારી પાસે આવ્યો હશે અને તમે દયાળુએ તેને બચાવવા માટે આ અપરાધને તમારા શિર પર લઈ લીધો હશે.'

મહાત્માજીએ બહુ જ સમજાવીને કહ્યું—'રાજન્! હું જુઠું નથી બોલતો. ખરેખર હાર હું લઈ ગયો હતો, પણ મારી નિઃસ્પૃહ નિર્લોભ વૃત્તિમાં આ પાપ કેવી રીતે આવ્યું તેનો હું કંઇ નિર્ણય કરી શકતો નથી. આજ સવારથી મને ઝાડા થઇ ગયા છે. હમણાં પાંચમી વખત જઈને આવ્યો છું. મારું એવું અનુમાન છે કે કાલે મેં તમારા ત્યાં જે ભોજન કર્યું હતું, તેનાથી મારા નિર્મળ મનપર ભૂરી અસર પડી છે અને આજ મને ઝાડા થવાથી તે અન્નનો વધારાનો ભાગ મારા શરીરમાંથી બહાર નીકળી ગયો છે, ત્યારે મારો મનોવિકાર મટ્યો છે. તમે પત્તો લગાવીને બતાવો—તે અનાજ કેવું હતું અને ક્યાંથી આવ્યું હતું!'

રાજાએ ખબર કરી. ભંડારીએ બતાવ્યું કે 'એક ચોરે ગઇ કાલે ચોખાની ચોરી કરી હતી, ચોરને અદાલતમાં સજા થઇ હતી; પરંતુ ફરિયાદી પોતાનો માલ

લેવા માટે હાજર ન થયો. તેથી જ તે માલ રાજ્યમાં જમા થઈ ગયો. તે ચોખા બહુ જ સારા હતા. આ પ્રમાણે મહાત્માજીને માટે કાલે તે ચોખાની ખીર બનાવી હતી.'

મહાત્માજીએ કહ્યું-'એટલા માટે જ શાસ્ત્રોએ રાજ્યના અન્નનો નિષેધ કર્યો છે. જેવી રીતે શારીરિક રોગોના સૂક્ષ્મ પરમાણુ ફેલાઈને રોગનો વિસ્તાર કરે છે, એવી રીતે સૂક્ષ્મ માનસિક પરમાણુ પણ પોતાનો પ્રભાવ ફેલાવે છે. ચોરીના પરમાણુ ચોખામાં હતા. તેનાથી મારું મન ચંચલ થયું. અને ભગવાનની કૃપાથી આજ જ્યારે તેનો વધારાનો ભાગ મળદ્વારથી નીકળી ગયો, ત્યારે મારી બુદ્ધિ શુદ્ધ થઈ. આહારશુદ્ધિની એટલા માટે જ ખાસ આવશ્યકતા છે.

卐

# પ્રભાતનાં પુષ્પો

લેખકઃ-શ્રી. વજુ કોટક

જરા પણ ઘસાયા વિના જલ્સા કરવા, મિત્રમંડળમાં ફરવું અને પોતાના આ વિચિત્ર સ્વભાવની કોઈને પણ ખબર ન પડે એ ખરેખર એક જાતની આવડત છે. અલબત્ત, આ આવડત પ્રશંસાપાત્ર નથી; પણ ઘણાં સ્વભાવમાં આ વસ્તુ અજબ રીતે વણાઈ ગઈ હોય છે. બીજું તો ઠીક પણ પાસે પૈસા હોવા છતાં પણ જ્યારે માણસમાં આ અવગુણ જોવામાં આવે છે ત્યારે આપણને ઘણી નવાઈ લાગે છે.

અમારો જ એક મિત્ર છે; પાસે ઘણા પૈસા છે, પણ ખરચવાની વાત આવે ત્યારે આબાદ રીતે છટકી જાય. અમે બધા જ્યારે કોઈ હોટલમાં ચા-પાણી લેવા જઈએ ત્યારે પૈસા ચૂકવવાની વખતે તરત જ પોતે ઊભો થશે અને કહેશે, "ઉભા રહો, હું આપું છું" અને પછી તરત જ એ પોતાના ખીસ્સામાંથી સો રૂપીયાની નોટ કાઢશે અને બોલી ઊઠશે, "લો, સાલું, છુટા લેતાં ભૂલી ગયો." સ્વાભાવિક રીતે કોઈ બીજો મિત્ર પૈસા ચૂકવી આપે. આમ આ નામદાર ખીસ્સામાં સો રૂપીયાની નોટ રાખી મૂકે અને જ્યારે ત્યારે એ કાઢીને ઊભો રહે અને બીલના પૈસા અમારામાંનો એક મિત્ર વગર સંકોચે ચૂકવી આપે. શરૂઆતના થોડા દિવસો સુધી તો આ ચાલ્યું પણ અમને તરત જ ખબર પડી ગઈ કે આ મિત્રનો સ્વભાવ જ આવો છે. એક દિવસ મારો મિત્ર બાળકૃષ્ણ ચીડાયો અને બોલી ઊઠયોઃ-

'શું કરવું ? બસ, તમે ત્યારે રૂપીયા સોની નોટ કાઢીને ઊભા રહો છો! પૈસા ન આપવા હોય તો કોણ એને દબાણ કરે છે પણ આ દેખાવ મને જરા પણ પસંદ નથી.

મેં જવાબ આપ્યો, 'તારી વાત સાચી છે. હવે આપણે બધા એનો સ્વભાવ જાણી ગયા છીએ. એક યુક્તિ કરીએ. આપણે કોઈ હોટેલમાં જમવા જઈએ દસ બાર જણાં સાથે અને પછી જો એ સો રૂપીયાની નોટ કાઢે તો તારે લઈ લેવી, આમ કર્યા સિવાય છૂટકો નથી.

બાલકૃષ્ણ કબુલ થયો અને જતાં જતાં કહેતો ગયો, 'આજ તો એહને સમજાવી દઉં કે પૈસા કેમ ખર્ચાય છે. સાંજ પડી એટલે નિયમ પ્રમાણે પેલી સો રૂપીયાની નોટ આવી. થોડીવાર બેઠા અને પછી તેણે જ કહ્યું, 'ચાલો આજે સાંજે હોટેલમાં જમવા જઈએ.'

'હા, ચાલો.' સૌએ વાત વધાવી લીધી. લગભગ આઠેક જણા હતા. ગયા તાજમહાલમાં અને જમવાનો ઓર્ડર આપ્યો. એક મિત્ર તો બસ ખાવાનું મંગાવ્યે જ રાખે.

આખરે બીલ આવ્યું, કુલ રૂપીયા ૫૪! પેલા મિત્રે કહ્યું 'લાવો હું ચૂકવી આપું છું.' ઊભો થયો અને બોલ્યો, 'અરે, હું છુટા લાવતાં જ ભૂલી ગયો છું. સોની નોટ છે!

પણ આ વખતે અમારામાંથી કોઈ પણ એમ ન બોલ્યું કે 'લાવો, હું ચૂકવી આપું' બાળકૃષ્ણ બોલ્યો, 'અરે, મારા ખીસ્સામાં હજારની નોટ છે. નહિ, લાવો તમારી સો રૂપીયાની નોટ.'

આમ કહીને બાલકૃષ્ણે પેલા મીસ્ટર પાસેથી નોટ. લઇ લીધી અને એમાંથી બીલ ચૂકવી આપ્યું. આ ઉપરાંત બે રૂપીઆ વેઈટરોને ભેટ આપ્યા. પછી તો એના જ પૈસે ટેક્સી કરીને ઘેર આવ્યા! આમ આ નામદારની અમે નોટ વટાવી. ત્યાર પછી એ કદી અમને કહેતો નથી કે ચાલો, હોટેલમાં! જો કે અમે સૌ એનો સ્વભાવ સમજી ગયા છીએ અને જનતાં સુધી એને આમંત્રણ જ નથી આપતા.

ઘણા માણસોને આવો સ્વભાવ જ પડી જાય છે. કેટલાક માણસો બરાબર ચા પીવાને વખતે જ, મનમાં એવો ધ્યેય રાખીને જ આવ્યા હોય છે કે ચા-પાણી મળી જશે.' આવા ટાંકણે જઈ ચડવું એમાં કંઈ વાંધો નથી પણ એવા ઇરાદાથી જવું એ ખરેખર કુટેવ છે. અલબત્ત, સંબંધ ઉપર આધાર રાખે છે. પણ વર્તનમાં જો એ જ હેતુ હોય તો તે ઇચ્છવા યોગ્ય નથી અને આવો સ્વભાવ તરત જ પરખાઇ આવે છે. અમારી બાજુમાં જ એક સજ્જન રહે છે. એમનો સ્વભાવ એવો છે કે પોતાને ઘેર તે સોપારી નહિ ખાય, પણ આપણે ત્યાં આવશે કે તરત જ પાનદાની તરફ ઉપાડે. વાતો કરતાં એકાદ આખી સોપારીનો ભુક્કો કાતરી જશે અને જતાં જતાં બીજી સોપારીના ચાર ટુકડા કરી, પેલ-કાના ખીસ્સામાં મૂકીને ચાલતા થશે, જાણે કંઈ બન્યું જ નથી અને આ તો બધું સ્વાભાવિક છે એવું જ તે વર્તન રાખશે એ એમ માને છે કે એમનો આ સ્વભાવ કોઇ જાણતું નથી. પણ હવેથા અમે નક્કી કર્યું છે કે તે ઘરમાં આવે એટલે પાનદાનીમાંથી સારી સોપારી લઈ લેવી અને એને બદલે ત્યાં ખરાબ સડેલી સોપારી મૂકી દેવી.

બીજું તો કંઈ નહિ પણ અમે જ્યારે એને ઘેર જઈએ ત્યારે તે કદિ પણ કોઇ જાતનો વિવેક નહિ કરે. ફક્ત પાણીના ગ્લાસ સિવાય અમારું બીજું કોઇ રીતે સ્વાગત નથી થતું. એમનો સ્વભાવ જ આવો છે. કેટલાક માણસો મફતીઆજ હોય છે.

આપણી સાથે ઑફીસમાં જ્યારે સીનેમા જોવા આવે ત્યારે એમને એમ થાય કે હવે આપણે એકાદ સીનેમા બતાવી દેવું જોઇએ. આપણે ત્યાં આઠેક વખત જમી જાય ત્યારે એકાદ વાર આપણને એમને ઘેર બોલાવે અને બેટા વડા ખવરાવે.

આવા લોકો એમ માને છે કે એમના આ સ્વભાવની કોઇને ખબર પડતી નથી; તો તેમની આ ભૂલ છે. સમજુ માણસો એકદમ સમજી જાય છે પણ કહેતા નથી. અને કોઈ ટકોર કરતું નથી એટલે આવા માણસો પોતાની જાતને ઘણી જ વ્યવહારકુશળ ગણીને મનમાં સંતોષ માને છે.

સાધારણ માણસોમાં આવો સ્વભાવ જોવામાં આવે છે એવું કંઇ નથી, પણ ઘણા જ પૈસાદાર માણસોમાં આ જાતની વિચિત્રતા આપણને જોવામાં આવે છે. લોભવૃત્તિ એ જ આ સ્વભાવનું મૂળ છે. લોભી અને સ્વાર્થી હોવા છતાં પણ કેટલાક ઉદાર દેખાવાનો પ્રયત્ન કરે છે પણ તે વ્યર્થ જાય છે; કારણ કે માણસના આચાર ઉપરથી તરત જ એના વિચારની ખબર પડી જાય છે. એક પ્રસંગે નહિ તો બીજે પ્રસંગે આવા માણસો મિત્રમંડળમાં કે સ્નેહીજનોમાં બહુ પ્રિય બનતા નથી. એમનું આગમન ભાગ્યેજ આનંદ આપતું નથી.

આવા લોકોની સાથે ભલે આપણે મળતા હોઈએ પણ એમને મળવાથી આપણા અંતરમાંથી જે ઉમળકો પ્રગટ થવો જોઇએ તે થતો નથી. ઘણીવાર આપણે ઉદાર હૃદયે આવા માણસને ચલાવી લઇએ છીએ પણ એ લોકો આપણા અંતરનો પ્રેમ જીતી શકતા નથી.

અમારા એક કાકા છે, એમનો પણ આવો સ્વભાવ છે. એમને ઘેર કોઈ પ્રસંગ હશે તો જમવા બોલાવશે, પણ બાકીના આખા દિવસ સુધી શાક નહિ કરે. એમને ત્યાં જમણમાં કંઇ દમ નહિ. આપણને જણાઇ આવે કે બધી વેઠ ઉતારવામાં આવી છે. બન્યું છે એવું કે જો કાકા કંઇ માંદા પડે અથવા તો એમને કંઈ કામ પડે તો આપણને જરાપણ એમ ન થાય કે ચાલ ત્યાં દોડી જઇએ!

આવી મનોવૃત્તિવાળા માણસોને જીવનમાં બધું મળી રહે છે પણ જેને પ્રેમ મળ્યો નથી તેને જીવનમાં કંઇ જ નથી મળ્યું! આવા માણસોના સ્વભાવમાં એક ખાસ વિશિષ્ટતા હોય છે અને તે એ કે તેઓ પોતાની જાતને જ ચાહતા હોય છે!

આવા સ્વભાવને લીધે જ ઘણાં માણસો સારી સોબત ગુમાવી બેસે છે.

# સરલ શાસ્ત્રનો સાર

લેખકઃ-શ્રી 'મુનિતપદરેણુ'

જીવનના આદિપર્વમાં એક બાળક પહેલી જ વાર નિશાળમાં પગ મૂકે છે. એ બાળકને સૌથી પ્રથમ માસ્તર "૧" લખતાં શીખવાડવાનો પ્રયાસ કરે છે, પરંતુ એકદમ તેનો હાથ વળતો નથી. ત્યારે શિક્ષક શું કરે છે? તેનો હાથ ઝાલીને વારંવાર ૧ ઘૂંટાવે છે. સેંકડો વખત એમ 'એકડો' ઘૂટવાનો અભ્યાસ પડયા પછી, એ આંકડો તેના હૃદય-પ્રદેશમાં કાયમને માટે અંકિત થઇ જાય છે. પછી જીંદગીપર્યંત તેને શીખવાની જરૂર પડતી નથી.

હવે બીજી દષ્ટિએ જુઓ. એક કુશળ વૈદ્ય છે. તે લીંડીપીપરને, નીચુ ઘાલીને, વારંવાર ઘૂંટે જ જાય છે. સામે જ એક તકવાદી માણસ ઉભો છે. વૈદને લીંડીપીપર ઘૂંટવામાં દિવસોના દિવસો સુધી સતત અને અખંડ પરિશ્રમ ઉઠાવતો જોઇને તેને ખુબ આશ્ચર્ય થયું. તેણે વૈદને પૂછયું કે, 'વૈદરાજ! નાહકની આટલી બધી તકલીફ શા માટે ઉઠાવો છો? બે-ચાર વાર લસોટો-તો ન ચાલે?' અનુભવી વૈદ્યે, ઠંડા કલેજે જવાબ આપ્યો કે, 'ભાઇ! પ્રસૂતિની પીડા વંધ્યા શું જાણે? જેનો તમને અનુભવ નથી તેનો ખ્યાલ તમને કયાંથી આવે? એકવાર વાટેલી પીપરનો ઉપયોગ કરવાથી, તે તેના સ્વભાવ પ્રમાણે, સામાન્ય રીતે લાભદાયક નીવડે છે એ ખરૂં; પરંતુ તેને ચોસઠ પ્રહર સુધી લાગલાગટ ઘૂંટવાથી તેનામાં વિજળીક શક્તિ પેદા થાય છે. જો તેનો ઉપયોગ કરવામાં આવે તો તે વિશેષરૂપે ફાયદાકારક પૂરવાર થાય છે અને મોટા દર્દોને કે અસાધ્ય દર્દોને જડમૂળથી દૂર કરી શકે છે હવે સમજયા કે નહિ?' કહેવાનું તાત્પર્ય માત્ર એટલું જ છે કેઃ—

(૧) માત્ર એક જ વાર બાળકને 'એકડો' શીખવાડવાથી તે શીખી જતો નથી. તેને વારંવાર ઘૂંટાવવાની જરૂર છે. ઘૂંટયા પછી જ તેને તે વિષેનો સાચો ખ્યાલ આવી શકે છે.

(૨) માત્ર એક જ વાર લીંડીપીપરને ઘૂંટવાથી ખાસ ફેર પડતો નથી. તેને, એકધારી રીતે, ઘૂંટવામાં આવશે તો જ વિજળીક શક્તિ ઉત્પન્ન થઇ શકે.

બસ, આ જ નિયમ ભગવન્નામ બાબતમાં લાગુ પડે છે. જેમ અનિચ્છાએ પણ અજાણતાં પણ સ્પર્શ થવાથી અગ્નિ દઝાડે છે તેમ, માત્ર એક જ વાર પ્રભુના નામનો ઉચ્ચાર કરવાથી, સામાન્ય ફાયદો જરૂર થાય છે પરંતુ તેને વારંવાર ઘૂંટવાથી-લાખો અને કરોડોની સંખ્યામાં તેનો ઉચ્ચાર કરવાથી, તે વિશેષ ફાયદો કરે છે-ધાર્યું કામ આપી શકે છે. હૃદય-પ્રદેશમાં ભગવન્નામનું સામ્રાજ્ય જામે તો જ તેનો યથાર્થ ખ્યાલ આવી શકે. પૈસો એ નજીવી વસ્તુ હોવા છતાં પણ તેને પ્રાપ્ત કરવા માટે માણસ પેટે પાટા બાંધે છે-લોહીનું પાણી કરી નાખે છે. પ્રભુનું નામ તો એના કરતાં બહુ મૂલ્યવાન છે. મોંઘી વસ્તુ મેળવવી હોય તો મહેનત પણ વધારે કરવી જોઇએને? મહેનત ભલે વધારે પડે, પરંતુ મેળવવા માટે જેટલું કષ્ટ વેઠવું પડે છે તેના કરતાં અનેક ગણું, વધારે સુખ તેની પ્રાપ્તિ વેળાએ થાય છે એનો ઈન્કાર કોણ કરી શકે એમ છે?

× ×

માની લો કે એક સુંદર બગીચો છે. બગીચામાં જુદી જુદી જાતનાં રંગબેરંગી પુષ્પો છે. જીવનના ઝંઝાવાતોથી ત્રાસી ગયેલો એક માણસ એ બગીચાની સહેલગાહે ઉપડે છે. આખાય બગીચાનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કર્યા પછી તે વિચાર કરે છે કે, 'અહો! કુદરતની કેવી કમાલ /કારીગરી છે! શું સરસ સૃષ્ટિ-સૌંદર્ય છે!' વળી પાછો તર્ક કરવા લાગ્યો કે, 'આ બગીચો કોણે બનાવરાવ્યો હશે? તેની રચના કરતાં કેટલો સમય લાગ્યો હશે? આ બધા છોડ, વેલા, વૃક્ષો વિ. ઉછેરતાં કેટલો પરિશ્રમ પડયો હશે?' આવા આવા વિચારો કદાચ આખી જીંદગી સુધી કર્યા કરે તો એનો પાર આવે ખરો? વિચારોના વમળમાંથી તે બહાર નીકળી શકે ખરો? એના માટે સૌથી ડહાપણભર્યો રસ્તો એક જ હતો. આ બધી પંચાતમાં પડયા વિના, ગુલાબ યા મોગરાનું એકાદ સુગંધીદાર ફૂલ ચૂંટીને તેની મોજ માણી હોત તો તેને કેવો આનંદ આવત! એના જીવનમાં તાજગી અને સ્ફૂર્તિના ફુવારા જરૂર ઉડતા થાત.

એ જ પ્રમાણે આ જગત પણ એક વિશાળ બગીચો છે. છોડ, વેલા, વૃક્ષો, વિ.નો તો અહીં તોટો જ કયાં છે! સાચા આનંદનો અનુભવ કરવો હોય તો

એ બગીચામાંની વસ્તુઓ પર ટીકા યા તર્ક કરવાની મનોવૃત્તિ છોડી દઈને માત્ર તેનો સાર યા બોધપાઠ જ ગ્રહણ કરવો જોઈએ. ત્યારબાદ તરત જ તેનું આખું રહસ્ય સમજાઈ જશે.

× × ×

અનાજની એક જંગી વખાર છે. ઘઉં, ચોખા, દાળ, કઠોળ વિ. અનેકવિધ પદાર્થોના કોથળેકોથળા ઉપરા-ઉપરી ખડકેલા છે. જેણે કોઈ દિવસ વખારનાં દર્શન કર્યાં નથી અથવા વખારનું વર્ણન પણ સાંભળ્યું નથી, એવો એક ભૂખ્યો માણસ ત્યાં આવી ચડે છે. જોતાંની સાથે જ તે આભો દિગ્મૂઢ બની જાય છે. વિચારોના વમળમાં ફસાઈ જઈને તે મનમાં વિચારે છે કે, 'આ અનાજ કોણે પકવ્યું હશે? આટલું બધું અનાજ કોણે ખરીદ્યું હશે? ક્યાંથી ખરીદ્યું હશે? એનો માલિક કોણ હશે? વિ. વિ. આવા આડા અવળા વિચારો કરવાને છોડી દઈને એકાદ મૂઠી મનગમતું અનાજ માગી લઈને નિરાંતે ખાધું હોત તો એના પેટમાં જરૂર ટાઢક વળત-એની ભૂખ જરૂર ભાગત.

× × ×

એક મોટો કૂવો છે, એક તૃષાતુર માનવી ત્યાં આવી ચડે છે. કૂવાને કાંઠે આવીને તે વિચાર કરે છે કે, 'આ કૂવો કોણે બનાવ્યો હશે? શું એ પાતાળ સુધી ઊંડો હશે કે છીછરો જ હશે? એનું પાણી કેવું હશે? મીઠા જેવું ખારું કે ટોપરા જેવું મીઠું?' આવી શંકાઓ ઊઠાવવા કરતાં એકાદ ખોબો પાણી પીધું હોત તો તેની તમામ શંકાઓનું સમાધાન થઈ ગયું હોત. કદાચ શંકા ઊઠાવવાનો સંકલ્પ જ ન ઉદ્ભવત!

જગતમાં ત્રણ પ્રકારનાં દુઃખ છે-આધિ, વ્યાધિ અને ઉપાધિ. આધિ એટલે અકસ્માતથી આવી પડેલાં, વ્યાધિ એટલે પૂર્વજન્મના સંસ્કારને લીધે આવેલાં અને ઉપાધિ એટલે હાથે કરીને ઊભાં કરેલાં. રસ્તામાં ચાલતાં માથે નળિયું વાગે યા કેળાંની છાલ પર પગ પડવાથી લપસી પડાય એનું નામ આધિ. ટાઈફોઈડ, ન્યુમોનિયા, લકવો વિ. શરીરના રોગો વ્યાધિ કહેવાય અને બહોળું કુટુંબ હોય અને પૂરું ન કરી શકતો હોય તો તેવાઓનું નામ ઉપાધિ. આ ત્રણે જાતના તેમજ આધ્યાત્મિક રોગોના દર્દીઓ માટે ભગવાનના સ્વરૂપજ્ઞાન-પૂર્વક ભગવન્નામ એ એક અલૌકિક અને અજબ જડીબુટ્ટી છે. એ જડીબુટ્ટીનું સેવન કરનારને કોઈ પણ દર્દ સતાવી શકતું નથી. પ્રાતઃસ્મરણીય તુલસીદાસજી મહારાજ લખે છે કે:—

રામનામની ઔષધિ, ખરી રીતથી ખાય,<br>
અંગ પીડા વ્યાપે નહિ, મહા-રોગ મટી જાય.

ભગવત્થી ભટકતા જીવો માટે જન્મ-મરણના ચક્રમાંથી છૂટવા માટે આ એક જ અકસીર ઇલાજ છે. બીજા ગમે તેટલા ઉપાયો અજમાવશો તો પણ તે એળે જ જવાના. ટૂંકમાં કહીએ તો ભગવન્નામ એ સકલ શાસ્ત્રોનો સાર અને સર્વ રોગની એકમાત્ર દવા છે.

સારાંશ એટલો જ છે કે, ભગવાન વિવેકજ્ઞાન સિવાયના તર્કથી પર છે. તેવી રીતે તર્ક-વિતર્ક કરવા એ સમય બગાડવા જેવું છે. માટે દરેકે પોતપોતાની શક્તિ પ્રમાણે બની શકે તેટલો વધુમાં વધુ નામ-જપ કરવો. નામ-જપ જ તમારો ભાવનો ભોમિયો બનશે.

❀

એક ક્યરેટ જેટલા અન્નને દશ માણસ સુખશાંતિપૂર્વક ખાઈ લેશે પણ એક આખું કુરકું મોઢા આગળ પડેલું હશે અને કૂતરાઓ માત્ર બે જ હશે તો પણ તેઓ લડ્યા વિના નહિ રહે. તે જ પ્રમાણે અજ્ઞાની માણસ પાસે ભલેને આખી દુનિયાનું ધન ભેગું થયું હોય, પણ તે તો સદા ભૂખ્યો જ રહેવાનો અને સમજુ માણસ તો માત્ર એક રોટલાથી પણ સંતોષ મેળવીને પ્રભુનો આભાર માનવાનો.

—'સુબોધ વાટિકા'માંથી




# મહાભારતાંક




-મહાભારત એટલે આર્યજાતનો ગૌરવપૂર્ણ ઇતિહાસ જે જાતિનો ગૌરવપૂર્ણ ઇતિહાસ નાશ પામે છે, તે જાતિ નાશ પામે છે, તેની સંસ્કૃતિ નાશ પામે છે, તેનું સ્વત્વ-સ્વાભિમાન નાશ પામે છે. તેની પ્રજા પામર-હીન બનતી જાય છે.

આર્ય જાતિને જો કોઇ ઉત્તમોત્તમ ગૌરવવન્તું સ્થાન આપતું હોય તો તે તેનો અતિશય જ્વલન્ત ઇતિહાસ છે. એ ઇતિહાસે ભારત મહાભારત છે, સર્વ દેશોમાં ઉન્નત મસ્તકે વિરાજે છે.

એ ઇતિહાસનો પ્રવાહ મધ્યકાળમાં કથા-પ્રવચનો અને માણભટ્ટો દ્વારા વહેતો ભારતીય પ્રજામાં નવીન પ્રાણ પૂરતો હતો. આજે એનો પ્રવાહ પ્રજામાં ઓસરતો જાય છે. પ્રજા પરદેશી ઇતિહાસના પાઠો પઢે છે. શ્રીકૃષ્ણની વિચક્ષણતા, યુધિષ્ઠિરની રાજ્યનીતિ અને દુર્યોધનની રાજનીતિનાં ગહન તત્ત્વો અવલોકવાનું છોડી, આજે પરદેશી રાજવિદ્યાનો અભ્યાસ થઈ રહ્યો છે. પણ પ્રથમ એકવાર પોતાના ઘરના વિજ્ઞાનના મહાભંડાર તરફ નજર કરો અને પછી બીજે જૂઓ કે તે તેનાથી વિશેષ તમે શું જોઇ શકો છો ?

**આજે તમે તમારી પ્રજાને ભારતના ગૌરવપૂર્ણ ઇતિહાસનું પોષણ આપો, તેનામાં પોતાનું તેજ પૂરો. તેનામાં પોતાના પ્રાણ પૂરો. તમારા માટે 'વિશ્વમંગલ' માસિક તૈયાર કરે છે: મહાભારતાંક** [ ચાર ખંડોમાં મહાભારતની સંપૂર્ણ કથાઓ. ઉપરાંત ૪૪ અંકોનું મળી કુલ ૩૨૦૦ પૃષ્ઠનું વાચન માત્ર રૂ. ૨૦-૦-૦માં ]

દરેકને પોષાઈ શકે એટલી કિંમતે મહાભારત સંપૂર્ણ કથાઓનું મેળવવાનો સુઅવસર.

આજકાલ ઘણી ઊંચી કિંમતને લીધે માણસોને મહાભારત ખરીદવાનું મુશ્કેલ બન્યું છે, તેવે સમયે દરેકને મહાભારતનાં શક્તિપુર મેળવવાની આ એક અલભ્ય સગવડ છે.

**'વિશ્વમંગલ' દ્વારા જનતાનું સૌથી વધુ હિત આવે સમયે સાધી શકે તેવો વિશેષાંક તૈયાર કરવા માટે નિર્ણય કરવા શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયે સુપ્રતિષ્ઠિત વિદ્વાનો અને પૂજ્ય મહાનુભાવોની સભા ગોઠવી અભિપ્રાય માગતાં તેને મહાભારતાંક માટે આશીર્વાદ મળ્યા છે. અને 'વિશ્વમંગલ' પોતાના બારમા વર્ષના વિશેષાંક તરીકે ગ્રાહકોના કરકમલમાં મહાભારતાંક રજુ કરશે. જેમાં ૪૦૦ ઉપરાંત પૃષ્ઠો, સુવાચ્ય અક્ષરો અને પ્રત્યેક પ્રસંગને રમણીય રીતે રજુ કરતાં ૪૦૦ ચિત્રો મૂકવામાં આવશે. જેને હોંસે વાંચતાં બાળકો નાચી ઊઠે છે, યુવાનો ગૌરવ લે છે, સ્ત્રીઓ રત્નોને ઉત્પન્ન કરનાર બને છે, વૃદ્ધો ઈશ્વરની મહાશક્તિનો અનુભવ કરે છે તે ચાર વર્ષમાં સંપૂર્ણ મેળવવા માટે તમારૂં નામ અવશ્ય નોંધાવો :-વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૫-૩-૦** આવો ઉત્તમ અંક મેળવવા માટે ગ્રાહક તરીકે આજેજ નામ નોંધાવો.

લખોઃ—**શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,** સભાપોસ્ટ કોસરોડ—**અમદાવાદ.**

શ્રી હરિઃ

# જૂના અને નવા ગ્રાહકોની સેવામાં

# નમ્ર નિવેદન

૧ 'વિશ્વમંગલ'ના અગિયારમા વર્ષનો આ બારમો અંક છે. ભાગવતાંક ચૈત્ર-૨૦૦૩ થી શરૂ થયેલા ગ્રાહકોનું લવાજમ આ અંકથી પૂરૂં થાય છે.

૨ આપને બારમા વર્ષનું લવાજમ રૂા. ૫-૪-૦ મ. ઓ. કરીને તુરત મોકલી આપોને નવા વર્ષના ગ્રાહક તરીકે ચાલુ રહીને તેમજ આ ધર્મ પ્રચારક માસિકના નવા ગ્રાહકો બનાવી આપી ધાર્મિક સેવા કરવાની અમો આપને આગ્રહભરી અપીલ કરીએ છીએ.

૩ આપે અવશ્ય આવતા ૧૨મા વર્ષના ગ્રાહક બનવાનું સ્વીકાર્યું જ હશે તો પણ, અને કોઈ નિશ્ચયપર ન આવ્યા હો તો પણ, આ અંકના પૃષ્ઠ બીજા ઉપરના સમ્પાદકીય ઉપર જરા દષ્ટિ કરી જવાની અમો નમ્ર સુચના કરીએ છીએ.

૪ બારમા વર્ષના નવા પ્રકાશિત વિશેષાંક મહાભારતાંકને વાંચ્યા વિના આપ ચલાવી લઈ શકો નહિ, કારણ કે આપ અવશ્ય ધર્મનિષ્ઠ છો, સાંસારિક વાસનાઓમાંથી થોડી મુક્તિકથા વિના આપને ચેન પડવાનું નથી.અને શ્રીમદ્ મહાભારતાંકનું એક એક પૃષ્ઠ આપને મુક્તિમાર્ગમાં સહાય ભૂત થશે.

૫ આજે યુદ્ધ પછીની મોંઘવારી અને પ્રેસનાં સાધનોની અછત એથી પણ આગળ વધી રહી છે,એટલે જોઇએ તેથી વધારે પ્રમાણમાં "મહાભારતાંક" છાપી શકાય કે તેની વધારાની આવૃત્તિ કાઢી શકયા તેવો એક પણ સંયોગ નથીઃ મહાભારતાંક જેવો અંક મળી નહિં શકે તો આપને જરૂર અસંતોષ અનુભવવો પડશે. તેના કરતાં પ્રથમથી જ ગ્રાહક બનીને તેના ગ્રાહક બની જવું એ સર્વોત્તમ માર્ગ તરફ અમો આપનું લક્ષ્ય ખેંચીએ છીએ.

૬ શ્રી મહાભારતાંકની છૂટક કિમ્મત રૂા. ૩-૪-૦ રહેશે, ઉપરાન્ત તેનો પોસ્ટ ખર્ચ પણ મંગાવનારને શિર રહેશે, પરન્તુ હાલની તકે ચાલુ ગ્રાહકો સિવાય એનું છૂટક વેચાણ બંધ જ રહેશે અને ચાલુ ગ્રાહકોને આ વિશાલ સચિત્ર વિશેષાંક રૂા. ૫-૪-૦ ના લવાજમમાં વિના મૂલ્યે જ મળવાનો છે, તે ઉપરાન્ત બાકી રહેલા બે રૂપિયામાં જ બીજા અગીઆર અંકોનું ધાર્મિક વાંચન આપને પ્રતિમાસે મળતું રહેશેઃ અને એટલા માટેજ પ્રથમથી ગ્રાહક બની જવું યોગ્ય છેઃ

૭ જુના ગ્રાહકોએ મનીઆર્ડર મોકલતી વખતે લખવાની જગ્યાએ "જુના ગ્રાહક નંબર" એમ જણાવીને પોતાના ગ્રા.નં. ની નોંધ કરીને પોતાનું

પૂરૂં શિરનામું લખી જણાવવું જોઇએ અને તદ્દન નવા થનારા ગ્રાહકોએ "નવા ગ્રાહક" એ શબ્દ જરૂર લખવો જોઇએ:

૮ આટલી અભ્યર્થના કરવા છતાં કોઈ સંયોગોમાં આપ ગ્રાહક તરીકે રહેવા ન જ માગતા હો, તો માત્ર બે પૈસાનું એક પોસ્ટકાર્ડ લખી મોકલીને આપ માસિકના ગ્રાહક રહેવા ઇચ્છતા નથી એમ લખી જણાવવું જોઇએ. આપના બે પૈસાથી કાર્યાલયના ૦-૧૦-૦ બચી જશે: અને આપનો થોડો પ્રમાદ કાર્યાલયને બોજારૂપ બનશે:

૯ રામનવમી સુધીમાં જેઓના મનીઑર્ડરો આવી ગયા હશે તેઓને રજીસ્ટર્ડ બુકપોસ્ટ દ્વારા "શ્રી મહાભારતાંક" મોકલવામાં આવશે. જેઓએ વી.પી. મંગાવવાનું કાર્યાલયમાં લખી દીધું હશે તેઓને પણ રૂ.૫-૭-૦નું વી. પી રવાના કરવામાં આવશે: વી. પી. નો ઑર્ડર નહિં હોય તેવા ગ્રાહકોને (જે ગ્રાહક તરીકે ન રહેવાનું પોસ્ટકાર્ડ નહીં મળ્યું હોય તો) પણ તેમનો સ્વીકાર સમજીને ચૈત્ર વદી ૯ પછીથી રૂ. ૫-૭-૦ નું વી. પી. કરવામાં આવશે: કૃપાલુ ગ્રાહકોએ વી. પી. સ્વીકારી લેવું જોઇએ:

૧૦ કદાચ સંભવ છે કે, —ગ્રાહક બંધુ પોતાના તરફથી વાર્ષિક લવાજમનો મનીઑર્ડર કરે, અને કાર્યાલય તરફથી તે જ સમયમાં ચૈત્ર સુદી ૧૫ પછી તેમની સેવામાં વી.પી. રવાના કરવામાં આવે. એવા સંયોગોમાં કાર્યાલયને થતા આર્થિક વ્યયને લક્ષ્યમાં લઇને એ આવેલા વી. પી. નો સ્વીકાર કરીને કોઈ એક નવો ગ્રાહક બનાવી આપવો જોઇએ: અને એ નવા ગ્રાહકનો પૂરો એડ્રેસ કાર્યાલયમાં મોકલી આપવો જોઈએ:

૧૧ 'વિશ્વમંગલ' પ્રત્યે ધાર્મિક ફરજ સમજીને જેઓ સદ્ભાવ બતાવતા રહ્યા છે, તેઓ ભગવાનના કૃપાપાત્ર છે, અને એ રીતે જ તેઓ આ ધાર્મિક સાહિત્યને ઉન્નત બનાવવામાં સહયોગ આપતા રહેશે:

૧૨ કાર્યાલયની વ્યવસ્થા સંબંધો, લવાજમ મોકલવા સંબંધી અથવા કોઇ પણ જાતની સુચના આપવા સંબંધી પત્રવ્યવહાર વખતે પોતાનો ગ્રાહક નંબર લખી નીચેના એડ્રેસે પત્ર લખવા કૃપા કરવો:

**શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય**

સલાપોસ ક્રોસરોડ, P. Box No. 6. અમદાવાદ

આપનું લવાજમ પૂરૂં થાય છે

**મહાભારતાંકથી નવા ગ્રાહક બનો અને બનાવો**





सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्भावयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૧ ] ફાલ્ગુન-૨૦૦૪ * માર્ચ-૧૯૪૮ [ અંક ૧૨ મો




# મહાયાત્રીનું મહાપ્રસ્થાન



(જાગજે, જાગજે, જીવડા ! જાગજે રે...એ રાગ)

'મોહન' સ્વધામમાં સીધાવીયા રે,
'દીલ્હી' બની ગયું છે 'પ્રભાસ' (૨) મોહન...(૧)
કંઈ કંઈ 'અર્જુન'ને ઊભા કર્યા છે,
કર્તવ્ય-પંથે કર્યો છે પ્રકાશ (૨) મોહન...(૨)
યુદ્ધના સમયે સારથી થઈ રહ્યા રે,
હથિયાર કદિ ન રાખ્યાં પાસ (૨) મોહન...(૩)
જીવન નીચોવી પ્રાણને આપીયા રે,
મૂકી કીર્તિની મીઠી સુવાસ (૨) મોહન...(૪)
'પુનિત' પૂરણ ચંદ્ર આથમ્યો રે,
ભારત-ભાગ્યે અંધારી અમાસ (૨) મોહન...(૫)

શ્રી 'પુનિત'



# સંપાદકીય

વિશ્વપિતાનાં ગુણગાન ગાતું, વિશ્વકર્તાના જ્ઞાનવિજ્ઞાનને ઉદ્‌ઘોષતું, વિશ્વના જનસમાજની મંગલ કામનાને લઈ પ્રવર્તતું 'વિશ્વમંગલ' વિશ્વાનંદ પિતાની કૃપાથી આ અંકે પોતાનું અગિયારમું વર્ષ પૂરું કરે છે. અત્યાર સુધીમાં એણે બહુ કટોકટી ભર્યો માર્ગ વટાવ્યો છે, અનેક મુશ્કેલીઓ સહી છે અને ધૈર્યથી બધા અન્તરાયોમાંથી પસાર થઈ ચૂક્યું છે. તેથી હવેના સમયમાં તે પોતાની સેવા વિશિષ્ટ રીતે રજુ કરી શકશે એ ખૂબ જ સંભવિત છે. પસાર થએલા મુશ્કેલ સમયમાં પણ તેણે પોતાના તલસ્પર્શી, નિષ્પક્ષ, વિશુદ્ધ અને પ્રેરક સાહિત્યના ગુણો વડે તેનાં વાચક માતાપિતાઓનો ઉત્તમ ગુણવાન પુત્રની જેમ પ્રેમ અને પોષણ પ્રાપ્ત કરેલ છે અને તેના જ આધારે હવે તે નવીન વર્ષમાં પ્રગતિ કરવા શક્તિમાન થશે.

છેલ્લો સ્મૃતિ-અંક

જેના મહાન આત્માએ આ દેશનાં અને દુનિયાનાં મનુષ્યોના હૃદયમાં સ્થાન પ્રાપ્ત કરી આત્માની વ્યાપકતાનો અને તેના પ્રેમમય સત્ય સ્વરૂપનો પ્રકાશ કર્યો છે તે પૂ. રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના સ્મૃતિ-અંક તરીકે અગિયારમા વર્ષનો આ બારમો અંક પ્રકટ કરાય છે. જો કે રૂઢિવાદી માનસના લોકોને મહાત્માજી સાથે મતભેદો હતા અને હજુ પણ કંઈક રહ્યા પણ હશે; પરન્તુ પ્રત્યેક સમયે ધર્મનું સ્વરૂપ એક જ પ્રકારનું હોતું નથી. કેટલીકવાર જે અધર્મ હોય તે ધર્મ જેવો જણાય છે અને જે ધર્મ હોય તે અધર્મ જેવો જણાય છે. આવે વખતે કામ-ક્રોધ-લોભ રહિત નિર્મળ તપસ્વી સન્તો જ સત્ય ધર્મ બતાવી શકે છે. આવા સન્તો વિરલ જ થાય છે. સંપૂર્ણ શાસ્ત્રોના અર્થો પણ આવા સન્તોને આધીન રહે છે. આ અંકથી એક તેવા સંતને અંજલિ અપાય છે. આપણે તેમના આદર્શોને અનુસરીએ!

બારમા વર્ષના પ્રવેશાંક તરીકે વિશ્વમંગલનો બૃહદ્ વિશેષાંક 'મહાભારતાંક' તૈયાર થઈ રહ્યો છે. ભગવાન્ વેદવ્યાસની હૃદયપ્રસાદીનું આમાં વિરાટ્ દર્શન છે. મહાભારત માટે કહેવાય છે કે—' જે મહાભારતમાં છે, તે જ સર્વત્ર છે, અને જે મહાભારતમાં નથી તે બીજે કયાંયે નથી.' હિન્દી સાહિત્યના લેખકોએ અને કવિઓએ જે ઉત્તમોત્તમ પ્રકાશ અને સૌન્દર્ય પોતાની કૃતિઓમાં લાધેલું છે તે મોટે ભાગે મહાભારતના પ્રોજ્જ્વલ સૂર્યમાંથી જ હોય છે. આ મહાભારતનો જીવનોપયોગી બૃહદ્ સાર વિશ્વમંગલ પોતાના ચાર વર્ષોના ચાર વિશેષાંકો-દ્વારા રજુ કરવા ઇચ્છે છે પ્રત્યેક માસે ઉત્તમ આધ્યાત્મિક વાચન આપવા સાથે વિશ્વમંગલ માસિક આવો અમૂલ્ય વિશેષાંક નિવેદિત કરે છે. સંસ્કારવાંછુ ગ્રાહકો અને વાચકો પોતાના અને કુટુમ્બના માટે જરૂર આને આવકારશે.

એક આનાનો વધુ

પોસ્ટ ખાતામાં રજીસ્ટર ચાર્જમાં એક આનાનો વધારો થએલો હોવાથી વિશ્વમંગલનું લવાજમ રૂ. ૫-૪-૦ લેવામાં આવશે. હવેથી થનાર ગ્રાહકોએ રૂ. ૫-૪-૦ નો મનીઓર્ડર કરવો.

વિનીત નિવેદક :
મગનભાઈ છોટાભાઈ દેસાઈ
તંત્રી : 'વિશ્વમંગલ'

# જમનાતટ પરની





આપણી સાથે બોલવાને, દિલાસો આપવાને, આપણને પ્રોત્સાહન આપવાને, આપણને દોરવણી તેમજ પ્રેરણા આપવાને ગાંધીજી આજે સદેહે હાજર નથી. પરંતુ તેમણે જ આપણને વારંવાર નથી કહ્યું કે શરીર નાશવંત ને ક્ષણભંગુર છે અને એકનો આત્મા અમર ને અવિનાશી છે! તેમણે જ આપણને નહોતું કહ્યું કે ઇશ્વરને મારા શરીરનો ખપ હશે ત્યાં સુધી તે તેને નભાવશે! એમ કેમ ન બને કે દેહનાં બંધનથી મુક્ત થયેલો તેમનો આત્મા વધારે મુક્તપણે કાર્ય કરશે અને હજી જે અધૂરું રહ્યું છે તે પૂરું કરવાને તેમ જ સાર્થક કરવાને નવાં સાધનો પેદા કરશે! એમ કેમ ન બને કે ગેરસમજૂતીનાં અને પરસ્પર વહેમનાં જે કાળાં વાદળ આજે દેશના વાતાવરણમાં ઘેરાયાં છે તેમને વિદારી જે ભાતનો સુમેળ અને શાન્તિ સ્થાપવાને તેમણે પોતાનું સારું જીવન વીતાવ્યું અને કાર્ય કર્યું, અફસોસ! જે કાર્યમાં આખરે કાતિલની ગોળીનો ભોગ બન્યા. તે કાર્યને પાર પાડનારી શક્તિ જમનાઘાટ પરની એમની ભસ્મમાંથી પ્રગટ થશે! હિંદુ ધર્મમાં બલકે માનવધર્મમાં જે કંઇ ઉદાત્ત ને ભવ્ય છે તેના સાર રૂપ તેમનું જીવન નહોતું? તે સર્વ તેમનામાં મૂર્તિમંત થયું નહોતું? અને છતાં એમના જાતિ, પંથ,

ધર્મ કે દેશની મર્યાદાઓને ઓળખનારા એ હૃદય સામે પિસ્તોલ તાકી તેમાં ગોળી છોડનારો હાથ એક હિંદુ ધર્મી માણસનો નહોતો! આ ગુનો કરવામાં એ માનવીનો શો આશય હતો? શું તેને હિંદુ ધર્મનું રક્ષણ કરવું હતું! શું તેણે હિંદુ સમાજની સેવા કરવાનું ધાર્યું હતું? શું એ રીતે હિંદુ ધર્મનું રક્ષણ થયું! શું એ રીતે હિંદુ સમાજની સેવા થઇ? હિંદુ ધર્મ તેમજ હિંદુ સમાજની જાતજાતના વડોરાઓમાંથી

## કલિયુગના દશમા અવતારી પુરુષ તરીકે બાપુને અંજલિ

ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ દીલ્હી રેડીયો પરથી ગાંધીજીને શ્રદ્ધાંજલિ આપતાં જણાવ્યું હતું કે ગાંધીજીએ તો દુનીયાનું પોતાનું કાર્ય પૂરું કર્યું છે. અવતારી પુરુષ તો પોતાનું કાર્ય પૂરું કરી પછી આ દુનીયામાં રહે જ નહી. ધર્મ પોતાના માર્ગે ચાલી શકે તે માટે આ કલિયુગમાં તેમનો ૧૦મો અવતાર હતો.

ગયા જુન માસ પછી ગાંધીજીને લાગતું હતું કે તેમની હવે જરૂર રહી નથી અને સમાજ તથા નીતિ અંગેના ખ્યાલ અને આજુબાજુના વાતાવરણ વચ્ચેનો ગાળો વધતો જાય છે. ભૂતકાળમાં દરેક અવતારી પુરુષને પોતાના નિર્વાણની સંધ્યાએ આવી જ કટોકટીનો સામનો કરવો પડેલો છે. હિંદુ-મુસ્લીમોને એક કરવાનું મહાન કાર્ય હતું અને એ માટે જ તેણે પોતાનો જાન આપ્યો છે.

## ભસ્મમાંથી



પ્રસાર થયેલી તવારીખનાં પાનાં ફેરવી વળો. આ ગુનાના જેવા હીન તેમજ દગાબાજ કૃત્યનો એક પણ બીજો દાખલો તેમાં શોધ્યો નહીં જડે. આ ગુનો એ તવારીખ પરનો એવો કાળો ડાઘ છે જે કોઈ રીતે ધોવાવાનો નથી.

આજે આપણા દિલમાં દુઃખ ભર્યું છે. અને આપણી બુદ્ધિ બહેર મારી ગઈ છે. પણ શું ખરે જ આપણે નિરાશ થઈ માથે હાથ દઈ બેસી રહીશું? અલબત્ત, તેમના શરીરનાં હવે આપણને દર્શન નહીં થાય: એટલું, તેમની વાણી હવે આપણને સાંભળવાની નહીં મળે. પણ તેમણે આપણને શું એક કીમતી વારસો નથી સોંપ્યો? આજ સુધી તેમણે આપણને એવી દોરવણી તેમ જ પ્રેરણા પૂરતા પ્રમાણમાં નથી આપી જેથી આગળને આગળ આપણે કૂચ કરતા રહીએ ને તે કૂચમાં આપણને પોષણ આપનારું પૂરતું ભાથું મળી રહે? આ ભયાનક કરુણ ઘટનાનો મુકાબલો કરી તેમની બુલંદ હાકલ ફરી એકવાર આપણી ફરજનું ભાન કરાવે. માટીમાંથી તેમણે વીર નર બનાવ્યા. અન્યાયની સામે, જુલમની સામે, ગુલામીની સામે જીવનભર તેમણે જે લડત ચલાવી તેમાં અધૂરાં જેવાં સાધનોથી તેમણે પૂરી કુશળતાથી કામ લીધું. આજે ધર્મ-સંસ્થાપનને અર્થે રામરાજ્યની રચનાને અર્થે હિંદને એ જ વીરતાની, ભય સામે એવી જ બેપરવાઈથી ઝઝૂમવાની, પરિણામોનો વિચાર સરખો કર્યા વિના કાર્યમાં ઝઝૂમવાની સાહસિક વૃત્તિની જરૂર છે. ધર્મસંસ્થાપનાને અર્થે, રામરાજ્યની રચનાને અર્થે ગાંધીજીએ દેહનું બલિદાન આપી દીધું તો શું આ દુનિયામાં તેઓ સદેહે વિચરતા હતા ત્યારે જેમ આપણે તેમની પાછળ ચાલ્યા તેવી જ રીતે તેમના મૃત્યુ પછી તેમને નહીં અનુસરીએ!

રોષે ભરાઈ બદલો લેવાની વાતો વિચારવાનો આ વખત નથી. ગાંધીજીના ઉપદેશમાં એ બેમાંથી એકે વાતને રજમાત્ર અવકાશ નથી. બેમાંથી એકે વાતને મટે એક પ્રસંગ નથી. આત્માને હણી નાખનારી જે કોમી વાડાબંધી અથવા સાંપ્રદાયિક સંકુચિતતાની અધમ વૃત્તિને કારણે આ ગુનો બનવા પામ્યો તેને જડમૂળથી નાબૂદ કરવા દૃઢ નિશ્ચયના બળની આજે જરૂર છે. ગાંધીજીએ રાજકીય, સામાજિક અથવા આર્થિક ક્ષેત્રોમાં મેળવેલી સર્વ સિદ્ધિનાં હમેશ બે અંગો રહ્યાં છે: એક વિરોધી અથવા ખંડનનું અને બીજું વિધાયક અથવા રચનાનું. સમભાવનું સામ્રાજ્ય સ્થાપી શકાય તે માટે હવે દ્વેષની અને મત્સરની વૃત્તિઓને નાબૂદ કરવી પડશે. કોમી અવિશ્વાસ તેમજ કુસંપને મિટાવી તેમને સ્થાને હવે કોમી એખલાસ અને સંપને સ્થાપવો પડશે. આ ગાંધીજીની ઉત્કટ આકાંક્ષા હતી. તેમની એ આકાંક્ષા પૂરી કરવાની આપણી ફરજ છે અને તે આપણે પૂરી કરીશું જ કરીશું.

(હરિજનબંધુ) —રાજેન્દ્રપ્રસાદ

### મહાપુરુષને મરણ હોતું નથી, એ અમર જ હોય છે

### પૂ. શ્રી કૃષ્ણાત્મજજી મહારાજની મહાત્માજીને ભવ્ય અંજલિ

'ગીતા દોહન'ના મહાન વિદ્વાન લેખક—પૂ. સ્વામી શ્રી કૃષ્ણાત્મજજી મહારાજ, રાજકોટથી મહાત્મા ગાંધીજીને અંજલિ આપતાં જણાવે છે કે 'ગાંધીજીના કરુણાજનક દુઃખદ અવસાનના સમાચાર જાણી ઘણી જ દિલગીરી થઈ. જગતની મહાવંદનીય મહાન વિભૂતિનું અસ્તિત્વ આ કરુણ ઢબમાં ભૂંસાઈ જવા પામે એ આખા દેશને માટે નામોશીરૂપ છે.

તત્ત્વમત ગમે તેટલો વિરુદ્ધ હોય છતાં આ રીતે વ્યક્તિનું, હીચકારું કૃત્ય કોઈપણ રીતે યોગ્ય નથી. ગાંધીજીને ગોળીઓ મારવા કરતાં મને ગોળીથી માર્યો હોત તો વધુ સારું હતું.

ગાંધીજીના કુટુમ્બીજનો પ્રત્યે મારી સહાનુભૂતિ છે. મહાપુરુષને મરણ હોતું નથી, એ અમર જ હોય છે. ઈશ્વરની ગતિ અગાધ છે."



## ઉઘાડી રાખજો

દુઃખી દીન દર્દી કે કોઇ,
ભૂલેલાં માર્ગવાળાને,
વિસામો આપવા ઘરની,
ઉઘાડી રાખજો બારી.

ગરીબની હાક સાંભળવા,
અવરનાં દુઃખને હરવા;
તમારાં કર્ણ-નેત્રોની,
ઉઘાડી રાખજો બારી.

પ્રણયનો વાયરો વાવા,
કુછંદી દુષ્ટ વા જાવા;
તમારાં શુદ્ધ હૃદયોની,
ઉઘાડી રાખજો બારી.

થયેલાં દુષ્ટ કર્મોનાં,
છૂટાં જંજીરથી થાવા;
જરા સત્કર્મની નાની,
ઉઘાડી રાખજો બારી.

—સર

વૈષ્ણવજન તો તેને કહીએ,
જે પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તો યે,
મન અભિમાન ન આણે રે. વૈ૦
સકળ લોકમાં સહુને વંદે,
નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે,
ધન ધન જનની તેની રે. ૧
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી,
પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે. ૨
મોહ માયા વ્યાપે નહિ જેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામનામ શું તાળી લાગી,
સકળ તીરથ તેના તનમાં રે. ૩
વણલોભી ને કપટરહિત છે,
કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈયો તેનું દરસન કરતાં,
કુળ એકોતેર તર્યાં રે. ૪





બધા પ્રાણીઓમાં એક રૂપે રહેલા મને જે ભજે છે અને સર્વના હિતનો પ્રયત્ન કરે છે તે કદી નાશ પામતો નથી
તેને કદી નાશ પામતો નથી.

—ભગવાન શ્રીકૃષ્ણ.

# પ્રજાનો જીવનદાતા સૂર્ય

બત્તી બુઝાઈ ગઈ. જે સૂર્ય આપણાં જીવન અજવાળતો ને પ્રાણ પૂરતો તે સૂર્ય આથમી ગયો. અને આજે આપણે અંધકારમાં ને ટાઢમાં ધ્રુજી રહ્યા છીએ. પણ આપણે આવી અસહાય દશા ભોગવીએ તે એ વિભૂતિને ગમે નહિ. દૈવી તેજવાળા એ પુરુષે તેમના લાંબા જીવનકાળ દરમ્યાન આપણામાં પરિવર્તન આણ્યું છે. અને આજે આપણે જે સ્વરૂપમાં છીએ તે સ્વરૂપમાં તેમણે જ આપણને ઘડીને તૈયાર કર્યા છે. તેમના એ દૈવી તેજમાંથી આપણામાંના ઘણાઓને એક નાની ચિનગારી મળી છે. આ ચિનગારીએ આપણને બળવાન બનાવ્યા છે ને જે રૂપરેખા તેમણે દોરી છે તે અનુસાર અમુક અંશે વર્તતા કર્યા છે. અને એટલે, જો આપણે તેમની સ્તુતિ કરીએ છીએ તો આપણા શબ્દો ક્ષુદ્ર દેખાય છે અને તેમની સ્તુતિ કરીને કેટલેક અંશે આપણે પોતાની જ સ્તુતિ કરીએ છીએ.

મહાન પુરુષો અને અગ્રેસર પુરુષો માટે ધાતુ અને પથ્થરનાં સ્મારકો રચાય છે. પણ દૈવી-તેજસંપન્ન આ પુરુષે તો પોતાના જીવનકાળ દરમ્યાન જ કરોડો હૃદયોમાં સ્થાન જમાવ્યું છે. એટલે ઘણા આછા પ્રમાણમાં આપણે બધા તેમના જ પ્રતિબિંબ જેવા બની ગયા છીએ. કેવળ મહેલોમાં અથવા વિશિષ્ટ સ્થળોમાં કે વિભાગોમાં જ નહિ, પણ એકેએક ગામડામાં ને ગરીબનાં ઝૂંપડાંમાં ને યાતનાગ્રસ્તોમાં તેઓ પહોંચી ગયા છે.

"છેલ્લાં ત્રીસ કરતાંય વધુ વર્ષો દરમ્યાન મહાત્મા ગાંધીજીએ આ દેશના ઘણા ભાગનું ઘડતર કર્યું છે. અને જે વિશિષ્ટ ક્ષેત્રમાં બીજે ક્યાંય નથી અપાયું એવું ઉચ્ચતમ બલિદાન તેમણે આપ્યું છે. એ કાર્યમાં તેઓ પરિપૂરા સફળ થયા છે. અને છતાં, છેવટે એવા બનાવ બની ગયા જેથી તેમને નિઃસંદેહ ભયંકર યાતના થઈ રહી. તેમના કોમળ ચહેરા પરનું સ્મિત કદી ય દૂર થયું નહોતું. અને તેમણે કોઈને ય કદી કડવો શબ્દ કહ્યો નહોતો. છતાં તેમણે તાલીમ આપેલી વર્તમાન પેઢીની નિષ્ફળતાઓ પ્રત્યે તેમને ખૂબ જ દુઃખ થયું હોવું જોઈએ. કેમકે, તેમણે દેખાડેલા માર્ગથી આપણે દૂર ગયા હતા. છેવટે, તેમના જ એક બાળકે—કેમકે બીજા કોઈ પણ હિન્દીના જેટલો જ તેમનો ખૂની પણ તેમનું જ બાળક હતો—તેમને પોઢાડી દીધા.

### ચુકાદો આપવાનું કામ ઇતિહાસનું છે

આપણે જે સમયમાંથી પસાર થયા છીએ તે વિષે લાંબા સમય પછી ઇતિહાસ પોતાનો નિર્ણય આપશે. ઇતિહાસ સફળતાઓ ને નિષ્ફળતાઓ અંગે ચુકાદો આપશે. આપણે આજના સમયના ઘણા નિકટમાં છીએ. એટલે શું બની ગયું અને શું નથી બન્યું એ સમજવા માટે અને તે વિષે યોગ્ય નિર્ણય કરવા માટે આપણે શક્તિમાન નથી; આપણે એટલું જ જાણીએ છીએ કે, એક મહાન તેજ હતું ને હવે તે નથી. આ ઘડીએ તો અંધકાર છે એટલું જ આપણે બધા જાણીએ છીએ. આ અંધકારમાં સાવ અંધારું જ થયું છે એમ તો નથી; કેમકે જ્યારે આપણે આપણાં હૃદય જોઈએ છીએ ત્યારે તે મહાપુરુષે ચેતાવેલી જ્યોત હજી જલી રહી છે તે આપણે નિહાળીએ છીએ.

આપણા જીવનમાં આજે પ્રકાશ બૂઝાઈ ગયો છે અને ચોતરફ અંધકાર ફેલાઈ ગયો છે. આપણા બાપુ રાષ્ટ્રપિતા આપણી વચ્ચે રહ્યા નથી. સલાહ માટે તેમની પાસે દોડી જવાનું અને આશ્વાસન મેળવવાનું હવે બનશે નહિ. દેશના લાખો લોકોને માટે આ એક ભયંકર ફટકો છે.

### શાશ્વત સત્યોનું પ્રતીક

ગાંધીજીએ આટલાં વરસો સુધી દેશમાં જે પ્રકાશ ફેલાવ્યો છે તે તો હજારો વર્ષો સુધી આ દેશને ઉજાળતો જ રહેશે. દુનિયા એ જોશે, અસંખ્ય દિલોને એથી આરામ મળશે, કારણ કે એ પ્રકાશ એક જીવંત સત્ય શાશ્વત સત્યોનું પ્રતીક હતો અને આ પ્રાચીન દેશને આઝાદીના માર્ગે લઈ જનારો હતો.

### અસહ્ય પ્રહાર

આજે આપણી સમક્ષ આટલી બધી મુશ્કેલીઓ છે તે વખતે તેઓ આપણી સાથે નથી એ પ્રહાર અસહ્ય છે. એક પાગલ માણસે તેમના જીવનનો અંત આણ્યો છે. દેશમાં જે ઝેર ફેલાયું છે તેને આપણે જરૂર મૂળથી કાઢવાનું છે, પરંતુ આપણા પ્રિય નેતાએ આપણને જે રીતો શીખવાડી છે તે રીતે.

સૌથી પહેલી વાત આપણે એ યાદ રાખવાની છે કે, મક્કમ દિલના માણસો તરીકે આપણે વર્તવું છે. ગાંધીજીનો આત્મા અત્યારે આપણને જોઈ રહ્યો છે અને એ આત્માને જરા સરખી હિંસાથી પણ દુઃખ ન થાય એ રીતે આપણા એ પ્રિય નેતાનો આદેશ આપણે અમલમાં મૂકવાનો છે.

આજની આ મહાન આફત સમક્ષ આપણી નાની નાની મુશ્કેલીઓ અને ઉપાધિઓનો અંત આવી જવો જોઈએ. જીવનની મોટી વસ્તુઓને યાદ રાખીને નજીવી વસ્તુઓને ભૂલી જવાનું આ એક પ્રતીક છે. પોતાના અવસાનથી પણ ગાંધીજીએ આપણને મોટી વસ્તુઓ યાદ આપી છે.

—પંડિત જવાહરલાલ નહેરુ

# મહાત્મા ગાંધીજીનું જીવન

લે. સ્વામી આત્મતીર્થ

હાલનો કાળ એવો વિચિત્ર પ્રકારનો છે કે નીતિના સિદ્ધાંતો બધા દેશોમાં છિન્નભિન્ન થવા લાગ્યા છે. કેટલાક માણસો એક પ્રકારે નીતિથી રહેતા હોય તેવું જણાય છે અને બીજે પ્રકારે તે જ માણસો બીજા પ્રકારની અનીતિમાં રહેલા હોય છે. તેમાં કાંઈ શાસ્ત્રોનું પ્રમાણ રહેલું હોતું નથી તેથી માણસને પોતાની ભૂલોની ખબર પડતી નથી. પોતે જે નીતિ કરતા-હોય તેને પ્રમાણ માને છે અને પોતાની અનીતિમાં રહેલી ભૂલ જાણી શકતા નથી. એવા જમાનમાં મ. ગાંધીજીનું જીવન ઘણાને ઉપયોગી થાય તેવું હતું તેમણે કેટલીક ગુપ્ત રીતે ચાલતી અનીતિને ઉઘાડી પાડી દીધી હતી, તેથી જેઓ અનીતિમાં હતા અથવા જેમને પોતાની અનીતિની ખબર નહોતી તેમને માટે આગળ વધવા માટે મ. ગાંધીજીનું જીવન બહુ કિંમતી હતું. હાલના કાળની અનીતિના પ્રસંગો ધ્યાનમાં લઈએ તો કેટલીક બાબતો નીચે પ્રમાણે જોવામાં આવે છે.

૧. કોઈ માણસ કેળવણી ખાતાનો ઉપરી હોય, તેનું ચારિત્ર્ય સારૂં ન હોય છતાં તે કેળવણીમાં સારા ફેરફાર કેમ કરવા તે સૂચવી શકે છે. અને તે એમ માને છે કે મેં સમાજનું બહુ ભલું કર્યું છે.

૨. કેટલાક અનીતિથી ઘણો પૈસો કમાય છે, તેમાંથી કેટલાંક એવાં દાન પુણ્યનાં કામ કરે છે કે જેથી ઘણા માણસોને ફાયદો થાય છે. તેઓ પણ માને છે કે અમે સમાજનું ભલું કરીએ છીએ.

૩. કેટલાક પોતે દારૂ પિતા હોય છે પણ બીજી રીતે લોકોની સેવા ઠીક કરતા હોય તેવું જણાય છે.

૪ કોઈ દેશના નેતા પોતાની કોમ માટે પ્રાણ આપે છે પણ બીજી કોમના માણસોને ધિક્કારતા હોય છે. આવી આવી વિચિત્ર પ્રકારની અનીતિનો ભરાવો ફેલાવો થયેલો હોવાથી નીતિમાં આગળ વધેલા મહાત્માની આપણા જમાનામાં બહુ જરૂર હતી. એવા સંજોગોમાં પોતાના જીવનમાં, તપ, વૈરાગ્ય, નીતિ વગેરેને શુદ્ધ સ્વરૂપમાં બતાવીને મ. ગાંધીજીએ લોકોમાં સાદાઈ અને નિર્ભયતા વગેરે લાવી દીધાં છે. છતાં અનીતિનું પૂર એટલું વધી ગયું છે કે તે વધેલા પૂરને મ. ગાંધીજી બરાબર રોકી શક્યા નથી. તેમના

મરણ પહેલાં થોડા કલાક અગાઉ તેમણે એક માણસને કહ્યું હતું કે:-"જગતમાં જે ભયંકર બનાવો બની રહેલા છે તેનાથી અંધકારમય પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે. એવી દશામાં હું જીવવા ઇચ્છતો નથી."

પંજાબ અને સિંધમાં જે જુલમ થયા તેનું કારણ મ. ગાંધીજી નહોતા છતાં તે રાષ્ટ્રપિતા થયા હતા એટલે ત્યાંથી આવેલા નિરાશ્રિતો વ્યાજબી રીતે રાષ્ટ્રપિતાની પાસે પોતાનાં દુઃખ રડવા આવ્યા. જો તે રાષ્ટ્રપિતા થયા ન હોત તો નિરાશ્રિતો બીજે કોઈ સ્થળે લેત પણ નીતિના ગુરુ પાસે અનીતિના બનાવો નિરાશ્રિતોએ વ્યાજબી રીતે રજુ કર્યા હતા. તેમાંથી મ. ગાંધીજીને રસ્તો કાઢવો મુશ્કેલ પડ્યો હતો.

પહેલાંના વખતમાં શાસ્ત્રોનો અભ્યાસ લોકો ઠીક કરતા હતા તેથી નીતિના સિદ્ધાંતો સ્પષ્ટ રૂપમાં રહેતા હતા. હવેના કાળમાં શાસ્ત્રોનો અભ્યાસ રહેલ નથી પણ ન્યુસપેપરોનું વાંચન વધી ગયું છે. ન્યુસપેપરો શાસ્ત્રોના જેટલું જોર માણસના જીવનમાં આપી શકતાં નથી.

મહાત્મા ગાંધીજીના સ્વર્ગવાસ પછી કદાચ હિંદુઓમાં બે ભાગ પડી જશે એક ભાગ કે જે મ. ગાંધીજીના પક્ષનો છે તે કહે છે કે બધાને પ્રભુ માની બધાની સેવા કરીને સર્વાત્મભાવ કેળવવો. બીજા સનાતન ધર્મવાળાનો પક્ષ કહેશે કે સર્વાત્મભાવ એ સારું છે પણ તેના સાધન તરીકે કામી, ક્રોધી, અને દુરાચારી માણસોથી અસંગ રહેતાં નહિ શીખો તો આત્મભાવ કે સર્વાત્મભાવ કેળવાશે નહિ. વળી અસંગ રહેતાં શીખવું હશે તો કાંઈક અંશે વર્ણાશ્રમ ધર્મના જેવી કોઈ પદ્ધતિ સ્વીકારવી પડશે. સર્વાત્મભાવ કેળવવામાં ઉતાવળ કરવાથી કેવી મુશ્કેલી ઊભી થાય છે તેનો અનુભવ રાષ્ટ્રપિતા મ. ગાંધીજીને પંજાબ અને સિંધના લોકો અને બાળકોના રુદનથી એવો થયો કે તેમણે કહ્યું કે આવા બનાવો જોઈને મને હવે જીવવાની ઇચ્છા રહેલી નથી.

'સર્વાત્મભાવ એટલે બધાને પ્રભુરૂપે જોવા. ક્રૂર માણસોમાં પણ ભગવાનને જોવા. તેને સર્વાત્મભાવ કહે છે. એવો ભાવ જેનામાં બરાબર કેળવાય તેવા મહાત્માઓને કોઈ મારી શકતું નથી. હિંસક પ્રાણીઓ

એટલે સર્પ અને વાઘ જેવા પણ તેને મારી શકતા નથી. પણ એવો સર્વાત્મભાવ કેળવવો બહુ મુશ્કેલ છે. તેને અનન્યભાવ પણ કહે છે. નોઆખલીમાં મ. ગાંધીજીએ કહ્યું હતું કે "હું હજુ અનન્યભાવ કેળવી શક્યો નથી પણ તે માટે પુરુષાર્થ કરું છું."

પોતાના દેશની જ સેવા કરવાથી પણ સર્વાત્મભાવ બરાબર કેળવી શકાતો નથી. કારણ કે તે દશામાં બીજા દેશો આપણા નથી એવું લાગ્યા કરે છે. દેશસેવા એ ક્ષત્રિયના જેવો ધર્મ છે.

હિંદુસ્તાનના ઉદ્ધાર માટે જે પ્રકારનો અસહકાર (Non Cooperation) મ. ગાંધીજીએ બતાવ્યો. સત્યાગ્રહની ચળવળમાં લોકોને શું ગમે છે તે તરફ બહુ ધ્યાન રહ્યું નહીં ઘણા માણસોને સંસારના સુખની સગવડો ગમે છે, તેથી સીનેમાવાળા, રેડીઓવાળા, ન્યુસ-પેપરોવાળા અને પુસ્તકો લખવાવાળા અને પ્રસિદ્ધ કરવાવાળા અને સમાજસેવકોએ લોકોની લાગણી કેવી છે તે જોઈને તેમને સંતોષ થાય તેવું કહેવા માંડ્યું અને તે રસ્તે કહેનારનાં વખાણ થવા લાગ્યાં. તેનાથી લોકોને કેટલીક સંસારની સગવડ મળી પણ એવી સગવડમાં માણસો પોતાના આત્માને ભૂલી ગયા. લોકોમાં સંયમ ઓછો થઈ ગયો છે અને વસ્તી વધતી જાય છે. એવા સંજોગોમાં ઘણાં ભાષણોથી પણ લોકોમાં અસર થતી નથી. તેથી હવે બહુમતિને બદલે ઉત્તમ મતિની જરૂર છે. લોકસેવક ને એવા જગદ્ગુરુની જરૂર છે. કેવળ લોકસેવક લોકોને ખુશ રાખવાનો પ્રયત્ન કરે છે. જગદ્ગુરુ લોકોને સાચા સુખ તરફ વળે છે. જેટલી જરૂર ગરીબાઈ દૂર કરવાની છે તેથી વધારે જરૂર નીતિ અને સંયમની છે અને તેથી વધારે જરૂર જ્ઞાન અને વૈરાગ્યની છે. જેનામાં જ્ઞાન–વૈરાગ્ય હોય તેનો જ ઉપદેશ બીજાને લાગુ થઈ શકે છે. તેથી ન્યુસપેપરોનો દરેક અધિપતિએ મહાત્મા થવું પડશે. અથવા મહાત્માઓના હાથમાં ન્યુસપેપર આપવાં પડશે. ઉતાવળથી લખેલા અને સંયમ વગરનાઓએ લખેલા લેખોથી લોકો ઉપર પૂરી છાપ પડતી નથી. બીજાં ન્યુસપેપર કરતાં મ. ગાંધીજીનું "હરિજન" પેપર લોકોમાં વધારે આદર પામ્યું તેનું કારણ એ હતું કે મ. ગાંધીજીનું જીવન ઉપદેશ પ્રમાણે હતું.

માણસનું જીવનલક્ષ્ય બ્રહ્મપ્રાપ્તિનું છે. એ લક્ષ્યમાં રાખીને આખું જીવન સાધનરૂપ કરવું જોઈએ. એવું લક્ષ્ય મ. ગાંધીજીએ રાખ્યું હતું. રાજ્ય અને ધર્મનો સમન્વય કરી તેમણે એક આદર્શ સમાજ અથવા ઈશ્વરના ઘડતરની શક્યતાને ઉત્પન્ન કરી છે. જો કે તેમાં તેમને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી હતી. તેમણે લક્ષ્ય બરાબર નજર આગળ રાખ્યું હતું પણ બીજા તેમના ઘણા અનુયાયીઓ સાધનને ફળ માની બેઠા હતા. થોડીક સેવા કરી કે નીત પાળી એટલે જાણે કે તેમને બ્રહ્મપ્રાપ્તિ થઈ ગઈ હોય તેવું તે માની બેઠા હતા. હાલના જમાનામાં ઘણા માણસો પોતાની માન્યતાને પૂજે છે અને સાધનને ફળ માની જીવનવિકાસમાં અટકી જાય છે. આગલા કાળમાં જીવનનું ખરું લક્ષ્ય સમાજની પાસે સ્પષ્ટ રૂપમાં હતું તેથી આગલા કાળમાં હિંદુસ્તાનમાં ઘણા મહાત્માઓ થતા હતા. નરસિંહ મહેતાનું ભજન અથવા ગીતા અને રામાયણ મ. ગાંધીજીને સારી પ્રેરણા આપી શકતાં હતાં તે એમ બતાવે છે કે આગલા કાળમાં સંસ્કારી મહાન પુરુષો વિશેષ પ્રમાણમાં હતા. એવો યુગ ફરીથી આવે તે માટે આપણે ભગવાનને પ્રાર્થના કરતા રહેવું જોઈએ.

જેઓ સાત્વિક વૃત્તિથી રહે છે તેમને માટે હમેશાં સત્યયુગ છે. એક જ બનાવ દરેક માણસને જુદી જુદી અસર કરે છે. નાના બાળકોને મ. ગાંધીજીના મરણથી શોક થયું નથી. જેઓ ન્યુસપેપરો બહુ વાંચતા નથી તેમને પણ બહુ અસર થતી નથી, જેઓ પહેલાં મરી ગયા તેમની દૃષ્ટિમાં પણ એ કોઈ બનાવ નથી. આખું જગત એ જ્ઞાતાના, જ્ઞાનના જ્ઞેયવાળું છે. તેથી બધી એક જ્ઞાનની રમત છે. જેવું સ્વપ્નામાં છે તેવું જ જાગ્રતમાં છે. જેઓ તત્વજ્ઞાનમાં રમતા રહે છે તેઓ જ મોહને તરી શકે છે.

મ. ગાંધીજી પ્રખ્યાત થયા તેમ કોઈ માણસને પ્રખ્યાત થવાની ઈચ્છા થશે તો તે માણસ ખાડામાં પડશે. મ. ગાંધીજી તો સંયમથી ભગવદ્ભાવે રહેવાનો પુરુષાર્થ કરતા હતા તેથી વધારે પ્રખ્યાત થયા. વળી જ્યાં અનીતિનું પૂર બહુ આવ્યું હોય ત્યાં નીતિ અને સંયમની કિંમત વધારે રહે છે. તેથી પણ આવો મહાત્મા પ્રખ્યાત થાય છે. આપણા દેશમાં આગળ એવા ઘણા સંયમી મહાત્માઓ થઈ ગયા છે. સામાન્ય રીતે કામી અને ક્રોધી માણસોની વચ્ચે રહી આત્મભાવ કેળવવો મુશ્કેલ છે, છતાં મ. ગાંધીજી એવાની વચ્ચે રહી સમતા રાખી શક્તિ વધારી શક્યા એ ખરેખર પ્રશંસનીય જીવન કહી શકાય.

# ગાંધીજી અને પ્રચલિત મતભેદો

લે. શ્રી જયનારાયણ ભટ્ટ, વેદાન્તશાસ્ત્રી

રૂઢિના પડછાયામાં જ હિન્દુ ધર્મને જોનારાઓ માને છે કે ગાંધીજી સનાતન ધર્મનો નાશ કરનારા હતા. પરન્તુ તેઓ સનાતન ધર્મના અર્થને જ જાણતા નથી હોતા. જો ધર્મ સનાતન (અવિનાશી) જ છે તો તેનો નાશ કોઇ રીતે થવાનો નથી, અને જે ધર્મનો નાશ તેઓ ગાંધીજીને હાથે થતો જોઈ રહ્યા હતા તે ધર્મ સનાતનજ ન હતો. કારણ કે તેનો નાશ થતો હતો. સનાતન ધર્મને કોઇના રક્ષણની જરૂર નથી કારણ કે તે સનાતન છે. તે રક્ષણ માગનાર નથી, પણ રક્ષણ આપનાર છે. તેના રક્ષણની ચિન્તા છોડો, નિઃસ્વાર્થી, તપસ્વી અને સર્વ પ્રાણીઓ ઉપર દયાળુ સન્તો જે આચરણે કરે છે તે જ સનાતન ધર્મ છે. તેને અનુસરો. સન્તો એવું જાણતા નથી—અભિમાન રાખતા નથી કે અમે સનાતન ધર્મ પાળીએ છીએ.

ભગવાને પોતાના વિશ્વમંદિરમાં હરિજનોને ઉત્પન્ન કરી તેમાં તેમને પ્રવેશ આપ્યો છે. પૃથ્વી માતા દરેકની પેઠે તેમને પણ પોતાની છાતી ઉપર ધારણ કરી રહી છે, સૂર્ય દેવતા તેમને પણ પોતાનો પ્રકાશ આપે છે. જળ દેવતા તેમની પણ તરસ છીપાવે છે, વાયુ તેમનામાં પણ સંચાર કરે છે અને સર્વનો ઉત્પાદક ઇશ્વર તેમના અને સર્વભૂતોના હૃદયપ્રદેશમાં વસે છે. તે જ ઇશ્વરના પુત્રો—હરિજનોના સ્પર્શથી કે મંદિરપ્રવેશથી સનાતન ધર્મનો લોપ થાય એમ ગાંધીજી માનનારા ન હતા.

ભગવાને જે મુસલમાન કોમ પૃથ્વી ઉપર ઉત્પન્ન કરી છે, તેનો નાશ અથવા તેના અહિતની ઇચ્છા ધારણ કરીને હિન્દુઓ ભગવાને જે હિન્દુ કોમને પૃથ્વી ઉપર ઉત્પન્ન કરી છે તેનો નાશ અથવા અહિત પ્રાપ્ત કરવાને અધિકારી બને છે. તે જ પ્રમાણે મુસલમાનો. નાશ અને અહિતમાંથી ઊગરી જવાનો એક જ ઉપાય એ છે કે જે પોતાના હૃદયમાંથી નાશ અને અહિતની ઇચ્છાને દૂર કરે છે તે જ તેમાંથી બચી જાય છે. જે પોતાના હૃદયમાં નાશ અને અહિતની ઇચ્છાને મજબુત બનાવે છે અને વધારે છે તે પોતેજ તેને પ્રાપ્ત કરે છે. આ સનાતન ધર્મનો ઇતિહાસસિદ્ધ નિયમ છે. કૌરવો, રાવણ, કંસ વગેરે તેના દૃષ્ટાન્ત છે. હિન્દુઓ અને મુસલમાનો બન્નેને પરમાત્માએ ઉત્પન્ન કરેલ હોવાથી તેમના પુત્રો છે. એકનું અહિત ઇચ્છનાર પરમાત્મા તરફથી પોતાનું અહિત માગી લે છે. સામો અસુર હોય તો તેને જોઇને પોતે અસુર બનનાર પોતાને માટે માનુષી ન્યાયનો અધિકાર ગુમાવે છે. ગાંધીજીને તો હિન્દુઓ અને મુસલમાનો બન્ને એકસરખા પુત્રો હતા, તેમને કોઇનું અહિત ખપતું ન હતું. બન્નેનું હિત સાધવું હતું. કેટલાક એમ માને છે કે ગાંધીજી હિન્દુઓના હિતને ભોગે મુસલમાનોનું—હિત સાધવા માગતા હતા, પણ તેમાં હિતનો ભોગ નહોતો. અથવા હિતના ભોગ વગર હિત સાધી શકાતું નથી. અનાજ પકવવું હોય તો માટીમાં બીજ વાવવાં પડે છે. સ્વર્ગ મેળવવું હોય તો યજ્ઞમાં આહુતિઓ આપવી પડે છે. ભોગ આપ્યો ન હોત તો આઝાદી પણ આવી ન હોત. આપણી નિર્બળતાથી જે પરતંત્રતાની બેડીઓ ઉત્પન્ન થઇ હતી તેને દૂર કરવા માટે ભોગ આપવાથી એક જાતની આઝાદી મળી છે. જ્યાંસુધી હિન્દુઓમાં વેરની ભાવના છે ત્યાંસુધી મુસલમાનો આપણા શત્રુ છે. આપણી સાથે બીજાનો જે ભાવ છે તે આપણાં જ માનસનો પડછાયો છે. આપણે આપણા માટે પ્રેમ ઉત્પન્ન કરવા તેમનામાં પ્રેમનાં બી વાવવાં પડશે. કોઇ કહેશે કે પ્રેમ માટે આપણે શામાટે ભોગ આપવો, તેઓ શા માટે ન આપે ! તેનો ઉત્તર એ છે કે જેનામાં પ્રેમ હોય તેણે જ પ્રેમ વાવવાનો હોય, જેની પાસે બી હોય તેણે જ બી વાવવાનાં હોય, આપણી પાસે આર્યત્વનો વારસો છે, આપણે જ આર્યત્વ સિંચવાનું છે. જે નિર્ધન હોય તે શું આપી શકે, જેની પાસે કંઇ ન હોય તે શાનો ભોગ આપે ? જેની પાસે હોવા છતાં તેનો જે ભોગ નથી આપતો તેનો અને તેના તેનો નાશ થાય છે. પોતાની પાસેનાં બીજે જે વાવતો નથી અને ખાઇ જાય છે તેનાં બી અને તેનો નાશ થાય છે. અથવા તો તે ભૂખે મરે છે અને ફરી પાછો તેને દેવોની પાસે બીનો આધાર રાખવો પડે છે, બી માગવાં પડે છે. આથી જો આપણને ઇશ્વરે પ્રેમ અને સદ્ભાવના આપ્યાં હોય—તે આપણામાં રહેલાં હોય અને આપણે તેમનો અને આપણો નાશ ન કરવો હોય તો આપણે તેમનો બીજાને માટે ભોગ આપવો જોઇએ. तैर्दत्तानप्रदायैभ्यो

यो भुङ्क्ते स्तेन एव सः। કોઈ કહેશે કે ખારી જમીનમાં બી વાવવાથી બીનો જ નાશ થાય છે, અથવા તો પાંડવોએ સંપૂર્ણ ભોગ આપ્યો છતાં કૌરવોનાં હૃદય ફરી શક્યાં નહિ તેવી રીતે હિન્દુઓનાં ગમે તેટલાં હિતોનો ભોગ આપવામાં આવશે તો પણ મુસલમાનો એટલા જડ હૃદયના છે કે તેઓમાં પ્રેમ અને સદ્બુદ્ધિ ઉત્પન્ન થવાની જ નથી અને તેમાં છેવટે હિન્દુઓને જ ગેરલાભ છે-નુકશાન છે, માટે આવી રીતે વર્તનારા નેતાઓને દૂર કરવા જોઈએ; તો તે યોગ્ય નથી. આપણે આપણા આર્ય ધર્મ પ્રમાણે ભોગ આપવો જ જોઈએ. પહેલાં આપણે બી વાવવાં જ જોઈએ, આપણી પાસે પ્રેમ અને સદ્ભાવના હોય તો તે વાવ્યા વગર, તેનો ભોગ આપ્યા વગર સામાની પાસેથી, કે જેની પાસે તે નથી, આપણને તે માગવાનો અધિકાર નથી. યજ્ઞ કર્યો પછી જ આપણને તેનું ફળ માગવાનો અધિકાર છે. બ્રહ્માએ પ્રજાને યજ્ઞની સાથે જ ઉત્પન્ન કરી છે. યજ્ઞ ન કરનાર પ્રજાનો અને તેની સંપત્તિનો નાશ થાય છે. सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः। આપણી પાસે અભિમાન રહિત પ્રેમ અને સદ્ભાવનાની સંપત્તિ હોય તો તેનો ભોગ આપણે આપવો જ જોઈએ. જો યજ્ઞ કરવો બંધ કરી સામસામે બન્ને જણા એકબીજાનું ખાઈ જવા માટે હાથવા કરે તો બન્નેનો નાશ થાય છે. કૌરવોનો બધાનો નાશ થઈ ગયો અને પાંડવો પાંચે બચી ગયા તેનું કારણ એ હતું કે પાંડવોએ યજ્ઞ કર્યો હતો, પાંડવોએ ભોગ આપ્યો હતો, પાંડવો વનફળ ખાઈ જંગલોમાં રહ્યા હતા. અને કૈવર ભૂમિની માફક કૌરવો બધા યજ્ઞનું ભક્ષણ કરી ગયા હતા. પાકીસ્તાનને ઊભા કરનાર અને તેને જીવતું રાખનાર બી હિન્દુઓમાં જ છે, હિન્દુઓની ધર્માન્ધતામાં જ છે, મુસલમાનોને વિધર્મી તરીકે જોવામાં જ છે. સનાતન ધર્મ એ કોઈ વિશેષ ધર્મ નથી અથવા અમુક કોમનો કે જાતનો નથી. દરેક ધર્મોમાં જે ધર્મ છે તે સનાતન છે અથવા બધા જ ધર્મો સનાતન ધર્મમાં રહેલા છે-સનાતન ધર્મ જ છે. સનાતન ધર્મ ત્યારે જ સનાતન હોઈ શકે કે જ્યારે તે અમુક પ્રજા, દેશ અથવા કાળથી સીમિત ન હોય. જે દેશ, કાળ અને પ્રજાથી સીમિત હોય છે તે નાશવન્ત હોય છે. આથી સનાતન ધર્મનું અસ્તિત્વ દરેક નહિ પણ દરેક પ્રજાનું અસ્તિત્વ જ્યારેજ્યારે આવિષ્કાર પામે છે ત્યારેત્યારે તે સનાતન ધર્મની અસરમાં આવવાને લીધે જ હોય છે. ધર્મ એ અમુક સ્થાનીય (સ્થાનીય) હોઈ શકતો નથી. હિન્દુધર્મને-આર્ય ધર્મને કેવળ હિન્દુસ્તાનીય બનાવીને આપણે તેના ખરા સ્વરૂપનો અને તેના સનાતનત્વનો ઈન્કાર કરીએ છીએ. આથી ઇસ્લામ ધર્મીઓ, ખ્રિસ્તીઓ અને બૌદ્ધો વગેરે ધર્મીઓ સનાતન ધર્મીઓ જ છે. આપણા સહધર્મીઓ જ છે. તે સનાતન ધર્મને ઈસુએ લોકોને સમજાવ્યો અને તેથી તેના પાળનાર સનાતન-ધર્મીઓ પોતાને ખ્રિસ્તી કહેવડાવે છે. ખ્રિસ્તી એટલે સનાતન ધર્મી નથી એવો અર્થ નથી થતો. તેવી જ રીતે જે માનવ ધર્મની સભ્યતા મહમ્મદે ઉપદેશી તેને સમજીને પાળનારા-વર્તનારા ઇસ્લામીઓ સનાતન ધર્મને જ પાળે છે. આ જ રીતે દરેક ધર્મનું. કોઈ પણ પેગમ્બરે, જે ધર્મનો પોતે ઉપદેશ આપતો હતો તે ધર્મને, માનવ ધર્મથી વિરુદ્ધ, આક્રમણકારી તેમજ હિંસામય જાહેર કર્યો નથી. આથી માનવ સમાજ માટે પરમ પુરુષાર્થ સિદ્ધ કરનાર જે એક જ ધર્મ છે તે સનાતન ધર્મ જ છે. અનુયાયીઓની સ્વાર્થી વૃત્તિઓથી ખ્રિસ્તી, હિન્દુ, ઇસ્લામી વગેરે સનાતન ધર્મમાં ધર્મને નામે જે દોષો દાખલ થઈ ગયા હોય તેમને પોતાના જ સ્વભાવના-રોગોની માફક પોતાના જ ધર્મના દોષો ગણીને તેમને દૂર કરવાને સંતવૃત્તિ પુરુષોએ પોતાનો જીવનાદર્શ રજુ કરીને તે દોષોને ધર્મથી વિપરીત હોવાનું ભાન કરાવીને પોતાના વિશ્વ સમાજમાંથી તેમને દૂર કરવાનો પ્રયત્ન કરી સર્વમાનવહિતેષી તરીકેનો પોતાનો ઉદ્ધાર અને યથાર્થ સનાતન ધર્મ બજાવવો જોઈએ.

## પાદરીના શબ્દો

ન્યુયોર્કના એક દેવળના પાદરી રેવરન્ડ ડૉ. જોન હેનીસ હેમ્સે પ્રાર્થના કરતાં એક સમયે કહ્યું, હતું કે

'જ્યારે હું ગાંધીજી વિષે વિચાર કરું છું ત્યારે મને ક્રાઈસ્ટનું સ્મરણ થાય છે. તેઓ તેમની માફક જીવન વ્યતીત કરે છે. અને તેમની વાણી પણ તેમના જેવી જ છે. ગાંધીજી તેમની માફક કષ્ટ સહન કરે છે, અને એક દિવસ ક્રાઈસ્ટની માફક જ પોતાના પ્રાણનું બલિદાન આપશે.'

### પૂ૦ ગાંધીજીના રહસ્યમંત્રી શ્રી. પ્યારેલાલ આલેખે છેઃ

# એ વિધિનિર્મિત શુક્રવાર !

૨૯મી તારીખે આખો દિવસ ગાંધીજી કામમાં એટલા બધા રોકાયેલા રહ્યા કે સાંજે તે થાકીને લોથ થઈ ગયા. કોંગ્રેસ માટેના બંધારણના ખરડા તરફ આંગળી કરીને તેમણે આભાને કહ્યું કે, "મને ચક્કર આવે છે તેમ છતાં મારે એ કામ પૂરું કરવું રહ્યું. મને લાગે છે કે મારે મોડે સુધી જાગવું પડશે." કોંગ્રેસના નવા બંધારણનો એ ખરડો તૈયાર કરવાનું ગાંધીજીએ માથે લીધું હતું.

આખરે રાત્રે સવાનવ વાગ્યે ગાંધીજી સૂવાને ઊઠયા

ગુરુવારે રાત્રે, સહજ મળવાને આવેલાં એક આશ્રમવાસી બહેન જોડે તેમણે વાતચીત કરી. તબિયત સારી રહેતી નહોતી એ માટે તેમણે તેમને ઠપકો આપ્યો અને કહ્યું કે "રામનામ તમારા હૃદયમાં પ્રતિષ્ઠિત થયું હોત તો તમે માંદાં નહિ પડત. "પણ એને માટે તો શ્રદ્ધા જોઈએ."

એ જ દિવસે સાંજે પ્રાર્થના પછી પ્રાર્થનામાં આવેલાઓમાંથી એક જૂથ ગાંધીજીના હસ્તાક્ષર લેવાને તેમની પાસે દોડી આવ્યા. કેમ કે તે બીજી તારીખે વર્ધા જવાના હતા. ગાંધીજીએ પૂછ્યું, "હું જવાનો છું એમ કોણે કહ્યું?" "છાપાંઓમાં એવી ખબર છે." હસ્તાક્ષરો માગનારાએ કહ્યું. ગાંધીજીએ જવાબ આપ્યો, "હા, ગાંધીને વિષે એવી ખબર છાપાંઓમાં મેં વાંચી છે, પણ એ કયા 'ગાંધી' વિષે છે તેની મને ખબર નથી"

વિધિનિર્મિત ૩૦મી તારીખે સવારની પ્રાર્થના માટે હંમેશની જેમ ગાંધીજી સાડાત્રણ વાગ્યે ઊઠયા. પ્રાર્થના પછી તે કામે વળગ્યા અને પછીથી થોડીક ઊંઘ લેવાને માટે ફરીથી પથારીમાં સૂઈ ગયા.

સવારે આઠ વાગે તેમને માલીસ કરવામાં આવતું હતું. બાજુ ઓરડામાં થઈને પસાર થતાં કોંગ્રેસ માટેના નવા બંધારણનો તેમણે તૈયાર કરેલો ખરડો તેઓ મને આપતા ગયા. આગલી રાત્રે એનો થોડુંક કામ તેમણે તૈયાર કર્યો હતો અને તેમણે મને એ 'બરાબર' તપાસી જવાનું જણાવ્યું. તેમણે કહ્યું, "એમાં વિચારની જે કાંઈ ઊણપો રહી ગઈ હોય તે પૂરી કરજે. બહુ થાક્યાપાક્યા મેં એ તૈયાર કર્યો છે.' એ ખરડો રાષ્ટ્ર માટેનું તેમનું છેલ્લું વસિયતનામું છે.

### છેલ્લું વસિયતનામું

બંગાળી લેખનનું તેમનું રોજનું કામ પતાવીને સાડા નવ વાગ્યે તેમણે સવારનું ભોજન લીધું પોતાની મંડળીને વિખેરી નાંખીને 'કરેંગે યા મરેંગે'ની પ્રતિજ્ઞાનું પાલન કરવાને પૂર્વબંગાળમાં કટોકટ જવાને તે ખુલ્લે પગે શ્રીરામપુર ગયા ત્યારથી આ નિત્યક્રમને તે ચીવટપૂર્વક વળગી રહ્યા હતા. મારા સુધારાવધારા સાથેનો તેમનો બંધારણનો ખરડો લઈને હું તેમની પાસે પહોંચ્યો ત્યારે તે હજી ભોજન લેતા હતા. તેમના ભોજનમાં બકરીનું દૂધ, બાફેલી અને કાચી ભાજી, મોસંબી, આદુનો કાઢો, લીંબુનો રસ તથા ઘીકુમારીનો સમાવેશ થતો હતો. બંધારણના ખરડાના મારા સુધારાવધારા પોતાની વિશિષ્ટ પ્રકારની ઝીણવટથી તેઓ એક પછી એક જોઈ ગયા અને પંચાયતના આગેવાનોની, સંખ્યાની ગણતરીને અંગેની સરતચૂકથી રહી ગયેલી મારી ભૂલ તેમણે સુધારી.

પછીથી મેં ડૉ. રાજેન્દ્રપ્રસાદની મારી મુલાકાતનો વિગતે હેવાલ આપ્યો. તેમની તબિયત સારી રહેતી નહોતી તેથી એ વિષે ખબર કહેવાને આગલે દિવસે મને મોકલ્યો હતો. વળી આગલે દિવસે સાંજે ડૉ. શ્યામાપ્રસાદ મુકરજીને હું મળ્યો ત્યારે પૂર્વ બંગાળની સ્થિતિ વિષે તેમણે આપેલી છેલ્લી ખબર પણ મેં ગાંધીજીને કહી સંભળાવી. આના પરથી નોઆખલીની વાત નીકળી. મેં તેમની સમક્ષ વ્યવસ્થિત રીતે વસતીનું સ્થળાંતર કરવાની વાત મૂકી, પરંતુ એ વિષે તેમનો અભિપ્રાય સ્પષ્ટ અને દૃઢ હતો. જેમ આપણા કાર્યકર્તાઓએ 'કરેંગે યા મરેંગે' ના સૂત્ર પ્રમાણે આચરણ કરવાનું છે, તેમજ પોતાનાં સ્વમાન, આબરૂ તથા ધાર્મિક સ્વાતંત્ર્યનો હક સાચવવાને માટે 'કરેંગે યા મરેંગે' ના સૂત્રનો અમલ કરવાને પ્રજાને પણ તૈયાર કરવી જોઈએ." છેવટે જૂજ ગણ્યાગાંઠ્યા જ એવા રહી જાય એમ બને, પરંતુ દુર્ભાગ્યમાંથી સામર્થ્ય પેદા કરવાનો બીજો કોઈ ઉપાય નથી. સશસ્ત્ર યુદ્ધની પણ સામાન્ય સિપાઈઓનો ધાણ નથી નીકળતો! તો પછી અહિંસક યુદ્ધમાં પણ એથી બીજી કેવી રીતે સંભવી શકે!" આગળ ચાલતાં તેમણે જણાવ્યું, "તમે જે કરી રહ્યા છો એ યોગ્ય રસ્તો છે."

## એમની અંતિમ ચિંતા

બપોરના આરામ પછી ગાંધીજી શ્રી. સુધીર ઘોષને મળ્યા. શ્રી ઘોષે લંડનના 'ટાઈમ્સ' પત્રની એક કાપલી તથા સરદારને કોમવાદી કહીને અને પંડિત જવાહરલાલનાં વખાણ કરવાનો ડોળ કરીને લોકો તેમની વચ્ચે ફૂટ પડાવવાનો કેવી રીતે સતત પ્રયાસ કરી રહ્યા છે એ બતાવતા એક અંગ્રેજ મિત્રના કાગળમાંથી કેટલાક ઉતારા ગાંધીજીને વાંચી બતાવ્યા. ગાંધીજીએ કહ્યું કે મને એ રમતની ખબર છે અને એ વિષે હું ભારે વિમાસણમાં પડી ગયો છું. 'હરિજન'માં પ્રસિદ્ધ થયેલા પ્રાર્થના પછીના એક પ્રવચનમાં મેં આને વિષે ચર્ચા કરી છે. પણ આ બાબતમાં એથી કંઈક વિશેષ કરવાની જરૂર છે. એ વિષે શું કરવું એનો હું વિચાર કરી રહ્યો છું.

આખો દિવસ એક પછી એક મુલાકાત ચાલ્યા જ કરી. દિલ્હીના મૌલાનાઓ તેમને મળવા આવ્યા. તેમણે ગાંધીજીના વર્ધા જવા વિષે સંમતિ આપી. ગાંધીજીએ તેમને કહ્યું કે થોડા વખત માટે જ હું અહીંથી જઉં. ઈશ્વરે કંઈક જુદું જ ધાર્યું હોય અને અણચિંતવ્યું કંઈક બની જાય, તે સિવાય ૧૧મી તારીખે સદ્‌ગત જમનાલાલજીની પુણ્યતિથિના સમારંભમાં ભાગ લઈને ૧૪મી તારીખે હું પાછો દિલ્હી આવી પહોંચીશ.

સાડાચાર વાગ્યે આભા ગાંધીજીનું સાંજનું ભાણું લાવી. એમાં લગભગ સવારના ભોજનની જ વસ્તુઓ હતી. આ પૃથ્વી પરનું આ તેમનું છેલ્લું ભોજન હતું. સરદાર સાથેની મુલાકાત એ તેમની એવી છેલ્લી મુલાકાત હતી. પ્રધાનમંડળની એકતા છિન્નભિન્ન કરવા માટે સરદારની સામે ચાલી રહેલો દુષ્ટતાભર્યો પ્રચાર એ તેમની વચ્ચેની ચર્ચાની એક બાબત હતી. તેમનો એવો સ્પષ્ટ અભિપ્રાય હતો કે પ્રધાનમંડળમાં કોઈ પણ પ્રકારનું ભંગાણ પડે એ દેશના ઇતિહાસની આ કટોકટીની પળે આપત્તિરૂપ છે. સરદારને તેમણે કહ્યું કે પ્રાર્થના પછીના આજ સાંજના મારા પ્રવચનમાં હું એ વિષે બોલીશ. પ્રાર્થના પછી પંડિતજી મને મળવાના છે. તેમની સાથે પણ હું એ વિષે ચર્ચા કરીશ. વળી તેમણે ઉમેર્યું કે, જરૂર જણાય તો બીજી તારીખે વર્ધા જવાનું હું માંડી વાળીશ અને એ વચ્ચે અણબનાવ કરાવવાના દુષ્ટતાભર્યા પ્રયાસને નિર્મૂળ કર્યા વિના હું દિલ્હી નહીં છોડું.

## પ્રાર્થના

આમ વાત ચાલી રહી હતી. બિચારી આભા હજી પણ એમાં વિક્ષેપ પાડવાની હિંમત કરી ન શકી. સમય સાચવવાની અને ખાસ કરીને પ્રાર્થનાનો સમય જાળવવાની બાબતને ગાંધીજી ભારે મહત્ત્વ આપતા હતા એ તે જાણતી હતી. એટલે છેવટે આવી જઈને પ્રાર્થનાનું મોડું થાય છે એ દર્શાવવા તેણે તેમનું ઘડિયાળ તેમની આગળ ધર્યું. પ્રાર્થનામાં જતા પહેલાં નાહવાની ઓરડીમાં જવાને ઊઠતાં ઊઠતાં તેમણે કહ્યું કે, "હવે તો મારે ભાગવું જ જોઈએ." જ્યાં બાગમાં સાંજની પ્રાર્થના કરવામાં આવતી હતી તે વ્યાસપીઠના પગથિયા આગળ આવતાં સુધી માર્ગમાં તેમણે તે દિવસે સાંજની તેમની 'હાથલાકડીઓ' આભા અને મનુ જોડે હાંસીમશ્કરી ઉડાવી.

બપોર પછી આભાએ ગાંધીજીને કાચા ગાજરનો રસ આપ્યો ત્યારે તેમણે કહ્યું, "તું મને ઢોરનો ખોરાક આપે છે એમને?" આભાએ જવાબ આપ્યો, "બા એને ઘોડાનો ખોરાક કહેતાં હતાં." "બીજું કોઈ એની પરવા કરતું નથી તેનો હું આસ્વાદ લઉં છું, એ મારે માટે ભારે નહીં કહેવાય?" એમ કહીને તે હસ્યા.

"બાપુ! તમારું ઘડિયાળ બિચારું ઓછું હશે, તમે એના તરફ નજર રાખતા જ નથી." આભાએ કહ્યું. "તમે લોકો જ મારી ઘડીઆળો છો. પછી હું શાને એમ કરું," તેમણે જવાબ આપ્યો.

"પણ તમે એ ઘડિયાળો તરફ નજર રાખતા નથી." એકે કહ્યું. બાપુ ફરી પાછા હસી પડ્યા. પગથિયાં નજીક આવતાં તેમના છેલ્લા શબ્દો આ છે: "હું દસ મિનિટ મોડો છું. મોડા થવું મને બિલકુલ પસંદ નથી. બરાબર પાંચને ટકોરે પ્રાર્થના-સ્થાનની નજીક આવતાંવેંત બધી મજાક અને વાતચીત બંધ થઈ જવી જોઈએ, અને મનમાં પ્રાર્થના સિવાય બીજા કશા વિચાર ન હોવા જોઈએ એવો તેમની 'હાથલાકડીઓ' સાથેનો તેમનો સંકેત હતો.

'રામ ! રામ !'

પ્રાર્થનાર્થીઓની કોર્ડન કરેલી હારમાં થઈને તે જતા હતા ત્યારે પ્રાર્થનાર્થીઓના નમસ્કારના વળતા નમસ્કાર કરવાને તેમણે બે બાળાઓના ખભા ઉપરથી પોતાના હાથ ઉપાડી લીધા. એકાએક જમણી બાજુએથી જોરથી માર્ગ કરતો એક માણસ ટોળામાંથી આવ્યો. ગાંધીજીના પગને સ્પર્શ કરવાને માટે તે આવ્યો છે એમ સમજીને મનુએ પ્રાર્થનાનું મોડું થતા છતાંયે તમે આવી રીતે વખત લો છો એવી મતલબનું ઠપકારૂપે તેને કહ્યું અને તેનો હાથ પકડીને આ ધસી આવનારને અટકાવવા પ્રયત્ન કર્યો. તેણે તેને જોરથી હડસેલી મૂકી, એથી કરીને તેના હાથમાંની ભજનાવલી, બાપુની થુંકદાની તથા માળા નીચે પડી ગયાં. એ વસ્તુઓ લેવાને તે નીચે વળી એટલામાં પેલો બાપુની ઠેઠ સામે આવીને ઊભો. બાપુની એટલો સમીપ તે આવ્યો હતો કે ગોળીનું એક ખાલી કોચલું બાપુના કપડાની ગડીમાંથી મળી આવ્યું હતું. સાત બારની ઓટોમેટિક પીસ્તોલમાંથી ધડાધડ ત્રણ બાર થયા. પહેલી ગોળી મધ્ય રેખાથી સાડા ત્રણ ઇંચ જમણી બાજુએ નાભિથી અઢી ઇંચ ઉપર પેટમાં વાગી હતી. બીજી મધ્ય રેખાથી એક ઇંચ દૂર અને ત્રીજી જમણી બાજુએ છાતીમાં મધ્ય રેખાથી ચાર ઇંચ દૂર વાગી હતી. પહેલી અને બીજી ગોળી શરીરની આરપાર નીકળી ગઈ હતી. ત્રીજી ફેફસામાં ભરાઈ ગઈ હતી પહેલી ગોળી વાગી ત્યારે જે પગ ગતિમાં હતો તે વળી ગયો. બીજી ગોળી વખતે પણ તે ઊભા હતા અને પછી તે ઢગલો થઈને પડયા. 'રામ રામ' એ તેમના છેલ્લા બોલ હતા. તેમનો ચહેરો ફિક્કો પડી ગયો. તેમનાં સફેદ વસ્ત્રો પર લાલ ડાઘ પ્રસરી ગયા. પ્રાર્થનાર્થીઓને નમસ્કારને અર્થે ઊંચા કરેલા હાથ ધીમે ધીમે નીચે ઢળ્યા. એક હાથ તેના સ્વાભાવિક સ્થાન આભાની ગરદન પર પડયો. શિથિલ બની ગયેલી મનુ અને આભાને શું બની ગયું તેની ત્યારે જ ખબર પડી.

બીજે દિવસે નોઆખાલી જવાની તૈયારી પૂરી કરવા માટે હું શહેરમાં ગયો હતો. ત્યાંથી હું આવ્યો અને પ્રાર્થનાસ્થાન તરફ જતી પથ્થરની કમાનો સુધી પહોંચ્યો ત્યાં તો સામેથી શ્રી. ચંદવાણી રોતા રોતા આવ્યા. તે બોલી ઊઠયા, "ડાક્તરને ફોન કરો, બાપુ પર ગોળીબાર થયો છે" હું તો એ સાંભળીને સડક થઈ ગયો. યંત્રની પેઠે મે દાક્તરને બોલાવવા કોઈકને ફોન કરવા કહ્યું.

અંત

સૌ આભા બની ગયાં હતાં. તેમની પાછળ આવનાર ડૉ. રાજ સભરવાલે તેમનું માથું ધીમેથી આભાના ખોળામાં મૂકયું. તેમનો દેહ કાપતો હતો અને આંખો અરધી મીંચાયેલી હતી. ખૂનીને બિરલા-ભવનમાં એક માળીએ પકડયો હતો. એમાં બીજાઓ પણ ભળ્યા અને થોડીક ખેંચતાણ પછી પેલા ખૂનીને તેમણે જેર કર્યો. મિત્રો શિથિલ અને નિશ્ચેષ્ટ બની ગયેલા શરીરને ઉપાડીને અંદર લઈ ગયા અને તે બેસતા અને કામ કરતા તે સાદડી પર તેમને સુવાડયા. પરંતુ બીજું કશુયે થઈ શકે તે પહેલાં જ શરીરનું યંત્ર બંધ પડી ગયું. અંદર લાવ્યા પછી તેમને આપવામાં આવેલું ચમચા જેટલું મધ અને ગરમ પાણી ન ગળી શકાયું. લગભગ તત્કાળ મરણ નીપજ્યું હતું.

ગાંધીજીના સાથીઓ પૈકી સરદાર વલ્લભભાઈ પહેલા આવી પહોંચ્યા. તે આવીને તેમને પડખે બેઠા. તેમની નાડ તપાસી જોઈ અને તેમણે ધાર્યું કે તે હજી મંદ મંદ ચાલે છે. બાળાઓ તો ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી હતી પરંતુ હવે તેઓ એકઠી મળીને રામધૂન ગાવા લાગી હતી. સરદાર ચેતનરહિત દેહની પાસે ખડકની પેઠે અડગ બેઠા હતા. તેમનું મોં લેવાઈ ગયું હતું. પછીથી પંડિત જવાહરલાલ આવ્યા અને બાપુનાં કપડાંમાં પોતાનું મોં રાખીને એક બાળકની પેઠે રોવા લાગ્યા. પછી દેવદાસ અને ડૉ. રાજેન્દ્રપ્રસાદ આવ્યા અને પછી શ્રી. જયરામદાસ, રાજકુમારી અમૃતકૌર, આચાર્ય કૃપાલાની વગેરે તેમના બાકી રહેલા જૂના સાથીઓ આવ્યા. થોડીવાર પછી લેડી માઉન્ટબેટન આવ્યાં ત્યારે બહાર માણસોનો ધસારો એટલો બધો વધી ગયો હતો કે મહા મુશ્કેલીએ તેઓ અંદર આવી શકયાં. એક ક્ષણના પણ વિલંબ વિના એક સુભટ, પંડિતજી અને મૌલાનાસાહેબને "બાજુ ઓરડામાં લઈ જાઓ" અને એ રાજપુરુષનું પોતાનું

ચિત્ત આ અંત કરુણ ઘટનામાંથી ઉદ્ભવતા તાત્કાલિક પ્રશ્નો પર તેમણે લગાડયું. ગાંધીજીના દેહને રાસાયણિક દ્રવ્યોની મદદથી ટકાવી રાખીને કંઇ નહીં તો થોડા વખત માટે જાળવી રાખવાની સૂચના આપી. પરંતુ એ બાબતમાં ગાંધીજીના વિચારો એવા દઢ અને સ્પષ્ટ હતા કે એમાં વચ્ચે પડવાની મારો પવિત્ર અનિવાર્ય ફરજ થઇ પડી. મૃત દેહને જાળવી રાખીને તેનું પૂજન કરવા સામે તેમનો કેટલો બધો વિરોધ હતો એ મેં તેમને જણાવ્યું. અનેક વખત તેમણે મને કહ્યું હતું કે, "મારે વિષે જો એમ થવા દેશો તો મૃત્યુની સ્થિતિમાં પણ હું તમને ઠપકો આપીશ. જ્યાં પણ મારો દેહ પડે ત્યાં કોઇ પણ પ્રકારની ધમાલ વિના તેને બાળી મૂકવામાં આવે એમ હું ઇચ્છું છું." ડૉ. રાજેન્દ્રપ્રસાદ, શ્રી. જયરામદાસ તથા ડૉ. જીવરાજ મહેતાએ મારી વાતને ટેકો આપ્યો. અને પેલો વિચાર પડતો મૂકવામાં આવ્યો. રાત્રિ દરમ્યાન ગીતા અને સુખમની સાહેબના પારાયણના મધુર ધ્વનિથી એ ઓરડો ગુંજી રહ્યો, જ્યારે વધતી ...તી અને શોકથી ગાંડી બનેલી માનવમેદની ઓરડાની ... તરફથી દર્શન માટે ધસી રહી હતી. આખરે ...જીના દેહને ઉપલે માળ લઇ જઇને લોકોના દર્શન માટે બિરલાભવનના એક ઝરૂખામાં મૂકવો જ પડયો.

## વિદાય

મળસકે હિંદુ વિધિ પ્રમાણે દેહને સ્નાન કરાવવામાં આવ્યું અને પછીથી તેને પુષ્પાચ્છાદિત ઓરડાની વચ્ચે સુવાડવામાં આવ્યો. પછીથી એલચી મંડળના સભ્યો આવ્યા અને પગ આગળ પોતાના હાર મૂકીને તેમણે મૂક અંજલિ આપી.

"હસતે મોએ હું ગોળીના વરસાદનો સામનો કરું એના કરતાં વધારે પ્રિય મને બીજું કશું નથી." તેમના મૃત્યુના થોડા દિવસ અગાઉ તેમણે આમ કહ્યું હતું અને ઇશ્વરે એ વરદાન તેમને આપ્યું હોય એમ લાગતું હતું.

અમે સૌએ છેલ્લા પ્રણામ કર્યા. તે પછી ૧૧ વાગ્યે દેહને શબવાહિની પર મૂકવામાં આવ્યો. ત્યાં સુધીમાં રામદાસ ગાંધી નાગપુરથી એરોપ્લેનમાં આવી પહોંચ્યા હતા. સ્મશાનયાત્રા નીકળવાની તૈયારીમાં હતી તે જ વખતે છેલ્લાં ડૉ. સુશીલા આવ્યાં.

અપાર શાંતિ, ક્ષમા અને કરુણાથી ભરેલા તેમના નિશ્ચેષ્ટ બની ગયેલા મોં તરફ હું જોઇ રહ્યો હતો ત્યારે, અનેક સ્વપ્નાઓ અને આશાઓથી ભરેલો એક કોલેજના વિદ્યાર્થી તરીકે તેમને ચરણે આવીને બેઠો ત્યારથી અઠ્ઠાવીસ અઠ્ઠાવીસ વરસના તેમની સાથેના અતિનિકટના અખંડ સહવાસનું આખુંય ચિત્ર એક ઝબકારાની પેઠે મારા માનસચક્ષુ આગળથી પસાર થઇ ગયું. અને કેટકેટલા બનાવોથી ભરેલાં વરસો એ હતાં.

જે કંઇ બનવા પામ્યું તેના મર્મ વિષે હું આભોજ બની ગયો પણ ધીમે ધીમે એ કોયડો ઉકેલવા લાગ્યો. હમણાં જ એક દિવસ, એક માણસે પણ પોતાના કર્તવ્યનું પૂરેપૂરું અને યોગ્ય પાલન કરવા વિષે તે બોલ્યા હતા ત્યારે એનો અર્થ ખરેખર શો થાય એ વિષે હું વિમાસણમાં પડી ગયો હતો. એમના મરણે એ જવાબ પૂરો પાડયો છે. પહેલાં તે ઉપવાસ કરતા ત્યારે બીજાઓને નિગાહ રાખવાને અને પ્રાર્થના કરવાને કહેતા. "બાળકો વચ્ચે પિતા હોય ત્યારે તેમણે રમવું-કૂદવું જોઇએ. મારા ગયા પછી તેઓ હું કરી રહ્યો છું તે બધું કરશે" એમ તે કહેતા. આજે જે જ્વાળાઓ દેશને ઘેરી વળવાનો ભય ઊભો થયો છે તેને બુઝાવવી હોય અને આપણે માટે જે સ્વતંત્રતા તેમણે મેળવી તેનાં ફળ તેઓ જેમને માટે ઝંખતા હતા તેઓએ ભોગવવા હોય તો તેમના મરણે ચીંધેલો માર્ગ અખત્યાર કરવો જોઇએ.

નવી દિલ્હી, ૪-૨-૪૮ પ્યારેલાલ

(અંગ્રેજી પરથી) 'હરિજન બંધુ'માંથી

# ઈતિહાસકારોને ગુંચવનાર સંત, મુત્સદ્દી ને શહીદ મહાત્માજી



આપણી સમકાલીન સર્વ વિશ્વવિખ્યાત વિભૂતિઓમાંથી મોહનદાસ કરમચંદ ગાંધીનું મૂલ્યાંકન કરવું એ કદાચ સૌથી અધિક કપરું છે. વેપારીઓ, શરાફો અને વકીલો પકાવનારી વણિક જ્ઞાતિમાં તેમનો જન્મ થયો. અભ્યાસ કરવા ઈંગ્લેંડ આવ્યા, બેરીસ્ટર થયા અને વકીલાત કરવા સ્વદેશ પાછા ફર્યા.

## રાજકારણમાં પહેલો પ્રવેશ

દક્ષિણ આફ્રિકાની મુલાકાતે તેમને રાજકારણમાં ખેંચ્યા. પોતાના દેશભાઈઓને ત્યાં કાયદા હેઠળની જે લાચારીમાં વસવું અને કામ કરવું પડતું હતું, તેથી રોષ પામીને તેમણે તે સમયે કેપ કોલોનીમાં અને પાછળથી યુનિયનમાં જે એશિયાવાસી વિરોધી ધારાઓ અમલમાં હતા તેમનો સામનો કરવા તેમને સંગઠિત કર્યા. લડત વીસ વર્ષ ચાલી, પ્રથમ વિશ્વયુદ્ધ શરૂ થતાં પહેલાં તેનો અંત આવ્યો અને હિંદીઓની ફરીયાદો દૂર થઈ.

## ૧૯૨૦નું અસંતુષ્ટ હિંદ

સંગઠનકાર અને નેતા તરીકેની ભારે પ્રતિષ્ઠા સાથે ગાંધીજી હિંદ પાછા ફર્યા. ૧૯૨૦માં તિલકનું અવસાન થતાં ગાંધીજી કોંગ્રેસ આગેવાનોના નિર્વિવાદ પ્રમુખ બન્યા. સમય તંગ હતો. રાષ્ટ્રવાદી હિંદીઓ મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાઓથી નિરાશ થયા હતા. જલિયાંવાલા બાગની કતલેઆમથી અને પંજાબ પરના દમનથી તેઓ સમસમી રહ્યા હતા. તેઓ અસંતુષ્ટ હતા. બળવાખોર વલણથી ઉચિત પરિણામ નહોતું આવ્યું. હિંસક ચળવળે માત્ર દમન આણ્યું હતું.

## અસહકારનાં મંડાણ

ટૉલ્સ્ટોયના સિદ્ધાંતોની અસર હેઠળ આવેલા ગાંધીજીએ દેશને એક નવો માર્ગ—અસહકારનો માર્ગ બતાવ્યો. તેમણે વચન આપ્યું કે હિંદીઓ જો એકત્ર થઈને સવિનય ભંગની વ્યાપક ચળવળ ઉપાડશે તો સ્વરાજ એક વર્ષની અંદર મળશે. હિંસા ન જ થવી જોઈએ; રાજદ્રોહી લડતની પણ જરૂર નહિ રહે. લોકોએ કરવેરા આપવાની ના પાડવી, સરકાર વતી કોઈ પણ કામ કરવાની ના પાડવી, બ્રિટિશ માલ ખરીદવો નહીં અને રાહ જોવી. ચળવળમાંથી સર્જાનારા આત્મબળથી માત્ર બાર માસની અંદર બ્રિટનનું સેનાની શાસન હિંદમાંથી અદૃશ્ય થશે અને હિંદ સ્વતંત્ર થશે, એમ ગાંધીજીએ કહ્યું.

### બે વર્ષની કેદ

યુરોપિયનોના માનસને આ કાર્યક્રમ અવ્યવહારૂ લાગતો હતો પરંતુ અન્યાય કે આક્રમણ સામેના હથિયાર તરીકે જ્યાં સૈકાઓથી અસહકારની પ્રણાલિકા ચાલતી આવતી હતી તેવા હિંદ દેશમાં લોકોને એ સૂચના તુરત જ રુચી ગઈ. એ સફળ ન થઈ. હિંદુઓને મુસ્લીમ વચ્ચેના, સવર્ણ અને અસ્પૃશ્ય વચ્ચેના મતભેદ ચાલુ રહેવા પામ્યા. 'સેતાની' રાજ્ય ડગ્યું નહિ. સવિનય ભંગમાંથી તોફાનો અને ખૂનામરકી થયાં અને ગાંધીજીને બે વર્ષની કેદની સજા થઈ.

### જનતાએ અર્પેલું બિરૂદ

ગાંધીજીએ આપેલું વચન જો કે પરિપૂર્ણ ન થયું અને લડત નિષ્ફળ નીવડી છતાં ગાંધીજીની અંગત પ્રતિષ્ઠાએ નિષ્ફળતામાંથી પે બળ મેળવ્યું. લોકો સમક્ષ રજુ કરવા કોઈ નવી યોજના તેમની પાસે તૈયાર જ રહેતી. એક ક્ષણે હાથે કાંતેલા સુતરના કાપડની યોજના તો બીજી વાર ખીતજકાતી મીઠું બનાવવાની યોજના હોય. કોઈ ક્ષણે તેઓ એમ જણાવતા કે પોતાનો જ દોષ હતો અને તેના નિવારણ અર્થે ઉપવાસ કરવા પડશે. વ્યવહારુ મુત્સદ્દીઓને તેઓ કેટલીક વાર નિરાશા ઉપજાવતા. પરંતુ વિશાળ ધર્મનિષ્ઠ આમજનતાને મન તેઓ એક મુત્સદ્દી કરતાં કાંઈક વિશેષ બની ચૂકેલા હતા. તેઓ હિંદના રાષ્ટ્રવાદના કોઈ રહસ્યમય અવતાર હોય તેવો પૂજ્યભાવ તેમની પ્રત્યે દર્શાવવામાં આવતો. ઈનર-ટેમ્પલના ભૂતપૂર્વ બેરીસ્ટર હવે સંત થઈ ચૂક્યા હતા. પ્રજાએ તેમને 'મહાત્મા'નું બિરૂદ આપ્યું.

### ઇતિહાસકારોને ગુંચવનાર

ત્યારથી તેઓ ઇતિહાસકારોને ગૂંચવનારા એક સમસ્યારૂપ માનવી બન્યા. તેઓ નમ્રતાનો દાવો કરતા હતા પરંતુ પ્રતિસ્પર્ધીને સાંખી શકતા નહોતા. તેઓ કોંગ્રેસના ઉપરી સભા સેવક હતા. કોંગ્રેસનાં ફરમાનો, ગીબનનું એક વાક્ય વાપરીએ તો તેઓ જાતે જ ઘડતા અને સાથે ચલાવતા. તેઓ તપસ્વી જીવન ગાળતા હતા પરંતુ એક રીતે કહીએ તો વૈભવશાળી તપસ્વી જીવન ગાળતા હતા. તેમનો ખોરાક સાદામાં સાદો પરંતુ ઉત્તમોત્તમ પ્રકારનો રહેતો, તેઓ કષ્ટમય જીવન ગાળતા પરંતુ તેમની આસપાસ તેમનો પડયો બોલ ઝીલી લેનારા એકનિષ્ઠ શિષ્યોનું વૃંદ મોજુદ રહેતું. તેમને વારંવાર ખાતરી આપવામાં આવતી હતી કે સર્વ જીવંત મનુષ્યોમાં તેઓ સૌથી મહાન પુરુષ હતા અને એ પ્રતીતિ તેમના પોતાના મનમાં દૃઢતી જતી હતી.

### ગાંધીજીની સિદ્ધાંતનિષ્ઠા

ગાંધીજીના મિત્ર હોય કે વિરોધી હોય, પરંતુ તેમને જે કોઈ મળ્યા હશે તેમાંથી બહુ જ ઓછા માણસો એવા હશે જેમને ગાંધીજીની સિદ્ધાંતપરાયણતા વિષે ખાતરી નહિ થઈ હોય. તેમણે સમગ્ર હિંદની પ્રજા સાથે જાણે તાદાત્મ્ય સાધ્યું હતું.

### પ્રજાને સામર્થ્યનું કરાવેલું ભાન

ઉપર ઉપરથી જોતાં ગાંધીજીની પ્રત્યેક હીલચાલ નિષ્ફળ નીવડી હતી. વિરોધ છતાં તેમણે પ્રત્યેક સમયે આગળ ડગલું ભર્યું હતું. જેનો નાશ કરવાનું તેમણે વચન આપ્યું હતું તે રાજ્યને ધ્રૂજાવવામાં તેમને વારંવાર નિષ્ફળતા સાંપડી હતી, પ્રજામાં એકતા સ્થાપવામાં તેમને નિષ્ફળતા સાંપડી હતી. એ બધું છતાંયે તેમણે કેવળ ચારિત્ર્યબળથી અને પોતાને વિષેની અસીમ શ્રદ્ધાથી હિંદીઓની હીલચાલોમાં એક નવા આત્મવિશ્વાસનું સિંચન કર્યું, તેમના ન્યાયીપણાનું અને તાકાતનું ભાન કરાવ્યું, જેથી હિંદના રાજકારણની આખી શકલ પલટાઈ ગઈ.

### પૂ. કસ્તુરબાના મરણથી ઘા

ગાંધીજીનું કુટુંબજીવન ગાંભીર્યપૂર્ણ હતું. હિંદુ પ્રથા અનુસાર તેમણે ૧૩ વર્ષની વયે તેમની જ વયની બાળા સાથે લગ્ન કર્યાં હતાં. ૧૯૪૪ માં કારાવાસમાં થયેલા પત્નીના અવસાનથી તેમને કારી ઘા લાગ્યો હતો.

### ભાગલાથી ગાંધીજીની વ્યથા

ગાંધીજીના જીવનના છેલ્લા મહિનાઓ કરુણ હતા. લાંબી લડત સમાપ્ત થઈ હતી. અને હિંદ સ્વતંત્ર થયું હતું પરંતુ દેશના ભાગલા પાડયા હતા જેથી ગાંધીજીના હૃદયને ભારે વ્યથા થઈ હોવી જોઈએ. દેશના ભાગલા પડયા એ તેમના સ્વપ્નનો અર્ધો ભાગ એળે ગયા જેવું હતું. દેશ સ્વતંત્ર થયો પણ એકત્ર નહોતો, છતાં આર્ય

નિવેદનપૂર્વક તેમણે હકીકતનો સ્વીકાર કરી લીધો અને પોતાના જીવનના અંતિમ દિવસો તેમણે દેશના ભાગલાઓ વચ્ચે મિત્રતા કરાવવાના યત્નોમાં વ્યતીત કરવા માંડયા.

## ભ્રાતૃભાવ સ્થાપવાનો નિર્ધાર

અને પછી હિંદના ઇતિહાસમાં સૌથી ઉગ્ર કોમી તોફાન ફાટી નીકળ્યું. પરદેશી શાસકોની ધુંસરીમાંથી જ નહિ પરંતુ સર્વ પ્રકારના કજીયા અને હિંસામાંથી યે હિંદને મુક્ત જોવાનું તેમનું સ્વપ્ન લોકોમાં જ રહેલા કોઈક સેતાની તત્ત્વને લીધે તૂટી પડયું. પરંતુ ફરી પછી તેમની આત્મશ્રદ્ધાએ પ્રતીતિ કરાવવા માંડી. પ્રજાના પાપ માટે પોતે ઉપવાસ અને તપ કરવાનો અને આત્મબળથી દુષ્ટ કોમી તત્ત્વને હિંદમાંથી નિર્મૂળ કરવાનો અને હિંદુ, મુસલીમ તથા શીખ વચ્ચે ભ્રાતૃભાવ સ્થાપવાનો તેમણે સંકલ્પ કર્યો.

હિંદુઓ હિંદમાંના મુસ્લીમો પ્રત્યે સહિષ્ણુતા રાખે તે ખાતર ગાંધીજીએ બે વાર ઉપવાસ કર્યા. તેમની તૈયારી મરણ પર્યંતના ઉપવાસની હતી. તેમણે પોતાની પ્રતિષ્ઠાનું પુરું જ વજન હિંદ અને પાકીસ્તાન વચ્ચે સમાધાન કરવાની બાજુએ નાખ્યું.

## શાંતિના પ્રયાસમાં ખપી ગયા

પોતે જેને આટલા પ્રેમથી ચાહતા હતા. તેવા લોકો માંથી જ એક જણ આવા પુરૂષની હત્યા કરે, આવો મહાપુરુષ આવી રીતે અવસાન પામે, એ કરુણતાની પરાકાષ્ઠા છે. છતાં તેમણે ઇચ્છયું હોત તેમ તેમણે પોતાનું જીવન દેશમાં શાંતિ સ્થાપવાના પ્રયાસમાં જ ખપાવી દીધું છે. આ તેમની અંતિમ નિષ્ફળતા હતી કે અંતિમ વિજય હતો ? અત્યારે આપણે એ ન જાણી શકીએ.

## શહીદ અને સંત તરીકે

પરંતુ થવાનું હોય તે થાય, ગાંધીજીએ અંગત વિજય સિદ્ધ કર્યો જ છે. તેમના અવસાન પછી પેઢીઓ સુધી લાખો માણસો તેમને શહીદ અને સંત તરીકે, મહાત્મા તરીકે પૂજયા કરશે.

(પ્રગતિ પુસ્તકમાંથી) ભી. ડબલ્યુ. એન. મુઅર.

卐

# ધર્માવતાર બાપુ

લે : શ્રી 'રમણ' નાવલીકર.

પૂ. બાપુએ ધર્મના જે અર્થો ઘટાવી-ઘટાવી જીવન-ક્રમમાં ઉતાર્યો હતા અને જીવન સંપૂર્ણ બનાવ્યું હતું તે અર્થોને આજે આપણે માત્ર સમજવા પણ લાયક નથી. કારણ બાપુનું જીવન એ કોઈ ખાનગી જીવન ન હતું, અને એમનું આખું જીવન જાહેર જીવન બની રહ્યું હતું. તેઓના જીવનની પ્રત્યેક ક્ષણ સદાચરણમાં જ વ્યતીત થતી હતી જાણે જીવનની પ્રત્યેક ક્ષણે તેઓ કસોટીમાંથી પસાર ન થઈ રહ્યા હોય! પ્રત્યેક પગલું સંપૂર્ણ વિચાર કર્યા બાદ જ ભરતા. તેઓએ ભરેલા પગલામાં કોઈનુંયે અહિત ન થતું હોય, સાથે સાથે ધર્મમાંથીયે ચ્યુત ન થવાતું હોય એની તેઓ સંપૂર્ણ તપાસ રાખતા. આમ તેઓ ધર્મ પ્રમાણે વર્તન કરતા છતાં પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમ અને સદ્ભાવ રાખતા હતા.

સત્ય અને અહિંસા બાપુના ધર્મના આધાર સ્તંભો... બાપુએ ધર્માચરણની મહેલાત એ આધારસ્તંભો ઉપર જ ચણી છે. બાપુનું આખું જીવન સાધના પ્રયોગો કરવામાં જ વ્યતીત થયું છે. સાથે સાથે બાપુએ પ્રેમ અને અહિંસાને પણ તજ્યાં નથી. બાપુનાં પ્રેમ અને અહિંસા પણ જુદા પ્રકારનાં હતાં. એમનો પ્રેમ એ માત્ર વ્યક્તિપ્રેમ કે દેશપ્રેમ જ ન હતો. એ તો હતો વિશ્વપ્રેમ. સમગ્ર વિશ્વના માનવજનો સ્વતંત્ર, સુખી અને એકબીજાને ચાહતા બને એવી વિશાળ ભાવના બાપુએ સેવી હતી. એ ભાવનાને કર્તવ્ય બનાવી તેની સિદ્ધિ અર્થે આજપર્યંત આપેલાં બાપુનાં ત્યાગ અને બલિદાન અપ્રતિમ છે. પોતાને સત્ય લાગતી કોઈપણ ભાવનાને કર્તવ્યમાં આણી તેની સિદ્ધિ અર્થે બાપુ કોઈપણ પ્રકારનો ભોગ આપતાં સહેજ પણ સંકોચ અનુભવતા નહિ.

આજ બાપુએ પોતાની સત્યભાવનાની સિદ્ધિ અર્થે-માનવતાનો દીપ જલાવી જગતમાં પ્રકાશ રેલવા માટે-કોમવાદની જડ ઉખેડવા માટે-પોતાની જાતને જલાવી

દીધી છે. તેઓ મરીને પણ અમર થયા છે. તેમના મૃત્યુએ જગતમાં વધુ પ્રકાશ રેલ્યો છે. આજે આખા હિંદમાં તો આબાલવૃદ્ધ સહુ 'રઘુપતિ રાઘવ'ની ધૂન મચાવી રહ્યા છે. હિંદના દરેક નાગરીકને પ્રભુનું નામ દેતો બનાવ્યો એમાં એમના મૃત્યુનું અવસાન નથી દેખાતું ?

બાપુ ધાર્મિક ન હોત—બાપુ ધર્માવતાર ન હોત તો બાપુ મરીને જીવ્યા શી પેર હોત—તો બાપુ જગતને રામનામ ભજવાનો આદેશ શી રીતે આપી શક્યા હોત ? પણ બાપુ તો હતા ધર્મનો જ અવતાર, સાક્ષાત્ ધર્મમૂર્તિ જ જોઈ લોને ! એમનું જીવન ધર્મના સત્પંથે ચાલ્યું છે. હમેશાં બાપુએ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને સૂચવેલા પવિત્ર પથે પ્રગતિનાં પુનિત પગલાં પાડ્યાં હતાં. એમની પ્રાર્થનામાં ગીતના બીજા અધ્યાયના સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો સુચવતા શ્લોકોનું સદૈવ સુવાચન થતું હતું. બાપુને ગીતા ઉપર અગાધ પ્રેમ. મુશ્કેલીમાં તેઓ ગીતાજીના શરણે જ દોડી જતા ગીતાજીમાં એમને આશરો ન મળ્યો હોય એવું કદી બન્યું નથી.

આમ બાપુ ગીતાના પવિત્ર આદેશોને અનુસરીને જ જીવ્યા હતા. માટે ધર્મથી પર એમના જીવનક્રમમાં બીજું કશું હતું જ નહિ. બાપુએ કર્મ કર્યાં છે. કારણ કે દેહધારી અકર્મવાન રહી શકતો જ નથી પણ બાપુએ કેવળ ફળ ત્યજીને કર્મ કર્યાં છે.

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥

બાપુએ યજ્ઞાર્થ-પરોપકારાર્થે કર્મો કર્યાં હતાં. બાપુએ ઈશ્વરાર્થે કર્મ કર્યાં હતાં એટલે બાપુને બંધન હોઈ શકે નહિ. બાપુને તો મૃત્યુનાં બંધન પણ ન સંભવે. બાપુને કાળ મારી શકે નહિ. એ તો હતા કાળનાયે કાળ.

ગીતાજીના ઉપદેશને ઝીણવટભરી રીતે જીવનમાં ઉતારીને જીવનાર વ્યક્તિ વિરલ જ હોય, બાપુ વિરલ હતા. ગીતા પ્રમાણે વર્તતા થકા તેમણે જીવન ગીતામય જ બનાવી દીધું હતું ગીતા' એટલે ધર્મગ્રંથોમાં અગ્રપદે બિરાજતી પ્રભુના સ્વમુખે બોલાયલી ધર્મવાણી. બાપુનું જીવન એ ધર્મવાણીનું પ્રતિક. બાપુનું જીવન એટલે ગીતાના ઉપદેશને અંગેઅંગે ચમકાવતું અને કર્મે કર્મે કૃત્યમાં મૂકતું ધન્ય જીવન—ધર્મમય જીવન. બાપુનું



જીવન સામાન્ય જીવન નહિ બાપૂનું જીવન પ્રેરણાત્મક જીવન. ઉચ્ચાકાંક્ષાના આદર્શવાળું અમૂલ્ય જીવન, ધર્મના પ્રતિક સમું પવિત્ર જીવન. બાપુ સામાન્ય વ્યક્તિ નહિ. બાપુ ભવ્ય અને પ્રેરક વ્યક્તિ, ઉચ્ચ કક્ષાના આદર્શવાળી વ્યક્તિ, ધર્મના પ્રતિક સમી પવિત્ર વ્યક્તિ. એટલે કે સાક્ષાત્ ધર્મના અવતાર સમી વ્યક્તિ. ધર્માવતાર બાપુનાં અધૂરાં પૂરાં કરવાની પ્રભુ આપણ સહુને શક્તિ આપે. પસાર થવાની દિવ્ય શક્તિ આપો. પ્રભુ સમગ્ર વિશ્વને બંધુત્વ જાળવવાની મતિ બક્ષો. અંતમાં ધર્માવતાર બાપુના આત્માને શાંતિ મળો એવું સર્વ કોઈ પ્રાર્થો

# એક યુગ આથમી ગયો

(શ્રી કનૈયાલાલ મુનશીનું પ્રવચન)

હું ગાંધીજી વિષે બોલતો હોઉં એવું મને લાગતું નથી. મેં જ્યારે તેમને અંતિમ ઘડીએ જોયા ત્યારે મને થયેલા પ્રથમ આઘાત પછી મારું મન એ આઘાતથી બચવાને એક પ્રકારનું બખ્તર સજવાની પેરવી કરી રહ્યું છે. તેમનું જવું હજુ યે અસત્ય લાગે છે હું જાણું છું કે તેઓ મૃત્યુ પામ્યા છે હું અનુભવી શક્યો નથી કે તેઓ અસ્તિત્વ ધરાવતા નથી. મારા અંતરાત્મામાં હજુ એવી ભાવના રહી ગઈ છે કે જો હું બીરલા ભવનમાંના મારા ઓરડામાંથી અગાસી પસાર કરીને બાપુના ઓરડામાં પ્રવેશ કરું તો, ગુરુવારે સાંજે હું જ્યારે તેમના ઓરડામાં ગયો હતો ત્યારે તેમનું જે સ્નેહભર્યું સ્મિત મને મળ્યું હતું તે જ સ્મિત મને મળ્યા કરશે. ક્યારેક તેમણે મને મારા અહિંસા અને સત્યના વિચારો રજૂ કરવાનો અધિકાર આપેલો હતો. કારણ કે હું તેમના જીવનને યોગસૂત્ર અને ભગવદ્‌ગીતાની જીવંત નોંધરૂપે સમજતો થયો હતો. ૧૯૪૫માં તેમની સાથે ચાલતી મારી ચર્ચાને આ સમયે આગળ ચલાવવાનો મેં લાભ ઉઠાવ્યો હતો.

"બાપુ, હું આપને મારાં નમ્ર અભિનંદનો આપી શરૂઆત કરીશ" મેં કહેલું. "આ અભિનંદનો શા માટે?" તેમણે પૂછેલું.

ત્યારબાદ યોગસૂત્ર અને ટોલસ્ટોયને અનુલક્ષીને થયેલી અમારી અહિંસા ઉપરની ચર્ચા તરફ તેમનું મેં ધ્યાન ખેંચેલું. મેં તેમને ૧૯૪૫માં જે કહેલું તે યાદ કરાવતાં મેં કહેલું કે ૧૯૪૨ની લડત અહિંસાનાં ધર્મસૂત્રોની કસોટીમાં ખરી ઊતરી ન હતી, કારણ કે તેણે દુશ્મનના દિલમાં પ્રેમને બદલે ગુસ્સો ઉપજાવેલો હતો. પતંજલિએ કહેલું છે કે જ્યારે એકને અહિંસાનું દર્શન થાય છે, ત્યારે બીજાઓ તેની પાસે પ્રેમપૂર્વક આવે છે

"આ વખતે એ કસોટી પાર ઊતરી હતી." મેં ઉમેરેલું "જ્યારે તમે ઉપવાસ ઉપર ઊતર્યા ત્યારે જે મુસલમાનોએ તમને આ બધાં વર્ષો સુધી ધિક્કાર્યા હતા. તેઓ તમારી પાસે પ્રેમપૂર્વક આવ્યા. જે હિંદુઓ તમને ચાહતા હતા, તેઓ આત્મસંયમ શીખ્યા. ત્યાર પછી મેં તેમની સમક્ષ હૈદ્રાબાદના બનાવોનું બિલ રજૂ કરેલું. આ સમયે રાજકુમારી અમારી સાથે જોડાયાં

બીજે દિવસે તેમને મળવાની આશાએ હું સાંજે સાત વાગે ત્યાંથી નીકળ્યો. પરંતુ બીજે દિવસે સાંજે ૫-૨૫ વાગે હું રાજસ્થાન પ્રધાનમંડળની કચેરીમાં હતો ત્યારે બીરલાની મોટરો હાંકનારાઓમાંના એકે સમાચાર આપ્યા કે ગાંધીજી ઉપર કોઈએ ગોળીબાર કર્યો. હું તે માની શક્યો નહિ આ શાંતિના ફિરસ્તાને કોણ મારે ?

હું ટેલિફોન તરફ દોડ્યો. સમાચારને પુષ્ટિ મળી. વજ્રાઘાતનાં તંમર આવેલાં હોય એમ હું મારી ગાડીમાં ખડકાયો અને બીરલા ભવન તરફ ઝડપથી રવાના થયો. મારું મગજ બહેર મારી ગયેલું હતું. હું અંદર–તેમના ઓરડાની અંદર દોડી ગયો. તેઓ તેમના હંમેશના બિછાના ઉપર પોઢેલા હતા. તેમ નિશ્ચલ વદન પર મૃત્યુની સ્થિરતા હતી. મનુ અને આભા અને અન્ય બાળાઓ તેમના મસ્તક આગળ હતી. સરદાર બેઠેલા હતા ભાગે હો પરંતુ પોલાદી મક્કમતા છતાં મૂક રડતા પંડિતજી ઉપર ધૈર્ય આપતો હાથ ફેરવતા. મેં કર્નલ ભાર્ગવ જેઓ ત્યાં બાજુમાં ઊભા હતા તેમના તરફ જોયું. તેમણે મૂક જવાબ આપતાં માથું હલાવ્યું. નિર્દય પકડ લેતું મૃત્યુ ત્યાં ગાંધીજીની સાથે હતું. સખ્ત અને ક્રૂર મારું હૃદય હાથ ન રહ્યું ગાંધીજી ચાલી નીકળ્યા હતા. હું અનાથ બન્યો હતો.

બીજા એક ડૉક્ટર આવ્યા અને તેમણે ગાંધીજીની છાતી પર સ્ટેથોસ્કોપ મૂક્યું અને તેમણે ચાદર ખસેડી. મેં લોહી વહેતા ત્રણ જખમો જોયા. મારા દુઃખિત હૈયામાંથી ડૂસકાં નીકળવા લાગ્યા.

મનુએ ભગવદ્‌ગીતાના શ્લોકો ઉચ્ચારવા માંડ્યા. તેણીનો અવાજ શબ્દે શબ્દે તૂટતો હતો. મણિબેન, પ્યારેલાલ અને હું મળ્યા. જેવા અમે ગીતાજીના શ્લોકો બોલવા લાગ્યા કે એક દૃશ્ય મારી સામે ખડું થયું. શ્રીકૃષ્ણ એક છૂટેલા તીરથી વીંધાયા હતા, સોક્રેટિસ ઝેરથી મર્યા, પ્રભુ ખ્રિસ્ત ખીલે જડાયા, ગાંધીજી બંદુકની ગોળીથી મરાયા. આ ચારે મહાવિભૂતિઓ અકુદરતી મૃત્યુને ભેટ્યા. પરંતુ કદાચ તેમના વિશ્વવિખ્યાત જીવનના શિખરે પહોંચવાની એ પળ હશે. આમાંના સોક્રેટીસ અને પ્રભુ ખ્રિસ્તને તો આવેશમાં આવેલ સમાજે ગુન્હેગાર ગણીને માર્યા હતા. 'શ્રીકૃષ્ણ અજ્ઞાન પારધિને હાથે મરાયા, ગાંધીજી શાંતિના દુશ્મનને હાથે'

અને તેથી જનતાના—માનવીના ભાવિના દુશ્મનને હાથે મરાયા.

### ગાંધીજીએ શું શું આપ્યું ?

તેમણે હિંદને એક રાષ્ટ્ર બનાવ્યું. તેમણે તેને રાષ્ટ્રીય ભાષા આપી. તેમણે તેને માટે શાસન સંસ્થા બાંધી, તેમણે રાષ્ટ્રની આઝાદીની લડતનું નેતૃત્વ લીધું. તેમણે તેની સ્વતંત્રતાના 'જન્મસમયનું' અભૂતપૂર્વ ભોગવ્યું. તેઓ મૃત્યુ પામ્યા ત્યારે તેમણે તેની બીન—અવરોધી અંજલિ મેળવી. તેઓ મુવા ત્યારે તેઓ એક શહેનશાહને છાજે એવા માનમરતબો પામ્યા. તેમના શબ્દનું હિંદની મહાન સરકાર ઉપર વર્ચસ્વ હતું અને તેમણે એક ખરા લોકશાહી માનસ ધરાવનારની જેમ આ બધું પ્રાપ્ત કર્યું. દુશ્મનના માથાનો વાળ વાંકો કર્યો વિના વાણી અને લેખનથી આ સિદ્ધિ મેળવી.

પરંતુ તેમને રાજદ્વારી તારણહારોની હરોળમાં મોખરે મૂકે એવી આ રાજદ્વારી સિદ્ધિ જ્યારે આપણે તેમના નૈતિક વિજયો સાથે સરખાવીએ છીએ ત્યારે, કોઈ વિસાતમાં રહેતી નથી. તેમણે ગુલામોમાંથી મનુષ્યો સર્જ્યા. તેમણે હિંદની નારીઓને સ્વાતંત્ર્ય અપાવ્યું. તેમણે સમાજમાંથી અસ્પૃશ્યતા ટાળી, આપણા સમાજને જૂની ઘરેડમાંથી તેમણે બહાર કાઢ્યો તેમણે હિંદના માનસ ઉપર સત્તા જમાવી બેઠેલી 'અન્ય દુનિયા'ની ભ્રમણા ખંખેરી નાખી.

પરદેશી સત્તાના પ્રભાવે કેટલાં નરસો વર્ષો થયાં આપણા અંતરમાં ઊંડે ઊતરેલી 'લઘુતા'ની ભાવનાનો શાપ તેમણે આપણા ઉપરથી ઊઠાવી. તેમણે હિંદી પ્રજાજનોને તેમના સંસ્કૃતિના ગૌરવ અને તાકાતમાં વિશ્વાસ અપાવ્યો. આ બધું હિંદની પ્રજાએ ગુમાવ્યું હતું અને વધુમાં તેઓએ પોતાનો આત્મા ગુમાવ્યો હતો. તેમણે હિંદની સંસ્કૃતિ પાછી એકઠી કરી અને તેને જગત ઉપર વિજય મેળવવાને ફરીવાર પ્રેરત કરી. તેઓ એક નૂતન જીવનના પ્રણેતા હતા.

### નિર્માનમોહા જિતસંગદોષા

હજી યે વધારે તેમણે આર્ષ સંસ્કૃતિ જીવનમાં ઊતારવાનો અને વાસ્તવિક રીતે તે રજૂ કરવાનો પ્રયાસ કર્યો આસક્તિ, ભય અને ક્રોધથી પર થવા માટે તેમણે જીવનભર પ્રયાસ કર્યો હતો. નૈતિક કાનુન એ સજીવ બળ છે એના તેઓ પ્રતિક સમા હતા. તેઓ જ્ઞાતીય બંધનોથી વિમુક્ત હતા અને અમરત્વને પામ્યા. તેમણે દ્રવ્યની ઉપાસના કરી નથી. કોઈપણ મહાન કાર્ય માટે દ્રવ્ય આપોઆપ તેમની સમક્ષ આવતું લોકને એમણે તજ્યો હતો અને જીવનનો અર્થ સમજ્યા હતા ઈશ્વરમાં એકરામ થઈને તેઓ રહેતા અને ઈશ્વર તેમનામાં રહેતા.

પ્રભુના પયગંબર તરીકે તેઓ આવ્યા અને જીવ્યા. અને એ જ રીતે મૃત્યુ પામ્યા. એમનું જીવન—જીવનની પ્રત્યેક ક્ષણ, પ્રભુની પ્રાર્થનામય હતી. એમનું મૃત્યુ, ફરજનું પાલન થતાં, ઈશ્વરના સંકેતાનુસાર શીઘ્રવિહારરૂપ હતું. અને એમનું અવસાન એક ઝળહળતું અવસાન હતું કેમકે સારૂંયે રાષ્ટ્ર ગમગીન બન્યું હતું. જગત શોકમાં ગરકાવ બન્યું હતું અને બાકિ એમને અંજલિઓના અર્ધ્ય આપવા ઊભું હતું.

સમ્રાટ, પયગંબર અને યોગી! અંગત રીતે મારે માટે પિતા અને માર્ગદર્શક! અને, બીજા હજારો અનુભવી-રહ્યા છે તેમ, જીવન તમારાવિણ શૂન્ય ભાસે છે.

—કનૈયાલાલ માણેકલાલ મુનશી

### સત્યનો પયગંબર

"હિંદની આઝાદીની લડતનો ઇતિહાસ મહાત્માજીનું જીવનચરિત્ર બની રહે છે. મારૂં પોતાનું જીવન પણ મહાત્માજી સાથે જ સદા સંકળાયેલું રહ્યું એ. ગાંધીજીનું હિંદમાં આગમન ન થયું હોત તો જુવાનોએ કેવું સ્વરૂપ ધર્યું હોત એ કહેવું મુશ્કેલ બને છે. કદાચ આજે પણ હિંદની આઝાદી આવી ન હોત. પગલે પગલે આ સત્ના પયગંબર લોકોને સ્વાધીનતાના પથે દોર્યા અને આ કૃત્ય પૂર્ણ થઈ કે તરત જ આપણામાંના એકના હાથે એમની કરુણ હત્યા થઈ. મહાત્માજી જેવા પુરુષનું ખૂન થાય એ વસ્તુ શક્ય બની તો દેશના ભાવિમાં બીજાં આવાં કલંકિત કૃત્યો કેટલાં થવાનાં હશે એ કોણ કહી શકે?"

"જેઓ હિંદુ ધર્મ રક્ષવા માહે છે તેઓએ પ્રથમ હિંદુ ધર્મનું રહસ્ય સમજવું જોઈએ છે. મહાત્માજીએ ઉપદેશેલ ધર્મ જ સાચો હિંદુ ધર્મ છે. હિંદુ ધર્મના કહેવાતા ખેરખાંઓ હિંદુ ધર્મના બાહ્ય ખોખાને પોતાની આવી પ્રવૃત્તિથી બચાવી શકશે, પરંતુ તેઓ તેના આત્માનો તો જરૂર હ્રાસ જ કરશે."

—સરદાર વલ્લભભાઈ પટેલ.

# હિંદુસ્તાનની આઝાદીના સ્તંભ : કોમી ઐક્ય



મહાત્માજીએ દિલ્હીમાં કરેલા ઉપવાસ પૂરા થયા, તે પછી એક નવયુવકે તેમને લખેલા પત્રના જવાબમાં મહાત્માજીએ જે માર્ગદર્શન કરાવ્યું છે, તે જનતાને તેમજ સ્વરાજની સરકાર માટે મનનીય છે. અવસાનના થોડા જ દિવસ પહેલાં તેમણે આ લેખ લખ્યો હતો.

એક નવયુવક લખે છે:

"સવારે ખબર પડી કે આપના ઉપવાસ શરૂ થયા છે. ઉપવાસ દરમ્યાન આપને તકલીફ આપવાની મરજી ન થાય પણ આજે તો લખ્યા વિના નથી રહેવાતું.

"(૧) આપના ઉપવાસના પાંચમા દિવસમાં હિંદુ મુસ્લિમ વચ્ચે હૃદયની એકતા આવી જાય એ અસંભવિત છે. હા, એવી જાતની એકતા થઈ છે એ દેખાડનાં સરઘસ–સભાઓનાં પ્રદર્શનો ઘણાં થશે. એ થાય એ બરાબર પણ છે. પણ હૃદયની એકતાની સાબિતી તરીકે નહીં. એટલે આપના ઉપવાસ છૂટે તો આપે એ સમજવામાં ન રહેવું કે હૃદયની એકતા આવી છે. કલકત્તાની શાન્તિને હું હૃદયની એકતા નથી સમજતો. પણ આપના ઉપવાસથી એટલું શક્ય થાય કે હિન્દુઓ પોતાના ગુસ્સાને જરા કાબૂમાં રાખી નિર્દોષ મુસલમાનોની કતલ ન કરે. હું માનું છું કે આપના ઉપવાસ છૂટવા માટે આટલું બસ હશે.

"(૨) આપની તપશ્ચર્યાથી આપે લોકોના હૃદયમાં અનેરું સ્થાન મેળવ્યું છે. બીજી બાજુ લોકોમાં શરીર મરે તો એની શી ચિંતા, આત્મા અમર છે એવું જ્ઞાન પ્રગટ નથી થયું. તેથી, આપના શરીરને ક્ષીણ થતું જોવાને લોકો તૈયાર નથી. પરિણામે એ શરીરને બચાવવા પોતાનો ગુસ્સો ને તિરસ્કાર લોકો દાબી દેશે. દબાવેલો ક્રોધ પ્રસંગ મળતાં ભભૂકી ઊઠવાનો જ. મને લાગે છે આવા વિચારને અંતે આપે દેશ સામે હિંદના

ભાગલા પાડવા કરતાં સિવિલ વૉર પસંદ કરવાની સૂચના મૂકી હશે.

"(૩) જો લોકોના દિલોમાંથી દ્વેષ અને ક્રોધ કાઢવા હોય તો લોકોને પોતાનું જીવન રચનાત્મક કાર્યક્રમ ઉપર જ રચવાનું સરકારે શીખવવું જોઈએ. પણ આજે તો હું છાપાઓમાં જોઉં છું કે થોડા વખતમાં જ ૬૦૦ ટ્રેક્ટરો ને ૬૦૦૦ કે વધુ ટન એમોનિયમ સલ્ફેટનું ખાતર પરદેશથી દેશમાં ઊતરવાનું છે. દેશના રક્ષણ ખાતર દેશને ઇન્ડસ્ટ્રિયલાઇઝ કરવાની વાતો ભલે થાય પણ જીવનની બે મુખ્ય જરૂરિયાતો—ખોરાક ને કપડાં—ને શા માટે કેન્દ્રીય ઉત્પાદનનો સિદ્ધાંત લગાડાય છે એ નથી સમજાતું. જ્યાં અમેરિકામાં કુદરતી ખાતર તરફ લોકો જઈ રહ્યા છે ત્યાં આપણે કેમિકલ ખાતરની શરૂઆત કરીએ છીએ.

"(૪) હિન્દના મુસ્લિમો આપને જેટલા નિર્દોષ દેખાય છે તેટલા નથી. આ મારા અનુભવથી કહું છું કે દિલ્હીના મુસલમાનો આપને પોતાની કરુણાજનક [illegible] બતાવે તેથી આપે એમ ન સમજવું કે બધા હિંદના મુસલમાનો કે મોટો ભાગ પણ નિર્દોષ ને દયામણી સ્થિતિમાં જીવે છે. એથી ઊલટું, ઘણો મોટો ભાગ એવી આશા રાખીને બેઠો છે કે ક્યારે પાકિસ્તાન ચડાઈ લાવે ને આપણે આપણો ભાગ ભજવીએ. આવા માણસોમાં હું અનેક ગામડિયાના અજ્ઞાન માણસોની કલ્પના નથી કરતો. તો પણ એ લોકો સુદ્ધાં ભગતણની ગરજ જરૂર સારશે. એટલે હું તો માનું જ છું કે પાકિસ્તાન જો આજે પોતાની મર્યાદા નથી સમજતું તો એનું કારણ એ છે કે એને પૂરો વિશ્વાસ છે કે હિન્દના મુસ્લિમો એમના જ છે; અને આપની હસ્તીનો પૂરો લાભ ઉઠાવશે. અને એની પાછળ પણ સ્વાર્થી રાષ્ટ્રોની મદદ છે જ એમ હું માનું છું.

"(૫) આ બધા વિચારોને અંતે હું માનું છું કે આપના ઉપવાસ હિંદુઓ પાસે જરા સંયમ રાખવાની જ અપેક્ષા રાખે છે.

"(૬) હું માનું છું કે હિંદુમુસલમાનનો ઝઘડો બે રીતે જ શાંત થઈ શકે. એક તો હિંદુઓ અને મુસલમાનો જો શુદ્ધ હૃદયના થાય તો—આ આશા તો ક્યારનીયે નિષ્ફળ ગઈ સમજવી જોઈએ. આપે જ કહ્યું છે કે 'આજ સુધીની કોંગ્રેસની લડાઈ નબળાની અહિંસા હતી.' એટલે જ્યારે સત્તા આવી છે ત્યારે બેવડા જોરથી હિંસાને રસ્તે જ એ સંસ્થા જવાની. આજકાલની કોંગ્રેસી સરકારોનાં લક્ષણો જોતાં આ પુરવાર થઈ શકે એમ છે. બીજો રસ્તો એ જ કે હિંદ સરકારે દૃઢતાથી કામ લેવું. મને લાગે છે કે હજુ નથી લેતી. અને જેટલે અંશે આપની અસરને એમની ઢીલાશ આભારી છે તેટલે અંશે દેશને નુકસાન છે."

ઉપરનો કાગળ વિચારવા જેવો હોવાથી છાપ્યો છે. ક્ષણમાં હૃદયપલટા થવાના દાખલા મળ્યા છે. એવા પલટા ટકી નથી શકતા એમ કહેવું વધારે બંધબેસતું છે. ઉપવાસ ગયો. ટકાઉ પરિણામ શું આવે છે એ જોવું રહ્યું. આટલું કહીને હું ઉપરના લખાણની કિંમત ઓછી કરવા નથી માગતો. હિંદુ, શીખ, મુસલમાન, બધાને એમાંથી ધડો લેવો રહ્યો. કોમી ઐક્ય નવી વાત નથી. એનો પ્રયાસ હંમેશાં થતો રહ્યો છે. હિંદુસ્તાનની આઝાદીનો એ મોટો સ્તંભ છે. એ ન હોય તો આઝાદી ટકે નહીં. આ સ્વયંસિદ્ધ વચન માનવું જોઈએ. વચ્ચેનો કાળ વીત્યો (જો વીતી ગયો હોય તો) તે આપણી મૂર્છાનો ગણાય. તેથી દિલ્હીમાં થયેલો સંપ ટકવાની અને ચેપી નીવડવાની આશા રાખી શકાય.

ઐક્ય ટકવાનો આધાર રચનાત્મક કાર્ય ઉપર રહે છે એ વચન ગોખવા લાયક છે. એ કેમ બને એ શોધવું રહ્યું. દરેક સેવક જે આ વાત માને છે તેણે પોતાના જીવનમાં તે ઊતારવી ને પોતાના પડોશીને સમજાવવી રહી. તેનું શાસ્ત્ર સમજવાથી તે રસિક બનાવી શકાય. જડવત્ નકલ કરવાથી તે આગળ ન વધે એમ આપણે રોજ અનુભવીએ છીએ.

ટ્રેક્ટરો ને રસાયણી ખાતર ઘાતક છે એ વિષે મને કશી શંકા નથી.

હિંદના મુસલમાનો બધા નિર્દોષ છે એમ હું નથી માનતો. પાકિસ્તાન થતાં અહીં તેઓ અણધારી કફોડી સ્થિતિમાં મુકાયા છે એમ હું માનું છું. બહુમતિએ તેમના પ્રતિ શુદ્ધ ન્યાય તોળવો જોઈએ. બહુમતિ પોતાના કેફમાં માને કે અલ્પમતિને કચરી શકાય ને

કેવળ હિંદુ રાજ થાય; તો તેમાં હું ઇસ્લામનો ને હિંદુ ધર્મનો નાશ જોઉં. આ અવસર એવો છે, જ્યારે શુભ અને સતત પ્રયત્નથી બન્નેના હૃદયમાંથી ભેદ ને અજ્ઞાન દૂર થઈ શકે.

પાંચમી કલમનું ગુજરાતી જો બરોબર ઉતાર્યું હોય તો કંઈક અસ્પષ્ટ લાગે છે. ગમે તેમ હોય, મારો ઉપવાસ બધાની શુદ્ધિનો હોઈ બધાની પાસેથી—હિંદુની તેમ જ શીખની, મુસ્લિમની અને બીજાઓની પાસેથી શુદ્ધિની અપેક્ષા રાખતો હતો ને રાખે છે.

છઠ્ઠી કલમમાં કેવળ બુદ્ધિવાદ છે. તેમાં હૃદયને સ્થાન નથી દેવાયું. જે સ્વતંત્રતાની લડાઈ દરમ્યાન ન થયું તે હવે ન જ થાય એમ કોઈ નિશ્ચયપૂર્વક ન કહી શકે. અહિંસાનું માહાત્મ્ય બતાવવાનો આજે ખરો અવસર છે. બધાને હથિયારબંધ કરવાના વમળમાં પ્રજા પડી ગઈ છે એ બૂરું. એ વમળમાંથી થોડા પણ બચી જાય તો તે વીરની અહિંસાથી બચ્યા ગણાશે ને તે હિંદના સાચા સેવક ગણાશે. આવું બુદ્ધિથી સિદ્ધ ન કરાય. અનુભવ ન લેવાય ત્યાં લગી શ્રદ્ધાનો જ આશ્રય લેવો રહેશે. તે ન હોય તો અનુભવ ક્યાંથી !

સ્વરાજની સરકારે દૃઢતાથી ને હિંમતથી કામ લેવું. એ સિવાય બીજો રસ્તો નથી. જે સરકાર નબળી છે, કોઈથી પણ દોરાઈને વગર સમજ્યે કામ કરતી હોય તે સરકાર ચલાવવાને લાયક જ નથી. તેણે બધાને છોડીને માર્ગ આપવો જોઈએ. મારી અસર નીચે પંડિત નેહરુ અથવા સરદાર ઢીલા પડે એમ કહેવામાં ને માનવામાં તેમને વિષે અજ્ઞાન છે. મારા સ્પર્શની એ અસર હોય તો મને શરમ થાય, દેશને નુકસાન થાય.

(હરિજનબંધુ) —ગાંધીજી

❦

### ભજન

હિંદ તણું કલ્યાણ કરોને, પ્રભુ હિંદ તણું કલ્યાણ;
હિંદ અમારી જન્મભૂમિ છે, તેની થવા ન દો હાણ. કરોને૦

રામ સ્વરૂપે રાવણ રોળી, મુક્તિનું દીધું દાન;
ગોપાલક બની ગાયો તેં ચારી, ગીતામાં સમજાવ્યું જ્ઞાન કરોને૦

કૃષ્ણસ્વરૂપે કંસને મારી, બંસી બજાવી શ્યામ;
તત્ત્વચિંતાનો માર્ગ વરેણ્યમ, ગાઈ બતાવ્યું જ્ઞાન કરોને૦

તે તારો આ ભારત વર્ષ તો, આજે બન્યો નિષ્પ્રાણ;
હજારો હિંદીઓ ભૂખે મરતા, પરતંત્રતાની એ લહાણ કરોને૦

'સીતારામ' પ્રભુ સાચા, ફેરી જન્મો હિન્દુસ્તાન;
ભારત વર્ષમાં જન્મી ફરીને, ટાળો દુઃખ તમામ કરોને૦



—કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા.

# મહાત્મા ગાંધીજી : એક આદર્શ વિભૂતિ

( લેખકઃ—શ્રી. વિષ્ણુદેવ સકળેશ્વર પંડિત M. A. )

યુગેયુગે એકએક વિભૂતિ પોતાનો સંદેશ પાઠવી જાય છે અને એ અનંત કાલમાં વિલીન થાય છે. ઇતિહાસને પાને એ અજર અમર બને છે. ઇતિહાસના અભ્યાસીઓને એની સ્મૃતિ તાજી થાય છે. ઇતિહાસના શિક્ષકો એક વિભૂતિને ઓળખાવવા બીજી પરિચિત વિભૂતિને આગળ લાવે છે અને એ રીતે યુગયુગની વિભૂતિઓ મહાયુગની સાંકળમાં એક દોરની જેમ ગોઠવાય છે

વૈદિક યુગની એ વિભૂતિ વેદના સાહિત્યમાં અમર બની છે. એ વિભૂતિનું નામ લોકનાયક અત્રિ. એ વિભૂતિ અનંતમાં વિલીન થઇ છે; પણ એની સ્મૃતિ તો આજેય તાજી રહી છે. એ લોકનાયકે લોકોનાં અજ્ઞાન ફેડી જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યો, ગુલામીની બેડીઓ તોડી સ્વરાજની ભેટ આપી અને પર–શાસનનાં દુઃખોમાં જાતે તપી લોકોને સ્વશાસનનું શિક્ષણ આપ્યું.

પુરાણ યુગની વિભૂતિ તે દધીચિ. તેઓ મુનિ હતા. એમણે કાયા હોમી, દેવોની રક્ષા કરી, મહારાજ ઇંદ્રે એમનાં હાડકાંનું વજ્ર બનાવ્યું અને એથી દેવોની રક્ષા થઇ. એ વજ્રથી વૃત્રાસુરનો વધ કર્યો અને દેવોને સ્વરાજ્ય મળ્યું; ત્યારથી દધીચિ મુનિ મહાદેવ બન્યા. એ મહાદેવનાં દેવાલયો બંધાયાં અને ત્યાં તે અમર બન્યા.

ભાગવત યુગની મહાન વિભૂતિ તે ભગવાન કૃષ્ણ. પરંપરાથી આવતી અંધ રૂઢિઓને તોડી, એ ગોપાલ બન્યા અને સૌ ગોપાલોને એમણે ખેતી શીખવાડી, ગર્વ અને અભિમાને અંધ બનેલા રાજાઓનો નાશ કરી, એ છત્ર વિનાના સમ્રાટ બન્યા. શસ્ત્ર નહિ લેવાની પ્રતિજ્ઞા લઇ એમણે અર્જુનને શસ્ત્ર ચલાવતાં શીખવાડ્યું, વેદવાદને પાછો હટાવી એમણે ગીતાવાદનો ઉપદેશ પાઠવ્યો. એમણે મહાક્રાંતિ આણી. અને એ મહાયુગના આદ્ય પ્રવર્તક બન્યા.

જગત પર નવરચના કરનારો એ બુદ્ધયુગ આવ્યો. એ યુગની ભવ્ય વિભૂતિ તે ભગવાન બુદ્ધ. એમણે જીવી જાણ્યું અને મરી પણ જાણ્યું. એમણે અહિંસાના આદર્શની સ્થાપના કરી. એમણે પશુપંખીમાં પણ વસતા પ્રેમને પ્રગટ કર્યો, એમણે લોક–લોક અને સેના–સેના વચ્ચે રહેતા રાગ અને દ્વેષની જવાળાઓ શમાવી અહિંસાના તંતુઓ વણીને એમણે દુનિયાની પ્રજાને એકતાર કરી. એ વિભૂતિ અનંતકાળના મહાપ્રવાહમાં મહાપ્રકાશ ફેંકી ચાલી ગઇ પરંતુ એનો ધર્મ અને એની શરણાગતિ આજે ય તાજી છે. દુનિયાની મહાપ્રજા બુદ્ધ ધર્મની શીતળ છાયામાં આજેય મહાલે છે.

પરિચયના એ મહાયુગને સ્થાપનારી વિભૂતિથી આજે કોઈ અજાણ નથી. જગતનો એ પાલનહાર પિતા ઇશુ દયાની મૂર્તિ હતો. હિંસા અને વેરઝેરમાં સર્વનાશ પામતી પ્રજાઓને એમણે જીવનસંદેશ પાઠવ્યો. એના રૂએ રૂએ દયાનાં ઝરણાં પ્રગટ્યાં. એના વાક્યે વાક્યે પ્રેમનાં અમી-બિંદુઓ ટપક્યાં. જગતની મહાપ્રજાઓએ એના સંદેશને ઝીલ્યો. એના નામની સાથે એક મહાન ધર્મની સ્થાપના થઇ. એ પુણ્યવિભૂતિ કાલના મહાપ્રવાહમાં વિલીન બની પરંતુ એના ધર્મની મહાશાખાઓ આજે ય ફેલાએલી છે.

ભારતની સંસ્કૃતિને એક અને અખંડ બનાવનાર એ મધ્ય યુગની વિભૂતિ તે શ્રી શંકરાચાર્ય. ભારતમાં રાજ્યોના અનેક ટુકડાઓ વહેંચાએલા ભલેને હોય; પરંતુ ધર્મ અને સંસ્કૃતિના દર્શને એ ભારત એક અને અવિભાજ્ય છે, એનું એ વિભૂતિએ દર્શન કરાવ્યું. અજ્ઞાનમાં ઊંઘતી પ્રજાને એમણે ભારતની પૂર્વે જગન્નાથપુરીમાં, પશ્ચિમે દ્વારકાપુરીમાં, ઉત્તરે હિમાલયમાં અને દક્ષિણે કાશીમાં એમ ચાર કેન્દ્રોની સ્થાપના કરી, ભારતને અદ્વૈત ધર્મમાં વણી લીધો. આજે ય એની પરંપરાઓ ચાલુ છે; એ વિભૂતિ તો ચાલી ગઇ!

એ મહાકાલના પ્રવાહમાં વહી જતી યુગયુગની વિભૂતિઓ પ્રગટી અને વિલીન થઇ. એ મહાકાલ રૂપી મહાસાગરે એવી તો કેટલીય લીલાઓ ફેલાવી; એમાં કેટલીય વિભૂતિઓ પ્રગટ થઇ ગઇ. આનવીની આછી સ્મૃતિ પર થોડી જ વિભૂતિઓ વસી છે અને બાકીની સ્મૃતિઓ ભુંસાઇ ગઇ છે.

આજના મહાયુગમાં એક અનેરી વિભૂતિ પ્રગટી છે. આ યુગની એક પારથી પેલે પાર સુધી એણે પોતાની મહાજ્યોત પ્રગટવી છે. અજ્ઞાન, અંધકાર અને ગુલામીના પડદા ચીરી નાખી એણે મહાપ્રકાશને ફેલાવ્યો છે. એણે જગતની મહાન પ્રજાઓને કર્તવ્યનો

બોધ પાઠ્ની સહકારની ભાવના સેવવાનું સૂચવ્યું છે. એ મહાન વિભૂતિ આપણા સ્મૃતિ પટ પરથી ભુંસાય તેમ નથી. એ વિભૂતિ પ્રત્યક્ષ છે. એની સ્મૃતિ સદાકાળ તાજી રહેવાની છે. એની પ્રેમળ જ્યોત અજર અમર બની આપણા સ્વર્ગગામી પથ પર આઝાદીના રાહ પર કાયમનો પ્રકાશ ફેંકી રહી છે.

એ આદર્શ વિભૂતિ મહાત્મા ગાંધીજીને લોકો અનેક રીતે પીછાણે છે. ભારતવાસીઓ એના 'મોહન' નામપર વારી જઇ એને ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિ જાણે છે. કવિઓ અને તત્વચિંતકો અને હૃદયથી પીછાણે છે. ધર્મના પ્રવર્તકો અને પ્રેમપંથના યાત્રાળુઓ એને 'ઇસુ' જાણે છે. આશ્રમવાસીઓએ એને દધીચિ ગણો છે. વૈદયુગના સંશોધકો એને લોકનાયક અત્રી જાણ્યા છે. હજી આ યુગમાંજ પ્રકાશોને આપણી નજરેથી દૂર હોય અને ટાગોર સરખી વિભૂતીઓ સાથે એની સરખામણી થાય છે. પણ એવી કોઇ વિભૂતિ પ્રગટી નથી જેની સાથે આપણા રાષ્ટ્રપિતા ગાંધીજીની સરખામણી ન થઇ શકે. મહાત્મા ગાંધીજી આ યુગના શ્રીકૃષ્ણ હતા. એમણે સમાજનાં સર્વક્ષેત્રોમાં ક્રાંતિ આણી. એમણે મહાયુદ્ધમાં શસ્ત્રસંન્યાસ લીધો અને ધર્મના પક્ષને વિજય અપાવ્યો. એ યુગના શ્રીકૃષ્ણ કરતાં આ યુગના ગાંધીજી વિશેષ હતા. વિજ્ઞાનના આ યુગમાં જગતભરની પ્રજા મહાત્મા ગાંધીજીના આદર્શોને ઝીલી શકી. જગતભરમાં શ્રીકૃષ્ણની ગીતા સમજાવવી હશે, તો તે ગાંધીજીને રાહે સમજાવી શકાશે.

મહાત્મા ગાંધીજી આ યુગના બુદ્ધ હતા; એમણે અહીંસા ધર્મનો ઉપદેશ આપ્યો. એમણે અખંડ તપ કરી પ્રજાઓનાં દુ:ખો નિવાર્યાં. જગતની પ્રજાઓએ એમની શરણાગતિ સ્વીકારી જગત એમના ધર્મનું અનુયાયી બન્યું. પરંતુ ગાંધીજી એ યુગના બુદ્ધ કરતાં વિશેષ હતા. એ બુદ્ધ સંન્યાસી હતા, ગાંધીજી રાજકીય નેતા હતા. એમણે જીવનનો રસ ચાખ્યો. એમણે બુદ્ધની અહિંસાને ફરીથી સમજાવી. એમણે બુદ્ધનું જીવન જીવી જાણ્યું અને જગતને સમજાવ્યું.

મહાત્મા ગાંધીજી આ યુગના ઇસુ હતા. એઓ દયા અને પ્રેમના સાચા અવતાર હતા, એમણે જગતની ભૂલેલી પ્રજાઓને પ્રેમનો બોધપાઠ આપ્યો. પીડિત પ્રજાઓનાં પાપો ધોયાં અને એમનો ઉદ્ધાર કર્યો. એ સર્વના તારણહાર બન્યા. એ યુગના ઇસુ કરતાં મહાત્મા ગાંધીજી વિશેષ હતા. ઇસુએ જાતે મરીને પોતાના આદર્શની સ્થાપના કરી, આ વિભૂતિએ જીવતાંજ પોતાના આદર્શો સ્થાપ્યા. એ યુગ ઇસુને ઓળખી શક્યો નહી. આ યુગના ગાંધીજીને તો બધા જ ઓળખી શક્યા, એ ઇસુનો પ્રેમસંદેશ આજે પાળવો હોય તો તે ગાંધીજીના જીવનદ્વારા પાળવી શકાય.

મહાત્મા ગાંધીજી આ યુગના શંકરાચાર્ય હતા. એઓ જગતના ગુરુ હતા. અજ્ઞાનમાં અથડાતાં કૂટાતાં અનેક માનવીઓને એમણે હાથ પકડી પકડીને પ્રકાશના રાહ બતાવ્યા છે. શંકરાચાર્ય ભારતભૂમિના ગુરુ હતા, આ વિભૂતિએ જગતની મહાન પ્રજાઓના ગુરુ થવાનું માન લીધું છે. એણે જગતની મહાન પ્રજાઓને દોરી છે. એના શિષ્ય થવામાં ધુરંધરોને ય અભિમાન પ્રગટે છે.

અત્રિ, દધીચિ જેવી જુગજૂની વિભૂતિઓ આજે ભુલાઇ ગઈ છે. પરંતુ મહાત્મા ગાંધીજીએ એ આદર્શ દ્રષ્ટાંતને પોતાના જીવનમાં ઊતારી, એઓ અત્રિ અને દધીચિનું જીવન જીવી ગયા છે. એમનું ઓળખાણ થતાંની સાથે જ આપણે અત્રિ અને દધીચિને ઓળખી શકીએ છીએ.

જેમ શુદ્ધ સુવર્ણ, સ્વચ્છ સરોવર અને હિમધવલ હિમાલયને કોઇ ઉપમા આપવાની જરૂર પડતી નથી તેમ આ આદર્શ વિભૂતિ ગાંધીજીની સાથે બુદ્ધ, ઇસુ કે કોઇ બીજી વિભૂતિ સાથે સરખાવો કે ન સરખાવો છતાં એ વિભૂતિના સ્વચ્છ સદાચારને અને એની જીવનજ્યોતને સૌ કોઇ જાણી-પીછાણી શકે છે. એ આદર્શ વિભૂતિનો એ મહિમા છે.

મહાત્મા ગાંધીજીએ આ યુગને મહાન બનાવ્યો છે અને આ મહાયુગ એ ગાંધીજીને અજર અમર બનાવી એની સ્મૃતિને યુગ યુગ સુધી ટકે તેવી કાયમ કરશે.

# બાપુની આગાહીઓ

સંગ્રાહકઃ—શ્રી લલ્લુભાઈ મકોરભાઈ પટેલ

(૧)

"આજથી બત્રીસ વર્ષ ઉપર મહાત્માજી દક્ષિણ આફ્રીકાથી અમદાવાદ દેશસેવા માટે રહેવા આવેલા. અમદાવાદમાં આશ્રમની જમીન ખરીદાઈ હતી, તે વખતે મહાત્માજી અને તેમના ભાવી ભક્ત ડોક્ટર હરિપ્રસાદ દેસાઈ એક મોટરમાં સાથે જતા હતા. બંને સાથે ચાલતાં એલીસબ્રીજ પરથી સ્મશાન આગળ દૂરથી આશ્રમ બાંધવાની જગ્યા મહાત્માજીએ બતાવી. ડૉ. હરિપ્રસાદે કહ્યું; 'એ તો દધીચિ ઋષિ વાળી જ જમીન.' મહાત્માજી કહે "ક્યા દધીચિ! દેવાસુરસંગ્રામમાં હાડકાં આપ્યાં હતાં એ? વખત આવશે ત્યારે આપણે પણ એક દિવસ એ વેષ ભજવી બતાવીશું'. આજે બત્રીસ વર્ષે પોતે એ વચન પાળી આપ્યું છે. અને દેશ માટે જે હાડકાં પોતે સમર્પણ કર્યાં (વેષ ભજવી બતાવ્યો) તેની રાખ અને હાડકાં આજે આશ્રમમાં આવી રહ્યાં છે."

(૨)

"આજથી ૧૮ વર્ષ ઉપર તા. ૧૨મી માર્ચ ૧૯૩૦ના રોજ મહાત્માજીએ પાદચાર દાંડીકૂચ કરેલી અને તે વખતે બોલેલા કે "હું કાગડા-કુતરાને મોતે મરીશ પણ સ્વાતંત્ર્ય લીધા વિના આશ્રમમાં પાછો નહિ ફરું." આ શબ્દોની સ્મૃતિ આજે હૃદયને ચીરી રહી છે. બાપુજી સદેહ તો પાછા ન આવ્યા, આજે માત્ર મુઠ્ઠી રાખ પાછી આવી. ૧૮ વર્ષથી રાહ જોતાં આશ્રમનાં વૃક્ષો (પાનખરને કારણે) જાણે પોતાનાં પર્ણો વરસાવીને અભિવાદન કરી રહ્યાં ના હોય!

(૩)

"સાબરમતી આશ્રમમાં ત્યારે શહીદ ભગતસીંગ મહાત્માજીને મળવા આવ્યા હતા. એમણે પોતાની અને પોતાના સાથીદારોની મનોવેદના બાપુ સમક્ષ રજુ કરી. એમણે પોતે અખત્યાર કરેલા માર્ગ વિષેની પોતાની પરમ શ્રદ્ધા પણ વ્યક્ત કરી.

બાપુએ કહ્યું "પણ તમે મને મારા માર્ગે જવાની તક આપશો!"

શહીદ ભગતસીંગ કબુલ થયા, એમણે બાપુને કહ્યું. "તમે જો તમારા માર્ગે દેશને મુક્ત કરી શકતા હો તો પણ સારું. અમારા સાથીદારો તૈયાર છે. આપ કહેશો એટલો સમય અમારી પ્રવૃત્તિ અમે બંધ રાખીશું."

શહીદ ભગતસીંગના આ વચનથી બાપુને આનંદ થયો. એમણે ભગતસીંગની પીઠ થાબડી અને કહ્યું "મારો અને તમારો માર્ગ જુદો છે, તમો હિંસાને માનો છો, હું તો આ અહિંસાને જીવનમાં પચાવવા માંગું છું. આમ છતાં તમારો ઉત્કૃષ્ટ દેશપ્રેમ અને દેશને ખાતર પ્રાણ આપવાની તમારી તત્પરતાની હું કદર કરું છું. તમે જે વચન મને આપ્યું છે એનાથી મને આનંદ થયો છે. પણ હું એક વાત કહું છું કે અહિંસાને રટતો હું કોઈ દિવસ હિંસાનો ભોગ બનીશ અને હિંસા દ્વારા જ મારું મૃત્યુ થશે."

વર્ષો પહેલાં મહાત્માજીએ ઉચ્ચારેલા શબ્દો સાચા પડ્યા છે. અહિંસાના ફીરસ્તાનું હિંદવાસીએ જ ખુન કર્યું છે."

(૪)

"તેમની હત્યા થઈ તે પહેલાં બે દિવસ અગાઉ મહાત્માજીએ હિંદ સરકારના આરોગ્ય ખાતાના પ્રધાન શ્રીમતી અમૃતકોરને જણાવ્યું હતું કે, "જો કોઈ માંદા માણસના રોગોબારનો હું ભોગ બનું તો એની મને પરવા નથી, પણ હું એમ ઇચ્છું છું કે હું જ્યારે મરણ પામું ત્યારે પણ ઇશ્વર મારી સાથે હોવો જોઈએ, પ્રભુનું નામ મારા હોઠ પર રમતું હોવું જોઈએ."

(૫)

"હવે મને સવાસો વર્ષ જીવવાની ઇચ્છા નથી!"

હત્યારાંના હાથે પ્રાણત્યાગ કર્યો એ જ દિવસે મહાત્માજીએ કોલંબીયા બ્રોડકાસ્ટીંગ સીસ્ટમના ખાસ પ્રતિનિધી મીસ માર્ગારેટ બુર્ક બ્હાઈટને મુલાકાત આપતાં ઉપરના શબ્દોમાં રાષ્ટ્રમાં બની રહેલા બનાવો પ્રત્યે પોતાની વેદના વ્યક્ત કરી હતી.

ન્યુ દિલ્હીથી બ્રોડકાસ્ટ કરતાં 'આ ખાસ પ્રતિ-

નિધીએ જણાવ્યું હતું કે હું મહાત્માજીનું ખુન થયું તે પહેલાં થોડીવાર અગાઉ જ મહાત્માજીને મળી હતી.

અને મેં મહાત્માજીને પહેલો પ્રશ્ન એવો પૂછ્યો હતો કે જે આ વખતે તો મૂર્ખતા ભર્યો જણાય એવો હતો. મેં પૂછ્યું:–"આપ હમેશાં કહો છો કે આપ સવાસો વર્ષ જીવવા માગો છો. પણ આપ એવી આશા શાના પર રાખો છો?"

મહાત્માજીએ જવાબ આપ્યો હતો એ ચોંકાવનારો હતો. તેમણે કહ્યું હતું–'હવે મેં ૧૨૫ વર્ષ જીવવાની આશા છોડી દીધી છે.

જ્યારે મેં પૂછ્યું 'કેમ?' ત્યારે મહાત્માજીએ કહ્યું હતું–'જગતમાં અત્યારે જે ભયંકર બનાવો બની રહ્યા છે ત્યારે અંધકારમાં હું જીવવા માગતો નથી.'

થોડીવાર થંભીને તેમણે કહ્યું જો મારી સેવાની જરૂર હોત, અને મારો કાબુ હોત તો હું સવાસો વર્ષ જીવવાનું પસંદ કરત.

જ્યારે બાપુના મુખમાંથી આ શબ્દો નીકળ્યા ત્યારે આપણને ભાગ્યે જ ખબર હશે કે તેઓ તેમની જીંદગીનો છેલ્લો દિવસ વ્યતીત કરી રહ્યા હતા.

(૬)

તા. ૩૦-૧-૪૮ની વહેલી સવારે સાડા ત્રણ વાગ્યાની પ્રાર્થના પછી મહાત્માજીએ પોતાના અંતેવાસી શ્રી બીશનને કહ્યું હતું "આજે મહત્ત્વના બધા જ પત્રો મને આપો, એ સર્વનો નીકાલ હું આજે જ કરી નાખીશ."

(૭)

તા. ૨૯-૧-૪૮ ની રાત્રે મહાત્માજીને પોતાના મૃત્યુની આગાહી થએલી જણાતી હતી. રાત્રે સુવા જતાં પહેલાં તેમણે પોતાની પૌત્રીઓને નીચેના અર્થની એક ગુજરાતી કવિતાની પંક્તિ ગાઈ સંભળાવી હતી.

"આખરે સહુ દીસે જે જગત આ,
તેમાં રહી ક્યાંસુધી આ રમત રમતની ચાર"

(૮)

" તા ૨૦-૧-૪૮ના રોજ બોમ્બના બનાવ પછી મહાત્માજીની વધુ રક્ષા માટે ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ મહાત્માજીને મળ્યા અને તેમને જણાવ્યું હતું કે ભય વધુ રહેલો છે, માટે પબ્લીકને વધુ તમામ સગવડો આપવી જોઈએ નહિ. તો જો કંઈ બનશે તો પોલીસને લાંછન લાગશે. પરંતુ મહાત્માજી સંમત થયા નહિ અને તેમણે જણાવ્યું કે " મારી જીંદગી પ્રભુના હાથમાં છે અને જો મારે મરવાનું જ હશે તો કોઈપણ જાતની ચોકીદારી મને બચાવી શકશે નહિ. પ્રાર્થનાસભામાં આવતા કોઈના પર અંકુશ મૂકાય કે મારા શ્રોતાજન અને મારી વચ્ચે કોઈ આવે તે હું ઇચ્છતો નથી."

(૯)

" જો કોઈ મારું ખુન કરી શકશે તો તે પ્રાર્થના-સભામાં જ કરી શકશે " આ મહાત્માજીના જ શબ્દો છે. પણ મેં આ શબ્દો ક્યાં વાંચ્યા કે સાંભળ્યા તે યાદ નથી. પણ વાંચ્યું છે તે સાચું. –સંપાદક

(૧૦)

બાપુજીએ દિવસે સવારે સાડાનવ વાગે પોતાનું સવારનું ખાણું લીધું હતું. આ સમયે એક મુલાકાતીએ તેમને પૂછ્યું હતું:–

"બાપુજી, તમે સેવાગ્રામ ક્યારે જવાના છો? બાપુજીએ જવાબમાં જણાવ્યું હતું કે "હું કાંઈ કહી શકું નહિ, બધું ઈશ્વરના હાથમાં છે, આજે સાંજની પ્રાર્થના પછી હું આખરી નિર્ણય કરી શકીશ."

૧૧

"શું થવાનું હતું તેની બાપુને જાણ હતી. ખરી! દિલ્હીથી હું હપીસ જવા નીકળવાની હતી તે પહેલાં ડિસેમ્બર માસની એક સાંજે મેં તેમને કહ્યું હતું–"બાપુજી! માર્ચ માસમાં શૌચાળા બંધાઈ રહેશે અને બધું કામ સુવ્યવસ્થિત થઈ જશે ત્યારે ઉદ્ઘાટનક્રિયા કરવાને માટે સમય કાઢી શકો એવો સંભવ છે ખરો?" બાપુજીએ જવાબ આપ્યો,–"મારા આવવાનો ખાસ રાખીશ નહિ"–અને પછી જાણે કંઈક પોતાની જાતને ઉદ્દેશીને બોલતા હોય તેમ તેમણે ઉમેર્યું-"મુદ્દતની ગણતરી કરવાથી શો લાભ?" એ શબ્દો એટલા અવસાદક હતા કે મેં તેની કોઈને વાત ન કરી અને ઇશ્વરની પ્રાર્થના સાથે તે મારા અંતરમાં સંઘરી

રાખ્યા ઉપવાસ થયો અને પાર પડ્યો અને પેલા શબ્દોનું રહસ્ય તેની સાથે જ લુપ્ત થયું એવી મેં આશા સેવી હતી. પણ એ શબ્દો આગાહીરૂપે હતા અને એ આગાહી સાચી પડી."

'મીરાં' —હરિજનબંધુ—તા. ૧૫-૨-૪૮

૧૨

"હસતે મોંએ હું ગોળીના વરસાદનો સામનો કરું એના કરતાં વધારે પ્રિય મને બીજું કશું નથી." તેમના મૃત્યુના થોડા જ દિવસ અગાઉ તેમણે આમ કહ્યું હતું અને ઇશ્વરે એ વરદાન તેમને આપ્યું હોય એમ લાગતું હતું."

—હરિજન બંધુ તા. ૧૫-૨-૪૮

"તા. ૩૦-૧-૪૮ને શુક્રવારે પોતાના અવસાનના અડધા કલાક પહેલાં બાપુજીએ ૧૪ ઔંસ બકરીનું દૂધ, ૧૪ ઔંસ શાકભાજીનો રસ, અને ત્રણ મોસંબી લીધી હતી. હરિજનસેવક હરિરામે વાનગી પીરસી હતી. શ્રીમતી આભા ગાંધીએ બાપુને એક પછી એક વાનગી આપી હતી."

—: બાપુજીનું છેલ્લું કાર્ય :—

"હિંદનો ખબરપત્રો મહાત્માજીપર થયેલા ગોળીબારના સમાચાર આપતા જણાવે છે કે સરદારની સાથે વાતચીત કર્યા બાદ મહાત્માજી પ્રાર્થનાસભામાં જવા નીકળ્યા.

પ્રાર્થના-મંડપ આગળ જવાનાં ચાર પગથીયાં ઉપર ચઢીને તેઓ ચાલ્યા કે તુરતજ એક યુવાન તેમની પાસે આવ્યો. બે વારથી એ છો અંતરે ઊભાં ઊભાં તેણે મહાત્માજી આગળ નમીને પ્રણામ કર્યા.

બાપુને એણે કહ્યું, "આજે આપ પ્રાર્થના માટે પાંચ મિનિટ મોડા પડ્યા છો."

મહાત્માજીએ હસીને જવાબ આપ્યો, "હા મને મોડું થયું છે!"

પરંતુ એ જ ક્ષણે રીવોલ્વરના અવાજ થયા અને બાપુજી ઢળી પડ્યા.

એ રીતે ઢળી પડતાં પહેલાં, જાણે પ્રાર્થના કરતા હોય એ રીતે બાપુએ બંને હાથ ઊંચા કર્યા. પ્રાર્થના માટે એકત્ર થએલી મેદની સામે એમણે એ રીતે હાથ જોડ્યા.

—: બાપુજીના છેલ્લા શબ્દો :—

"મહાત્માજીનાં પૌત્રી કુમારી મનુ ગાંધી કહે છે કે પ્રાર્થનાની બેઠકના પગથિયાં પર મહાત્માજીએ પગ મૂક્યો કે બાજુપર ઊભેલા લોકોના સમૂહમાંથી અચાનક એક હુમલાખોર આગળ ધસી આવ્યો. આવીને તે બાપુજીને ચરણસ્પર્શ કરવા નમ્યો. તેને ચરણરજ લેતાં મેં વારવાનો પ્રયત્ન કર્યો, બાપુજી હજુપણ ચાલી રહ્યા હતા. મેં એ માણસનો ડાબો હાથ પકડી રાખ્યો હતો. તેણે મને ધક્કો મારી બાજુપર ખસેડી દીધી અને પછી તે તુરત જ ગોળીઓ છોડવા લાગ્યો.

—ધન્ય જન્મ—ધન્ય મૃત્યુ—

પહેલી ગોળી મહાત્માજીના પેટમાં વાગી. મહાત્માજી "હે રામ... હે રામ..." બોલી ઊઠ્યા. ત્યારપછી ઉપરાઉપરી બે ગોળી મારવામાં આવી અને મહાત્માજી જમીન પર પીઠભર પડી ગયા. તેમનાં ચશ્મા ખસી ગયાં અને પગનાં ચંપલો દૂર ઊડી પડ્યાં."

"આ જન્મ કેવા શુભ ચોઘડીએ થયો! પૂ. બાપુ ઇચ્છતા હતા કે સેવાકાર્ય કરતાં કરતાં મરણ દેહ પડે અને તે વખતે મારા મોંમાંથી રામ-નામ જ નીકળે. આ બંને ઇચ્છાઓ ભગવાને તેમની પૂર્ણ કરી છે. મહાપુરુષને છાજે તેવું મૃત્યુ થયું. તેમણે જગતની સેવા છેલ્લી ક્ષણ સુધી કરી અને જગત પાસેથી એક ક્ષણનીયે સેવા ન લીધી. પ્રાર્થનાના વિચારમાં, પ્રાર્થનાના સ્થાનમાં, ભગવાનનું નામ લેતાં લેતાં, વિષાદ રહિત અને હસતાં મોંએ એક ક્ષણમાં દેહ તજી દે છે અને વિશ્વના એક એક માનવોમાં પહોંચી જાય છે અને વિશ્વમાં પ્રગટ થાય છે."

—'સંદેશ'માંથી—

તેઓ ઘણા વખત કહેતા હતા કે 'મારા જેવા હજારો ભલે નાશ પામો. પરંતુ સત્યનો જય થાઓ. મારા જેવાં ભૂલ કરનારા મર્ત્ય માણસને માટે પણ, સત્યને લેશપણ નીચું ઊતારવાનો પ્રયાસ ન થાઓ."

"અખંડ જલજો સત્યનો દીવડો!
ગાંધીડા મારો ગાંધીડો!"

## ભારતમૈયાના લાડીલા પુત્ર મહાત્મા ગાંધીને

# શ્રદ્ધાંજલિ

મહાન તારો



ખરી ગયો



મહાન તારો



ખરી ગયો

[ ૧ ]

ભારતમૈયાના લાડીલા પુત્ર હે !
તેત્રીસ કોટિ જનના તારણહાર જો;
માનવતાની મૂર્તિ સમા હે મહાત્મન્ !
સત્ય-અહિંસા વ્રતના ધારણકાર જો—ભારતમૈયાના૰

[ ૨ ]

આજે એકાએક સમાધિ કાં લીધી ?
સૂનો કરી નાખ્યો આખો સંસાર જો;
ભારતમૈયા ધ્રૂસકે રુવે છું પૂછે,
આખા જગમાં વર્ત્યો હાહાકાર જો—ભારતમૈયાના૰



[ ૩ ]

શોકાગ્નિ ફેલાયો સારા વિશ્વમાં,
પ્રચંડ જ્વાળાએ વર્તાવ્યો કેર જો;
ખાખ કરી નાખ્યાં માનવનાં કાળજાં,
ગમગીની ફેલાઈ ઠેરોઠેર જો—ભારતમૈયાના૦

[ ૪ ]

ભારતવર્ષનો ભાનુ આજે આથમ્યો,
રૂઠયું જાણે ભાવિ એમ મનાય જો.
કપરા સમયે વિદાય લીધી તેં વીર !
મધ-દરીએ અમ નૌકા ઝોલાં ખાય જો—ભારતમૈયાના૦

[ ૫ ]

જાણે ભારતના પર આભ તૂટી પડયું,
દીવડો બૂઝાયો છવાયો અંધકાર જો;
કરવું શું ? એ કાંઈ સૂઝે નહિ કોઈને,
જાણે માથે પડયો અણુતોળ્યો ભાર જો—ભારતમૈયાના૦

[ ૬ ]

હંસ વિના સરોવરીયાં જેમ સૂનાં પડયાં,
તેમ સૂનો તુજ ભારત વર્ષ જણાય જો;
ભારતમૈયા ઝૂરે—તુજ વિયોગથી,
ઝૂરે કોટિ માનવનો સમુદાય જો—ભારતમૈયાના૦

[ ૭ ]

દીનબંધુને દયા ન આવી દીનની,
હરી લીધો હૈયા કેરો હાર જો;
નાથવિહોણો કીધો આ નવયુગને,
કીધો નહીં કિરતારે કંઈ વિચાર જો—ભારતમૈયાના૦

[ ૮ ]

તારે તો જીવવું'તું સો વર્ષો ઉપર,
કરવા તારાં આત્મીયનો ઉદ્ધાર જો;
પણ તે કેમ ગમ્યું નહીં જગના નાથને ?
શું કંઈ ખોટ પડી એને દરબાર જો—ભારતમૈયાના૦

[ ૯ ]

"દૈવની આગળ ચાલે નહીં કાં દૈવનું,
મિથ્યા ફાંફાં મારે માનવ જાત જો."
આમ છતાં પણ મન વાળ્યાં વળતાં નથી,
ઊંડા હૈયે થયો અસહ્ય આઘાત જો—ભારતમૈયાના૦

[ ૧૦ ]

હત્યારાએ હત્યા કીધી દેહની,
પણ તુજ આત્માને હાનિ નહિ લેશ જો,
કાયા ગઈ પણ છાયા તારી અહીં રહી,
શબ્દ સ્વરૂપે દેશે તવ સંદેશ જો—ભારતમૈયાના૦

[ ૧૧ ]

મોટાનો મહેમાન થઈ બેઠો હવે,
જોજે અમને ભૂલી જાતો ભ્રાત જો;
કૃપા કરીને કોઈ દી પાછો આવજે,
હૈયે રાખી આ હૈયાની વાત જો—ભારતમૈયાના૦

[ ૧૨ ]

તારા ઉપકારો ભુલ્યા ભૂલાય નહીં,
તારી મીઠી વાણી નહીં ભૂલાય જો;
કાયમ ગુંજે મીઠા શબ્દો કર્ણમાં,
તારી સૌમ્ય મૂર્તિ દૂર નવ થાય જો—ભારતમૈયાના૦

[ ૧૩ ]

જો કે દેશોદ્ધારક તો બહુએ થયા,
પણ કોઇ નાવે તારી તોલે વાત જો;
તેં તો નવચેતન રેડ્યું નવયુગમાં,
ગૌરવવંતી કીધી ભારત માત જો—ભારતમૈયાના૦

[ ૧૪ ]

શોકાશ્રુના ખોબા ભરીને અર્પીએ,
સ્વીકારી લેજે સ્નેહે શાણા સંત જો;
શંકરની આ દર્દભરી છે અંજલિ,
શાશ્વત શાંતિ આપો તને ભગવંત જો—ભારતમૈયાના૦

શ્રી શંકરમહારાજ ઉનાવાવાળા



થઈ પડયો હતો. પણ વિષય પર એમણે સંયમ મેળવ્યો ન હતો એટલે રાત્રે પિતાની પગચંપી કરતાં પણ એમનું મન શયનગૃહમાં રમતું. આ વાસનાને કારણે પિતાની અંતિમ રાત એમની શરમની રાત બની. પિતાની અંતિમ પળે એમની સેવા ન કર્યાનો અને ઉદ્ધતાનું પાપ કર્યાનો એમને ઘણો પસ્તાવો થયો. હવે એમને ભાન થયું કે વિષય અને સેવા બે એક સાથે ન બને.

'૮૮

આ વર્ષે ગાંધીજી અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયા.

'૯૩

આફ્રીકા ગયા. નાતાલની વરીષ્ટ અદાલતમાં એડવોકેટ તરીકે દાખલ થવાની એમની અરજી લૉ સોસાયટી તરફથી નામંજુર રખાઇ હતી. પરંતુ પછીથી એ અરજી માન્ય રખાઈ હતી.

'૯૫

હીંદ ખાતે પાછાં ફર્યાં અને દક્ષિણ આફ્રીકામાં હીંદીઓ પ્રત્યે કેટલી બેહુદી વર્તણુંક રાખવામાં આવે છે એ વિષેનું સાહિત્ય પ્રગટ કર્યું. પાછા તેઓ સહકુટુંબ ડર્બન ગયા, બોઅરની લડાઈમાં એમણે માનવસેવાનું કામ બજાવ્યું.

૧૯૦૧–૨

એ હિંદમાં આવ્યા. કલકત્તામાં ભરાનાર મહાસભાની બેઠકમાં હાજરી આપવાનું એમને નિમંત્રણ મળ્યું. દક્ષિણ આફ્રિકાને લગતો ઠરાવ પસાર કરાવી પોતાનાં કાર્યો પર એમણે મહાસભાની મહોર મરાવી. આ સાથે જ પોતાની સેવા મહાસભાને આપવાની તત્પરતા બતાવી. ત્યારપછી એ ગોખલે સાથે એક માસ રહ્યા. એમના સ્વાવલંબન, સુઘડતા અને નિયમિતતાની ગોખલે પર એટલી ઊંડી અસર પડી, કે એ એમનાં વખાણ કરતાં થાકતા નહિ. ગાંધીજી પણ એમની દેશહિતની કે જ્ઞાનની વાતો સાંભળતા થાકતા નહિ. એક જ માસમાં ગોખલેની મહાનતા એમને ગંગા સમાન જણાઈ.

'૦૬

દક્ષિણ આફ્રીકાની લડત

'૦૮

આ વર્ષે એમણે જેલનાં પ્રથમ દર્શન કર્યાં. એમણે જોયું કે જેલમાં પળાવાતા કેટલાક નિયમો સંયમી કે બ્રહ્મચારીએ સ્વેચ્છાએ પાળવા જેવા છે. જેલમાંથી છૂટયા પછી એ નિયમોને એ વળગી રહ્યા, એટલું જ નહી, પણ આરોગ્યની દૃષ્ટિએ બીજા કેટલાક નિયમો સ્વેચ્છાએ પાળવા માંડયા. એમણે ચા છોડી, સાંજે વહેલા જમવાની ટેવ પાડી; અને એક વર્ષ માટે કઠોળ અને મીઠું પણ છોડયાં.

'૧૪

જનરલ સ્મટ્સ સાથે કરાર કર્યા.

'૧૫

નાદુરસ્ત તબીયતને કારણે હિંદ પાછા ફર્યા.

'૧૭

આ વર્ષે એમણે ઇતિહાસ–સુપ્રસિદ્ધ ચંપારણનો સત્યાગ્રહ આદર્યો. શરૂઆતમાં સરકારે એમાં કનડગત કરી, પણ પાછળથી એને ટેકો પણ આપ્યું અને એમની સલાહ અનુસાર તિનકઠિયાનો કાયદો નાબુદ કર્યો. બીજી અગત્યની પ્રવૃત્તિ તે અમદાવાદની સુપ્રસિદ્ધ મજુર–હડતાળ. મજુરોને તેમના કર્તવ્યનું ભાન કરાવવા હડતાળ દરમ્યાન એમણે ઉપવાસ પણ કર્યા. આખરે સ્વ૦ આનંદશંકર ધ્રુવ વચ્ચે પડયા અને હડતાળનો સુખદ અંત આવ્યો.

'૧૮

અમદાવાદની મજુર હડતાળ પૂરી થઈ કે તરત જ ખેડાના સત્યાગ્રહનું સંચાલન કરવું પડયું. ખેડા જિલ્લામાં દુષ્કાળ જેવી પરિસ્થિતિ ઊભી થવાને કારણે ત્યાંના પટેલો મહેસુલ માફ કરાવવા મથતા હતા. ચાર આનાથી ઓછો પાક ઊતરે તો મહેસુલ માફ કરવાનો કાયદો તો હતો જ. પણ સરકારી અમલદારોની આંકણી વધારે હતી એટલે ન્યાયી માગણીના સ્વીકાર માટે સત્યાગ્રહનાં મંડાણ મંડાયાં. આખરે મહેસુલ માફ થયું અને સત્યાગ્રહનો સુખદ અંત આવ્યો.

'૧૯

વિશ્વયુદ્ધમાં સરકારને મદદ કરનાર હિંદને રૉલેટ બીલની બક્ષિસ મળી. આ બીલ સામે પ્રજાનો વિરોધ-વંટોળ ફાટી નીકળ્યો. વિરોધ પ્રદર્શિત કરવા ભેગી મળેલી માનવમેદની પર દમનનો કોરડો વિંઝાયો અને જનરલ ડાયરે જલિયાનવાલા બાગમાં કારમી કતલ કરી. મહાત્માના હૃદયમાં આર્તનાદ જાગ્યો અને સત્યાગ્રહની મર્યાદા ભૂલીને લાગણીના પ્રવાહમાં ખેંચાઇને

લોકો હિંસક બન્યા એટલે ખિન્ન બની એમણે આ જંગ બંધ કર્યો.

'૨૦–૨૧

હિંદુ-મુસ્લીમ વચ્ચેનું અંતર ઘટાડવાના વિચારે ખિલાફતનો પ્રશ્ન હાથમાં લીધો. ખિલાફતનો ઊંડો અભ્યાસ કરી અલીભાઈઓને છોડાવવાને સરકાર સાથે પત્ર-વ્યવહાર કર્યો પણ ખિલાફતના અન્યાયમાં સરકાર પાસેથી દાદ ન મળતાં એમણે હિંદુ-મુસ્લીમને સાથે લઈને અસહકારની ચળવળ ઉપાડી. વિદેશી કાપડનો બહિષ્કાર અને તેની હોળી, દારૂ-તાડીના પીઠા પર પીકેટીંગ, શાહજાદાની મુલાકાતનો બહિષ્કાર વિગેરે આ ચળવળનાં અંગ બન્યાં. આ ચળવળ ગામડે પણ પહોંચી ને એને અંતે મહાસભા જનતાની બની.

'યંગ ઇન્ડીયા'માં આવતાં લખાણો માટે એમની ધરપકડ થઈ અને એમને છ વર્ષની સજા ફરમાવવામાં આવી.

'૨૨–'૨૪

મંઝુરની નાકરની હડતે અસહકારની ચળવળનું જ્વલંત પ્રતીક પૂરું પાડ્યું. રાજદ્રોહના ગુનાસર એમની ધરપકડ થઇ. સમાધાન સુધીમાં તો પુરા પાંચ રકા જેટલે કર પણ નહોતો ભરાયો. બારડોલીનો સામુદાયિક સત્યાગ્રહ. ચારીચૌરામાં હિંસા ફાટી નીકળતાં એમણે મોકુફ રાખ્યો. રાજદ્રોહના ગુનાસર છ વર્ષની સજા થઇ. બીજે વર્ષે અચાનક માંદગીમાં પટકાયા અને 'એપેન્ડીસાઇટીસ'નું ઓપરેશન કરાવવું પડ્યું. દેશ આ સમાચારે ચિંતાતુર બન્યો. પણ એમને બિનશરતે છોડી મૂક્યા.

૪ થી ફેબ્રુઆરીએ આંતરડાની પીડાને અંગે જેલમાંથી છુટકારો. એ જ વર્ષમાં બેલગામ ખાતેની મહાસભાની બેઠકના પ્રમુખ તરીકે વરાયા પછી તરત જ સક્રિય રાજકારણમાંથી નિવૃત્તિ લીધી.

'૨૮

ફરીથી સક્રિય રાજકારણમાં પ્રવેશ કર્યો.

'૩૦

મીઠાનો સત્યાગ્રહ, દાંડીકૂચની શરૂઆત. ધરપકડ

'૩૧

ગાંધી–ઈરવીન કરારો થયા. બીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા લંડન ગયા.

'૩૨

કાનુનભંગની બાબત માટે પાછી ધરપકડ. કોમી ચુકાદા માટે જેલમાં કરેલા ઉપવાસ. પાછળથી છુટકારો, સમૂહ-સત્યાગ્રહનો ત્યાગ. વ્યક્તિગત સત્યાગ્રહની જાહેરાત કરતાં પાછી થયેલી ધરપકડ.

'૩૩

જેલમાંથી છુટકારો, સત્યની શોધ માટે વળી પાછા ઉપવાસ.

'૩૪

મહાસભાના સભ્ય તરીકે ન રહેતાં માત્ર મહાસભાવાદીઓના સલાહકાર તરીકે રહેવાની જાહેરાત કરી. વર્ધાને પોતાનું વડું મથક બનાવ્યું.

'૩૮

હીન્દુ-મુસ્લીમ એકતા માટે મી. ઝીણા સાથે મુલાકાત લીધી. રાજકોટ–સત્યાગ્રહ વખતે ઉપવાસ કર્યા.

'૪૨

'હિંદ છોડો'નો મહાસભાએ ઠરાવ કર્યા પછી પકડાયા.

'૪૩

આગાખાન-મહેલમાં એકવીસ દિવસના ઉપવાસ કર્યા.

'૪૪

આગાખાન મહેલમાંથી છુટકારો.

'૪૫

બંગાળનો પ્રવાસ, દુષ્કાળની પરિસ્થિતિ અંગેનો અભ્યાસ.

'૪૬

હિન્દુ-મુસ્લીમ એકતા માટે આગેવાનો સાથે ચર્ચા, બ્રિટીશ પ્રતિનિધિ મંડળ સાથે વાટાઘાટો, બંગાલનો પ્રવાસ.

'૪૭

'કરેંગે યા મરેંગે'ના ધ્યેયની જાહેરાત, નોઆખલીનો પ્રવાસ, હિંદુ-મુસ્લીમ ઐક્ય માટેની જીવનયાત્રા, હિંદના નવા વાઈસરોય લોર્ડ માઉન્ટબેટન સાથે હિંદના પ્રશ્નના નીવેડા માટેની અગત્યની મુલાકાત, કોમી એકતા માટે કલકત્તામાં ઉપવાસ.

'૪૮

જાન્યુઆરી ૧૮ મી તારીખે કોમી એકતા માટે દીલ્હીમાં છેલ્લા ઉપવાસ.

'૪૮

જાન્યુઆરી ૩૦ મીએ દેહોત્સર્ગ.

# ભગવન્નામોચ્ચારથી અકાલ મૃત્યુમાંથી બચાવ

લે૰ શ્રી જનાર્દન શાક્, લખનૌ વિશ્વવિદ્યાલય  અનુવાદક—શ્રી રમણલાલ રામલાલ વ્યાસ, પાટણ

વાત જૂન ૧૯૩૯ ની છે. તે દિવસોમાં હું લખનૌ વિશ્વવિદ્યાલયમાં સંશોધન કરતો હતો. ઓગસ્ટ મહીનો અને ગોધૂલિનો વખત હતો. હું મારા કમરામાં, જેમાં ત્રણ દરવાજા હતા, તેમાં ત્રણ દિવસના પરિશ્રમ પછી વિશ્રામ લેતો હતો. મેં કમરાના ત્રણે દરવાજા અંદરથી બંધ કરી લીધા હતા. હું એકલો જ હતો અને રેડીયોની દ્વારા, જે પાસે જ રાખ્યો હતો, તે વડે આનંદ લઇ રહ્યો હતો, રેડીઓ અને વિજળીના મેન્સ (Mains) માં પૂરતું અંતર હતું. અને રેડીયોમાં લાગેલા તાર ત્યાં સુધી પહોંચી શકતા ન હતા. એટલા માટે મેં એક બીજો તાર લીધો જેના બન્ને છેડા પર 'પ્લગ્સ્' (plugs) લાગેલા હતા. એક પ્લગ તો મેં 'એ. સી. મેન્સ' (A. C mains) માં લગાવી લીધો. અને બીજો પ્લગ, એક 'એડાપ્ટર' (adapter) મારા રેડીયોના પ્લગમાં લગાવી દીધો. મેન્સની 'સ્વીચ' ખોલવાથી રેડીયો વાગવા માંડ્યો.

મારા એક મિત્ર, જેમનું નામ શ્રી નરાયણજી છે તે થોડે દૂર બીજા કમરામાં કામ કરતા હતા. જ્યારે સૈર જવાનો સમય થયો ત્યારે તેઓ મારા કમરાની પાસે આવીને દરવાજો ખખડાવવા લાગ્યા. હું પણ સૈર જવાની તૈયારી કરવા માંડ્યો. ગાયન સમાપ્ત કરવાના હેતુથી મેં મેન્સ બંધ કરવાની પહેલાંજ, રેડીયોમાં લાગેલા પ્લગને 'એડાપ્ટર'થી લઇ લીધો અને એડાપ્ટર ને દૂર કરી દીધો. એટલામાં શું થયું કે 'કનેકશન' વાળા તારના છેડામાં લાગેલ પિત્તળના ટુકડાને મારો હાથ અડી ગયો, અને મારો હાથ તેને ચોંટી ગયો. કહેવાની જરૂર નથી કે તે તારના બીજા છેડાવાળો પ્લગ મેન્સમાં લાગેલો હતો એટલા માટે બીજા પ્લગમાં પણ વીજળીનો પ્રવાહ બરાબર ચાલુ હતો.

વીજળી એ. સી. (A C.) હતી અને તેણે હાથને જોરથી પકડી લીધો. કમરો અંદરથી બંધ હતો. હું બેહોશ થઇ ગયો અને આખા હાથમાં બરાબર એક પછી એક તીવ્ર આંચકા (Shocks) લાગવા માંડ્યા. હું લાગતા તારને પકડીને પ્લગને હાથથી છોડાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરતો રહ્યો. વેદના ભયાનક હતી અને હું લગભગ ચેતનાશૂન્ય બનીને સ્ટૂલની નીચે પડી ગયો અને પૃથ્વી ઉપર ચત્તો સૂઇ ગયો. ઝટકા બરાબર લાગતા હતા. તે સ્થિતિમાં મને યાદ છે કે મારા મુખથી 'શ્રીનારાયણ' 'શ્રી નારાયણ' ના કરુણ પુકાર ધીમા સ્વરથી નીકળતા હતા. આ શબ્દ મારા મિત્ર શ્રી નારાયણે, જે દરવાજા બહાર ઊભા હતા તેમણે સાંભળી લીધા. તેમના મનમાં શંકા ઉત્પન્ન થઇ અને તેઓ તે લાચારીની અવસ્થામાં દરવાજો વધુ જોરથી ધકેલવા માંડ્યા. પણ મને શું ? હું તો તે સમયે ભગવાનને એમ મનાવી રહ્યો હતો કે જલદી મારું મૃત્યુ થાય જેથી હું આ ઘોર યંત્રણામાંથી છુટકારો મેળવું. હું એમ સમજીને કે શરીર થોડી જ સેકંડમાં છોડવું પડશે, ભગવાનના ચરણકમળનું ધ્યાન કરવા મંડ્યો. મને એ વાતની ખબર હતી કે એ. સી (A. C.) વિજળી જ્યારે એક વાર પકડી લે છે તો તે મનુષ્યને મૃત્યુ પછી જ છોડે છે. હું હાથપગ બરાબર પટકતો હતો અને કોઇ કોઇવાર તાર પકડીને ખેંચતો હતો. મુખથી બરાબર 'શ્રી નારાયણ' 'શ્રી નારાયણ' ના કરુણ પુકાર નીકળતા હતા.

એટલામાં એક આશ્ચર્યજનક ઘટના બની. જગત જનની અંબા અને જગન્નાથ પ્રભુની કૃપા થઇ. પગ પટકાતા પટકાતા એક સ્ટૂલ પર પડ્યા અને શું થયું ભગવાન જાણે, તાર ખેંચવાથી પ્લગ હાથથી અલગ થઇ ગયો. જીવ બચી ગયો. હું લથડાતો લથડાતો, શક્તિહીન ઉઠ્યો અને મેં દરવાજો ખોલ્યો. મારા મિત્ર શ્રી નારાયણ અંદર આવ્યા અને હું તેમના ગળે વળગીને રોવા માંડ્યો. શરીરનો રંગ પીળો થઇ ગયો હતો.

આ છે ભગવાનની અનુકંપા અને મહાન કૃપાશક્તિનો પ્રત્યક્ષ અનુભવ : આ છે ભગવન્નામની શ્રેષ્ઠ અસર. અંત સમયે સ્વાર્થની ખાતર પણ ભગવન્નામનો ઉચ્ચાર થયો અને વિપત્તિહારક ભગવાન વિપત્તિહરણ કરવા દોડી આવ્યા ! ધન્ય છે તે જગન્નિયંતા પ્રભુને !

# શાંતિ ને વ્યક્તિસ્વાતંત્ર્ય : ગાંધીજીનું ધ્યેય

ગાંધીજીની કારકીર્દી નોંધપાત્ર બની તે મુખ્યત્વે આ કારણથી કે તેમણે રાજકીય જીવન સાથે ધાર્મિક જીવનનો સમન્વય કર્યો હતો. વ્યક્તિગત માનવ જીવનને સંપૂર્ણ બનાવવામાં તેમને સૌથી અધિક રસ હતો. આ સંપૂર્ણતાના ખ્યાલો તેમણે કેટલેક અંશે હિંદુ પ્રણાલિકામાંથી, કેટલેક અંશે ખ્રિસ્તી ધર્મમાંથી અને કેટલેક અંશે રસ્કીન અને ટોલસ્ટોય જેવા પાશ્ચાત્ય લેખકો પાસેથી અપનાવ્યા હતા. પરંતુ સારા જીવનનો સાક્ષાત્કાર સારા સમાજમાં જ ઉત્તમ રીતે થઈ શકે એમ તેઓ માનતા હતા. આ રીતે સારો માનવી જાહેર બાબતોથી અલિપ્ત રહી શકે નહિ, તેણે દુન્યવી રાજકારણમાં ભાગ લેવો જ જોઈએ.

## સંતો અને રાજકારણ

આ વલણ ધારણ કરવા માટે ગાંધીજીની ટીકાઓ થયેલી છે. તલવાર પકડનારનો નાશ તલવારથી જ થાય છે અને જે સારા માનવીઓ રાજકારણમાં પડે છે તેઓ અંતે કેવળ રાજદ્વારીઓ જ બની રહે છે એવી દલીલ ટીકાકારોએ કરેલી છે વળી તેમણે એમ પણ કહ્યું છે કે ઈશ્વરનું રાજ્ય ઐહિક સાધનો દ્વારા ન મેળવી શકાય, ઐહિક સાધનો તો એના મુખ્ય દુશ્મન છે. સર્વ પંથોના ઘણાખરા રહસ્યવાદીઓએ પ્રણાલિકા અનુસાર આવો જ ઉપદેશ આપેલો છે અને ગાંધીજીની પોતાની કારકીર્દી પણ એ સિદ્ધાંતના જ દાખલા તરીકે ઘટાવી શકાય તેમ છે. રાજકારણ તેમને સર્વ પ્રકારની તડજોડ કરવાની પરિસ્થિતિઓમાં દોરી ગયું હતું

## સોક્રેટીસે ગાંધીજીની પ્રશંસા કરી હોત

ગાંધીજીની ભાષા અને તેમનો દેખાવ ગમે તેટલાં પૌર્વાત્ય દેખાતાં હોય છતાં પોતાના ઐહિક માર્ગે તો તેઓ પાશ્ચાત્ય રીતે જ વિચરી રહ્યા હતા તેનું તેમના પાશ્ચાત્ય ટીકાકારોને ભાગ્યે જ ભાન થયું હોય એમ જણાય છે. સોક્રેટીસે નિઃશંક ગાંધીજીની પ્રશંસા કરી હોત. ગ્રીકોથી માંડીને અત્યાર સુધી પશ્ચિમમાં જે મુખ્ય વિચારસરણી ચાલતી રહી છે તે એવી છે કે ઈશ્વરનું રાજ્ય અમુક અંશે તો રાજકીય કૃત્યોએ જ નિર્માણ કરવાનું છે અને તેના બાંધકામમાં સહાય કરવી એ તત્ત્વજ્ઞોનું કર્તવ્ય છે.

## ગાંધીજીની બે મુખ્ય પ્રવૃત્તિઓ

ગાંધીજીના જીવનનાં કેન્દ્રસ્થ કૃત્યો બે પ્રકારનાં હતાં. પહેલું એ કે હિંદમાંની બ્રિટીશ સરકારની ઝાટકણી કાઢવી અને તેની સામે રાષ્ટ્રવાદની તાકાતનું સંગઠન કરવું. તેમનું બીજું કૃત્ય એ હતું કે તેમણે અહિંસક સામનાની પદ્ધતિ શોધી કાઢી. પોતાની અહિંસાની હિમાયત વડે તેમણે બ્રિટીશ સામેની લડતને ઓછી લોહિયાળ બનાવી અહિંસા વડે તેમણે હિંદને વધારે ઝડપથી આઝાદી અપાવી, જો કે આ બહુ વિવાદાસ્પદ છે. હિંસક હીલચાલ સામેના કિસ્સામાં બ્રિટીશ સરકારે પણ હિંસા આદરી હોત અને હિંદ અને બ્રિટન વચ્ચેના સંબંધનો અંત હાલ થયું છે તે સારી રીતે ન આવત. ગાંધીજી હિંદના ભાવિ આંતર રાજકારણમાં અહિંસાને જ વળગી રહેશે કે કેમ શંકાસ્પદ છે.

## અવસાન પછી શું !

ગાંધીજીની સિદ્ધિઓ અંગેના એક સવાલનો જવાબ આજે આપી શકાય તેમ નથી. તે એ છે, તેમના અવસાન પછી શું થશે! શાંતિ, વ્યક્તિસ્વાતંત્ર્ય અને ધર્મમય જીવન એ તેમનું ધ્યેય હતું. કેટલાક ટીકાકારો દલીલ કરે છે કે ગાંધીજીએ સરકારનું માળખું તોડી કાઢીને ભવિષ્યમાં આત્યંતિક હિંસા ફાટી નીકળે તેવો માર્ગ તૈયાર કર્યો છે.

## એ વશીકરણ શેમાં રહ્યું હતું ?

છતાં ગાંધીજીની કારકીર્દીમાં જે મનોહરતા રહી છે તે તેના પૌરાણિકપણામાં સમાયલી છે. એકવાર બેરીસ્ટર હતા અને પાછળથી સાધુ બન્યા તેવા આ રાષ્ટ્રીય અગ્રેસરે, પૂર્વ પર આક્રમણ કરનારી પશ્ચિમની ઔદ્યોગિક સરકારો સામે, પૂર્વના ક્ષાત્રવિધ પેઢીઓ તરફથી બોલવાનો દાવો કર્યો તેના કરતાં અધિક નાટકીય શું હોઈ શકત?

## ખાલી પડેલો તખ્તો

બ્રિટિશ સરકારોને એમ લાગતું હતું કે ગાંધીજી કાંઈ સર્વ બાબતોમાં એટલા બધા સંત નહોતા. તેમને એમ પણ લાગતું હતું કે ગાંધીજી હિંદને નુકસાન કરી રહ્યા હતા, પરંતુ સંત બેઅદબ અધિકારો આપી શકાય એટલું સંતપણું તો તેમનામાં હતું જ એમ પણ તેમને લાગેલું. અને આને કારણે રાષ્ટ્રવાદ અને શાહીવાદનાં બળો વચ્ચેની અથડામણ પ્રસંગોપાત્ત ટળી જતી હતી. હવે શાહીવાદે વિદાય લીધી છે. ગાંધીજી તે પછી ઝાઝું જીવ્યા નથી, અને નવી ઘટનાઓ અને નવા નેતાઓ માટે રંગમંચ ખાલી પડ્યો છે.

(પ્રજાબંધુમાંથી) [ બી. આય વીન્ટ ]

 રઘુપતિ રાઘવ રાજારામ; પતિત પાવન સીતારામ. 

ૐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

| વાર્ષિક લવાજમ: | તંત્રી: | વિદેશ બહાર |
|---|---|---|
| રૂ. ૫—૪—૦ | મગનભાઈ છોટાભાઈ દેસાઈ | રૂ. ૭—૮—૦ |


# વિષય સૂચિ



**જરૂરી સૂચનાઓ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-સરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાયપોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની અવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

**લખો—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૧ અમદાવાદ.**

...ગ્યા નથી,

શ્રી નીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક [illegible] મગનભાઈ છોટાભાઈ

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસરોડ, ગાંધી વિદ્યા... નં. ૧ ... પ્રીન્ટ] રંગમંચ

પોતાના વનવાસનાં બાર વર્ષ સત્વર પૂરાં કરી અસુરો ઉપર હવે વિજયયુદ્ધ આરંભે એમાં જ આ અંકની સાર્થકતા છે.

આથી જ આ અંકનો વિશેષ પ્રચાર એ અમારી અને દેવપક્ષપાતી સર્વ કોઈની અભિલાષાનો વિષય છે ઘણા સજ્જનોએ આના ગ્રાહકો વધારી આપવામાં અમૂલ્ય સહકાર આપ્યો છે. એક ભાઈએ તો એટલી બધી શુભ લાગણીથી ઉત્સાહિત થઈને પોતે આના પાકા બાઈન્ડીંગના સો ગ્રાહકો કરી આપ્યા છે. આવા અનેક અન્ય સહાયકોની નોંધ સેવાધર્મના પુસ્તકમાં આપવામાં આવશે, ઘણા ગ્રાહકો હજુ દરરોજ પોતાના તરફથી બીજા ગ્રાહકો નોંધાવતા રહેતા હોવાથી આવા સર્વ કોઈ સહાયકોની નોંધ સેવાધર્મના પુસ્તકમાં આવે એ હેતુથી આ પુસ્તક પ્રકટ કરવાનું વિલમ્બિત થયું છે.

તે ઉપરાંત જે ભાઈઓ 'વિશ્વમંગલ'ના ગ્રાહક હોય અને તેઓ બીજા ગ્રાહક વધારી આપે તેમને મહાભારતાંકના મુખપૃષ્ઠના ચિત્રવાળું ૧૮×૧૧ ની સાઈઝનું કેલેન્ડર ભેટ આપવામાં આવે છે. જે ગામોમાં એજન્ટ છે તેમની પાસેથી પણ તે મેળવી શકાશે. ૨૦૦૪ના ચૈત્રથી આવતા ચૈત્ર સુધીની તિથિ અને તારીખો આ કેલેન્ડરમાં આપવામાં આવી છે. જે ભાઈથી ગ્રાહક ન થઈ શકે તેઓ રૂ. ૦–૪–૦ ની ટીકીટ મોકલાવી આ કેલેન્ડર મેળવી શકશે. એ સિવાય ઘણા ગ્રાહકો, જેઓ મહાભારતાંક જોઈને ગ્રાહક થાય છે, તેઓ, પાકા બાઈન્ડીંગનો અંક બહુ સુરક્ષિત જોઈને તેની જ માગણી કરે છે. પરન્તુ તેમને ચાર વર્ષનું સામટું રૂ. ૨૦–૦–૦ લવાજમ ભરવાની સગવડ હોતી નથી આથી જેઓ એક વર્ષના છુટક ગ્રાહક થઈ પાકા બાઈન્ડીંગનો વિશેષાંક મેળવવા માગતા હોય તેમની પાસેથી રૂ. ૧–૦–૦ વધારે લેવામાં આવે છે. આમ છુટક પાકું બાઈન્ડીંગ લેવા ઈચ્છનારાઓ રૂ ૬–૪–૦ ભરવાથી પાકા બાઈન્ડીંગનો મહાભારતાંક મેળવી શકશે.

યુદ્ધ પૂરું થયે સમય વીત્યો છતાં કાગળના ભાવ વધતા જ જાય છે. તેમજ વધુ ભાવે પણ કાગળ મેળવવામાં મુશ્કેલી રહે છે. છતાં વિશ્વમંગલ જે પ્રગતિ કરી રહ્યું છે તે તેના ધર્મપ્રેમી સહાયકોને જ આભારી છે વિશ્વમંગલને સહકાર આપવો એ ગ્રાહકો પોતાની ફરજ સમજશે. કારણ કે ધર્મપ્રચારનું કામ એ એક તેમનું પોતાનું જ કામ છે. મહાભારતાંકની જેમ નવા ગ્રાહકોનાં નામ મોકલવા માટે આ અંકમાં પણ કાર્ડ મૂકવામાં આવ્યાં છે. જેઓને સગવડ હોય, જેઓ પોતાના આપ્તજનોને દૈવી બળશાળી બનાવવા ઈચ્છતા હોય, તેઓ થોડી તસ્દી લઈને પણ મહાભારતાંકના પ્રચાર કરશે અને નવા ગ્રાહકોનાં નામો મોકલાવશે એવી આશા છે.

## કલ્યાણ ગ્રન્થમાળાના વાચકોને

ત્રીજા વર્ષનું બીજું પુસ્તક "એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન" પ્રકટ થઈ ચૂક્યું છે. અને તે ગ્રન્થમાળાના ગ્રાહકો ઉપર મોકલવામાં આવ્યું છે. જેમને તે અઠવાડીઆ સુધીમાં ન મળે તેઓએ પોસ્ટમાં તપાસ કરાવી અમને જણાવવું તો તેના ઉપર ઘટતી તપાસ કરી તેમને પુસ્તક મોકલી આપવામાં આવશે. ત્રીજા પુસ્તક તરીકે પરમહંસ શ્રીરામકૃષ્ણદેવના સત્સંગીઓ સાથેના વાર્તાલાપનું પુસ્તક 'શ્રી રામકૃષ્ણ કથામૃત' બહાર પાડવામાં આવશે. આશા છે કે પરમહંસ દેવની આ વાણી સાધકોને બહુ સહાયક થશે.

વિનીત નિવેદક:

મગનભાઈ છોટાભાઈ દેસાઈ

# ધર્મનિષ્ઠાનું ફળ

[ધર્મ, નીતિ અને પ્રભુને રસ્તે ચાલવાથી શી દશા થાય છે અને અધર્મ, અનીતિને રસ્તે ચાલવાથી કઈ દશા થાય છે તે આ દૃષ્ટાંતમાં આવી જાય છે.]

એક શેઠ હતા, તે એક કરોડ રૂપીઆ મૂકી શ્રીજીને શરણ થયા. તેમને બે પુત્ર હતા, મોટાનું નામ ધર્મદાસ અને નાનાનું નામ વૈભવદાસ. મોટા ભાઈ સવારના ૪–૫ વાગે ઊઠી પ્રભુસ્મરણ કરી, ધર્મધ્યાનમાંથી ૮–૯ વાગે પરવારતા, ત્યારબાદ કાગળ પત્ર વાંચી, ઘરની વ્યવસ્થા કરી બપોરે જમી દુકાન ઉપર સાંજસુધી પિતાનો ધંધો ચલાવતા. સાંજના મંદિરોમાં જઈ દર્શન વિગેરે કરતા અને ઘેર આવી પાછા માળા–ધ્યાનમાં લાગી જતા અને રાતના ઘરનાં માણસો સાથે વાર્તાચિત કરી નિદ્રા લેતા. હવે નાના ભાઈનો કાર્યક્રમ એ ભાઈ મોડા ઊઠી નોકર, ચાકર, છોકરાં, વિ૦ સાથે ગાળાગાળી કરી, કોઈ સાથે મારામારી કરતા, દારૂ પીતા, જુગાર રમતા, વિષયામગ્ન રહેતા અને હરીફરી મોજ કરતા. પિતા શ્રી (શેઠ) ઓચિંતા ગુજરી ગયા એટલે બધો વહિવટ મોટા ભાઈ કર્યા કરતા. નાનાભાઈ ઉપર પ્રેમ એટલે તેઓ કાંઈ બહુ કહેતા નહીં.

આમ શેઠના મરણ પછી ૩–૪ વરસ ગાડું ચાલ્યું. મોટા ભાઈની સ્ત્રી દરરોજ કહ્યા કરે કે તમારા નાના ભાઈ આમ ગમે તેવું આચરણ કરી પૈસા ઊડાવે, પેઢી ઉપર બેસે નહીં, છતાં તમે કહો નહીં તો કેટલા દિવસ આમ ચાલશે. મોટા ભાઈ સ્વભાવે ધીર એટલે સ્ત્રીનું કહેવું ગણકાર્યું નહિ પણ દરરોજ કહેવાની અસર ગમે તેવા શાંતને પણ કોઈ દિવસ અસર કરી મૂકે. એક દિવસે બહારથી કંટાળેલા મોટાભાઈ ઘરમાં આવ્યા અને સ્ત્રીએ કહ્યું એટલે અસર થઈ ગઈ અને નાના ભાઈને બોલાવી કહ્યું કે, 'ભાઈ! આપણે સલાહ સંપથી જુદા પડીએ તો કેવું સારું?' નાના ભાઈને 'ભાવતું હતું અને વૈદે કહ્યું' તેવું થયું, કારણ કે હવે મોટા ભાઈ પાસે હાથ ધરવાનો મટી ગયો અને તેથી પોતાની આદતો છૂટથી પોષવાનો વખત મળશે. દરેક જણે ૫૦ લાખ વહેંચી લીધા. મોટા ભાઈએ થોડાં વરસમાં વેપાર જમાવી એક કરોડની મિલકત બનાવી, અને નાના ભાઈએ પોતાની આદત પ્રમાણે ઉડાવ્યા કર્યું એટલે થોડા દિવસમાં મિલકત બધી સહરાના રણ જેવી થઈ ગઈ, અને ઘેરઘેર ભીખ માગવાનો વખત આવ્યો. મોટા ભાઈને દયા આવવા લાગી એટલે સ્ત્રીથી છાનામાના નાના ભાઈને મદદ કરવા લાગ્યા. થોડા દિવસે મોટા ભાઈની સ્ત્રીને ખબર પડી ગઈ એટલે ધર્મદાસને નોટીસ આપી કે જો નાનાભાઈને એક પાઈની પણ મદદ કરી તો હું ઝેર ખાઈને મરી જઈશ, નાના ભાઈની સ્ત્રીએ વૈભવદાસને નોટીસ આપી કે જોઈએ તો ભિખ માગી લાવો પણ મોટા ભાઈને ત્યાંથી એક પાઈ સરખી લેતા નહીં. મોટા ભાઈએ વ્રત ઉજવ્યું અને ન્યાત જમાડી પણ નાના ભાઈને નોતરું પણ નહી. નાના ભાઈ અને તેના છોકરાંને દાંત અને અન્નને વેર પડવા લાગ્યાં. મોટાનું ઘર એટલે ભીખ મંગાય નહી. જે દિવસે મોટા ભાઈને ત્યાં ન્યાત હતી તે દિવસે નાના ભાઈને ત્યાં ૩–૪ દિવસના ઉપવાસ થયા. નાના ભાઈની સ્ત્રી કહે કે 'આપણે ભૂખે રહીએ પણ બાળકોને માટે તો કાંઈ લાવો.' રાતના નાનો ભાઈ ઊઠયો. અને બાર વાગે મોટા ભાઈને ત્યાં ન્યાત કરી હતી ત્યાંથી છાનોમાનો ભિખારી વેશે વધેલું ઘટેલું એક હાંલ્લામાં ભર્યું, અને આવતો હતો ત્યાં પગમાં ઠોકર વાગવાથી હાંલ્લું ફૂટી ગયું, અન્ન વેરાઈ ગયું, પગે લોહીલુહાણ થઈ ગયું. મનમાં વૈરાગ્ય આવ્યો કે આવી સ્થિતિ ભોગવવી તેના કરતાં મરણ પામવું એ સારું છે. એમ કરી ઘેર નહીં જતાં, જંગલમાં જઈ કાળું ધોળું કરવાનો નિશ્ચય કર્યો. રસ્તામાં જતાં એક હિતેષી મિત્ર મળ્યો. તેણે પૂછ્યું 'ભાઈ! અત્યારે તું ક્યાં જાય છે?' વૈભવદાસે પોતાનું દુઃખ રડી નાખ્યું અને કહ્યું કે "દેહપતન સિવાય હવે બીજો ઈલાજ નથી. કારણ કે તેથી જ મારી આ દશા થઈ છે." મિત્રે કહ્યું કે 'મારી એક વાત સાંભળ, તારે મરી જવું હોય તો શુભ કર્મનો સંચય કરતો જા, નહિં તો આગળ આવું ને આવું જ મળશે. માટે હું બતાવું તે દેવળમાં જઈને બેઠો બેઠો રાત દિવસ ભગવદ્ભજન કર." આ વાત નાનાભાઈના ધ્યાનમાં ઊતરી, તેણે મિત્રના બતાવ્યા પ્રમાણે જંગલમાં એક દેવળ હતું ત્યાં જઈ પુણ્યનો માર્ગ ગ્રહણ કર્યો. જંગલ એટલે ખાવા–પીવાનું કાંઈ મળે નહીં. એકવીશ દિવસ ઉપવાસ કરી સ્મરણ કર્યા કર્યું. એટલે ત્યાંના દેવી પ્રસન્ન થયાં. તેમણે પૂછ્યું "ભાઈ! શું જોઈએ છે?" નાનાભાઈએ બધી સ્થિતિ વર્ણવી. માતાએ કહ્યું,

" હાલ તારા પાપકર્મનો ઉદય થઈ ગયો છે એટલે તું દરરોજ સતત પ્રભુનું સ્મરણ કરતો રહીશ તો પાંચ વર્ષ પછી પુણ્યકર્મનો ઉદય થશે. ત્યારે તું માંગે છે તે મળશે." વૈભવદાસે કહ્યું; "જો પાંચ વર્ષ પછી મળવાનું પ્રારબ્ધ છે તો તો પછી તારી ઉપાસનાનું શું ફળ ?" દેવીએ કહ્યું કે "તારા પ્રારબ્ધમાં હાલ કાંઈ નથી." નાનાભાઈએ કહ્યું; "પ્રારબ્ધમાં ન હોત તો અહીં આવવાનું બને જ કેમ ?" દેવીએ પ્રસન્ન થઈ સવાલાખની કીંમતના પાંચ મોતીના દાણા આપ્યા, અને કહ્યું કે આ દાણામાંથી રૂપીયા લાવી પાંચ વર્ષ માટે તારા કુટુંબના નિર્વાહ અર્થે અનાજ વગેરે ભરી લેજે, કારણ કે પછી તુ આફતમાં આવી જઈશ; વધુમાં તું રટણ કરી રહ્યો છે તે પાંચ વર્ષ સુધી કર્યા કરીશ તો પુણ્યકર્મનો ઉદય થતાં તું સુખી થઈશ. રટણ છોડતો નહિ." નાનોભાઈ ઘેર ગયો, પોતાની સ્ત્રીને મોતીના દાણા આપ્યા. તે ઝવેરીને ત્યાં મોતી ગીરો મૂકી રૂ. ૧૫૦૦૦ ) પંદર હજાર ઉપાડી લઈ આવી. તેમાંથી અનાજ અને જરૂર પૂરતા દર દાગીના કરાવી લીધા. ઝવેરી વિચાર કરે છે કે અસલ શેઠીઆનું ઘર એટલે આવા દાણા પડયા જડયા ઘરમાંથી નીકળે ખરા. વ્યાજ સાથે પૈસા પાછા આપે ત્યારે મોતી પાછાં આપવાની શરત કરી.

૮–૧૦ દિવસ વીતી ગયા, ત્યાં રાજાને ઘેર રાણી પાંચ મોતીના દાણા તીજોરીમાંથી કાઢી, જોતી હતી. જોતાં જોતાં રાણીને ઉંઘ આવી ગઈ એટલે ઉંદરો આવી પાંચે મોતીના દાણાને અનાજના દાણા સમજી દરમાં લઈ ગયા. રાણી જાગી જૂએ છે તો દાણા ગૂમ થઈ ગયા ! તરત જ રાજાને ખબર કરી કે હું ક્યાંય ગઈ નથી, આવી નથી, એટલામાં આ દાણા ગુમ થયા ! નક્કી કોઈ ચોરી ગયું હશે. રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે "કોઈ પણ માણસ બજારમાં મોતી વેચવા આવે તો વેચનાર માણસને લઈ હાજર થવું:– મોતીના પાંચ દાણા ચોરાયા છે." ઢંઢેરો પીટનારો જે પેલા ઝવેરીને ત્યાં નાનાભાઈની વહુએ મોતી ગીરો મૂક્યાં હતાં ત્યાં આવી પહોંચ્યો. ઝવેરી ઢંઢેરો સાંભળી રાજા પાસે દોડી ગયો. અને કહ્યું કે 'અમુક શેઠની સ્ત્રી મારે ત્યાં પાંચ મોતી ગીરો મૂકી ગઈ છે.'

ઝવેરીએ રાણીને તે દાણા બતાવ્યા; રાણીએ કહ્યું કે એ જ મારા દાણા; મારા દાણા એવા જ હતા. તરત જ નાનાભાઈને પકડી મંગાવી રાજાએ ઠપકો આપ્યો કે આવા શેઠીઆનો છોકરો થઈ આવી દાનત કેમ થઈ ? નાનાભાઈએ ખરી હકીકત સંભળાવી કે "દેવીએ દાણા આપ્યા છે." કોણ માને ! એકદમ તેને જેલમાં પૂરાવી દીધો. નાનાભાઈએ વિચાર કર્યો કે ઠીક થયું. હવે પાંચ વર્ષ માતાના કહેવા પ્રમાણે એકાંતમાં ખૂબ સ્મરણ થશે. આમ કરતાં કરતાં પાંચ વર્ષ વીતવા આવ્યાં. એકાદ બે દિવસ બાકી હશે એટલે નાનાભાઈને લાગ્યું કે હવે પુણ્યકર્મનો ઉદય થશે અને આપણે છૂટીશું. રાજા અને રાણી ઘરમાં બેઠાં હતાં, ત્યાં માળ ઉપરથી ઉંદરે કાણું પાડ્યું, અને તેમાંથી એક મોતીનો દાણો પડયો. થોડીવારમાં બીજો, ત્રીજો, ચોથો, પાંચમો, એમ બધાં મોતી પડયાં. રાજા અને રાણી વિસ્મય થયાં અને જોયું કે જે દાણા ખોવાયા હતા તે જ આ, એમ બન્નેને લાગ્યું.

( ૧ ) રાજા મનમાં પસ્તાવા લાગ્યો કે નાહક શેઠને જેલમાં મોકલ્યા, મારે હાથે અન્યાય થયો, કોઈ દિવસ આમ ન બને અને આ વખતે કેમ બન્યું ! નક્કી એ શેઠીઆનાં પાપકર્મે એને ઘેર્યો હશે !! એને નિર્દોષ ઠરાવી છોડી મૂકવો અને લોકમાં જાણ કરવી.

( ૨ ) હવે મોટાભાઈની સ્ત્રીને લોકો મહેણાં મારવા લાગ્યા કે વેર હોય તો ભલે પણ આજે તમે કરોડપતિ અને તમારો ભાઈ ચોરી માટે કેદમાં, અને તે પણ એક વરસ નહી, બે વરસ નહીં, પણ આ તો પાંચપાંચ વરસ થયાં. તેમાં કોઈ તેનો બચાવ કરનાર નહી, બરાબર કેસ પણ ચાલ્યો નહીં. મોટાભાઈની સ્ત્રીએ ઘરમાં જંગ મચાવ્યો. (છૂટવાની આગલી રાત્રે) મોટાભાઈએ નક્કી કર્યું કે આવતી કાલે સવારમાં દરબારમાં જઈ રૂપીઆ ભરી દેવા, અને ભાઈને છોડાવી લાવવો.

(૩) જેને મોતી વેચ્યાં હતાં તે ઝવેરીને (છૂટવાની આગલી રાત્રે) વિચાર આવ્યો કે રાજા સાહેબનો ઢંઢેરો પીટાયો તેના પાંચ–સાત દિવસ અગાઉ મારે ત્યાં મોતી ગીરો આવ્યાં હતાં એટલે એ રાજાનાં મોતી નહી ! હું આવતી કાલે દરબારમાં જઈ અરજ ગુજારીશ.

( ૪ ) આગલી રાત્રે મહાજન મળ્યું તેણે વિચાર કર્યો કે "આજે તો વૈભવદાસના હાલ છે અને આવતી કાલે વગર કેસ ચાલે આપણામાંથી પણ કોઈના આવા હાલ થાય. માટે દરબારને વિનંતિ કરવી કે તેમના રૂપીઆ લે અને વૈભવદાસને છોડે. પાંચ વર્ષ થયાં પણ કોઈ ન્યાયજ નહીં !!!

બીજે દિવસે સવારે રાજાએ જેલરને બોલાવી હુકમ કર્યો કે "વૈભવદાસને છોડી મૂકી દરબારમાં હાજર આવે."

સવારે હુકમ પ્રમાણે વૈભવદાસને દરબારમાં લાવ્યા. એટલામાં મોટાભાઇ, ઝવેરી, મહાજન વિગેરે પણ આવી પહોંચ્યા. સર્વની હકીકત સાંભળી રાજાએ કહ્યું કે "આટલા દિવસ તમે બધા ક્યાં ગયા હતા કે આજે અરજ લઇ આવ્યા!" સર્વેએ સત્ય હકીકત કહી સંભળાવી. રાજાએ જાણ્યું કે આજથી ભાઇના પુણ્યકર્મનો ઉદય થતો હોવો જોઇએ.

પેલો નાનો ભાઇ વિચાર કરે છે કે જો પુણ્યકર્મનો ઉદય થતો હોય તો લાવને હું બરાબર પરીક્ષા કરૂં. હું અવળું કરૂં અને સવળું થાય તો જાણું કે વાત સત્ય. તરત જ તે દરબારમાં ઊભો થયો અને રાજા સિંહાસન ઉપર બેઠો હતો ત્યાં જઇ રાજાને ધપ્પો મારી તેની પાઘડી ઉડાડી મૂકી. દરબારમાં હાહાકાર થઇ રહ્યો. બધા વૈભવદાસને પકડવા દોડયા. એટલામાં રાજાની દૃષ્ટિ પાઘડી ઉપર પડી તો અંદરથી એક સાપનો કણો નીકળ્યો. રાજાએ વિચાર્યું કે મેં આ શેઠીઆ ઉપર આટલો અન્યાય કર્યો છતાં એ કેટલો પરોપકારી છે કે એણે મારો જીવ બચાવ્યો. જો એ સાપનો કણો માથામાં (તાળવામાં) કરડયો હોત તો હું તત્કાળ મરણ પામત.

રાજાએ કહ્યું; "ભાઇ એ શેઠીઆનો છોકરો નિર્દોષ છે અને મારો જીવ બચાવવા ખાતર હું એને २० વીશ ગામ બક્ષિસ આપું છું." નાનાભાઇએ ગામ લીધાં અને વિચાર્યું કે જ્યારે હું શેઠ હતો ત્યારે પુણ્યકર્મનો ઉદય હતો, અને પછી પાપકર્મનો ઉદય થયો, પાછો પુણ્ય કર્મનો ઉદય થયો તો વળી કોઇ દિવસ પાપ કર્મનો ઉદય પણ થાય, માટે હવે પાપપુણ્યથી પર થઇ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ પામવું. એવો નિશ્ચય કરી પોતાની મીલ્કતનું વીલ કરી પોતે સંતસમાગમ કરી મોક્ષપદને પામ્યો ।।।

---

# મહાત્મા લક્ષ્મણદાસ

[ ગુજરાતના એક મહાપુરુષના જીવનનો ચિતાર ]

લેખકઃ શ્રી માણેકલાલ શંકરદાસ રાણા

## १ જીવ-હિંસા

સંત લક્ષ્મણદાસ વડોદરા પ્રાંતના કરજણ તાલુકામાં મોજે અરસુંડા ગામમાં થઇ ગયા. તેઓ વસાવા (ભીલ) જાતિના હતા.

સરકારી રાવણીઆની નોકરી કરી પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતા; છતાં ગુજરાન માટે સાંસા પડતા. અંતે કાંધ પર કામઠું ભેરવી, તેઓ આસપાસની ઝાડીમાંથી પક્ષીઓનો શિકાર કરી લાવી તેનો આહાર કરતા. આ પ્રમાણેનો શિકાર તે હવે તેમના જીવનમાં એક કાયમનું ધ્યેય થઈ પડ્યું હતું.

અરસુંડાની ઉત્તર અને ઉગમણી દિશાએ 'રંગા' નામની એક ખાડી આવેલી છે, ત્યાં જઇ બેચાર પક્ષીઓને તરફડાવી મધ્યાહ્ન થવા આવ્યો હોવાથી તેઓ ઉતાવળા પગે ગામ તરફ ધસ્યા આવતા હતા.

## २ પ્રભુ-મિલન

અરસુંડાની ઉત્તરેથી લક્ષ્મણદાસ ગામ તરફ આવવા ઉતાવળાં પગલાં ભરતા હતા. એવામાં દૂરથી અહાલેક જગાવતા કોઈ દૈવાંશી અવધૂતના સ્વરૂપમાં (પરમેશ્વર) સંત કબીર સાહેબ ગામ તરફથી ઉત્તરે જતા રસ્તામાં લક્ષ્મણદાસને મળ્યા. તેમની હિંસક તથા પામર મનોવૃત્તિ નિહાળતાં એ કરુણામય પ્રભુનું દિલ દાઝ્યું. સંસાર રૂપી મહાસાગરમાં ડુબતા લક્ષ્મણદાસનો એ સમર્થ સુકાનીએ હસ્ત ઝાલ્યો.

"બેટા! તારા ખોળામાં શું છે?" માર્ગમાં બંનેનો ભેટો થતાં તે પરમ કૃપાસિંધુ પ્રભુએ, સર્વજ્ઞ હોવા છતાં, આશ્ચર્યચકિત નયને લક્ષ્મણદાસને પૂછ્યું.

"કાંઇ નથી મહારાજ!" સંતની ભવ્ય મુખાકૃતિ જોતાં શરમિંદા પડતા ભીલે જવાબ આપ્યો. ભીલનું જૂઠું સંભાષણ સાંભળતાં કોપિત મુદ્રાએ, "શું એમાં કાંઇ નથી!" કહેતા પ્રભુએ ભીલનો ખોળો ખંખેર્યો કે તુરત જ તે ભીલના તીક્ષ્ણ ભાલુડાથી વિંધાઇને મરણ પામેલાં પક્ષીઓ પુનઃ સજીવન થઇને ફરરર ફરરર પાંખો ફફડાવતાં ક્યાંય ઉડી ગયાં! ભીલ પોતાના અધમ કૃત્યો માટે તો પ્રથમથી જ શરમાયો હતો, છતાં મૃત પક્ષીઓને જીવંત કરનાર આ મનુષ્ય નહિ પણ પ્રભુ જ છે!' એવો આભાસ થતાં લક્ષ્મણદાસ ચોંક્યા. તુરત જ તેમના ચરણારવિંદમાં લોટી પડતાં "હે પરબ્રહ્મ પરમાત્મા! હે અંતર્યામી! હે દીનબંધુ!

હે અધમોદ્ધારક દેવા ! આ પાપીનો ઉદ્ધાર કરો, હે રંકનિવાજ ! આ ચાંડાળને ક્ષમા કરો !' દંડવત્ પ્રણામ કરી, બે હાથ જોડી, પ્રભુ પ્રત્યે કરગરતો અતિદીન બનતો તે પુનઃ પ્રાર્થના કરવા લાગ્યો 'ઉદ્ધારો કૃપાસુકાની ! તમારા વિના આ અધમના ડૂબતા નાવને કોણ સામે કાંઠે પહોંચાડશે ? માટે હે જગતપિતા ! આ સંસારરૂપી મહાસાગરને તરી જવાનો માર્ગ બતાવો, અને આ ભીલ સાથે પધારી પાપીના ઘરને પાવન કરો." ગદ્ગદ કંઠે સ્તુતિ કરતા લક્ષ્મણદાસે પ્રભુને પોતાને ત્યાં પધારવાની વિનંતિ કરી. (૨) તેના પ્રત્યુત્તરમાં "બેટા ! હું તારે ઘેર આવીશ, પણ હમણાં નહીં; માટે અહિં બેસ." પ્રભુએ ભીલનો હસ્ત ઝાલી બેસાડયો. એક તરફ અધમ કૃત્યોના કીચડમાં તરબોળ થયેલો ભીલ, અને બીજી તરફ એ અધમોદ્ધારક પ્રભુ તેની સંગાથે બેસીને આ નશ્વર શરીર અને આત્માની અગમની સમાઇની ઓળખાણ કરાવતા હતા. અહા ! તે આત્મોદ્ધારક અને જન્મમરણની દારુણ જંજીરના ટુકડા કરી સત્યલોકમાં સ્થાન પ્રાપ્ત કરાવે એવા પરબ્રહ્મ પ્રભુના મુખનો સદુપદેશ શ્રવણ કરવાનું મહદ્‌ભાગ્ય તો કોઈ વિરલાને જ પ્રાપ્ત થાય. જેને સાક્ષાત્ સચ્ચિદાનંદ પ્રભુ ભેટે તેને બીજું શું કમી રહે !

## ૩ પરચો

"બેટા ! આ જળ-પાત્રમાં થોડું જળ ભરી લાવ." ઘણા સમયથી લંબાયેલા વાર્તાલાપનો અંત લાવતા ગુરુદેવે ભીલને પાણી લાવવા કહ્યું.

પાણીનું નામ સાંભળતાં જ ભીલનો આનંદ ઉડી ગયો, કેમ કે ઉનાળાની ઋતુમાં આ રંગા-ગંગા નામની ખાડીનું જળ બીલકુલ સુકાઇ ગયું છે. છતાં પ્રભુ મને પાણી લેવા મોકલે છે ? તે હું ક્યાંથી લાવું ? આવા ઉંડા તર્ક-વિતર્કમાં ગોથાં ખાતાં તે અબોલ જ રહ્યો. અંતર્યામી સદ્‌ગુરુએ લક્ષ્મણદાસના મનની મુંઝવણ કળી તેનું કષ્ટ નિવારવા રંગામાં મીઠા પાણીનો એક દરો ભરી દીધો. અને પુનઃ ભીલને સંબોધી કહેવા લાગ્યા;

"બેટા ! કેમ સાંભળ્યાં કરે છે ? મને તૃષા લાગી છે, માટે જળ ભરી લાવ"

ગુરુની પુનઃ આજ્ઞા થતાં ભગ્નહૃદયે તે રંગામાં પાણી ભરવા ગયો. ત્યાં પહોંચતા જ તે આશ્ચર્યમાં ગરકાવ થયો; કેમ કે ગ્રીષ્મના પ્રખર તાપથી રંગા બિલકુલ જળવિહોણી બની હતી. છતાં તેમાં એક સ્થળે સ્વચ્છ પાણીનો દરો ભરાયેલો હતો. હર્ષિત વદને જળપાત્ર ભરી તે ઉતાવળે પગે પ્રભુની પાસે જવા લાગ્યો તે પ્રેમઘેલો ભીલ દૂરથી નિગાહ કરતો ચાલ્યો આવે છે, છતાં પ્રભુ ન દેખાયા ! એટલે તેના મનમાં ધ્રાસકો પડ્યો, રખેને તેઓ અલોપ તો ન થઇ ગયા હોય ! વિચારનાં અદિલન જગાવતા લક્ષ્મણદાસ જ્યાં પ્રભુ ઊભા હતા, ત્યાં આવી પહોંચ્યા; પરંતુ તેમના જોવામાં કાંઇ આવ્યું નહીં; તેમ ત્યાં કોઇ હતું પણ નહીં. "અહા ! આખરે એ પરબ્રહ્મ પ્રભુ આ પાપીને અગાધ ભવસાગરમાં ડૂબતો મૂકી અદૃશ્ય થઇ ગયા !..."

## ૪ પ્રભુવિરહ

અહા ! એ સાકાર રૂપ પ્રભુ પુનઃ નિરાકારમાં સમાઇ ગયા ! છતાં તેઓ પોતાની પાવડી, ટોપી અને માળા આ ત્રણ વસ્તુઓ પ્રસાદી તરીકે મૂકી ગયા હતા.

પોતાને કોલ આપી આમ એકાએક પ્રભુ ચાલ્યા ન જાય ! બહકે તેઓ ક્યાંય ગયા હશે તો હમણાં આવશે' એવો વિચાર કરતાં લક્ષ્મણદાસ બે-ત્રણ પ્રહર પર્યંત આતુર નિગાહે પ્રભુના આવવાની પ્રતીક્ષા કરતા બેઠા. પરંતુ તે નિર્જન ભૂમિમાં કોઇ આવ્યું કે દેખાયું નહીં !" એ દૃઢ વિશ્વાસી ભીલ, આસપાસની ઝાડીઓમાં દૂરદૂર સુધી 'પ્રભુ ! કૃપાસિંધો ! ! ગુરુદેવ ! ! !' કહી હાક મારવા લાગ્યા. પરંતુ ત્યાં કોણ હોય ? પોતાના જ બોલેલા બોલ દૂરની વનલતાઓમાં અથડાઇને, તેનો પડઘો એ શૂન્યકારમય વાતાવરણને ગજાવી, લક્ષ્મણદાસના કાન પર અથડાતો. પોતાને ખીજવવા માટે નક્કી એ પ્રભુ સંતાઇ રહીને આમ ચાળા કરતા હશે ! એવું ધારી તેમણે ઘણાય સાદ કર્યા; પરંતુ તે ભીલના કઠોર અને પહાડી અવાજની દુર્દાંત ગર્જનાના પડઘાઓ "લક્ષ્મણ ! તું ગાંડો છે; દીવાનો છે." એમ સુચવતા ખડખડાટ અટ્ટહાસ્ય કરી અરણ્ય ગજાવી મૂકતા. તેણે અત્યાર સુધી વાટ જોઈ છતાં તે ન આવ્યા. ! આ ચંડાળને પ્રભુ મળ્યા; પરંતુ તેના પ્રારબ્ધે તેને ભૂલાવ્યો. પ્રભુની કાંઇ સેવા ન કરી, તેમ આ જીવનનો સાર્થક્યનો કાંઇ માર્ગ ન સાધ્યો ! અહા ! તે પરબ્રહ્મ પ્રભુ આ પાપીની સંગાથે બેસવાલાયક જ કયાંથી હોય ! આ અધમાધમનો છાંયો પણ તિરસ્કારમય છે. અહા ! એ પતિતને પાવન કરનાર પ્રભુ ગયા, તો પછી આ

પ્રાણ શા માટે રાખવો ! કાયાનું દમન કરી તેને પણ તેમનાં ચરણુમાં જ વિરામ પમાડું. જાણે પોતાનાં જન્મ-દાતા-માતા-પિતા ન મરણ પામ્યાં હોય ! તેમ ધ્રૂસકે ધ્રૂસકે રડી અશ્રુ સારતા બેહાલ સ્થિતિમાં લક્ષ્મણદાસ પોતાને ઘેર આવ્યા.

આ છે એ અધમ ભીલના પ્રભુ પ્રત્યેના સાચા અનુરાગનું ઉદાહરણ !

**૫ સર્વસ્વ ત્યાગ**

ઘેર આવતાં જ લક્ષ્મણદાસે પોતાનું તીર-કામઠું ભાંગી, બાળી નાંખી, અન્ન જળનો ત્યાગ કરી, 'પ્રભુ મળે તો જ જીવવું, નહીં તો પ્રાણ તજવો,' એવો દૃઢ નિશ્ચય કરી, એક જગ્યાએ આસન વાળી, હઠીલા હઠયોગનાં મંડાણ માંડયાં.

ઉપવાસો થયા છતાં ભીલનો અડગ નિશ્ચય બિલકુલ ચલાયમાન ન થયો તે ન જ થયો. ક્ષુધા અને તૃષાને તિલાંજલી આપીને પરિબ્રહ્મ પ્રભુના દર્શના ભિલાષમાં તે દિવાનો બન્યો હતો. એટલે તેને બીજી પરવાહ શી હોઈ શકે ! તે હવે બે-પરવાહી બન્યો હતો.

**૬ વચન પાળ્યું**

અંતે લક્ષ્મણદાસની એ અડગ પ્રેમભક્તિથી થઈ, પ્રથમ આપેલા વચનાનુસાર, એક મધ્યરાત્રિએ ...દાસ સમક્ષ ગુરુદેવ પ્રગટ થયા. પરમાનંદની દિવ્ય ...તેમાને નિહાળવા ધ્યાનમગ્ન બનેલા લક્ષ્મણદાસનો હસ્ત ઝાલી પ્રભુએ જાગ્રત કરતાં વાત્સલ્યભાવે પ્રશ્ન કર્યો;

"બેટા ! તું શા માટે અન્નજળનો ત્યાગ કરી બેઠો છે !"

"હે પિતા ! આપનાં દર્શન વિના મારે અન્નજળનો આહાર કરીને શું કરવું છે !"

"અહા ! ભીલની પ્રેમ-ભક્તિ આગળ અતિદીન બનતા પ્રભુએ તેના શિર ઉપર પોતાનો વરદ હસ્ત મૂકી ધન્યવાદ આપ્યો."

**૭ વચન-સિદ્ધિ**

'પ્રભુ ! આ ટોપી, પાવડી અને માળાને હું શું કરું !' લક્ષ્મણદાસે દાસાનુદાસભાવ દર્શાવતાં અતિદીન થઈ પ્રશ્ન કર્યો.

"બેટા ! મ્હારા નામની ગાદી સ્થાપન કરી, ધોળા ધ્વજ ચઢાવી, ત્યાં એ ત્રણે ચીજોને પધરાવજે તથા દર પૂર્ણિમાએ સંતમંડળી એકત્રિત કરી સત્સંગ તથા ભજન કરાવજે, જેથી તને વચન-સિદ્ધિ પ્રાપ્ત થશે." પ્રભુના શબ્દોને શિરસાવંદ્ય કરતો ભીલ સ્તબ્ધ બનતો હતો, ત્યાં અંતિમ વાક્યોના ઉચ્ચાર સાથે તેઓ અલોપ થઈ ગયા.

પ્રભુના અદૃશ્ય થયા પછી લક્ષ્મણદાસે અરસુંડામાં પ્રભુની ગાદી સ્થાપી, ધોળી ધ્વજા ચઢાવી, પાવડી, ટોપી અને માળાને પધરાવી, પ્રભુનો મહિમા વધારવા માંડયો. દરેક પૂર્ણિમાએ ભજનાદિક સત્સંગનો અનુપમ ઉત્સવ મચી રહેતો દિનપ્રતિદિન વચન ફળતું ગયું. તેથી ઘણા આંધળાઓ દેખતા તથા નિર્ધનીયા ધનવાન થયા હતા. આ પછી ઘણાં વરસો સુધી ગામેગામ ફરી સંત કબીરનો-કબીરપંથનો ઉપદેશ કર્યો હતો. અને ભીલ લૂંટારા અને ધાડપાડુઓ, જેઓ માણસોને ઘાસની પેઠે વાઢી નાખે એવા નિર્દય, તેઓને તેમની શયતાનિયત અને ઘાતકી મનોવૃત્તિથી સુધારી સન્માર્ગે દોર્યા હતા.

**૮ પાપ-પ્રકાશ**

સંત લક્ષ્મણદાસે જ્ઞાન, ભક્તિ તથા વૈરાગ્ય ઇત્યાદિ વિષયોમાં અનેક પદો રચ્યાં હતાં, તેમનાં ઘણાંખરાં પદોમાં પોતાના જીવનના પ્રસંગો આબાદ ગુંથી નાખેલા છે. કેટલાંક પદોમાં પોતાના ગત જીવનના પાપાચારને પૂર્ણતાથી પ્રકાશમાં આણવામાં કોઈ પણ પ્રકારનો સંકોચ કિંવા મલિનતા રાખી નથી. તેમના ગતજીવનનાં દુષ્કૃત્યોનું યથાર્થ દર્શન કરાવવા લક્ષ્મણદાસકૃત એક અપ્રસિદ્ધ પદ માંજલપુરના એક ભીલ ભક્ત પાસેથી મળી આવ્યું છે.

**૯ અંતિમ જ્ઞાન**

જીવ અને કાયાની નાશવંત સગાઈનું ભાન કરાવતાં લક્ષ્મણદાસકૃત પ્રભુલીલાનાં અનુપમ પદો અત્યારે ક્યાંય અદૃશ્ય થઈ ગયાં છે. તેમનાં રસિક પદોમાં આત્મહંસની સાથે સાચી ઓળખાણ કરી બતાવી માયાના ફંદામાં ફસાયેલા જીવને પોતાના મૂળ વતનના માર્ગે વિચરવા હાકલ કરી છે.

**૧૦ ઉપસંહાર**

અંતે એ મહાન દિવ્યાત્મા સંત લક્ષ્મણદાસ વિક્રમ સંવત ૧૯૪૨ના પોષ સુદ ૯ ને ગુરુવારે મધ્યનિશાએ, ત્રણ વાગે, આ નાશવંત દુનિયાને તિલાંજલી આપી સત્સાહિત્ય થયા.

અરસુંડાની આથમણી દિશાએ તળાવની પાળ ઉપર તેમનું સમાધિ-મંદિર આજે પણ વિદ્યમાન છે.

"હે પરમ દયાસિંધુ પરમાત્મા ! આવા દિવ્યાત્મા સંતોને અમો અધમોના ઉદ્ધારાર્થે ફરી ફરીને પ્રગટાવો !"

# અધ્યાત્મ ભાગવત

લે. સ્વામીશ્રી માધવતીર્થજી

( વર્ષ ૧૧ ના અંક ૧૧ ના પૃષ્ઠ ૭૦૪ થી ચાલુ )

## વૃત્તિરૂપી માછલી

આઠમા સ્કંધમાં મન્વન્તરોની કથા આવે છે એટલે એક પ્રકારની મનોવૃત્તિમાંથી બીજા પ્રકારની મનોવૃત્તિમાં કેમ આવવું તેની સાધના બતાવેલ છે. ગજેન્દ્રમોક્ષમાં તમોગુણી વૃત્તિની મુક્તિનું પ્રકરણ છે. સમુદ્રમન્થનમાં અને મોહિની અવતારમાં રજોગુણી વૃત્તિનું સ્વરૂપ બતાવેલ છે. બલિરાજાના પ્રસંગમાં સાત્વિક વૃત્તિનું સમર્પણ છે. આટલું કામ થઇ શકે તો વૃત્તિ બ્રહ્માકાર થઇ શકે. બ્રહ્માકારવૃત્તિનું સ્વરૂપ સમજવા માટે શુકદેવજી પરીક્ષિત રાજાને ભગવાનના મત્સ્યાવતારની કથા હવે કહે છે.

પરીક્ષિત રાજાનો પ્રશ્ન એવો છે કે ભગવાન સર્વસમર્થ હોવા છતાં કર્મબંધનમાં પડેલા જીવોની માફક શરીર શા માટે ધારણ કરે છે? તેના જવાબમાં શુકદેવજી કહે છે કે ભગવાન બધાના ઇશ્વર હોવા છતાં ગાયો, બ્રાહ્મણો, દેવો, સાધુઓ, વેદ અને ધર્મ અને અર્થની રક્ષાને માટે માયાથી શરીર ધારણ કરે છે વળી:—

उच्चावचेषु भूतेषु चरन्वायुरिवेश्वरः ।
नोच्चावचत्वं भजते निर्गुणत्वाद्धियो गुणैः ॥

૮–૨૪–૬

અર્થ—ભગવાન નિર્ગુણ છે તેથી વાયુની માફક સમાન હોવાથી ઊંચ–નીચ પ્રાણીઓમાં વિચરતા છતાં તે પ્રાણીઓની બુદ્ધિના ગુણોથી ઊંચ–નીચ ભાવને પ્રાપ્ત થતા નથી.

અવતાર શુદ્ધ સત્વગુણી અંતઃકરણમાં થાય છે. જે ગુણ રજોગુણ અને તમોગુણને તાબે કરીને રહે છે તેને શુદ્ધ સત્વગુણ કહે છે. સાધારણ માણસો રજોગુણ અને તમોગુણથી વશ થઇને રહે છે તેથી તેમનામાં મલિન સત્વગુણ રહે છે. તેથી તેમને કર્મ પ્રમાણે જન્મ આવે છે. પણ ભગવાન શુદ્ધ સત્વગુણવાળી માયાનો આધાર લઇને અવતાર લે છે તેથી તેમની ઇચ્છા પ્રમાણે કામ કરી શકે છે. વળી ભગવાનને પોતાને માટે અવતાર લેવાનું પ્રયોજન હોતું નથી પણ બીજાના રક્ષણ માટે અવતાર લે છે.

શુકદેવજી કહે છે; " હે રાજા! પાછલા કલ્પના અન્તમાં જ્યારે બ્રાહ્મ નામનો નૈમિત્તિક પ્રલય થયો હતો ત્યારે ભૂઃ ભુવઃ વગેરે સંપૂર્ણ લોક જલમાં ડૂબી ગયા હતા. કાલક્રમથી તે વખતે બ્રહ્માજી સૂઇ જવાથી તેમના મુખમાંથી નીકળેલ વેદ કે જે તેમની પાસે પડ્યા હતા તે હયગ્રીવ નામનો દૈત્ય હરી ગયો હતો. એ દૈત્યની ચેષ્ટા ભગવાને જાણી લીધી અને વેદને બચાવવા માટે ભગવાને માછલીનું રૂપ લીધું. (૮–૨૪–૯)

દરેક જીવનું જ્ઞાન પણ આસુરી વૃત્તિથી ઢંકાઇ જાય છે અને તેથી આવરણભંગ માટે બ્રહ્માકાર વૃત્તિરૂપ માછલીની જરૂર પડે છે.

આ વખતે સત્યવ્રત નામનો એક મહાન રાજર્ષિ ભગવત્પરાયણ રહી કેવળ જળનું પાન કરી તપ કરતો હતો. તેને શ્રીહરિએ મનુના પદ ઉપર રાખ્યો હતો. એકવાર તે કૃતમાલા નદીના જળમાં તર્પણ કરતો હતો તે વખતે તેના હાથમાં એક નાની માછલી આવી. પછી સત્યવ્રતે તે માછલીને પાણી સહિત નદીના જળમાં છોડી દીધી. તે વખતે માછલીએ રાજાને કહ્યું કે " મને મારી જાતિવાળાં બીજાં માછલાં ખાઇ જશે તેથી હું ડરું છું માટે મને નદીના જળમાં ફરીથી નાખો નહિ. રાજા તે ભગવાનના સ્વરૂપને ઓળખી શક્યો નહિ અને માછલીનો બચાવ કરવાનો નિશ્ચય કર્યો. પછી તે માછલીને કમંડળમાં રાખી રાજા પોતાના આશ્રમ ઉપર ગયો. તે માછલી એક રાત્રિમાં એટલી મોટી થઇ ગઈ કે કમંડળમાં સમાઇ શકતી નહોતી. તેથી તેણે રાજા પાસે વધારે વિસ્તારવાળા જગ્યાની માગણી કરી. (૮–૨૪–૧૮)

આહીં સમજવાનું એ છે કે જેમને સત્ય જાણવું છે એટલે જેમને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો છે તે બધા જીવો સત્યવ્રત સમજવાના છે. કૃતમાલા નદી એ સંસાર છે. તેમાં એક જીવ બીજા જીવને મારી નાખે છે અથવા માણસની વૃત્તિ સ્વરૂપમાં રહી શકતી નથી. સંસારમાં તે વૃત્તિને બીક પણ ઘણી લાગે છે. વૃત્તિ પોતે જડ છે પણ વૃત્તિમાં આરૂઢ ચૈતન્ય આવરણભંગ કરી શકે છે. તેથી વૃત્તિને અથવા અંતઃકરણને ઠીક રાખવાની બહુ જરૂર છે. વૃત્તિને જો ઠીક ન રાખીએ તો બીજા તે વૃત્તિને બગાડી નાખે છે. યોગવાસિષ્ઠમાં કહેલ છે કે વૃત્તિની ચંચળતાના નાશ માટે બે ઉપાય છે. યોગ અને જ્ઞાન. વૃત્તિનો નિરોધ કરવો તેને યોગ કહે છે અને સમ્યક્ દર્શન અથવા બ્રહ્મદર્શનને જ્ઞાન કહે છે. યોગમાં વૃત્તિની એકાગ્રતાથી ચિત્તની ચંચળતા દૂર થાય છે અને જ્ઞાન-માર્ગમાં વૃત્તિની વિશાળતાથી ચિત્તની ચંચળતા દૂર થાય છે. ચાલુ પ્રસંગમાં માછલી પોતાને માટે વિશાલ જગ્યાની માગણી કરે છે.

પછી રાજાએ તે માછલીને એક માટલામાં નાખી તો ત્યાં પણ એક તે મુહૂર્તમાં માટલા જેવડી થઇ ગઇ. તેણે રાજાને કહ્યું કે આ માટલું મારે સુખપૂર્વક રહેવા યોગ્ય નથી, હું તમારે શરણ આવેલ છું, તેથી મને રહેવા માટે કોઇ મોટું સ્થાન આપો." રાજાએ પછી તેને સરોવરમાં નાખી તો ત્યાં પણ થોડી વારમાં તે સરોવરના જેવડી થઇ ગઇ.

કોઇ પણ સાધક જ્યારે આત્મસાક્ષાત્કારનું સાધન કરવા બેસે છે ત્યારે વખત જતાં તેની વૃત્તિ વિશાલ થવા લાગે છે. જ્યાંસુધી બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી ત્યાંસુધી વૃત્તિમાં પૂરી શાન્તિ આવતી નથી. જળા-શયમાં જ્યારે જુદીજુદી તરેહના તરંગો ઊછળતા રહે છે ત્યારે આકાશમાં રહેલા સ્થિર ચંદ્રમંડળના પ્રતિબિંબનું એ જળાશયમાં યથાર્થ રૂપથી ભાન થતું નથી, પરંતુ જ્યારે તરંગો નિવૃત્ત થઇ જાય છે ત્યારે નિશ્ચલરૂપથી પ્રકાશમાન થયેલું ચંદ્રનું પ્રતિબિંબ સ્વચ્છ જોવામાં આવે છે. તેવી જ રીતે જ્યારે ચિત્તની વૃત્તિઓ વિષયાકાર થઇને ચંચળ રહે છે ત્યારે ચેતન ચંદ્રમંડળની પેઠે ચિત્તમાં પ્રતિબિંબિત થઇને તદાકાર થવાથી સ્વસ્વરૂપે ભાસતું નથી. જ્યારે ચિત્તવૃત્તિ નિરુદ્ધ થઈ જાય છે અથવા વિશાલ થઇ જાય છે ત્યારે ચંદ્રમંડળની પેઠે ચેતન પોતાના સ્થિર રૂપમાં પ્રકાશે છે. વૃત્તિને જેટલી વિશાળ જગ્યા આપીએ તેટલાથી તે શાંત થતી નથી અને તે તેથી વધારે વિશાલતા માગ્યા કરે છે. તેવી જ રીતે માછલી પણ પોતા માટે વિશાલ જગ્યા માગે છે. અથવા જ્યાંસુધી વૃત્તિ બ્રહ્માકાર થતી નથી ત્યાંસુધી તેને અલ્પપણું લાગ્યા કરે છે અને સંતોષ થતો નથી. માછ-લીએ રાજાને કહ્યું કે મારી રક્ષા કરવી હોય તો મને કોઇ અક્ષય સરોવરમાં પહોંચાડી દો. (૮-૨૪-૨૨) આ વિનંતી સાંભળી રાજાએ તેને કેટલાંક અક્ષય સરોવરમાં નાખી. ત્યાં પણ તે વધી જવાથી છેવટે તેને સમુદ્રમાં નાખી દીધી. પછી માછલીએ રાજાને કહ્યું કે "હે વીર! મને આંહી કોઇ મહાબલવાન મગર ખાઇ જશે માટે મને સમુદ્રના જળમાં નાખો નહિ. (૮-૨૪-૨૪) તે વખતે રાજાએ તેને કહ્યું કે " આ માછલીના રૂપમાં મને મોહ કરનાર આપ કોણ છો ? આપે તો એક દિવસમાં જ સો યોજનવાળું સરોવર ઘેરી લીધું. એવી શક્તિવાળો જીવ તો હજુ સુધી મેં કોઇ જગ્યાએ જોયેલ નથી. અવશ્ય આપ સાક્ષાત્ અવિનાશી હરિ શ્રી નારાયણ છો. આપે જીવો ઉપર કૃપા કરવાને માટે આ મત્સ્યનું રૂપ ધારણ કરેલ છે. આપને મારા નમસ્કાર છે. અમારા જેવા શરણાગતને માટે આપ જ મુખ્ય આત્મા અને ગતિ છો. આપના અવતાર તો પ્રાણીઓના કલ્યાણને માટે જ થયા કરે છે. આ અવતારનું પ્રયોજન હું જાણવા માગું છું. (૮-૨૪-૨૯)

ચૈતન્યમાં નાના-મોટાપણું કે વધવાપણું થતું નથી પણ વૃત્તિમાં જે નાનામોટાપણું માયાદ્વારા થાય છે તેને લઇને આરોપબુદ્ધિથી ચેતનમાં પણ વધવા-પણું મનાય છે. હવે ભગવાન પોતાના અવતારનું પ્રયો-જન સત્યવ્રત રાજાને કહે છે :-'આજથી સાતમે દિવસે ભૂ ભુવઃ વગેરે ત્રણે લોક કલ્પાન્તના સમુદ્રમાં ડુબી જશે. તે વખતે તારી પાસે એક મોટું વહાણ આવશે. તે વખતે તમે સાત ઋષિઓ સહિત, બધી ઔષધિઓ લઇને અને નાની મોટી ચીજો લઇને એ વિશાળ વહાણ ઉપર ચડજો. તે વખતે સૂર્યનો પ્રકાશ રહેશે નહિ પણ સાત ઋષિઓના તેજથી તમે પ્રલય કાળના

જળમાં ફરી શકશો. જ્યારે પ્રચંડ પવનના જોરથી તે વહાણ ડગમગ થવા લાગશે ત્યારે હું તમારી પાસે આવીશ. તમે વાસુકિ નાગનું દોરડું કરીને મારા શિંગડા સાથે તે વહાણને બાંધી દેજો. જ્યાંસુધી બ્રહ્માજીની રાત્રિ રહેશે ત્યાંસુધી વહાણ અને સાત ઋષિઓ સહિત તમને ખેંચતો હું પ્રલયકાળના સમુદ્રમાં રહીશ. તે વખતે તમારા પ્રશ્નોનો હું જવાબ આપીશ અને તમે પોતાના હૃદયમાં અપરોક્ષ અનુભવરૂપે મારા પરબ્રહ્મરૂપનો મહિમા જાણી શકશો. આટલું કહી ભગવાન ત્યાં અંતર્ધાન થઇ ગયા.

અહીં સામાન્ય માછલાંની વાત નથી, સામાન્ય માછલાંથી એવું કામ થઈ શકે નહિ. જે માછલું વધતાં વધતાં મોટું થઈ ગયું તેના સ્વરૂપની અહીં વાત છે. તેને ૨૪મા અધ્યાની શરૂઆતમાં માયા-મત્સ્ય કહેલ છે. (૮-૨૪-૧), એટલે એ એકપ્રકારની ભગવાનની માયા હતી, જેમ બલિરાજાના પ્રસંગમાં વામન ભગવાને પોતાના પગલારૂપી માયાને વિશાળ કરીને બતાવી હતી, તેમ માછલાંની આ માયામાં પણ ધીરેધીરે વિશાળતા બતાવેલ છે. તે માણસના વૃત્તિજ્ઞાનને લાગુ થઇ શકે છે. વૃત્તિજ્ઞાન પણ માણસના જન્મ પછી ધીરેધીરે વધવા માંડે છે. વૃત્તિજ્ઞાનમાં જેટલી વિશાળતા આવે છે તેટલું જીવન ઉત્કૃષ્ટ થતું જાય છે. અંતઃકરણના પ્રકાશક પરિણામને વૃત્તિ કહે છે. એટલે માયા અને અંતઃકરણ તેનું જ્ઞાનરૂપ જે પરિણામ થાય તેને અદ્વૈતમતની પરિભાષામાં વૃત્તિ કહે છે. આવું પરિણામ માણસના જન્મ પછી ધીરેધીરે વિશાળ થતું જાય છે. તમોગુણમાંથી રજોગુણમાં આવે છે, અને રજોગુણમાંથી સત્ત્વગુણમાં આવે છે. વધારે પુરુષાર્થ થાય એટલે-પુરુષને માટે (આત્માને-માટે) જીવન ગાળવામાં આવે તો છેવટે વૃત્તિ બ્રહ્માકાર પણ થઇ શકે છે.

વૃત્તિજ્ઞાન બે પ્રકારનું હોય છે. ૧. પ્રમા, ૨. અપ્રમા. પ્રમાણજન્ય જ્ઞાનને પ્રમા કહેવાય છે અને તેનાથી જુદું તે અપ્રમા કહેવાય છે પ્રમાજ્ઞાન યથાર્થ જ થાય છે. અપ્રમા જ્ઞાન બે પ્રકારનું થાય છે. ૧. યથાર્થ અને ૨. ભ્રાંતિજન્ય. જે જ્ઞાનનો સંસારદશામાં બાધ ન થાય તે તે વખતે યથાર્થ કહેવાય છે. તેમાં ઇન્દ્રિયો પ્રમાણ છે પણ. તે સાચું પ્રમાણ નથી. સાચા પ્રમાણનું લક્ષણ એવું છે કે જેનો વિષય બાધ ન પામે. પ્રમાણના ૭ ભેદ શાસ્ત્રમાં માનેલા છે. ૧ પ્રત્યક્ષ, ૨. અનુમાન, ૩. શબ્દ, ૪. ઉપમાન, ૫. અર્થાપત્તિ અને ૬. અનુપલબ્ધિ. કોઇ શાસ્ત્રમાં ઓછાં પ્રમાણ માનેલ છે. આ બધાં પ્રમાણ વિગતવાર સમજવાની જેમની ઇચ્છા હોય તેમણે સાધુ નિશ્ચલદાસનું વૃત્તિપ્રભાકરનું પુસ્તક જોવું. વેદાન્તમાં પ્રમાણનો વિચાર બહુ જરૂરનો માનેલો છે તેથી જેમને બરાબર વિચાર કરતાં શીખવું હોય તેમણે એવાં પુસ્તકોનો અભ્યાસ કરવો જોઇએ. એ વિષય અઘરો છે તેથી કોઇ ગુરુ પાસે રહીને એનો અભ્યાસ કરવો જોઇએ. છતાં એ પુસ્તકની અંદર દેશ-કાળના પ્રમાણ માટે પૂરતો ખુલાસો મળી શકતો નથી. એ બાબત જાણવી હોય તેમણે અમારું પુસ્તક "વિજ્ઞાનની દૃષ્ટિએ માયાનું સ્વરૂપ"* વાંચવું. ટુંકમાં આ પ્રસંગમાં મુખ્ય બાબત એ સમજવાની છે કે આપણી વૃત્તિ બ્રહ્માકાર થવી જોઇએ. તેનાથી આવરણભંગ થાય છે અને સ્વરૂપપ્રકાશ થાય છે. એવી દશા પ્રાપ્ત થવા માટે જગત્-આકારે થતી વૃત્તિઓનો નાશ થવો જોઇએ. તે એક પ્રકારનો પ્રલય છે. એવા પ્રલયકાળની રાહ જોઇને સત્યવ્રત રાજા બેઠા હતા. સત્યવ્રત એટલે જેને સત્ય જાણવાની ઇચ્છા છે તે. સત્યમાં નાનાત્વ એટલે ભેદ બનતો નથી એ વાત ભાગવતમાં બારમા સ્કંધમાં કહેલ છે. (૧૨-૪-૩૦) એટલે અદ્વૈત જ્ઞાન થાય ત્યારે સત્યની પ્રાપ્તિ થાય. એવું જ્ઞાન હાલના સત્યાગ્રહમાં નથી. રાજદ્વારી બાબતોમાં અને સામાજિક બાબતોમાં ઘણે ભાગે બે પક્ષો રહે છે. તે બન્નેને સંતોષ આપી શકતો નથી.

સત્યવ્રત રાજા મત્સ્યરૂપ શ્રીહરિના ચરણનું ચિંતન કરવા લાગ્યા. તે વખતે મોટાં વાદળાંના વરસાદથી વધેલો સમુદ્ર પોતાની મર્યાદાને તોડીને ચારે તરફથી પૃથ્વીને ડુબાવતો હોય એવો દેખાવ રાજાએ જોયો. પછી તેણે ભગવાનની આજ્ઞાનું સ્મરણ કર્યું અને એક વહાણ ત્યાં આવેલું જોયું.

તેના ઉપર ઔષધિઓ અને બી વગેરે લઇને સાત ઋષિઓ સહિત રાજા ચડી બેઠા. તે વખતે મુનિઓએ રાજાને કહ્યું કે "હે રાજા! તમે શ્રી કેશવનું ધ્યાન કરો, તે આપણને આ સંકટમાંથી બચાવશે અને

---

* સદ્દેશ કાર્યાલયમાં છપાય છે.

આપણું કલ્યાણ કરશે. રાજાએ ધ્યાન કર્યું અને પછી તે મહાસમુદ્રમાં એક લાખ યોજનવાળા વિસ્તારવાળો એક શિંગડાવાળો સોનેરી રંગવાળો મોટા મત્સ્ય જોયો. ભગવાને પહેલાં કહ્યું હતું તે પ્રમાણે રાજા સત્યવ્રતે વાસુકિ નાગનું દોરડું કરીને વહાણુ તેના શિંગડામાં બાંધી દીધું.

આપણે પણ આત્મજ્ઞાન તરફ વળતાં જ્યારે વૃત્તિ બ્રહ્માકાર થાય ત્યારે તેને એક બ્રહ્મસ્વરૂપમાં દૃઢ કરી લેવી જોઈએ. અહીં યોજનનું પ્રમાણુ આપ્યું નથી પણ યોજનનો અર્થ જોડી દેવું એમ થાય છે અને એક લક્ષ્યમાં ચિત્તને જોડી દેનાર વૃત્તિને એક લાખ યોજનવાળી અથવા બ્રહ્માકાર વૃત્તિ કહી શકાય છે. વાસુકિ નાગનું દોરડું એ પણ વિશાળતાનું સુખ સૂચવે છે. વૃત્તિ જ્યારે બ્રહ્માકાર થાય ત્યારે વિશાળતા અને આનંદ મળે છે. તે અનુભવ યાદ રાખીને બ્રહ્મમય થવું જોઈએ. વાસુકિ નાગ એટલે બ્રહ્માકાર વૃત્તિ સમજવી.

હવે સત્યવ્રત રાજા નીચે પ્રમાણે ભગવાન મત્સ્યાવતારની સ્તુતિ કરે છે. તેમાં મત્સ્યાવતારની ગુરુરૂપે સ્તુતિ કરેલ છે. ગુરુ બ્રહ્માજી પાસેથી મળેલ વેદ લાવીને શિષ્યને આપે છે. ગુરુમાં બ્રહ્માકાર વૃત્તિ હોય છે, તેવી શિષ્યમાં પણ ગુરુ તેવી વૃત્તિ કરી આપે છે. જે વસ્તુ વધે છે તેને સંસ્કૃતમાં ગુરુ કહે છે અને જે ઘટે છે તેને લઘુ કહે છે. અપરોક્ષાનુભૂતિમાં કહેલ છે કેઃ—

निमेषार्धं न तिष्ठन्ति वृत्तिं ब्रह्ममयीं विना ।
यथा तिष्ठन्ति ब्रह्माद्याः सनकाद्यः शुकादयः ॥

અર્થ—જેમ બ્રહ્મા વગેરે, સનક વગેરે અને શુકદેવજી વગેરે એક નિમેષ પણ બ્રહ્માકાર વૃત્તિ વગર રહેતા નથી તેમ જ્ઞાની પુરુષો પણ સતત બ્રહ્માકાર વૃત્તિ વગર રહેતા નથી.

બલિ રાજાના ગુરુ શુક્રાચાર્ય સ્વાર્થી હતા તેથી બલિ રાજાએ તેમનું કહેલું માન્યું નહોતું. આ પ્રકરણમાં વૃત્તિ બ્રહ્માકાર કરી આપે તેવા ગુરુરૂપ મત્સ્યની કથા આપેલી છે.

સત્યવ્રત રાજા મત્સ્ય ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે—

अनाद्यविद्योपहतात्मसंविद–
स्तन्मूलसंसारपरिश्रमातुराः ।
यदृच्छयेहोपसृता यमाप्नुयु–
र्विमुक्तिदो नः परमो गुरुर्भवान् ॥
૮–૨૪–૨૬

અર્થ—અનાદિ અવિદ્યાથી જેનું આત્મજ્ઞાન ઢંકાઈ ગયું છે એવા અવિદ્યામૂલક સંસારના શ્રમથી આતુર પુરુષ દૈવયોગે આપના અનુગ્રહથી જ આપના શરણમાં પહોંચી જાય છે. તે આપ અમારા મુક્તિદાયક પરમ ગુરુ છો.

અવિદ્યા ક્યારે ઉત્પન્ન થઈ તે કોઈ જાણી શકતું નથી તેથી તેને અનાદિ કહે છે. અવિદ્યા એટલે આત્માનું વિસ્મરણુ, આ વિસ્મણુ ક્યારે થયું તે કહી શકાતું નથી. સંસારના વ્યવહારમાં પણુ આપણુને કોઈ બાબતનું વિસ્મરણુ થઈ જાય છે. ત્યાં વિસ્મરણુ ક્યારે થયું તેની તપાસ કરવા જઈએ તો તે વખત બરાબર મળી શકતો નથી. ખરી રીતે ભૂલ થાય ત્યારે જ તેની શોધ થવી જોઈએ, પણુ ભૂલને વખતે ભૂલની શોધ થઈ શકતી નથી. સ્વપ્ન ક્યારે શરૂ થયું તે કોણુ કહી શકશે? ઊંઘ કઈ મિનિટે આવી તે પણુ કહી શકાતું નથી, તેવી જ રીતે અવિદ્યા ક્યારે શરૂ થઈ શકે તે કહી શકાતું નથી. તેથી તેને અનાદિ કહે છે. તેમાંથી જીવને છૂટકું હોય તો ભગવાનના અનુગ્રહની જરૂર પડે છે. અથવા ગુરુની મદદની જરૂર પડે છે. અનુગ્રહમાં બે શબ્દો છેઃ અનુ અને ગ્રહ. એટલે પહેલાં ભગવાનનું સ્મરણુ કરીને પછી સંસારને ભગવાનના રૂપે જોવો તેને અનુગ્રહ કહે છે. અનુ એટલે પશ્ચાત્ અને ગ્રહ એટલે ગ્રહણુ કરવું. તેમાંથી એવો અર્થ નીકળે છે. એ ભક્તિમાર્ગનો ક્રમ છે. એવી ટેવ પાડવાથી બધું જગત અભિન્ન ભાવે દેખાવા લાગશે. અવિદ્યા એટલે દશ્ય સંસાર પહેલો યાદ આવે. અને અનુગ્રહ એટલે ભગવાન પહેલાં યાદ આવે. અનુગ્રહ આવે ત્યારે અવિદ્યા રહે નહિ, અથવા મત્સ્યરૂપે અવતાર લઈને વેદ લાવી આપ્યા હતા તેમ ગુરુ શિષ્યની વૃત્તિ બ્રહ્માકાર કરાવી આપે તો આત્મજ્ઞાન મળે અને અવિદ્યા દૂર થાય. અહિં ગુરુનો મહિમા બહુ શ્રેષ્ઠ બતાવેલ છે. શિષ્યની જિજ્ઞાસા બરાબર હોય અને ગુરુ પણુ બ્રહ્મનિષ્ઠ હોય તો આત્મસાક્ષાત્કાર થતાં વાર લાગતી નથી. શુકદેવજીએ ફક્ત સાત દિવસની અંદર પરીક્ષિત રાજાને બ્રહ્મનો અનુભવ આપ્યો હતો. પહેલાં આત્મકૃપા થાય છે, એટલે જીવની અંદર જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. પછી ઈશ્વરકૃપા થાય છે, તે પછી ગુરુકૃપા થાય છે. ઈશ્વરકૃપા અને જીવની શરણાગતિનો પ્રસંગ બલિરાજાની કથામાં આવી ગયો. હવે

ગુરુકૃપાનો મહિમા આ સ્તુતિમાં આપવામાં આવેલ છે. આ કથામાં માછલાનું બે રૂપે વર્ણન આવે છે. પહેલાં માછલું વધવા માંડયું ત્યાં વૃત્તિની વ્યાપકતા સમજવાની છે અને પછી એક લાખ યોજનનું માછલું સંસારરૂપી વહાણને મદદ આપે છે ત્યાં ઈશ્વર ગુરુરૂપે કામ કરે છે એમ સમજવાનું છે. બ્રહ્માકાર વૃત્તિ પણ ગુરુ જેવું કામ કરે છે કારણ કે ગુરુ બ્રહ્માકાર વૃત્તિ કરવામાં મદદરૂપ થાય છે.

સત્યવ્રત રાજા કહે છે કે જે કારણથી અજ્ઞાની માણસ પોતાના કર્મબંધનમાં પડી સુખની ઇચ્છાથી દુઃખમય કર્મમાં પ્રવૃત્ત થાય છે એવી અસત્ બુદ્ધિને જેની સેવાના પ્રભાવથી જિજ્ઞાસુ માણસ છોડી દે છે તે અમારા પરમ ગુરુ આપ અમારા હૃદયની ગાંઠ કાપી નાખો. ( ૮–૨૪–૪૭ )

શ્રીમદ્‌ભાગવતની કથા વખતે સાત ગાંઠવાળો વાંસ મૂકવામાં આવે છે. તેમાં દરેક દિવસની કથા પૂરી થાય ત્યારે એક ગાંઠ ભાંગી જાય છે. તે સાત ગાંઠ એટલે હૃદયની ગાંઠ સમજવાની છે. એ બાબત માહાત્મ્યમાં (મા. ૫–૬૫) સમજાવેલ છે તે ગાંઠનાં નામ શોધીએ તો કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને અવિદ્યા એમ જાણી શકાય છે. હૃદયની આવી ગાંઠ બાબતનો એક શ્લોક એકાદશ સ્કંધમાં પણ આવે છે (૧૧–૨૦–૩૦) એ ગાંઠનું કારણ અસત્ બુદ્ધિ છે અથવા અસત્‌માં સત્ બુદ્ધિ થવી તે છે. તેથી જ્ઞાન ઠીક કરવાની જરૂર છે. જ્ઞાન અને વૈરાગ્ય એ બન્ને ભક્તિના દિકરા છે. તેમને જુવાન કરવા માટે ગુરુની જરૂર પડે છે અને બ્રહ્માકાર વૃત્તિની પણ જરૂર પડે છે. બ્રહ્માકાર વૃત્તિથી અસત્ બુદ્ધિ દૂર થાય છે. મત્સ્યરૂપી જે ગુરુ પોતાનું સ્વરૂપ વિશાળ બનાવી શકે છે તે શિષ્યમાં પણ વિશાળતા લાવી શકે છે. હાલની વિદ્યાનો સારો ભાગ લઈએ તો પણ તે વિદ્યા પશુ જેવા માણસોને સારા નીતિવાળા બનાવવાનો પ્રયત્ન કરે છે. પણ માણસોને બ્રહ્મ બનાવવાની કળા અને વિદ્યા હાલની કેળવણીમાં નથી. જે મહાત્માઓ બ્રહ્મનિષ્ઠ હોય અને બ્રહ્મશ્રોત્રિય હોય તેમની પાસેથી જ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઈ શકે છે. હાલની વિદ્યામાં સુખથી કેમ જીવવું એ શીખવામાં આવે છે પણ સુખથી કેમ મરવું એ શીખવવામાં આવતું નથી. બ્રહ્મવિદ્યામાં એમ માનેલું છે કે દરેક માણસે એવાં કર્મ કરવાં જોઈએ કે જેથી તે આ જન્મમાં મુક્તિ મેળવે અથવા બીજો જન્મ આવે તો સારા સંસ્કારવાળા અને પવિત્ર કુટુંબમાં આવે. હાલના કાળમાં તો જેમને ઘેર જન્મ લેવાની ઇચ્છા થાય એવાં સારાં કુટુંબો પણ ઓછાં થઈ ગયાં છે.

અમેરીકામાં ઈ. સ. ૧૯૪૭ની સાલમાં એટલે એક વર્ષમાં ૫૦ કરોડ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. એટલે રોજનાં લગભગ ૧૩ લાખ પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. છતાં તેનાથી સંસ્કાર સુધરતા નથી અને ઇચ્છા અને બીક વધતી જાય છે. આપણા દેશમાં શ્રીમદ્‌ભાગવત જેવા એક ગ્રંથમાંથી જે જ્ઞાન મળી શકે છે તેટલું તેમનાં ૫૦ કરોડ પુસ્તકોમાં હશે કે નહિ તે શંકા જેવું છે. સારા સંસ્કાર માટે મન અને ઇન્દ્રિયોને વશ કરવાની જરૂર છે. તે માટે અભ્યાસ અને વૈરાગ્ય જોઈએ. અમેરીકામાં અને પશ્ચિમના દેશોમાં વૈરાગ્ય વધતો હોય અને સંસ્કાર સારા થતા હોય તો વારંવાર લડાઈ આવે નહિ. પાકીસ્તાન પણ પશ્ચિમને માર્ગે ચાલવાની ઇચ્છા કરતું હોય એવું જણાય છે. બહુ બગાડો થાય ત્યારે લોકસેવાની અને દેશસેવાની જરૂર પડે છે.

હાલના કાળમાં "સેવાધર્મ" એ મુખ્ય ધર્મ તરીકે જોર કરી રહેલ છે. બગાડાનું પ્રમાણ વધી જવાથી સુધારા ઉપર સુધારા કરવા પડે છે અને તે સુધારાનો અંત જણાતો નથી. સમાજસેવાથી કેટલાંક દુઃખ મટે છે પણ જન્મમરણનાં દુઃખ, વૃદ્ધાવસ્થાનાં દુઃખ વગેરે દૂર થતાં નથી. બીજાની સેવા કરવી, બીજાનું કલ્યાણ કરવું એ બહુ સારું કામ છે પણ તે સાથે આપણે કોણ? કલ્યાણ કેટલા પ્રકારનાં છે, માણસના જીવનનું મુખ્ય લક્ષ્ય શું હોવું જોઈએ, કોની સેવાથી સેવા થાય છે, કોની સત્તાથી જગત ચાલે છે વગેરે બાબતોનો વિચાર કરેલો ન હોય તો સેવા કરતાં કરતાં અનાત્મભાવ વધી જાય છે અને સેવાથી જે પ્રકારની શાંતિ ચિત્તમાં આવવી જોઈએ તેવી આવશે નહિ. સેવકની અંદર જે ગુણદોષ હોય તે તેની સેવામાં ચાલ્યા આવે છે. પોતાની અપક્વ દશામાં સમાજસેવક થઈ લોકકીર્તિને ઈશ્વર સમાન માનવાથી અને તે માટે ઉપરચોટીયા આચાર-વિચારના સેવનથી જન્મમરણના ચક્રમાંથી છૂટી શકાતું નથી. તેથી

જીવન સત્યવ્રત જેવું થઇ શકતું નથી. જેમ ઘૂવડના રાજ્યમાં સૂર્યની ઉપાસના થઇ શકતી નથી તેમ જેઓને આત્માનો અનુભવ નથી અને જેઓનું તે તરફ લક્ષ્ય નથી તેમના સંગમાં રહીને આત્માનો અનુભવ લેવો એ બની શકતું નથી અને માત્ર સામે થવું એનો અર્થ સત્યાગ્રહ કરવામાં આવે છે. જે સત્યમાં ભેદ બની શકતો નથી, તેવા સત્યનો અનુભવ લેવાનું વ્રત તે સત્યવ્રત રાજાનું સ્વરૂપ સમજવાનું છે.

સત્યવ્રત રાજા સ્તુતિ કરતાં ભગવાનને કહે છે કે જે પ્રકારે અગ્નિ સોના-ચાંદીના મેલને દૂર કરી દે છે તે પ્રમાણે જેની સેવાથી પુરુષ પોતાના અંતઃકરણના અજ્ઞાનરૂપી મેલને ત્યાગી પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિત થઇ જાય છે, એવા ગુરુજનોના પણ પરમ ગુરુ આપ અવિનાશી ઇશ્વર જ અમારા પરમ ગુરુ થાઓ. ( ૮-૨૪-૪૮ ). હે પ્રભો ! ગુરુ, દેવતા અને અન્ય જન બધા મળીને પણ જેના અનુગ્રહના દશ હજારમા અંશની સમાન કોઇ પુરુષની ઉપર સ્વયં કૃપા કરી શકતા નથી એવા આપ પરમેશ્વરનું હું શરણ લઉં છું."

સત્યવ્રત રાજા કહે છે; " જે પ્રકારે કોઇ આંધળો માણસ બીજા આંધળા માણસને દોરવાનું કામ કરે તો બન્ને ખાડામાં પડે છે તેમ અજ્ઞાની માણસોને ગુરુ બનાવવા એ વ્યર્થ કામ છે. આપ તો સૂર્યની સમાન સ્વયંપ્રકાશ અને બધી ઇન્દ્રિયોના સાક્ષી છો તેથી આત્માને જાણવાની ઇચ્છાવાળા અમોએ આપને ગુરુ માનેલા છે." (૮ ૨૪ ૫૦)

જે ગુરુ આત્મજ્ઞાન આપતા નથી તે ખરા ગુરુ નથી. ખરો ધર્મ માણસના સાત્ત્વિક ભાવને જાગ્રત કરે છે અને આત્મજ્ઞાન આપે છે. આત્મજ્ઞાનથી સમ્યક્ દર્શન પ્રાપ્ત થાય છે. તેને સુદર્શન ચક્ર કહે છે. એ સુદર્શન ચક્રની પાસે વાસનાનું જોર કેવી રીતે તૂટી જાય છે તેની કથા હવે પછી નવમા સ્કંધમાં દુર્વાસા અને અંબરીષ રાજાના પ્રસંગમાં આવશે. જ્યાં સાત્ત્વિક ભાવ નથી ત્યાં સમ્યક્ દર્શન ઉત્પન્ન થતું નથી અને અહંકાર વધે છે. એક દેશ માણસને મારવા માટે અમુક જાતના સંચા અને ઝેર ઉત્પન્ન કરે તો બીજો દેશ તે માટે એથી પણ વધારે મોટા સંચા અને વધારે પ્રબળ ઝેર ઉત્પન્ન કરે છે. જ્યાં રજોગુણ અને તમોગુણ વધે છે ત્યાં માણસો પશુ જેવા થતા જાય છે. અનીતિનું થોડુંક કારણ ગરીબાઇ છે પણ મોટું કારણ અજ્ઞાન છે. જ્યાં ડાહ્યા, નીતિવાળા અને જ્ઞાની માણસોની સંખ્યા વધે ત્યાં વૃત્તિરૂપી માછલું વધવા લાગે છે. માત્ર દેશસેવામાં પણ વૃત્તિ અટકે તો પણ માછલાનો પૂરો વિકાસ થતો નથી. દેશસેવા અને કોમસેવા એ પણ ઘણા ઝઘડાનું નિમિત્ત થાય છે. જે માણસો સત્તાવાળા હોય, ધનવાન હોય, જેમને બહુમતિનો ટેકો હોય છતાં તેમનામાં અજ્ઞાન હોય તો તે લડાઇઓ ઉત્પન્ન કરે છે. તેથી સમાજ માટે જેમ રોટલીની જરૂર છે તેમ ઇચ્છાઓ ઉપર અંકુશ રાખવાની પણ જરૂર છે. હાલના સુધારાએ ઇન્દ્રિયોના સુખ માટે વધારે સગવડો આપી છે, પણ ઇંદ્રિયો ઉપર સંયમ રાખવાથી કેવા ફાયદા થાય છે તે બતાવેલ નથી. શરીરને રહેવા માટે બહુ થોડી જગ્યા જોઇએ છે પણ મન ઠેકાણે ન હોય તો મોટા બંગલા પણ પૂરા થતા નથી. ખાવા માટે થોડું જોઇએ છે પણ મન ઠેકાણે ન હોય તો ઘણા પ્રકારનાં ભોજન અને અથાણાં અને ચટણીઓથી પણ સંતોષ થતો નથી. દરેક હોટલવાળા જીભને માટે નવી નવી વાનીઓ બનાવે છે છતાં જીભને સંતોષ થતો નથી. થોડાં કપડાંથી ચાલી શકે છે પણ મન ઠેકાણે ન હોય તો ઘણાં કપડાંથી પણ સંતોષ થતો નથી. વળી શરીરને શણગારવા માટે લીપસ્ટીક અને એવાં બીજાં અનેક સાધનો ઉત્પન્ન થયાં છે છતાં માણસનું જીવન પ્રેમમય થતું નથી અને હુલ્લડો વધતાં જાય છે. 'તે તું છે.' એ એક નાના વાક્યમાં બધું જ્ઞાન સમાઇ જાય છે પણ મન ઠેકાણે ન હોય તો ઘણાં પુસ્તકોથી પણ સાચું જ્ઞાન મળતું નથી. આપણે કર્મ માટે જેટલા જવાબદાર છીએ તે કરતાં આપણા વિચાર માટે વધારે જવાબદાર છીએ. તેથી આપણી વૃત્તિરૂપી માછલું દિવસે દિવસે વિશાળ થવા લાગે તેવી રીતે રહેવું જોઇએ.

जनो जनस्यादिशतेऽसतीं मतिं
यया प्रपद्येत दुरत्ययं तमः
त्वं त्वव्ययं ज्ञानममोघमञ्जसा
प्रपद्यते येन जनो निजं पदम् ॥
૮-૨૪-૫૧

અર્થ—અજ્ઞાની પુરુષ તો બીજા અજ્ઞાની લોકોને અર્થ, કામ વગેરે વિષયવાળી અસદ્‌બુદ્ધિ ઉત્પન્ન થાય એવો ઉપદેશ આપે છે કે જેથી તેઓ દુસ્તર અન્ધકાર (સંસાર)માં જ પડે છે. પણ આપ તો અક્ષય અને અમોઘ જ્ઞાનનો જ ઉપદેશ કરો છો. તેથી મનુષ્ય સુગમતાથી આત્મસ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. આ સિદ્ધાંત દેશ-સેવામાં પણ લાગુ પડે છે. ઘણા અજ્ઞાની માણસોને ગુરુ થવું ગમે છે અને જાણે કે પોતે માનેલ રસ્તે જ દેશનો ઉદ્ધાર થશે એમ માની બીજાને પોતાની નિશાળમાં બેસવાનું કહે છે. પણ બધા એક જ રસ્તે વળી શકતા નથી. દેશ-સેવામાં અને સમાજ-સેવામાં પક્ષ રહે છે અને તેથી અજ્ઞાન પણ રહે છે.

સંસારમાં શરીરને માટે કેટલીક સગવડની જરૂર છે પણ સંસારમાં સાચું સુખ છે એ માન્યતા ખોટી છે. એકપણ સંસારના સુખની ઇચ્છા ભગવદ્‌ભાવની વિરોધી છે. સંસારી દશાવાળાને આત્મજ્ઞાન થતું નથી. વળી આત્માની શાંતિનો કાંઈક અનુભવ લીધા વગર જે સમાજસેવામાં જોડાય છે તેને પરિણામે અશાંતિ મળે છે. આખું જગત સુધરે તો ઠીક એમ આપણને લાગે છે પણ આખું જગત કદાપિ સુધરતું નથી. જો સુધરે તો જગત રહે નહિં. વળી વ્યક્તિ તરીકે અમુક માણસ પણ એકદમ છેવટની ભૂમિકાએ પહોંચી શકતો નથી તેથી વૃત્તિરૂપી માળખાની વિશાળતાની માફક જ્ઞાનમાર્ગમાં શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુરીયા એમ સાત ભૂમિકા મૂકેલી છે.

શરૂઆતમાં જીવમાં શુભેચ્છા ઉત્પન્ન થવી જોઈએ. તે જીવની ખરાબ ઇચ્છાઓની શરણાગતિ છે. શરૂઆતમાં એવી દશાની ખાસ જરૂર છે તેથી સત્યવ્રત રાજા પોતાની શરણાગતિ નિવેદન કરે છે.

સત્યવ્રત ભગવાનને કહે છે કે, "આપ સંપૂર્ણ લોકના સુહૃદ છો, પ્રિય છો, ઈશ્વર, આત્મા, ગુરુ અને જ્ઞાન અને ઇચ્છિત ફળસ્વરૂપ છો, પણ મોહ અને વિષયમાં આસક્ત માણસો હૃદયમાં બિરાજમાન આપ પરમેશ્વરને જાણી શકતા નથી. આ વખતે હું તત્ત્વજ્ઞાનનો ઉપદેશ મેળવવાને માટે આપ દેવોના પરમ પૂજનીય પરમેશ્વરના શરણમાં આવ્યો છું. હે ભગવાન! આપ પરમાર્થનો પ્રકાશ કરવાવાળા આપના વચનોથી મારી હૃદયગ્રંથિઓનું છેદન કરો અને પોતાના સ્વરૂપનો પ્રકાશ કરો.

અહીં બ્રહ્મજિજ્ઞાસાનું સ્વરૂપ બરાબર બતાવેલ છે. આવી તીવ્ર જિજ્ઞાસા વગર અને આવી શરણાગતિ વગર ગુરુ પાસેથી જ્ઞાન મળતું નથી. દરેક વ્યક્તિ કોઈને-કોઈ રૂપમાં શરણભાવ રાખે છે. તેમાં ભેદ એટલો છે કે આસ્તિક માણસ એકને શરણે રહે છે અને નાસ્તિક માણસ અનેકને શરણે રહે છે. આસ્તિક માણસ વસ્તુ અથવા મુખ્ય વસ્તુ તરફ ધ્યાન રાખે છે; નાસ્તિક માણસ પોતાની ઇચ્છાઓ પૂરી કરવા પ્રયત્ન કરે છે. જરૂરી વસ્તુ એક હોય છે, ઇચ્છાઓ અનેક હોય છે. જરૂરી વસ્તુ આત્મા છે. તેનો સાક્ષાત્કાર થયા પછી તેને મેળવવાની જરૂર રહેતી નથી. વિષયની ઇચ્છા પૂરી કરવા જનાર માણસ શક્તિ વગરનો થતો જાય છે. તેથી શરણાગત જ્યારે પ્રભુને શરણ થાય છે ત્યારે ઇચ્છાઓની નિવૃત્તિ થાય છે અને પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે. એ દશા કેવી હોય તેને માટે નવમા સ્કંધમાં અંબરીષ રાજાનું આખ્યાન આવશે. શરણાગતિ શરૂ થતાં જ અહંકારમાં પરિવર્તન થાય છે. તેની સામે દુર્વાસા રૂપી વાસનાઓ આવે તો પણ તે ગભરાતો નથી. સુદર્શન રૂપી સમ્યક્ દર્શનથી તેના સત્ય વ્રતની રક્ષા થાય છે.

સત્યવ્રત રાજાની પ્રાર્થના પૂરી થયા પછી ભગવાને તેને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. જેમાં સાંખ્ય, યોગ અને કર્મનો ઉલ્લેખ આવે છે એવા આત્મરહસ્યયુક્ત મત્સ્યપુરાણ-સંહિતાનું ભગવાને સત્યવ્રત રાજા પાસે વર્ણન કર્યું; તથા ઋષિઓની સાથે વહાણમાં બેઠેલા રાજાએ ભગવાને કહેલું આ સનાતન બ્રહ્મતત્ત્વ નિઃસંદેહપણે શ્રવણ કર્યું. (૮-૨૪-૫૬)

પછી પ્રલયનો અન્ત થતાં જ્યારે બ્રહ્માજી જાગ્રત થયા ત્યારે મત્સ્ય ભગવાને હયગ્રીવ દૈત્યને મારીને વેદ લાવી આપ્યા. સત્યવ્રત રાજા પણ વિષ્ણુની કૃપાથી આ કલ્પમાં વૈવસ્વત નામનો મનુ થયો. (૮-૨૪-૫૮)

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે રાજર્ષિ સત્યવ્રત અને માયામત્સ્યરૂપ શ્રીવિષ્ણુ ભગવાનના સંવાદરૂપ આ મહાન આખ્યાનને જે સાંભળે તે મનુષ્ય બધાં પાપથી મુક્ત થાય છે. હાલ જે જાતની શરૂઆત કેળવણી દાખલ કરવામાં આવે છે તેનાથી અજ્ઞાન દૂર થશે કે નહિ તે જોવા જેવું છે.

એક વખત કોઈ શિષ્યે પોતાના ગુરુને કહ્યું કે, "અમને બ્રહ્મનું સુખ આપો તો 'અમે સંસારનું સુખ છોડી દઈએ." ગુરુએ કહ્યું કે "કોઈ ગૃહસ્થનો એક જુવાન દીકરો અનીતિને માર્ગે ચડી ગયો હોય અને તેનું સગપણ કરવાનું હોય ત્યારે તેની આબરૂ ન હોવાથી તેને કોઈ કન્યા આપતું 'ન હોય ત્યારે તેનો બાપ તેને કહે છે કે "તારી ખોટી ટેવ છોડી દે તો તારી આબરૂ બંધાય અને તને કોઈ કન્યા આપે," તે છોકરાએ જવાબ આપ્યો કે "તમે વિવાહ કરી આપો એટલે ટેવ જતી રહેશે." બાપ કહે છે કે ખોટી ટેવ ગયા વગર તારી આબરૂ બંધાશે નહિ અને આબરૂ બંધાયા વગર તને કોઈ કન્યા આપશે નહિ." માટે સિદ્ધાંતમાં, જેમનું મન સંસારના સુખમાં ભટકે છે તેમની પરમાત્મા પાસે આબરૂ નથી, તે પરમાત્માનું સુખ લેવાને માટે લાયક નથી.

તેથી સત્યવ્રત રાજાની માફક સત્ય વ્રત લેવાની જરૂર છે. તેનું સ્વરૂપ હવે નવમા સ્કંધમાં સ્પષ્ટ કરવામાં આવશે.

---

# વહાલાં પંખીડાંને



આવો! આવો! ઓ વહાલાં પંખી!
ઊડો! અમારી સંગ!
આવો! આવો! ઓ ભોળાં પંખી!
ઊડો! અમારી સંગ!......ટેક૦

જ્ઞાન-ધ્યાનની પાંખો કરીએ,
વ્યોમથી વ્યોમ વિષે જ વિહરીએ;
સ્હેજે ભવસાગરને તરીએ,
પામી સુખ અભંગ....આવો!

માયા-મમતાને પરહરીએ,
પળ પળ 'સોઽહમ્ બ્રહ્મ' સમરીએ;
પછી મન ફાવે ત્યાં જ વિહરીએ,
જીતી મુક્તિ-જંગ....આવો!

મોહભાવનાં મૂળ ઉખેડી,
જન્મજન્મનાં ઋણને ફેડી;
છોડી વાત સૌ આડીટેડી,
ન્હાઓ મુક્તિ—ગંગ...આવો!

શંકર સૌને આંહી બોલાવે,
ખૂબ હુલાવે, ખૂબ ફુલાવે;
જ્ઞાન હિંડોળે ખૂબ ઝુલાવે,
જાણીને નિજ અંગ....આવો!

—શ્રી શંકર મહારાજ ગિનાવાવાળા



# મૈનાવતી રાણીની વાર્તા

અનુવાદક :—શ્રી. જયન્ત ગાંધી.

[ સંસારને જીતવા માટે—સંસારનું બંધનકારીપણું દૂર કરવા માટે જેઓ નિવૃત્તિમાર્ગનું ગ્રહણ કરે છે, તેઓને કેવું આચરણ કરવાનું હોય છે, કયા નિયમોને અનુસરવાનું હોય છે, તે આ સંવાદમાં બતાવાએલ છે. કેવળ ભગવાં ધારણ કરવાથી કે વિરાગીનો વેશ ધારણ કરી ફરવાથી મોક્ષ સિદ્ધ થતો નથી. બાહ્ય સાથે આન્તરિક શુદ્ધિ પણ તેટલી જ આવશ્યક છે. અને તો જ અમર વિદ્યા—અધ્યાત્મ વિદ્યાનો અધિકાર પ્રાપ્ત થાય છે. ]

આજથી બે હજાર વર્ષ પૂર્વે ઉજ્જનમાં ભારતની રાજધાની હતી. જ્યારે ભારતસમ્રાટ રાજા ભર્તૃહરિ યોગી થઈ ગયા ત્યારે વિક્રમાદિત્ય સિંહાસન પર બિરાજમાન થયા. તે વખતે બંગાળામાં રાજા ગોપીચંદ રાજ્ય કરતા હતા. જેઓ તે ભર્તૃહરિના ભાણા હતા. ગોપીચંદે જાણ્યું કે રાજા ભર્તૃહરિએ ગુરુ ગોરખનાથ પાસેથી અમર વિદ્યા પ્રાપ્ત કરી છે અને ભોગ વગેરે ત્યજી દઈને ગોરખનાથના શિષ્ય થઈ ગયા છે. ત્યારે ગુરુએ ગોપીચંદને પણ કહ્યું કે જો તમારે અમર વિદ્યા મેળવવી હોય તો રાજ્ય ત્યજી દો અને ભર્તૃહરિની સાથે રહો. ગોપીચંદ આ વાતને અનુસર્યા. રાજ્ય છોડી દીધું અને પોતાના નાના ભાઈને ગાદી ઉપર બેસાડી યોગીરૂપ ધારણ કર્યું. ગુરુ ગોરખનાથની આજ્ઞાઅનુસાર ગોપીચંદ રાજા, માતા તથા રાણી પાસે ભિક્ષા માગવા રંગમહેલમાં ગયા.

રાણીઃ—હું તમને શાની ભિક્ષા આપું ? મારા આંસુના હાર લઈ જાઓ. શું આપ જનક રાજાની પેઠે ભોગમાં યોગ નિભાવી શકતા નથી ?

રાજાઃ—રાણી સાહેબ ! યોગથી પણ ભોગ કઠિન છે. યોગ વિના ભોગ થઈ શકતો નથી. યોગ અને ભોગ બંન્નેની સમાધિ લાગે છે. પરંતુ ભોગને જાણનારા યોગ જાણનાર કરતાં અધિક દુર્લભ છે.

રાણીઃ—અમર વિદ્યા મેળવવામાં શું રાજ્યના ત્યાગની જરૂર છે ?

રાજાઃ—હા, જરૂર છે. અમરવિદ્યાના નિયમનું પાલન કરવા માટે રાજપાટ છોડવું અનિવાર્ય છે.

રાણીઃ—જો મારો ત્યાગ કરવાથી અમર થવાતું હોય તો ત્યાગ કરી દ્યો છો. હું દુઃખ સહન કરી લઈશ. પરંતુ આપને હાનિ નહિ પહોંચાડું.

રાજાઃ—મારા માટે તમો ત્યાગ કરો છો માટે હું તમારો ઋણી છું. હું આપની પાસે એટલી જ ભિક્ષા ચાહું છું કે આપ સહર્ષ મને વનવાસ જવાની રજા આપો.

રાણીઃ—હું સહર્ષ કહું છું કે આપ અમરવિદ્યાના વિદ્યાર્થી બનો. હું એટલું જ ચાહું છું કે ભર્તૃહરિ રાજાની પેઠે જનતા આપનું નામ લે. પરન્તુ મને તમે એક ભિક્ષા આપશો ?

રાજાઃ—શું માગો છો ?

રાણીઃ—મારા મરણ સમયે આપના દર્શન થાય.

રાજાઃ—જેવી આપની મરજી. (તથાસ્તુ)

× × ×

ગોપીચંદ—અલખ ! માતાજી ! ભિક્ષા આપો.

મૈનાવતી—આજ મારો ખરો દિવસ છે. મારાથી આજ પુત્રનો જન્મ થયો છે.

ગોપીચંદ—માતાજી ! મને ભિક્ષા આપો.

મૈનાવતી—આજે હું ત્રણ શિક્ષાની ભિક્ષા આપું છું. એક એક શિક્ષાનું મૂલ્ય એક એક હીરાથી ઓછું નથી.

ગોપીચંદઃ—શિક્ષાને માટે ઝવેરાત અને રાજપાટનો ત્યાગ કર્યો છે. આપ શિક્ષાની ભિક્ષા આપો.

મૈનાવતીઃ—હંમેશાં કિલ્લામાં રહેવું કે જેથી દુશ્મનો હુમલા ન કરી શકે. આ મારી પહેલી શિક્ષા છે.

ગોપીચંદ—હું આપની શિક્ષા સમજી શક્યો નહિ.

મૈનાવતી—મનુષ્ય માટે બ્રહ્મચર્ય સિવાય બીજો એક પણ કિલ્લો નથી. રોગ, શોક, જરા, વ્યાધિ, આદિ વગેરે કોઈ પણ શત્રુ આ કિલ્લા ઉપર હુમલો કરી શકે નહિ. જો બ્રહ્મચારી નથી તે સાચા બની શકતો નથી, કે નથી થઈ શકતો યોગી. ભોગી કાં તો કાચા બની જાય છે, કાં તો કામી બની જાય છે. રોગનો હલ્લો પાછો કરીને તમે જ્યાં બનો છો—કામી

નહિ. જ્યારે બ્રહ્મચર્યના કિલ્લામાં ભક્ત રહે છે ત્યારે તેને કોઇ પણ શત્રુનો ભય હોતો નથી. આ જ મારી પહેલી શિક્ષાનું રહસ્ય.

ગોપીચંદ–હું કૃતજ્ઞ છું. માતાજી! હું આપનું ઋણ કદી ભૂલી નહિ જાઉં. આપની યોગ્યતાને હું પ્રણામ કરૂં છું. હવે આપની બીજી શિક્ષાનું રહસ્ય શું છે?

મૈનાવતી–મારી બીજી શિક્ષા એ છે કે હંમેશાં મોહનભોગ કરવો.

ગોપીચંદ–આ પણ રહસ્યવાદની વાત છે. કોઈ વખત એક મુઠ્ઠી ચણા નથી મળતા તો મોહનભોગ કેવો?

મૈનાવતી–દિવસ–રાત મળી ચોવીસ કલાકમાં ફક્ત એક વાર તો ખરેખરી ભૂખ લાગે છે જ. એ વખતે ચણા પણ મોહનભોગ જેવા લાગે છે. કોઈ વખત ચણા મોહનભોગ બની જાય છે અને કોઇ વખત મોહનભોગ પણ ચણા બની જાય છે. એટલે મારી બીજી શિક્ષાનું રહસ્ય એ છે કે દિવસરાત મળી એક જ વખત લેવું, એ પણ ભૂખ લાગે ત્યારે જ.

ગોપીચંદ–માતાજી! આપની ત્રીજી શિક્ષા શું છે?

મૈનાવતી–જ્યારે ઊંઘ આવે ત્યારે સુઈ જવું. જ ત્રીજી શિક્ષા.

ગોપીચંદ–આ પણ રહસ્યવાદનું વચન છે. આનો શો મર્મ?

મૈનાવતી–જે માણસ ઊંઘને નિમંત્રણ આપે છે તેઓ પલંગ પર સુઇ જાય છે તો પણ ઊંઘ આવતી નથી. સુવાનો વખત થયો છે માટે સુઇ જવું જોઇએ એમ સમજી જે પથારીમાં સુઈ જાય છે તે પણ ઊંઘી જાય છે. પરંતુ જ્યારે ખરેખરી ગાઢ ઊંઘ આવતી હોય ત્યારે ખેતરમાં માટીના ઢેફાં પર સુઈ જઇએ તો પણ ઊંઘ આવે છે. મારી ત્રીજી શિક્ષાનું રહસ્ય એ છે કે જ્યારે ગાઢ ઊંઘ આવે ત્યારે જ પથારીમાં સુઇ જવું; આળસુ બની પડી ન રહેવું.

ગોપીચંદ–ધન્ય ધન્ય. આપની ત્રણે શિક્ષાઓને મેં બરાબર રીતે મગજમાં ગોઠવી દીધી છે. આ ત્રણે રત્નો હંમેશાં મારી પાસે રહેશે.

મૈનાવતીઃ–પિંગળા રાણીએ પોતાના ખરાબ વર્તનથી રાજા ભર્તૃહરિને યોગી બનાવી દીધા હતા તેવી રીતે મૈનાવતીએ સારા આચરણથી પોતાના પુત્ર ગોપીચંદને યોગી બનાવી દીધો છે. આ સંસારમાં સારામાં સારી અને બૂરામાં બૂરી એક સ્ત્રી જાત મોજુદ છે.

× × ×

ગોરખનાથ–વત્સ ગોપીચંદ!

ગોપીચંદ–મહારાજ.

ગોરખ–તમે તમારી રાણી પાસે શું ભિક્ષા માગી?

ગોપીચંદ–બીજાના ઉપકાર માટે પોતાનો સ્વાર્થ ત્યજી દેવો જોઇએ. રાણીએ મને આ શિક્ષાની ભિક્ષા આપી છે.

ગોરખ–આપની માતા પાસેથી શું ભિક્ષા મેળવી?

ગોપીચંદ–માતાએ ત્રણ શિક્ષાની ભિક્ષા આપી છે. (૧) બ્રહ્મચર્ય પાળવું. (૨) બહુ ભૂખ લાગે ત્યારે જ ખાવું અને (૩) ગાઢ ઊંઘ આવે ત્યારે સુવું.

ગોરખ–બરાબર છે. તમને સિદ્ધિ જરૂર મળશે. દરેક સ્ત્રીએ પ્રવૃત્તિની જાળ પાથરી હતી, પરંતુ રાણી મૈનાવતીએ નિવૃત્તિનો પક્ષ ગ્રહણ કર્યો છે. મેં આવી સ્ત્રી પહેલી જ વાર જોઇ છે કે જેણે નિવૃત્તિથી પ્રેમ બતાવ્યો. મૈનાવતી રાણીએ, સુમિત્રા રાણીની માફક બ્રહ્મની સાથે સંબંધ કર્યો છે. ખરેખરી રીતે ઇશ્વરને માથે રાખીને કહું છું કે તમારી માતા માતા કહેવાને યોગ્ય છે. હું તેમને નીચો નમીને પ્રણામ કરૂં છું.

ગોપીચંદ–ઇશ્વર પાસે હું એટલું જ માગું છું કે મારી માતા જેવી બધી જ માતાઓ થાઓ!

ગોરખ–તમે અને ભર્તૃહરિ મારી સાથે સ્યાલકોટ ચાલો. સ્યાલકોટના રાજકુમાર પુરનમલ મોટી વિપત્તિમાં ફસાઇ ગયા છે. પૂરનમલને પણ નિવૃત્તિમાં સામેલ થવું છે. પછી ત્રણે જણ વિંધ્યાચળ પર્વતમાં જઇને અમરવિદ્યાનું અધ્યયન કરશો. મારાથી તમો ત્રણે અમર થશો. અને તમો ત્રણે જગતમાં પ્રસિદ્ધ થશો.

# નાશવન્ત સંસાર અને અદ્વૈતભાવ

લેખકઃ—શ્રી. મંગળદાસ ગી. મહેતા

[ અદ્વૈતભાવ—એકતાના અનુભવ માટે, આપણે પોતાને પહેલાં અહંકાર રહિત, નિર્મળ અને સરળ બનવું પડે છે. સમુદ્રનું મોજું જ્યાંસુધી પોતાને અહંકારથી મોજું સમજ્યા કરે છે ત્યાંસુધી તે સમુદ્રમાં બીજાં મોજાંઓ સાથે અથડાયા કરે છે; પરન્તુ જ્યારે તે પોતામાં સમુદ્ર સિવાય બીજું કંઇ જ જોતું નથી—તેનો અહંકાર ઓગળી જાય છે, ત્યારે તેને બધી જગાએ સમુદ્ર જ જણાય છે અને બધી વસ્તુઓનું બધાં મોજાંઓનું જ્ઞાન એક સમુદ્રરૂપે જ થાય છે, અને તેથી તે, મોજા—ભાવમાંથી, અલ્પ ભાવમાંથી મુક્ત થઇ સમુદ્રના શાન્ત શાશ્વત ભાવને પ્રાપ્ત કરે છે. મનુષ્ય પણ જ્યારે બધા પદાર્થોને એક જ તત્ત્વથી વ્યાપેલા અને એક જ તત્ત્વમાં વિસ્તાર પામેલા જુએ છે, ત્યારે તે પોતાનો પણ તે એક વસ્તુરૂપે અનુભવ કરીને શાશ્વતપણાને અદ્વૈત ભાવને પામે છે, બ્રહ્મરૂપ થઇ જાય છે. આ વિષય ઉપર આ લેખમાં સ્પષ્ટતા કરવામાં આવેલ છે. ]

સંસાર તથા તેનો સર્વ વ્યવહાર મિથ્યા છે છતાં તેને સાચો માનવામાં આવે છે. પ્રશ્ન થાય કે સંસાર મિથ્યા હોય, તો યજ્ઞ, તપ, દાન અને પાપપુણ્ય વગેરે સર્વ કાર્યો ખોટાં? એનો ઉત્તર એ જ આપી શકાય કે, યજ્ઞ, તપ, દાન, પાપ અને પુણ્ય વગેરે મનુષ્ય કરે છે તેનાં બદલામાં તેને સુખદુઃખ ભોગવવાં પડે છે. પણ વાસ્તવમાં આ સુખદુઃખ માનવકલ્પિત છે. જ્યારે ઈશ્વરકલ્પિત જગત છે.

"કૂવાના પાવઠા પર સૂતેલો મનુષ્ય સ્વપ્નમાં રાજા બને, તેને રાજ્ય મળે, એ રાજ્ય પર બીજો રાજા ચડી આવી રાજ્યનો કબજો લે, અને રાજાને પકડવા તથા કેદ કરવા જતાં તે દરમ્યાન રાજા નાસી છૂટે અને નાસતા છતાં સ્વપ્નનો એ રાજા અને કૂવાના પાવઠા પર સૂતેલો એ મનુષ્ય એક જ હોવાથી ઊંઘમાં એ વખતે પડખું ફેરવવા જતાં કૂવામાં પડે, તેના હાથપગ તૂટે અને તુરત જાગી જાય એટલે ભાન થાય કે હું રાજા નથી પણ સામાન્ય મનુષ્ય છું. મારે રાજ્ય ન હતું એટલે રાજા થયો એ તો માત્ર સ્વપ્ન હતું." આ રીતે પોતે રાજા થએલો એ ખોટું પરંતુ કૂવામાં પડ્યો અને પગ તૂટી ગયા એ સાચું. એ જ પ્રમાણે સંસાર અને સંસારી સુખ સ્વપ્નની જેમ અસત્ય છે. સંસાર એક મોટું સ્વપ્ન છે. મનુષ્યે ઊભા કરેલ અજ્ઞાતવાદમાંથી એ સંસારની રચના થઇ છે. ભગવાન શંકરાચાર્ય કહે છે કે, દેખાતો સંસાર દેખાતા સ્વપ્ન જેવો મિથ્યા છે.

પાપ કરવાથી તેનું ફળ ભોગવવું પડે છે. સ્ત્રી—પુત્ર, ઘરબાર પૈસો વિગેરેનું સુખ મળતાં આપણે સમજીએ છીએ કે એ બધું મારા પરાક્રમ અને મારી બુદ્ધિથી મને મળ્યું છે, એ માનવીનું અજ્ઞાન છે. એ રીતે માયાને આધીન થતાં અહંકાર આવે છે. તેમાં લુબ્ધ થતાં માયાજાળમાં મનુષ્ય બંધાય છે. પરિણામે તેને દુઃખ ભોગવવું પડે છે. પણ જે મનુષ્ય પોતાને મળેલું સુખ વગેરે પ્રભુની કૃપા અને ઇચ્છાનું ફળ છે તેમ માની તેમાં આસક્ત થતો નથી, પૈસાનો દુરુપયોગ કરી બીજાને દુઃખી કરતો નથી તેને કોઇ પણ સંજોગોમાં દુઃખ ભોગવવું પડતું નથી. સંસાર દુઃખાલય છે અને અનિત્ય છે. दुःखालयमशाश्वतम् ।

દુઃખાલયમાં સુખ ક્યાંથી હોય અને અનિત્ય વસ્તુમાં નિત્યતા કઇ રીતે સંભવે! જેમ પુસ્તકાલયમાં મૂર્તિ ન હોય, દેવાલયમાં પુસ્તક ન હોય તેમ સુખાલયમાં દુઃખ ન હોય અને દુઃખાલયમાં સુખ પણ ન હોય, પછી દુઃખાલયમાં સુખની આશા રાખવી એ મનુષ્ય માત્રનું અજ્ઞાન સૂચવે છે. એ જ રીતે અશાશ્વતમાં શાશ્વત વસ્તુ જોવી તે પણ તેટલું જ હાસ્યાસ્પદ છે. એટલે માની લીધેલું સુખ અનિત્ય હોવાથી અને તે પણ ખરી રીતે દુઃખ હોવાથી જ્યારે કલ્પનાનું સુખ નષ્ટ થાય છે ત્યારે દુઃખી થવું પડે છે. મોહવશ થઇને દુઃખને સુખ કલ્પી લેવાથી સુખ થઇ શકતું નથી. માયાના આવરણને લઇને સાચા—ખોટાનો વિવેક ભૂલી જવાય, અનિત્ય પદાર્થને નિત્ય—ચિરંજીવ માની લેવાય, પોતાના નાશવંત દેહને પણ અવિદ્યાને લઇને અમર માની બેસાય અને હંમેશ મનુષ્યદેહ રહેવાનો છે તેમ જ સમજી આખી દુનિયા સાથે બાથ ભીડવા તૈયાર થઇ જવાય, એ બરાબર

નથી. જે મહાપુરુષો થઇ ગયા છે તેઓને પણ કાળને વશ થવું પડયું છે એ વાત કોઇની જાણ બહાર નથી. છતાં સ્વાર્થ, અહંભાવ અને મોહને લઇને સત્ય જ્ઞાનને આડે અજ્ઞાનનો પડદો આવી જાય છે. અને માનવ પ્રાણી આ સંસારમાં ભયંકર ઉથલ પાથલ મચાવે છે. યંત્ર, રસાયન, ભૂસ્તર, ખગોળ વગેરે અનેક પ્રકારની વિદ્યા સંપાદન કરી કેટલીએ શોધખોળો કરી સરિતા-સાગર ડોળી નાખી, અનેકવિધ વિનાશક તત્ત્વો સરજી રાજ્યના, સત્તાના અને કીર્તિના લોભમાં અનેક રાષ્ટ્રને ખંડેરો બનાવી દેનાર મનુષ્ય, માનવતા વિસારી મૂકે છે. રાવણ, મુસોલિની, ઔરંગઝેબ કે હિટલર જેવા મનુષ્યોએ માનવતાને રૂખસદ આપી કાળોકેર મચાવ્યો અને અંતે મૃત્યુને શરણ થવું પડયું. તેઓ સાથે શું લઈ ગયા? એક ફૂટી કોડી સાથે ગઇ નહિં. ધૂળમાં રગદોળાઇ ગયા, બળીને ભસ્મ થયા કે કબ્રસ્તાનમાં માત્ર સાડાત્રણ હાથની ભૂમિમાં દટાઈ ગયા. માત્ર નામશેષ રહ્યા. અને કાળે કરીને તે પણ ભૂંસાઇ જશે. જનારની સાથે પોતાનો દેહ પણ આવ્યો નહિં તો બીજી માયિક વસ્તુ કઈ રીતે આવે? પરંતુ માનવ પ્રાણીની મહત્ત્વાકાંક્ષાની કાંઇ હદ હોય છે! આ તમામ વસ્તુ સૌ જાણે છે. પરંતુ સ્મશાનમાં શબ ભડભડ ચીતામાં બળતું હોય અને તે જ્યારે નજરે જોવાતું હોય ત્યારે તે દૃશ્ય જોઇને વિચારો આવે કે, "સંસારમાં સાચાંખોટાં કરી, ન કરવા જેવાં નિંદનીય, અન્યને દુઃખકારક અને અંતમાં પોતાને પણ પીડાકારક થાય તેવાં કર્મો કરી શા માટે મનમાં ફૂલાવું? આ રીતે એક વખત આપણો દેહ પણ બળીને રાખ થઇ જવાનો છે. તો શા માટે માનવ દેહનું સાર્થક ન સાધવું?" એવા વિચારો–એવું ક્ષણિક જ્ઞાન આવે છે. પણ ત્યાંથી ઘરે આવતાં એ સ્મશાનવૈરાગ્ય તો સ્મશાનમાં જ પડયો રહ્યો હોય તેમ પાછળથી માલુમ પડે છે, પછી તો ઘરે આવતાં વેંત માયાએ કબજો લઇ લીધો હોય છે.

પેટનો ખાડો પૂરવા અનેક છળપ્રપંચ, કાવાદાવા શરૂ થઇ ગયા હોય છે. શ્રી શંકરાચાર્યનો અદ્વૈત સિદ્ધાંત સ્મૃતિપટથી વિસરી જવાય છે. સર્વ પ્રાણીઓમાં પોતાનું જ સ્વરૂપ, પોતાનો જ આત્મા વિલસી રહેલ છે, સૌ નિજ આત્મસ્વરૂપ છે એ ભૂલી જવાય છે. વેરઝેર, ઇર્ષ્યા, અદેખાઈ, કામ–ક્રોધ, મોહ, લોભ, મદ, મત્સર, કજીઆ-કંકાસ, મ્હારૂં-ત્હારૂં એવી ભ્રમમૂલક દ્વૈત-બુદ્ધિ આવી જાય છે. અસ્તુ.

પરબ્રહ્મની અકળ કળાનો પાર પામવાનું સહેલું નથી. તેથી તેની વિલક્ષણતા સમજી શકાય તેવું નથી. સંસારની મોહજાળને વિનષ્ટ કરી શકાય? પોતે તેને વશ ન થતાં પોતાને વશ માયાને કેમ રાખી શકાય? –તેનો વિચાર કરવા જેટલી શક્તિ કદાચ માનવ બંધુમાં હશે તો પણ તે પ્રમાણે આચરી શકાતું નથી. કદાચ થોડા કાળ માટે આચરણમાં ઊતારવાનું સહેલું લાગે પરંતુ પાછળથી એવા સંજોગો ઊભા થાય, દૃષ્ટિ સામે એવાં એવાં પ્રલોભનો આવી નાચવા લાગે કે જ્યાં હોય ત્યાંજ આવીને અંતે ઊભા રહેવાય. નંદ–જશોદા અને વસુદેવ–દેવકી પણ બીજી ક્ષણે માયામાં ઓત-પ્રોત થઈ જતાં અને પોતાના પુત્રને સમજુ બાળક સિવાય કે બહુ પરાક્રમી અને વ્હાલસોયા પુત્ર સિવાય કાંઇ માનતાં નહિં. અવતારી પુરુષ તરીકે એ સાક્ષાત્ પ્રભુ છે એ જ્ઞાન ચાલ્યું જતાં પુત્ર સ્નેહમાં તેઓ અટ-વાઈ જતાં.

આ પ્રમાણે દરેક પ્રાણીમાત્રમાં બ્રહ્મ અનેક રૂપે વસ્યું છે એનું ભાન ભૂલી જતાં પોતાના ખરા સ્વરૂપને પણ પોતે પીછાણી શકતા નથી, તો સામાની તો વાત જ શી કરવી? પોતાના સ્વરૂપનું ભાન રાખવા માટે વિશાળ હૃદય, વિશાળ દૃષ્ટિ, દયા, નીતિ, વિવેક, વિનય અને નિરભિમાનતા, સત્ય, સાદાઇ, સરલતા, સમાનતા અને સ્થિતપ્રજ્ઞતા રાખવાની જરૂર છે. સામાનું દુઃખ રજમાત્ર હોય તે મેરુ સમાન લાગે પણ પોતાનું મેરુ સમાન દુઃખ રજમાત્ર જણાય અને સામાના દુઃખને ફેડવા તન–મન–ધનનો ભોગ આપવા હંમેશાં કટીબદ્ધ રહેવાય અને પોતાનું દુઃખ મનમાં જ સમજી રહેવાય, કોઈ પાસે તે વિષે ઉલ્લેખ પણ ન કરાય.

સ્વાર્થવૃત્તિ કે પામરતા ન હોય એટલે 'તત્ત્વમસિ' 'તે તું છે' એ સૂત્રાનુસાર જીવબ્રહ્મની એકતા કેળવાય એ મનુષ્યજીવનનો મોટો લાભ છે. વેદાંત કહે છે કે, નિજ આત્મરૂપે સર્વ પ્રાણીમાત્રને જોવાય તો જ જીવ-બ્રહ્મની એકતા સાધી શકાય. નહીં તો જીવ ક્યાં અને બ્રહ્મ ક્યાં! જીવને માયા વળગી છે. બ્રહ્મ નિર્ગુણ નિરંજન નિરાકાર છે એમ છતાં જીવબ્રહ્મની એકતા થઇ શકે છે, એમ વેદાંત બોધે છે. પણ દ્વૈતભાવ એટલે

કે હું-તું, મ્હારું-ત્હારું ભૂલાય અને અદ્વૈતભાવ સધાય, દેહનું ભાન ભૂલાય અને જ્યાં દૃષ્ટિ પડે ત્યાં "જીવ-બ્રહ્મમય સબ જગ જાની" એમ દરેકમાં-ચરાચર માત્રમાં પોતાનું સ્વરૂપ દેખાય, આત્મારામનો સાક્ષાત્કાર થાય, અભેદ દૃષ્ટિ કેળવાય પોતાથી કોઈ ભિન્ન નથી અને પોતે કોઈથી ભિન્ન નથી એવું જણાય ત્યારે જીવ-બ્રહ્મની એકતા કહેવાય. છઠ્ઠી-સાતમી ભૂમિકાએ પ્હોંચ્યા બાદ એની પ્રતીતિ થઈ શકે.

આવી અભેદબુદ્ધિ હોય ત્યાં કોણ કોને છેતરે! કોણ કોની હિંસા કરે? કુરાન, બાઈબલ કે કોઈ ધર્મ-શાસ્ત્રે કોઈ પણ પ્રાણીની હિંસા કરવાનું જણાવ્યું નથી. જો એમ જણાવ્યું હોય તો એ ધર્મગ્રંથ ન કહેવાય. અને તો તેમાં અને સામાન્ય પુસ્તકમાં ફેર શું? તેમજ જરથોસ્ત, મહમદપયગંબર, ક્રાઈસ્ટ, બુદ્ધ, કૃષ્ણ-રામ, ગોડ, કે ઈશ્વરે કોઈ પણ જીવની હિંસા કરવાનું કહ્યું નથી. અથવા કોઈ પણ દિવસ ઈશ્વરમાં રાગ-દ્વેષ, મ્હારું-ત્હારું સ્વાર્થવૃત્તિ કે દ્વૈતભાવ રહેલો ન જ હોય. એથી એવો ભેદભાવભર્યો ઉપદેશ ઈશ્વર ન જ કરે એ સ્વાભાવિક છે. કેમ કે મહાપુરુષોમાં અને ધર્મશાસ્ત્રમાં તો જીવમાત્રનું કલ્યાણ કરવાની જ ભાવના હોય અને એટલે જ ધર્મના સિદ્ધાંતો સાર્વ-જનિક હિતકર હોય છે. માનવ જન્મનું સાર્થક સુપથે સંપથી ચાલવાથી થાય એ જ ઈષ્ટ હેતુ તેમાં હોય, એ ધર્મ-શાસ્ત્રોના પ્રણેતાઓને આજના અબુધ માનવ પ્રાણીઓની જેમ કાંઈ સ્વાર્થવૃત્તિ કે કોઈ પ્રકારની મહત્ત્વાકાંક્ષા ન હતી.

આજનો માનવ, માનવતાનું લિલામ કરી રાક્ષસી પણું ધારણ કરી બેઠો છે. ક્યા જન્મ સારૂ અને કઈ વસ્તુ અંતકાળે પોતાની સાથે આવવાની છે તે આટલી બધી અવર્ણનીય અને વિચારતાં પણ કંપારી છૂટે એવાં મહાભયંકર કર્મો કરી નિર્દોષ પ્રાણીઓ પ્રત્યેની દયા અને ફરજને વેગળી કરીને જુલમ ગુજારાય છે! ગરીબોનાં અને નિર્દોષોના બળતાં રૈંસતા કેમ આંચકો લાગતો નથી? માનવ પ્રાણી તો બુદ્ધિમાન હોવાનો દાવો કરે છે, પણ મનુષ્ય જાત સિવાય કોઈએ પોતાની જ જાત પર વેર લીધું હોય કે પોતાની જ જાતની હિંસા કરી હોય તેવું સાંભળ્યું કે જોયું નથી. મનુષ્ય કરતાં તો પશુ પણ સારાં કે પોતાને પેટપૂરતું મળી ગયું કે બીજી વાર તે પદાર્થ તરફ દૃષ્ટિ પણ નહિ કરે, અને સંતોષ માની લેશે.

જ્યારે માનવ પ્રાણી પશુથી પણ કેટલી ઊતરતી કોટીનાં છે! સાત પેઢી ચાલે તેટલું પોતાની પાસે ભેગું કરેલું હશે તો પણ તેને તૃપ્તિ, સંતોષ કે ધરાવ નહીં થાય. ગરીબોના લોહી ચૂસી, ભૂખ્યાં ટળવળાવીને તેમને મારી નાખશે, પણ ઠેઠ સુધી તેમને રીબાવવાનું-તેમનાં કાળજાં ફફડાવવાનું નહીં ચૂકે. માનવ પ્રાણી કરતાં તો કૂતરાં સારાં કે બટકું રોટલો નાખતાં વફાદારીને વળગી રહેશે. માલીક માટે જાન આપી દેવાનું પણ તે વખત આવ્યે ચૂકશે નહિ. જ્યારે વિબુધ માનવી મિત્રનો, ઉપ-રીનો, અન્નદાતાનો ડગલે ને પગલે વિશ્વાસઘાત કરી તેને બેવફા નિવડશે, કરેલા અનેક ઉપકારોનો બદલો વખત આવતાં અપકારથી વાળશે. તેમાં પોતાની તે મહત્તા અને ડહાપણ સમજશે અને મનમાં ફૂલાશે. આ છે માનવ-બુદ્ધિ. પ્રભુએ સૌથી વિશેષ બુદ્ધિ મનુષ્યને આપી છે તેનો ઉપયોગ આ રીતે અને વિનાશક તત્ત્વો પેદા કર-વામાં અને પોતાનો નાશ નોતરવામાં કર્યો છે.

જુલમગારોનો એક વખત આ રીતે સર્વનાશ પોતાને હાથેથી જ થવા સરજાએલો છે તે કેમ મટે! નિર્દોષ ગરીબોનાં દુઃખની તેને પડી નથી. ગરીબોની કકળતી આંતરડીનો શાપ નડ્યા વગર રહેવાનો નથી. ક્રાઈસ્ટ, બુદ્ધ અને ભગવાન શંકરાચાર્યના સિદ્ધાંતનો લોપ, ધર્મ-વિમુખતા અને બેદરકારીથી રચનારા માનવ પ્રાણીથી થઈ રહ્યો છે. મોહમાં સર્વસ્વ ભૂલી જે વસ્તુનો મોહ માનવ છોડતો નથી તે સર્વ વસ્તુ તો અંતે એક વખત તેને છોડી દેશે. તે અજ્ઞાન પામર માનવથી સમજાતું નથી અને એટલે જ તે અજ્ઞાની અને પામર છે. પોતાનું શું કર્તવ્ય છે, પોતે કોણ છે? આખર સાથે શું આવવાનું છે? એ રીતના વિવેકાચારથી પોતાના ખરા આત્મસ્વ-રૂપનું તેને ભાન થાય તો તે માનવ, માનવ નહિ આત્મ-સ્વરૂપ-નારાયણસ્વરૂપ બની શકે છે.

પોતે એવા ઈશ્વરસ્વરૂપ બનવું તે પોતાના જ હાથમાં છે. કારણ કે શંકરાચાર્ય ભગવાન કહે છે કે, સંસાર અને તેના પદાર્થો કોઈ પણ છે જ નહિ. તેમજ સ્વપ્નની કોઈ વસ્તુ જાગૃત થવા પછી કોઈ કામમાં આવતી નથી. તેમ દેહનાશ થવા પછી જીવબ્રહ્મની એકતા મનુષ્યજન્મમાં જ સાધી શકાશે. માટે સંસારને અને તેના તમામ પદાર્થોને સ્વપ્નવત્ નાશવન્ત હોવાથી અસત્ય અને અનિત્ય માન્યા વિના ચાલે તેમ નથી. અને એ હિસાબે માત્ર બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા કરે છે.

# નવનાથ કથામૃત

લેખકઃ– કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( વર્ષ ૧૧ ના અંક ૧૧ ના પૃષ્ઠ ૭૦૯ થી ચાલુ )

મત્સ્યેન્દ્રનાથ પોતાની મસ્ત સ્થિતિમાં ફરતાં ફરતાં ચાલ્યા જાય છે, ત્યાં સર્વોપદયાળની પતિપરાયણા સતી શ્રી સરસ્વતીએ એમને ઓળખ્યા. અને ( સ્વગત ) મનમાં બોલી, 'આ કોઇ મહાપુરુષ છે.' સજ્જનો! સજ્જનોનું દિલ એ દર્પણ છે. અને એમાં સારા–નરસાનું પ્રતિબિંબ પડ્યા વગર રહેતું નથી. તદનુસાર સરસ્વતીએ મત્સ્યેન્દ્રનાથને ઓળખ્યા અને તેમની આગળ ગઇ. અને દંડવત્ પ્રણામ કરી પ્રાર્થના કરી 'પ્રભો! ભિક્ષાનો સમય થયો છે. હરકત ન હોય તો મારા ગરીબના આંગણાને પાવન કરો.' મત્સ્યેન્દ્રનાથ સમર્થ યોગી પુરુષ હતા એટલે નિમિષ માત્રમાં એ સતીના ભવિષ્યને જાણીને તુરત જ સરસ્વતીને ત્યાં પધાર્યા.

સરસ્વતી મહાત્માશ્રીના આગમનથી ગાંડી–ઘેલી બની ગઇ અને તેમને સુંદર આસન પર બેસાડી વિધિવત્ મહાત્માશ્રીને ચંદન–પુષ્પ કર્યાં પછી તેમના પવિત્ર પાદારવિંદનું પ્રક્ષાલન કર્યું અને એ પવિત્ર પાદોદકને પોતાના ભવનમાં છાંટી અને મસ્તક પર ચડાવ્યું. પછી મહાત્માજીને પ્રેમપૂર્વક ભોજન–સામગ્રી પીરસી અને આગ્રહપૂર્વક ભોજન કરાવ્યું. મહાત્માજી પણ આ બાઇનો નિરતિશય ભક્તિભાવ જોઇ ખૂબ પ્રસન્ન થયા અને જમી રહ્યા બાદ જરા વિશ્રાંતિ લેવા બેઠા.

સજ્જનો! મહાત્માજી તો તેના ભાવીને સમજી ગયા હતા એટલે સરસ્વતીને કહે છે:

'બેટા! તારો અનવધિ પ્રેમ જોઇ મારું ચિત્ત પ્રસન્ન થયું છે. માટે જે તારી ઇચ્છા હોય તે માગ. ભગવત્કૃપાએ હું પૂર્ણ કરીશ.'

સરસ્વતી મહારાજના શબ્દો સાંભળી કરસંપુટ કરી પોતાના જમણા પગના નખથી ભૂમિ ખોતરતી નયને રડી ગઇ. જો કે મહાત્માજી તો સારી રીતે સમજતા હતા કે એ કેમ રડે છે. છેવટે મહાત્માજીએ મૌન તોડયું અને બોલ્યાઃ

चिंता चितासमायुक्ता बिन्दुमात्रविशेषतः ।
सजीवं दहते चिंता निर्जीवं दहते चिता ॥

બેટા! ચિંતા એ ચિતા સમાન છે. ચિંતામાં ચિતા કરતાં માત્ર એક જ અનુસ્વર વધારે છે. એ ટપકું કેટલું કામ કરી જાય છે! ચિતા નિર્જીવને બાળે છે, જ્યારે ચિંતા સજીવને બાળે છે. માટે ચિંતા કરવી વ્યર્થ છે.

સરસ્વતી અશ્રુભીની આંખે રડતાં રડતાં બોલી પ્રભોઃ–

સૂનું જણાય સર્વે,
સૂનું જણાય સર્વે.
સંતાનના વિનાનું (૨)
ભુવન સ્મશાન જેવું
ઘરમાં ન બાળ નાનું. (૨)

મત્સ્યેન્દ્રનાથ કહે છે. 'ભાગ્યવતી! એ તો હું પણ સમજું છું:

"જે ઘર મહીં કદી યે ન પુત્રોના રવો શ્રવણે પડે,
જે ઘર મહીં કદીપે ન બાળક નાનકું રમતું રડે;
જે ઘર મહીં કદી ઇન્દ્રના સમ સર્વ સંપતિ સાંપડે,
પણ શાંતિ ન વિશ્રાંતિ તે ઘરમાં કદી યે ના જડે"

પરંતુ બેટા...

"ભાગ્યનું સુકાન ફેરવનાર એ કિરતાર છે.
સૌભાગ્ય ને સંતાનનો દેનાર એ કિરતાર છે.
ભવસાગરે ડૂબનારનો આધાર એ કિરતાર છે,
જગના સહુ જીવો તણો દાતાર એ કીરતાર છે.

બેટા, ખરેખર આજની તારી નિષ્કામ ભક્તિ અને આતિથ્ય–પ્રેમ જોઇ મારો આત્મા થનગની ઊઠયો છે. ધન્ય છે તારાં પવિત્ર માતા–પિતાને અને ધન્ય છે તારા સદ્ગુરુદેવને!' (ત્યાં મહારાજશ્રીએ પોતાની પાસેની ઝોળીમાંથી એક ચપટી ભસ્મ લઇ ) સરસ્વતીના હાથમાં આપતાં આપતાં કહ્યું: 'બેટા, લે આવતી કાલે સવારમાં સ્નાન કરી ભગવત્ધ્યાન કરી ભગવાન બાલભાસ્કરનાં દર્શન કરતાં કરતાં ભગવત્ નામ લઇ આ ભસ્મને પ્રેમપૂર્વક પ્રાશન કરજે; જેથી શ્રીહરિ તારી મનઃકામના પૂર્ણ કરશે.' એમ કહી સરસ્વતીના હાથમાં ભસ્મ આપી મત્સ્યેન્દ્રનાથ ત્યાંથી ચાલવા માંડયા. ચાલતાં ચાલતાં એમણે સંગીતમાં પ્રણવની શરૂઆત કરી...ૐ ૐ ૐ ૐ ૐ અને મહારાજશ્રી દષ્ટિપટમાંથી બહાર નીકળી ગયા. સરસ્વતી પણ અનિમિષ નેત્રે મહારાજની પાછળ જોઇ રહી. પછી (સ્વગત) બોલી; કેવા નીજાનંદી મહાત્મા! ધન્ય છે ભારતી–માતાને કે આવા કેટલાય સંત–મહંતો ભારતમાં વિચરી રહ્યા છે. ભારતી! ભારતી! તારાં શાં ગુણગાન ગાઉં! (મનમાં)—

અય માતૃભૂમિ! તેરે ચરણોંમેં શિર નમાઉં.

સજ્જનો, સરસ્વતીને ત્યાં મહાત્મા આવ્યા પરંતુ તે વખતે સર્વોપદયાળ બ્રાહ્મણની ગેરહાજરી હતી. કારણ કે તેઓશ્રી બહારગામ પધાર્યા હતા પરંતુ પોળની માતાઓ વારંવાર આવીને છેટે રહી જોઈ જતી કે સરસ્વતી શું કરી રહી છે. મહાત્માજીના ગયા પછી તો સર્વ સ્ત્રીઓ કુતૂહલતાથી કહેવા લાગી: 'આજે સેવા-શુશ્રૂષા બહુ કરી! (પોળની સ્ત્રીઓ વ્યંગમાં બોલતી હતી) પરંતુ ભલી-ભોળી સાત્વિક દિલની સરસ્વતી કહે: 'હા એનો, સંત તો કોઈ દિવ્ય હતા. આવા સંતોનાં દર્શન પૂર્વની પૂન્યાઈ જાગે ત્યારે કોઈક વાર જ થાય છે. જુઓને, એક ભક્તકવિએ કહ્યું છે કે:

"માત મીલે, પુતી તાત મીલે,
સુત, ભ્રાત મિલે, યુવતિ સુખદાયી,
રાજ મિલે, ગજ-બાજ મીલે,
સબ સાજ મીલે, મન વાંછિત પાઈ.
લોક મીલે, પરલોક મીલે,
વિધિલોક મીલે, વૈકુંઠ હિ જાઈ,
સુંદર ઔર ગીલે સબહી,
પર સંત-સમાગમ દુર્લભ ભાઈ!

આ જગતની પ્રત્યેક નશ્વર વસ્તુઓ માણસ પુનઃ મેળવવા ધારે તો તે મેળવી શકે છે. (Man can do every thing) પરંતુ માત્ર જગતમાં બે વસ્તુ દુર્લભ છે. સંતનો સમાગમ અને હરિ-કથામૃતનું પાન.

ત્યાં કેટલીક સ્ત્રીઓ હસી પડી અને બોલી ઊઠી: "ગાંડી! ઘેલી ના થા. બધા ય સંતો એવા હોતા નથી. જોતી નથી, સંતની સેવા કરવા જતાં જ જનની મહારાણીનું અપહરણ થયું હતું? તારું કહેવું તદ્દન યથાર્થ છે કે સંત-સમાગમ દુર્લભ છે. પરંતુ અત્યારે કલિદેવના સામ્રાજ્યમાં એવા સંતો મળવા ૫! દુષ્પ્રાપ્ય છે.' ત્યાં બીજી બોલી: 'અરે, સરસ્વતી! તું તો બહુ વાંકી વળી નમસ્કાર કરતી હતી અને સંતે તને કંઈ દીધું તે તું લેતી હતી. તે બધું શું છે તે તો સમજાવ! એમણે તને શું આપ્યું અને તેં શું લીધું. ત્યારે સરસ્વતીએ ભગ્નહૃદયે પોતાની વાત અથથી ઇતિ સુધી રજુ કરી ત્યારે બધી સ્ત્રીઓ મોટેથી ખડખડાટ હસી તાળીઓ લઈ બોલવા લાગી: 'અરે ગાંડી! જોજે એવા સાધુઓની ભસ્મ ખાતી! એ એવા સાધુઓ તો ક્યાંક વશીકરણ કરી આંધળાં બનાવી દે!' એમ કહીને ચાલવા માંડી. ભલી ને સાત્વિક સરસ્વતીના દિલમાં આથી કંઈક દુઃખ થયું ને બોલી કે, 'ના, ના, સંત એવા નહોતા. છતાં બીજી તરફ પેલી સ્ત્રીઓના શબ્દો હૃદય પર કોતરાયા હતા અને તેથી 'કંઈ થઈ જાય તો' એ બીકે અચાનક નિઃસાસો નાખી ભસ્મને ચૂલાની અંદર નાખી દીધી. સજ્જનો, જોયું! સજ્જનનો સહવાસ શાશ્વત કલ્યાણ કરી શકે છે, જ્યારે દુર્જનનો સહવાસ સર્વનાશ કર્યા પછી જ અટકે છે.

મત્સ્યેંદ્રનાથ ચંદ્રનગરથી નીકળી ભારતની પૂજ્ય પવિત્ર તીર્થભૂમિઓમાં વિચરવા લાગ્યા. રસ્તામાં એ યાનયોગી પોતાની મસ્ત સ્થિતિમાં ફરી રહ્યા છે. અને માતૃભૂમિની ધૂળને વારંવાર પોતાના મસ્તક પર ચઢાવી રહ્યા છે. ત્યાં એમના પર પવનસુત હનુમાનની દૃષ્ટિ પડી, એટલે સહેજે હનુમાનજીની એવી ભાવના થઈ કે, 'નાગ અશ્વત્થની સેવા કરી, સર્વ દેવોના આશીર્વાદ મેળવી, શાબરી વિદ્યાનો ગ્રંથ રચી, આ મહાપુરુષે ભારત ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. તો લાવો તો ખરા, જરા જોઈએ, કે આનામાં કેવી અને કેટલી શક્તિ આવી છે!' એમ કહી હનુમાનજીએ મત્સ્યેંદ્રનાથની પરીક્ષા કરવાની શરૂઆત કરી.

હનુમાનજી દરિયાકિનારે જ્યાં કેવળ રેત જ છે એવી જગામાં જઈ વરસાદ પડતો હતો છતાં રેતમાં એમણે ગુફા બનાવવાની શરૂઆત કરી. પણ વરસાદથી રેત ભીંજાય છે અને પેલા જે ગુફા ખોદે છે તેમાં ધસડાઈ ધસડાઈને પડે છે. વળી જાણે પોતાને યથાર્થ પરિશ્રમ થયો હોય તેવો હનુમાન આડંબર કરે છે. આ બધું હનુમાનજી ગુપ્તવેશે પરિવર્તન કરી મત્સ્યેંદ્રનાથનું ધ્યાન પોતાના તરફ દોરવા પૂરતું જ કરી રહ્યા છે. એટલામાં તો મત્સ્યેંદ્રનાથની દૃષ્ટિ તેમના પર પડી અને વેશપરિવર્તન કરેલા હનુમાનજી પાસે જઈ બોલ્યા:

" આગ લગે જબ ઘરકે અંદર
તબ કૂપ બનાતા હૈ
આગ બૂઝે નહિ, કૂપ બને નહિ,
વો મૂરખ કહલાતા હૈ.

(ચાલુ)

# પ્રભાતનાં પુષ્પો

લે. શ્રી વજુ કોટક

[ કર્તવ્ય કર્મના પાલન વગર સિદ્ધિ નથી. કર્મ છોડી મનોરથોમાં રાચનારને આખરે દીનતા અનુભવવી પડે છે. સંસાર-સંગ્રામમાં જીત મેળવવા માટે કર્મ એ જ એક અજેય શસ્ત્ર છે. કર્મથી જ અર્થ અને કામની પ્રાપ્તિ છે અને તે સિદ્ધ થતાં સાથે જ સ્વતઃસિદ્ધ મોક્ષનો અનુભવ થાય છે, પણ તે કર્મ ધર્મમય હોવું જોઇએ, એટલે નીતિવિરુદ્ધ ન હોવું જોઇએ, એટલે કે બીજાનું અહિત કરીને પોતાનો સ્વાર્થ સાધવાપણું તેમાં ન હોવું જોઇએ. તેનું નામ જ કર્તવ્ય કર્મ. આ જીવન આખું ધર્મક્ષેત્ર હોવા સાથે કર્મક્ષેત્ર છે. તેમાં દરેકને પ્રવર્તવાનો ઇશ્વરી નિયમ છે. જેઓ ધર્મપૂર્વક કર્મમાં પ્રવર્તતા નથી, જેઓ પ્રમાદી છે તેઓ આ સંસારથી અને જીવનથી પરાજિત થએલા છે. શ્રી. કોટક જીવોને કર્મવીર થવાની પ્રેરણા આપતા પોતાના ક્રાન્તદર્શી વિચારો અહિં રજુ કરે છે. આ વિચારો પ્રત્યેકને હમ્મેશાં મનનીય છે. ]

કેટલાકને માટે આ જીવન એક રંગભૂમિ જેવું બની રહે છે અને આવા માણસો દિવસ અને રાત યુદ્ધ કરતા જોવામાં આવે છે; એમને થાક લાગતો નથી; બસ, એ લોકો આશા અને હિંમતનું ભાથું બાંધીને આગળ વધતા જ હોય છે. મુશ્કેલીઓની એમને પરવા નથી, પોતાની પાસે સાધનો ઓછાં છે એ જાણવા છતાં પણ તેઓ કોઇની પાસે મદદ માટે હાથ લંબાવતા નથી. એમને ઘણી વખત હાર મળે છે, એમની યોજનાઓ ધૂળધાણી થઇ જાય છે પણ તેઓ મેદાન છોડતા નથી. આશા અને શ્રદ્ધા સાથે ફરી તેઓ બેઠા થાય છે, કમ્મર કસે છે સ્મિત સાથે યુદ્ધ કરે છે.

આવા ખડતલ માણસો જે રણને બાગ બનાવે છે અને મરેલાઓને બેઠાં કરે છે. જીવનના પટ ઉપર આવો એકાદ તેજસ્વી સૈનિક તમને મળી જાય ત્યારે તેને નિરુત્સાહી ન કરતા; એને એમ પણ ન કહેતા કે :—

'તેં જે કામ હાથમાં લીધું છે એ તારાથી નહિ થાય, તું આડે રસ્તે ચડી ગયો છે, છોડી દે.'

આવા લડવૈયાઓને તમે મદદ ન કરી શકો તો કંઇ નહિ પણ એમના કાનમાં જરૂર ઉત્સાહનું અમૃત રેડજો. એમને માટે આટલું ઘણું છે. આવા લોકોમાં એવી અદ્ભુત શક્તિ ભરી હોય છે કે જો તમે એમનો વાંસો થાબડીને એમ કહેશો કેઃ—

'દોસ્ત આગળ વધ હું તને ફત્તેહ ઇચ્છું છું.'

તો એમનામાં એવો પ્રબળ પ્રાણ જાગશે કે તેઓ વખત જતાં તમારે ચરણે આકાશના તારા ધરી દેશે.

(૨)

કેટલાક એવા જોવામાં આવે છે કે તેઓ આગળ વધવાનો પ્રયત્ન કરતા નથી અને શીખામણોનાં પોટલાં બંધાવીને બીજાઓની પ્રગતિ રુંધતા હોય છે. આવા માણસો તો જીવનમાં ડગલે અને પગલે મળી આવે છે. તેઓ કામ કરતા નથી અને કરવા દેતા નથી.

રસ્તે ચાલતાં તમારા માર્ગ ઉપર આવા કોઇ મળી જાય તો એમને એટલું જ કહેજો કે :—

'ભાઇ! મને તારી શીખામણ સાંભળવાનો વખત નથી, હું તો સૈનિક છું; પરાજય પામીશ છતાંપણુ લડીશ. જે યુદ્ધ ચાલુ રાખે છે એ જરૂર કોઇ દિવસ વિજય મેળવશે, પણ જે યુદ્ધથી ડરીને દૂર ઊભો છે એ તો સદા પરાજિત છે.'

એમને માઠું લાગે તો ભલે લાગે; જીંદગીમાં બધાંને પ્રસન્ન રાખવા જશો તો પછી આખરે તમારા હાથમાંથી વસંતનો ગુલાબી કાળ ચાલ્યો જશે.

# દૃષ્ટિફેર

લેખક શ્રી હનુ ભટ્ટ

આંખે કમળો જેહને 'હનુ' સૂઝે પીળો શેર,
ગર્વી સ્વાર્થી ઘૂક જે દેખે દૃષ્ટિફેર.

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની આજ્ઞા પ્રમાણે પુણ્યશ્લોક સત્યમૂર્તિ મહારાજા યુધિષ્ઠિરે ઇન્દ્રપ્રસ્થમાં રાજસૂય યજ્ઞ આરંભ્યો. મંડપો ઉત્તમ રીતે શણગારી, સરસ રીતે ધ્વજા, પતાકાં, હાંડી, ઝુંમર વગેરેથી સુંદર સજાવટ થઈ રહી છે. યજ્ઞનો પૂજ્ય ઠરાવેલો અશ્વ પણ મંડલેશ્વર રાજા-મહારાજાઓથી વિજય મેળવી પાછો આવ્યો છે. તેના રક્ષકો, સેનાપતિઓ અને સર્વસેનાનાયક ધનુર્ધારી અર્જુન વિજય મેળવીને આવ્યા છે. તેઓને હર્ષભેર સામૈયાની ધામધૂમ સાથે મહાલયોમાં લાવવામાં આવ્યા છે. યજ્ઞમાં નોતરેલા નરપતિઓ પણ આવવા માંડ્યા છે. તેઓ મંડપની શોભા જોઈ ચકિત બને છે. તેમના કેટલાક પોતાનું આસન ક્યા સ્થાને છે તે પણ ભૂલી જાય છે! આ બધી વ્યવસ્થા માટે દ્વારામતીના અધિષ્ઠાતાની જય બોલાઈ રહી છે.

મંડપમાં યજ્ઞની પૂજાના દિવસે સઘળા ઋષિમુનિઓ રાજા–મહારાજા–મંડલેશ્વરો આવી પોતપોતાનાં સિંહાસનોને શોભાવી રહ્યા છે; ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ મંડપના પ્રવેશદ્વાર આગળ દ્વારપાળ થઈ સર્વને આવકાર દેવાની ને સર્વનાં આસન બતાવવાની તથા ઉપાન સાચવવાની સેવા ઉઠાવી રહ્યા છે! શાન્તિ એટલી બધી પથરાઈ રહી છે, કે જાણે એક સોય પડે તો તે પણ સંભળાય.

એટલામાં મહામાની દુર્યોધન આવી પહોંચ્યો. આ બધી ઉત્તમ વ્યવસ્થા જોઈ તેનો અંતરદ્વેષી આત્મા પ્રસન્ન થયો હશે કે કેમ તે તો એ જાણે; પણ આ વ્યવસ્થા કૃષ્ણની છે, ને તેમણે આ ગોઠવણ કરી પાંડવોને વધુ પડતા આગળ પાડ્યા. આ બાબત સહન ન થવાથી મામા શકુનિની સલાહથી તે શ્રીકૃષ્ણ પાસે આવ્યો અને બોલ્યો. કૃષ્ણ પ્રભુએ અનેકગણા આનંદથી તેને આવકાર દીધો.

'ઓહો, પધારો ભાનાર કદી નહિ ને આજે કંઈ દયા કરી!' પ્રભુએ મલકાતા મુખે કહ્યું. 'કંઈ સેવકને આજ્ઞા!'

"આજ્ઞા તો શી! તમારાથી અમારૂં શું વધુ થઈ શકે એમ છે, પણ કૃષ્ણ! તમારો પાંડવો પ્રત્યેનો વધુ પડતો પક્ષપાત મને અહીં ખેંચી લાવ્યો છે. કૌરવો ય તમારી ફોઈના દીકરા છે અને પાંડવો ય ફોઈના દીકરા છે. પાંડવો તરફ તમારો પ્રેમ અને પક્ષપાત વધુ જણાય છે, અને અમારા તરફ ઘૃણાદૃષ્ટિ. એ શું તમને શોભે છે કૃષ્ણ!" દુર્યોધને પોતાના અભિમાનનું અને અસહનશીલતાનું પ્રદર્શન કરી ઘમંડથી કહ્યું.

"અહો, છત્રપતિ દુર્યોધન! એમાં તમને પક્ષપાત લાગ્યો! મારે પક્ષપાત હોય જ નહિ. મારે તો બન્નેય સમાન છો." શ્રી કૃષ્ણે ચોતરફ ધ્યાન આપતાં કહ્યું.

"તમે ભલે કહો કૃષ્ણ, આ રાજસૂય યજ્ઞની સજાવટ જ કહી આપે છે ને!" દુર્યોધને કહ્યું.

ભાઈ આ માન્યતામાં તમારો દૃષ્ટિફેર છે!......
આમ વિસંવાદ ચાલી રહ્યો છે એટલામાં દૂરથી યુધિષ્ઠિર આવતા દેખાયા. જાણે કંઈ કારણસર ઊઠતા હોય એમ શ્રીકૃષ્ણે અભિનય કર્યો એટલે દુર્યોધને પોતાને ગરજ હોવાથી કહ્યું; 'કેમ કૃષ્ણ ઊઠો છો! કામ હોય તો મને કહો, હું કરૂં.'

"કામ તો બીજું કંઈ ન હતું, પણ આ સભામાં રાજામહારાજાઓ, ઋષિમુનિઓ બેઠા છે તેમાંથી મારે એક સારામાં સારા પુરુષની જરૂર છે."

"ઓહો, એમાં શું, એક તો શું પણ અનેક સારા માણસ લાવું." આમ કહી જાય છે. એટલામાં યુધિષ્ઠિર આવે છે. કૃષ્ણને પ્રણામ કરી પોતે વિનંતિ કરે છે: 'પ્રભુ! આપ ન હોત તો આ સજ્જ થયેલી સભાની શોભા ન હોત. આપ પધારો. મારે આપની પૂજા કરવી છે." અને આ બધી વાત–વિનંતિ ધર્મરાજ કરી રહ્યા છે તે વખતે શ્રી કૃષ્ણે પોતે કંઈક કામ માટે ઊઠવાની ચેષ્ટા કરતા કરતા હોય તેમ કર્યું.

યુધિષ્ઠિરે કહ્યું–'પ્રભુ શી આજ્ઞા છે!' પ્રભુએ કહ્યું, 'આજ્ઞા તો ન જ હોય, પણ મારે આ સભામાંથી એક નઠારામાં નઠારા પુરુષની જરૂર છે.'

"પ્રભુ! આપ શા માટે પરિશ્રમ લ્યો છો! હું જ શોધી લાવું." આમ બન્ને જણ સારા અને નરસા પુરુષોને શોધવા ગયા. દુર્યોધન મુનિમંડળમાં, રાજા–મહારાજાઓમાં અને સભામાં ફરી દરેક વ્યક્તિના સિંહાસને ફરે છે. જુએ છે ને વિચારે છે, "આ અગસ્ત્ય ઋષિ મહાપુરુષ ખરા, સિદ્ધિઓ વાળા યે ખરા, પણ સમુદ્રનું જળ આચમન કરી જઈ ઘણાં જળચર પ્રાણીઓનો નાશ કીધો માટે એ

કેમ સારા ! અમુક ઋષિએ અમુક કર્યું માટે એ શી રીતે સારા ગણાય ? એમ ઋષિ-મુનિઓના દોષો જોયા પછી રાજાઓનું અવલોકન કર્યું. પહેલાં ગુણ તો જુએ, પરંતુ દોષો વધુ આગળ કરે, એટલે એવડી મોટી સભામાં તેને એક પણ સત્પુરુષ ન જણાયો. પછી પોતાનું પણ અવલોકન કર્યું અને રાજી થયો.

યુધિષ્ઠિર દુર્યોધનની પાછળ બે ચાર ડગલાં જેટલા દૂર હતા. તેઓ પણ બધા ઋષિમુનિઓ અને રાજા-મહારાજાઓને જોતા અને એમના ગુણો નિહાળતા પ્રભુ પાસે આવ્યા.

દુર્યોધન આવીને કહે છે: "કૃષ્ણ ! તમે મને ફોકટનો રખડાવી માર્યો. આમાંથી મને તો એકેય સદ્ગુણી કે સત્પુરુષ ન જણાયો. દરેક રીતે સારો પુરુષ જોઈએ તો હું જ છું.

દુર્યોધન સર્વને દોષવાળા અને પોતાને જ સારો પુરુષ કહી રહ્યો હતો એટલામાં યુધિષ્ઠિરે આવીને 'કહ્યું, પ્રભુ ! મને તો આ સભામાં કોઈ નિષ્ઠુર, અગુણી કે નઠારા દેખાયા નહિ. બધા જ સત્પુરુષો છે. જો કોઈ નઠારો હોય તો હું જ છું ! હવે આજ્ઞા કરો."

ભગવાન કૃષ્ણે કહ્યું; "જોયું દુર્યોધન ! આનું નામ તે દષ્ટિફેર. આપને આ મહાસભામાંથી કોઈ સત્પુરુષ ન મળ્યો ને યુધિષ્ઠિરને અસત્પુરુષ ન જડયો. સભા એજ છે; રાજા મહારાજાઓ, ઋષિમુનિઓ કે સંતો-મહાપુરુષો કોઈ બદલાઈ ગયા નથી. આપ પણ રાજા છો ને યુધિષ્ઠિર પણ રાજા છે. આપે જે બે આંખે જોયું તેવું જ યુધિષ્ઠિરે જોયું છે. છતાં આપને સારો કોઈ ન દેખાયો ને યુધિષ્ઠિરને કોઈ ખોટો ન દેખાયો. આનું નામ દષ્ટિફેર. તમારા મનના વિચારો જ તમને એમ જણાવી રહ્યા છે કે હું પક્ષપાતી છું. વાસ્તવિક રીતે તેમ નથી. તમારા મનના વિકારો જ તમને દષ્ટિફેર કરાવે છે."

વહાલા આત્મબન્ધુઓ ! કમળાવાળો સર્વ જગતને પીળું દેખે છે. મનનું મિથ્યાભિમાન દ્વેષદષ્ટિનો-સ્વાર્થદષ્ટિનો કીડો જન્માવી આપણા અંતરમાં સારી વાતોને પણ કુશંકાથી જોવડાવે છે. એનું નામ જ દષ્ટિફેર. આ મહાભારતનું સુંદર દષ્ટાન્ત મિથ્યાભિમાન, સ્વાર્થ તથા રાગ-દ્વેષનો ત્યાગ સ્પષ્ટ શીખવે છે. વહેવારમાં આવા ઘણાય ઘરઅથુ દાખલા બને છે. એક માણસ અમુક વાત કહેતો હોય તેને બીજો માણસ બીજા સ્વરૂપમાં જ સમજી-દષ્ટિફેર ઊભો કરી વિરોધ કરે છે. પણ તેમ નહિ કરતાં બરાબર સમજવા પ્રયત્ન કરવો જોઈએ અને પરના ગુણ અને પોતાના અવગુણ પારખતાં શીખી શુદ્ધ દષ્ટિ પ્રાપ્ત કરવી એ માનવતા છે.

# સર્વધર્મ—સમભાવ

સત્યસાધક સર્વ ધર્મ પ્રત્યે સમભાવ રાખશે, પણ અધર્મનો તો વિરોધ જ કરશે. પછી એ અધર્મ પોતાના કે બીજાના ધર્મને નામે ચાલતો હોય કે સ્વતંત્રપણે ચાલતો હોય. આવા માણસ એવું અભિમાન નહિ રાખે કે પોતાનો જ ધર્મ શ્રેષ્ઠ છે અને મનુષ્યમાત્રને પોતાના ઉદ્ધાર માટે તેનો સ્વીકાર કરવો આવશ્યક છે. એ તેને છોડશે નહિ, તેમ તેના દોષો તરફ આંખમીંચામણાં યે નહિ કરે. એ જેવો પોતાના ધર્મ પ્રત્યે આદરભાવ રાખશે, તેવો જ આદરભાવ બીજા ધર્મ અને તેમના અનુયાયીઓ પ્રત્યે પણ રાખશે અને દરેક માણસ પોતપોતાના ધર્મના સિદ્ધાંતોને જ બરાબર પાળે એવી જ ઇચ્છા કરશે. નિંદક બુદ્ધિ પરમધર્મનાં છિદ્રો જ શોધશે. સત્યસાધકને દરેક ધર્મમાં સત્યની જ બાજુ વિકસેલી જણાશે. તેનો તે અંશ તે ગ્રહણ કરી લેશે; આથી સત્યશોધક પુરુષ દરેક ધર્મના અનુયાયીને જાણે એ પોતાના ધર્મનો બંદો હોય એમ જાણશે.

આમ સત્યશોધક પોતાના ધર્મનો ત્યાગ કર્યા વિના સર્વધર્મીના અનુયાયી જેવો લાગશે.

—મહાત્મા ગાંધીજી

# ભગવાન ભીષ્મ

લે. કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

**કાળને થંભાવતા તે બ્રહ્મચારી હિંદના**

વ્હાલા આત્માનંદો ! આજે આપની સમક્ષ ભારતના એક ભલા ભદ્ર પુરુષનું રેખાચિત્ર દોરી બતાવવા ઇચ્છું છું. એમને જગત અને મહાભારત અનેક નામોથી સંબોધન આપે છે. કોઇ 'બ્રહ્મચારી ભીષ્મ' કહે છે; કોઈ 'કર્મયોગી ભીષ્મ' કહે છે; કોઇ 'ચતુર્વેદવિશારદ ભીષ્મ' કહે છે; કોઈ 'પિતૃભક્ત ભીષ્મ' કહે છે-એવાં અનેક સંબોધનો આપે છે. ત્યારે આજ હું ભગવાન ભીષ્મનું સંબોધન આપું છું.

"છે અમૂલા રત્ન આ ભારતભૂમિની ખાણમાં
મળશે તમોને કંઇક તેમનાં કથા-પુરાણમાં"

પરંતુ દુર્ભાગ્ય છે ભારતવાસીઓના કે હાલની દુનિયાના માનવીઓના હૃદયમાંથી કથા-પુરાણનો મોહ ઓછો થતો જાય છે. ખરેખર એ આપણી કમનસીબી છે. કલિદેવના સામ્રાજ્યમાં હાલના માનવીઓ દિન-પ્રતિદિન માનવધર્મથી ભ્રષ્ટ થઈ રહ્યા છે. અને હું તો પ્રતિદિવસ મારા આખ્યાનોમાં કહું છું, કે એથી જ ભારતવર્ષને માથે કષ્ટ ઉપર કષ્ટ છે. જાગો ! જાગો ! મારા ભારતીય ભાઈ-બ્હેનો, જાગો ને જુઓ કે જે ભારત ઉન્નતિના ઉચ્ચ શિખર પર આરોહણ કરતું હતું તે આજ દિન-પ્રતિદિન ઊંડા ગર્તામાં ઊતરતું જાય છે. છતાં (શીર્ષ પડયા પણ તંગડી ઊંચી) તદનુસાર આજની દુનિયા ચારેકોરથી હેરાનપરેશાન થઇ રહી છે. અને આર્યત્વને લાત મારી અનાર્યત્વમાં ડગલું દઇ રહી છે. અને અનેક યાતનાઓ ભોગવી રહી છે. છતાં જોરશોરથી બૂમો પાડે છે કે, 'આપણે બહુ વધ્યા છીએ.' છતાં મને દુઃખ એ થાય છે કે, આપણા ! જરા આવાં ચરિત્રો વાંચી-વિચારી જરા ખ્યાલ તો કરો-જરા તુલનાત્મક બુદ્ધિથી વિચાર તો કરો. અરે 'કૉમન સેન્સ'નો તો ઉપયોગ કરો, તો સમજાય કે આપણે આગળ નહિ પણ કેટલા પાછળ પડયા છીએ !

જાગોજી ! જાગો, ભૈયા !

કલજુગ આવ્યો રે,
કલજુગ આવ્યો • ભૈયા !
નિંદાને ત્યાગો ભૈયા !
જાગોજી ! જાગો, ભૈયા૦ કલજુગ.

ભારતની માટીમાં જ એવાં કોઇક અલૌકિક તત્ત્વો સમાયેલાં છે, કે ભારતની ભૂમિમાંથી જેવા પત્થરો પાકે છે એવાં બીજે રત્ન પણ સંભવતાં નથી. જે હાલની સારી યે દુનિયા પશ્ચિમનું અંધ અનુકરણ કરી રહી છે. પરન્તુ એ અનુકરણ કરનારાઓને પૂછુ છું, કે તમે જેને 'સ્વર્ગ' માનો છો એ પશ્ચિમમાં એક તો 'ગાંધી' વા 'જવાહર' યા 'સુભાષ' બતાવો ! માટે પ્યારા ભાઇઓ ! જરા પાછું વળીને તો જુવો. અને પૂર્વના ભારતની ભવ્યતાને તો સમજો. ખેર ! પણ હું માનું છું કે 'અધૂરો ઘડો છલકાય અને ખાલી ચણો વાગે ઘણો' તદનુસાર આપણી દુર્ગતિ થઇ રહી છે. આપણામાં ભીરુતા આવી ગઇ છે. આપણામાં 'માનવતા' કોને કહેવી તેનો પણ ખ્યાલ નથી. અને જે માનવીએ દુર્લભો માનુષો દેહો । એવું દુર્લભતાએ મેળવેલું મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી મેં 'મનુષ્યત્વ શા અર્થે મેળવ્યું છે' તત્ સંબંધે વિચાર સરખો પણ કર્યો નથી એવા માનવીની 'માનવી' તરીકે કદી ગણતરી થતી નથી. એ તો ભારતમાતાને ભારરૂપ છે. એક કવિની લોકોક્તિ છેઃ—

**"જનુની જણે તો ભક્ત જણ કાં દાતા કાં શૂર;**
**નહિ તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર"**

જગતની આર્યરમણીઓ ! હું તો તમને કરસંપુટ કરી પ્રાર્થના કરું છું, કે તમે દુનિયાનું ઘડતર ઘડનારી માતાઓ છે.

હું તો મારા આખ્યાનમાં પ્રતિદિવસ કહું છું, કે 'સો અધ્યાપકો, સો માસ્તરો અને સો ગુરુઓ જે ઉપદેશ આપે તેનાં કરતાં એક મા ઉપદેશ આપે એ વધારે અસરકારક નીવડે છે.' માટે માતાઓ ! જાગો, અને તમારા બાળકોને સદુપદેશના પાઠ પઢાવી કર્તવ્યનિષ્ઠ કર્મચારીઓ બનાવો ! **સીતા સતી તારામતીના દાખલા છે.**

એ 'દેવીઓ' થઇ ગઇ છે દેશ હિન્દુસ્તાનમાં અને એટલા જ માટે લોકોક્તિકારે લખ્યું છે, કે 'હે માતાઓ ! બાળક યા બાળકીને જન્મ આપો તો ભીષ્મ જેવા ભક્તને જન્માવો. ભક્ત જન્માવવાની તમારામાં તાકાત ના હોય તો પોતાના ધનનો સદ્‌ઉપયોગ કરનારા દરિદ્ર-નારાયણના સેવકોને જન્માવો યા પિતાને માટે આજીવન બ્રહ્મચારી રહી સામ્રાજ્યશ્રીને લાત મારી દે તેવા પિતૃભક્ત ભીષ્મ જેવાને જન્માવો યા ધર્મને માટે-દેશને માટે પ્રાણની કુરબાની કરી દે તેવા દેશપ્રેમી

અને ધર્મપ્રેમી ભીષ્મ જન્માવો. પણ ભારતી માતાને-ભારતી માતાના નામને બદનામ ન થવાદો અને એટલા જ માટે આજે હું આપની સમક્ષ દેવદત્તના ગુણોથી આકર્ષાઈ તેને 'ભગવાન ભીષ્મનું' સંબોધન આપી એના અક્ષરદેહને આપની આગળ રજુ કરું છું. તો વ્હાલા વાચક! તેનું મનન-નિદિધ્યાસન કરી થોડુંક આચરણમાં આચરીશ યા વર્તણુંકમાં મૂકીશ યા ત્હારાં વ્હાલસોયાં બાળકોને આ રેખાચિત્રને રજુ કરી બતાવીશ, તો આપલા! હું મારા લીધેલા પરિશ્રમને જરૂર સફળ માનીશ. અસ્તુ !!!

ભારતના સમ્રાટ્ શાંતનુ રાજા અને પતિતપાવન ગંગાનાં અંશાવતાર-ભગવતી ગંગાથી ઉત્પન્ન થએલા ભગવાન ભીષ્મ હતા.

"पिता यस्य शुचिर्भूतो माता यस्य पतिव्रता"

જેનો પિતા પવિત્ર હોય અને જેની માતા પતિપરાયણ સતી સ્રી હોય એ ઉભયના યોગે જે બાળક જન્મે છે તેજ બાળક મહાન થઈ શકે છે. એનો દાખલો શાંતનું, અને ગંગા પૂરો પાડે છે.

સજ્જનો! સંશય તો પડશે કે પતિતપાવની ગંગાના અંશાવતાર ભીષ્મને ગંગા સાથે સંબંધ જોડવાની શી જરૂર? એ સંશય નિવારવા હું આપની સમક્ષ શાંતનુનું પૂર્વવૃત્તાંત રજુ કરું છું.

પૂર્વે મહાભીશ નામનો ભારતનો એક સમ્રાટ હતો. એણેનુસમ્રાટગીરીને લાત મારી દઈ મહાકષ્ટે, યમનિયમોનું પાલન કરી, પુષ્કળ જપ અને તપ કર્યું હતું અને એના ફળમાં એ મૃત્યુ પછી સ્વર્ગમાં ગયો. સ્વર્ગનાં દેવદેવીઓ આ પુણ્યશાળી મહાભીશનાં દર્શન કરવા એકઠાં થયાં અને સ્વર્ગના અધીષ્ઠાતા દેવરાજ ઈંદ્રે મહાભીશના સન્માન અર્થે એક દેવ-દેવીઓનો અને ઋષિમુનિઓનો દરબાર ભર્યો. તેમા સર્વે મહાભીશની યશોગાથા ગાતા હતા અને અનેક ધન્યવાદો વરસાવી રહ્યા હતા. એટલામાં ગંગાજી મૂર્તિમંત થઈ સભામંડપમાં પ્રવેસ્યાં. એક તો ગંગાજી અદ્વિતીય સ્વરૂપવાળાં હતા અને પોતે આ દેવસભામાં આવતાં મોડાં પડી ગયાં હતાં માટે બહુ જ ઝડપથી તેઓ સભામંડપમાં પ્રવેસ્યાં. એટલે સર્વની દષ્ટિ ગંગાજી પર પડી. સ્વર્ગમાં તો નિરંતર શીતલ, મંદ અને સુગંધયુક્ત પવન વાયા જ કરે છે. એટલે ઝડપથી આવતાં ગંગાજીના મસ્તક પરથી ઓઢેલું ઓઢણું ખસી ગયું. મેં આપને આગળ જ લખ્યું છે કે સર્વની દષ્ટિ ગંગાજી પર પડી છે. એમાં મહાભીશની દષ્ટિ પણ એમના પર પડી.

સજ્જનો! સ્રી જ્યારે ખૂલ્લાં માથે હોય છે ત્યારે તે વધારે આકર્ષક દેખાય છે અને એટલા જ માટે આપણી આર્ય માતાઓ પોતાની સાડીને સરખી રીતે મસ્તક પર ઓઢેલી રાખે છે. અહિંયાં તો પવનથી ગંગાજીનું ઓઢેલું ખસી ગયું એટલે એ જ સમયે ભીશની દષ્ટિ ગંગાજી પર પડી અને ગંગાજી તો ભીશને જેવા આવતાં હતાં. એટલે એમની દષ્ટિ તો ભીશ પર હતી જ, ત્યાં ગંગાજીની સુંદરતા જોઈ ભીશના મોઢામાંથી અવાજ નીકળ્યોઃ 'અહો, કેટલી સુંદરતા!' એ શબ્દ સાંભળતાં ગંગાજી પણ લજ્જા પામી ગયાં. અને ત્યાંનાં ત્યાં ઉભાં રહ્યાં. દેવમંડળીએ પણ ભીશના શબ્દો સાંભળ્યાં; જેથી ઇન્દ્ર રાજાએ ભીશને કહ્યું કે, 'હજુ તમે સ્વર્ગમાં રહેવા લાયક નથી થયા. માટે પાછા ભારતની કર્મભૂમિમાં જાઓ. (જન્મો.) ત્યાં તમે શાન્તનુ રાજા તરીકે ઓળખાશો અને જે રૂપવતી ગંગામાં તમારી આસક્તિ થઈ છે તે ગંગાનો અંશ તમારી પત્ની તરીકે થશે.' સજ્જનો, જોયું! એ મેંઠી જેવા ગુન્હા ખાતર ભીશને અને ગંગાને આટલું સહન કરવું પડે છે. જ્યારે આજની આધુનિક જમાનાની માતાઓ રસ્તામાં ચાલતાં જાણી જોઈને યા ચાહીને પોતાના કેશકલાપને ખુલ્લો કરે છે અને પરાયા પુરુષોને પોતાના રૂપનું છૂટથી દષ્ટિપાન કરાવે છે. ખરેખર આ વસ્તુ અત્યંત શોચનીય છે. ભીશની અને ગંગાની સ્હેજ ભૂલથી એ બન્નેને પુનર્જન્મ ધારણ કરવો પડયો તો આપણે જાણીજોઈને કરેલી અનેક ભૂલોથી આપણે કેટલા પુનર્જન્મો ધારણ કરવા પડશે એનો કોઈએ ખ્યાલ આપ્યો છે.!

" સેવા પતિની ચાહતી ભારત તણી સન્નારીઓ";
" પ્રાણ દઈને પાળતી સતીધર્મને સન્નારીઓ",
" તે નારીઓ આજે અહો ફેશન મહીં લોભાય છે";
" તેથી જ ભારતવર્ષની આ અપગતિ દેખાય છે."

સરદારખાનો કેશકલાપ ખૂલ્લો જોઈને એક મોગલ શાહજાદો એના રૂપ પર ગાંડો બન્યો હતો. અને સરદારખાને દરેક રીતે ખરાબ થવું પડયું હતું. અને છેવટે પ્રાણવિસર્જન કરવા પડયાં હતાં. જ્યારે હાલની આધુનિક ઢબે રંગાએલી સ્રીઓને સીનેમાની સાંસ્રીઓનીએ બનવાના કોડ જાગ્યા છે. ભારત! તારી આ દશા! હું તો ઈશ્વરેચ્

સ્નેહમાં સજ્જ થએલી સુંદરીઓને કરબદ્ધ પ્રાર્થના કરૂં છું કે માતાઓ! તમે દિનપ્રતિદિન માતૃપદથી વંચિત થઈ રહ્યાં છો. માતાનું સ્થાન પિતા કરતાં પણ અધિક હોય છે. માટે ખોટું અંધ અનુકરણ કર્યા વિના તમારા પિતા અને પતિના ઉભય કુળોને દીપાવો. આજ દુનિયામાં ભીષ્મ ક્યાંય જડતો નથી તેથી માતાઓ સાચી ગંગા બનો અને ભીષ્મ જેવા પુત્રને જન્માવી ભારતને સુરાજ્ય બનાવવાની પ્રેરણા કરો. જો કે, હાલ ભારત આઝાદ બન્યો છે એ એક જ મહાત્માના તપના ફળરૂપ છે. પરંતુ આઝાદીદેવી માયકાંગલા અને બીરુ પાસે કદી ય ટકતી નથી. માટે આવેલી આઝાદી છીનવાઈ ના જાય એની ખાતર ભારતના બાલવીર ભીષ્મનું જીવનચરિત્ર વાંચી-વિચારી આચરણમાં મૂકશો તો ભારત સ્વર્ગનું નંદનવન બની જશે. પણ હાલ તો નંદનવનની કોઈને જ પડી નથી. હાલ તો સૌ પોતપોતાના બગીચાઓમાં સુગંધ વિનાનાં ઝાડવાં રોપે છે. પણ એનાં સુગંધ વિનાનાં ગુણ રહિત પુષ્પો દેખાવમાં જ સારાં હોય છે. એના મોહમાં પડયા વિના, અને એનું અંધ અનુકરણ કર્યા વિના ભારતને નંદનવન બનવા દો. તમારી કલ્પનાના નંદનવનમાં તમો સ્વર્ગ ભલે ભાળતા હો પણ હું તેમાં નરક ભાળું છું. માટે બાપલા! ભારતને સુગંધથી ભરપૂર કરી નંદનવન થવા દો એ જ અભિલાષા.

—અપૂર્ણ

---

# ભક્તોનાં લક્ષણ

(વસંતતિલકા)

દ્વેષ ત્યજી, સુખદુઃખે સમ જે રહે છે,
કારુણ્ય મિત્ર સહી સ્નેહ સહુ પરે છે;
તૃષ્ણા તજે, મન સદા વશ જે કરે છે;
કહેતા પ્રભુ સહુ થકી પ્રિય એ મને છે.. ૧

પ્રાણી તણી ભૂલ કદિ ઉરમાં ન લાવે,
આપી ક્ષમા ઉરતણાં તપનો શમાવે;
ભૂદયા તણો પરમ માર્ગ બની રહે જે,
કહેતા પ્રભુ સહુ થકી પ્રિય એ મને છે ..૨

ઉદ્વેગ ના કદી ધરે જન તેમનાથી,
ઉદ્વેગ ના કદિ ધરે જનથી વળી તે;
જે હર્ષ ક્રોધ, ભય આદિ તજી રહે છે,
કહેતા પ્રભુ સહુ થકી પ્રિય એ મને છે...૩

ઈચ્છા રહિત, કટુ સત્ય સદા કહે જે,
આશા, વ્યથા, છલ, સદા અળગાં રહે છે;
કર્મો સદા શુભ કરે, શુચિ, દક્ષ, જે છે,
કહેતા પ્રભુ સહુ થકી પ્રિય એ મને છે...૪

જે સુખ-દુઃખ થકી ના છળતો જરાયે,
કર્મો કરે, ફળ તણી નવ આશ રાખે;
ત્યાગી રહી, સમ પરે મમતા ધરે જે,
કહેતા પ્રભુ સહુ થકી પ્રિય એ મને છે...૫

દાઝે નહીં અનંગ-અગ્નિ મહીં કદાપિ,
સ્પર્શે નહીં ત્રિવિધ તાપ વળી કદાપિ;
સંતાન, માન, સુખ, સ્વપ્નસમું ગણે છે,
કહેતા પ્રભુ સહુ થકી પ્રિય એ મને છે...૬

શત્રુ, સખા, સહુ ગણી સરખા રહે જે,
નિંદા-સ્તુતિ ભણી કદી નજરે કરે ના;
આપત્તિમાં દૃઢ રહી પ્રભુને સ્મરે જે,
કહેતા પ્રભુ સહુ થકી પ્રિય એ મને છે...૭

સંતુષ્ટ, મૌન, વળી સંગ રહિત જે છે,
કર્મો સદા શુભ-અશુભ મને સમર્પે;
છે શાન્ત, દાન્ત, ઉરમાં સમતા ભરી છે;
કહેતા પ્રભુ સહુ થકી પ્રિય એ એ મને છે...૮

—ધીરૂભાઈ વી. પુરોહિત

# શીખવા લાયક

અનુવાદક:–શ્રી અમૃતલાલ નરસિંહદાસ ગાંધી

## સુખ-દુઃખમાં સમતા રાખનાર શુકદેવજી:-

પિતા વેદવ્યાસજીની આજ્ઞાથી શ્રી શુકદેવજી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે વિદેહરાજ જનકની મિથિલા નગરીમાં પહોંચ્યા. ત્યાં બગીચામાં હાથી, ઘોડા, રથ અને સ્ત્રી પુરુષોને જોયાં. પરંતુ તેમના મનમાં કોઈ વિકાર ન થયો. તેઓ મહેલના દરવાજા પર ગયા, ત્યારે દારપાળોએ તેમને ત્યાં તડકામાં રોકી દીધા. બેસવાનું પણ ન કહ્યું, તેમજ કાંઇ પૂછ્યું પણ નહિ. તે જરાપણ ખિન્ન થયા વગર તડકામાં ઊભા રહ્યા. થોડાક સમય પછી એક દારપાળે તેમને સન્માનપૂર્વક બીજા દરવાજા પર ઠંડી છાયામાં પહોંચાડી દીધા. તે ત્યાં આત્મચિંતન કરવા લાગ્યા. તેમને ન તો તડકો અને અપમાનથી કોઇ ક્લેશ થયો અને ન તો ઠંડી છાયા તેમજ સન્માનથી કોઇ સુખ થયું.

ત્યારબાદ રાજમંત્રીએ આવીને તેમને સન્માનની સાથે સુંદર પ્રમદાવનમાં પહોંચાડી દીધા. ત્યાં પચાસ નવયુવતિ સ્ત્રીઓએ તેમને ભોજન કરાવ્યું અને લઇને હસતી, ખેલતી, ગાતી અને નાના પ્રકારની ચેષ્ટા કરતી પ્રમદાવનની શોભા દેખાડવા લાગી. રાત્રે તેમણે શુકદેવજીને સુંદર પલંગ પર બહુમુલ્ય દિવ્ય બિછાનું બિછાવીને બેસાડી દીધા. તેઓ પગ ધોઇને રાતના પહેલા ભાગમાં ધ્યાન કરવા લાગ્યા. ધ્યાનની વખતે પણ પચાસ યુવતિઓ તેમને ઘેરીને બેસી ગઇ. પરંતુ તે કોઇ પણ પ્રકારથી શુકદેવજીના મનમાં કોઇ વિકાર પેદા કરી શકી નહીં.

એટલું થયા બાદ બીજા દિવસે મહરાજ જનકે આવી તેમની પૂજા કરી અને ઊંચા આસન પર બેસાડીને પાદ્ય, અર્ધ્ય અને ગોદાન આદિથી તેમનું સન્માન કર્યું. પછી પોતે આજ્ઞા લઇને ધરતી પર બેસી ગયા અને તેમની સાથે વાત ચીત કરવા લાગ્યા

વાતચીતના અંતમાં જનકે કહ્યું-'તમે સુખ-દુઃખ, લોભ-ક્ષોભ, નાચ-ગાન, ભય-ભેદ બધાથી મુક્ત પરમ જ્ઞાની છો. તમે તમારા જ્ઞાનમાં ઊણપ માનો છો, એટલી ભૂલ છે. તમે પરમ વિજ્ઞાનઘન થઇને પણ તમારો પ્રભાવ જાણતા નથી.' જનકજીના બોધથી તેમને તેમના સ્વરૂપનો પત્તો લાગી ગયો.

## ખેડૂતની ઇમાનદારી:—

એક ધનિક વેપારી મુસાફરીમાં રાત પસાર કરવા માટે કોઇ નાના ગામમાં એક ગરીબની ઝુંપડીમાં ગયો. ત્યાંથી પાછા ફરતી વખતે તે તેની સોનામહોરોની થેલી ત્યાં ભૂલી ગયો. ત્રણ મહિના બાદ તે વેપારી ફરીથી તે રસ્તે થઇને જતો હતો: દૈવેચ્છાથી તે જ ગામમાં રાત પડી અને તે પેલા ગરીબના ઘેર જઇને ઊભો રહ્યો. મહોરોની થેલી રસ્તામાં ક્યાંક પડી ગઇ હશે એમ ધારી તેણે તે થેલીની આશા છોડી દીધી હતી. ઝૂંપડીમાં આવીને ઊભા રહેતાં જ ઝૂંપડીના સ્વામીએ આવીને તેને કહ્યું-'શેઠજી! તમારી આ મહોરોની થેલી અહિયાં રહી ગઇ હતી, તે લો. તમારૂં નામ-સરનામું નહી જાણવાથી હું હજી સુધી તમને આ થેલી પહોંચાડી શક્યો નથી. મેં તેને અત્યાર સુધી ઘરમાં રાખી મૂકી હતી. ઘરકા ગરીબ ખેડૂતની ઇમાનદારી પર વ્યાપારી મુગ્ધ થઇ ગયો. અને એટલો બધો ખુશી થયો કે તેના ગુણ ગાતાં ગાતાં થાક્યો નહિ અને અન્તમાં બહુ આગ્રહ કરીને તેના છોકરાને પોતાની સાથે લઇ ગયો.

## દયા:-

અમેરિકાના સંયુક્ત રાજ્યના એક પ્રેસીડેન્ટ એક દિવસ રાજસભામાં જઇ રહ્યા હતા. રસ્તામાં તેમણે એક સુઅરને કાદવમાં ખૂંચી ગયેલો જોયો. સુઅર કાદવમાંથી નીકળવા માટે તનતોડ મહેનત કરી રહ્યો હતો, પરંતુ તે જેટલી મહેનત કરતો એટલો વધારે કાદવમાં ખૂંચી જતો હતો. સુઅરનો આ દયાજનક ત્રાસ જોઇને પ્રેસીડેન્ટ સાહેબથી રહેવાયું નહિ, તે પોતાના પોષાક સહિત કીચડમાં કુદી પડયા અને સુઅરને ખેંચીને બહાર કાઢી લાવ્યા. નોકરીનો સમય થઈ ગયો હતો, એટલા માટે તે કીચડ ભરેલાં કપડાં સાથે રાજસભામાં ગયા. સભાના માણસો તેમને આવી દશામાં જોઈને નવાઇ પામ્યા. લોકોના પૂછવાથી તેમણે બધી બીના કહી સંભળાવી, ત્યારે લોકો તેમની દયાળુતાની પ્રશંસા કરવા લાગ્યા. તે પર પ્રેસીડેન્ટ સાહેબે કહ્યું-'તમે લોકો નકામી મારી તારીફ કરી રહ્યા છો. મને સુઅર પર કોઇ દયા ન હોતી આવી, પણ તેને બુરી રીતે કીચડમાં ફસાએલો

જોઈને મને દુઃખ થઈ ગયું અને મેં મારા દુઃખને મટાડવા માટે તેને બહાર કાઢયું. એમાં મેં સઅરની કાંઈ ભલાઈ કરી નથી પણ મારી પોતાની ભલાઈ કરી છે. કેમકે તેને બહાર કાઢતાં મારું દુઃખ દૂર થઈ ગયું.'

**એક જ વાક્યથી જીવનપલટો:-**

વૉરન હેસ્ટિંગ્સના જમાનામાં ગંગા ગોવિંદસિંહ તેમના પ્રધાન હતા. ગંગા ગોવિંદસિંહનો અત્યાચાર ઇતિહાસપ્રસિદ્ધ છે. તેમણે પ્રજાને બહુ ચૂસી ચૂસીને પોતાના ધનનો ભંડાર ભર્યો હતો. કૃષ્ણચંદ્રસિંહ તેમનો પૌત્ર હતો અને તે ઉડીસાનો દીવાન હતો. તે મોજ-શોખમાં પોતાની જીંદગી વીતાવતો હતો. એક દિવસ તે પોતાની જમીનદારીનું કામ જોઈને ઘેર પાછો ફરી રહ્યો હતો. રસ્તામાં તેણે એક છોકરીને પોતાના પિતાને નીચે પ્રમાણે કહેતાં સાંભળ્યું-'બાપુજી! રાત થઈ ગઈ પણ અત્યારસુધી દીવો ચેતાવ્યો નથી તો ચાલો, હું ચેતાવી આપું.' છોકરીના આ સહજ શબ્દોની વિલાસ-વૈભવમાં ડૂબેલા યુવક કૃષ્ણચંદ્ર પર મોટો પ્રભાવ પડયો. તેના હૃદયમાં અપૂર્વ ભાવ જાગી ઊઠયો. તેણે વિચાર્યું-'છોકરીએ કેવી સરસ વાત કહી! મારી જુવાની વીતી રહી છે. જીંદગીનો અંત નિકટ આવી રહ્યો છે તો પણ મેં હજી સુધી મારા હૃદયમાં જ્ઞાનરૂપી દીવો નથી પ્રગટાવ્યો. મારે પણ મોટા ભયાનક ભવ-સાગરની પાર જવું છે, પણ મેં હજી સુધી કોઈ તૈયારી નથી કરી.'

બસ, આ વિચારો આવતાં જ તે સંસારનો ત્યાગ કરી વૃંદાવન ચાલી નીકળ્યા, અને ત્યાં લાલાબાબુના નામથી પ્રસિદ્ધ થયા. તેમણે લાખો રૂપિયા ખરચીને મંદિર બનાવડાવ્યું અને પછી પોતાની સર્વ સંપત્તિ પરોપકારમાં ખરચીને પોતે માધુકરી માગીને જીવન-નિર્વાહ કરવા લાગ્યા. એક સાધારણ જેવી ઘટનાથી જીવનયાત્રાનો પંથ બિલકુલ બદલાઈ ગયો.

---

# કલ્યાણકુંજ

## લે. શ્રી. ભાઈલાલ વિ. બક્ષી

બે કેન્દ્ર છે, એક દુઃખનું, બીજું સુખનું. દુઃખના કેન્દ્રમાં બેસી ચાહે ગમે એટલી સુખની વાતો કરો, ક્યારે પણ સુખી થઈ શકાતું નથી. અને સુખના કેન્દ્રમાં પહોંચવાથી દુઃખ શોધ્યું પણ નથી જડતું. જગતનો આશ્રય દુઃખનું કેન્દ્ર છે, અને પ્રભુનો આશ્રય સુખનું. ભલે કોઈ ગમે એટલી ઊંચી-ઊંચી વાતો કરે, જ્યાં સુધી જગતના આશ્રયથી સુખ પામવાની આશા છે, ત્યાંસુધી એ એવો સુખી નથી થઈ શકતો. જેવી રીતે અગ્નિની ઝાળમાં પડેલો આદમી કેવળ વાતોથી શીતળતા નથી પામતો. એટલે જગતનો આશ્રય છોડી પ્રભુનો આશ્રય કરો. એ સુખના કેન્દ્રમાં સ્થિર થઈને પછી ભલે દુઃખાલય સંસારની વાત પણ કરો, તમને દુઃખ એ પ્રકારે નહી પ્રતીત થશે, કે જે પ્રકારે હિમાલયના બરફમાં બેઠેલા પુરુષને ગરમી નથી પ્રતીત થતી.

× × ×

સર્વકોઈમાં પરમાત્માનો નિવાસ સમજી, સર્વ-કોઈનું સન્માન કરો, અપમાન તો કોઈનું પણ કરો નહી. પોતાનું માન છોડીને સર્વકોઈનું સન્માન કરશો, બીજાના માન ઉપર તમારું કોઈ પણ આચરણ ધક્કો મારે એવું નહીં કરો તો તમે જાતે જ સર્વના પ્યારા બની જશો. પછી તમને સર્વકોઈ હૃદયથી ચાહશે અને તમે તમારી ઇચ્છાનુસાર અધિકારથી સર્વ કોઈને સન્માર્ગે પર લાવી શકશો.

× × ×

બીજાની સાથે એવું કોઈ ખરાબ વર્તન ક્યારે પણ ન કરો, કે જેવું બીજાઓથી તમે તમારી સાથે નથી ઈચ્છતા. જો તમે બીજાઓ પાસેથી સન્માન, સત્કાર, ઉપકાર, દયા, સેવા, સહાયતા, મૈત્રી અને પ્રેમ આદિની આશા રાખતા હોવ તો પહેલું બીજાઓ પ્રત્યે તમે આવું સઘળું વર્તન કરો.

× × ×

બીજાઓથી આપણી વાતના સમર્થનને સારૂ જ એની સંમતિ ઇચ્છો નહી. ભૂલ-ચૂક બતાવવાને વાસ્તે જ એનો અભિપ્રાય (રાય) પૂછો અને જ્યારે કોઈ ભૂલ બતાવે ત્યારે માઠું ન માની એના ઉપર વિચાર કરો તથા એનો ઉપકાર માનો. જ્યારે એ કોઈ એવી ભૂલ બતાવે, જે

આપણામાં ન જણાતી હોય, તો પણ એના અભિપ્રાય પર સન્દેહ ન કરો. ફરીથી તમારું હૃદય અને આચરણ તપાસો, ક્યાંય-ને-ક્યાંય ભૂલ છુપી સંતાઈ રહેલી મળી આવશે. કદાચિત ન પણ મળે અને ભૂલ બતાવનારાની જ ભૂલ હોય, તો પણ એનો આભાર માનો, કે જેણે તમને સુધારવાને સારૂ તમારી ભૂલ બતાવવા જેવું નાનું કામ સ્વીકાર્યું, અને એ કામમાં પોતાનો વખત આપ્યો.

× × ×

તમારા માર્ગ ઉપર કોઈ ન ચાલે તો ખોટું માનો નહીં, ઘૃણા કરો નહીં. બલ્કે તમારા માર્ગ અનુસાર કામ ન કરવાના કારણથી, એને કાંઈ નુકસાન થયું હોય અને પછી એ ક્યારે પણ તમને મળે તો એને એવું ન કહો કે મારો રાહ ન માનવાનું ફળ તને મળ્યું છે. એની સાથે પ્રેમથી મળો. એ વખતે તેને ફરીથી તમારી ભલી સલાહ આપો અને સારે માર્ગે ચલાવવાનો પ્રયત્ન કરો.

× × ×

કોઈની અંદર કોઈ દોષ જોઈને એને માટે મનમાં એવો નિશ્ચય ન કરી બેસો કે એ ખરાબ જ માણસ છે. દોષ જોવામાં તમે ભૂલ કરી હોય અથવા કોઈ વિષમ પરિસ્થિતિમાં આવી પડવાથી એનાથી એ દોષ થઈ ગયો હોય એમ બની શકે છે. સારા-નઠારા ગુણ સર્વ કોઈમાં છે, એના સારા ગુણો જોઈને એના ઉપર પ્રેમ કરો.

× × ×

ખરા (સાચો) દોષ જોઈને પણ કોઈનું અપમાન કરો નહીં, અથવા તો ક્રોધ કરીને દોષ કઢાવવાનો પ્રયત્ન ન કરો. કોઈ કોઈ વખત તમારા અપમાન અથવા ક્રોધથી દોષી મનુષ્યની દોષી વૃત્તિ દબાઈ જશે, પણ એ વૃત્તિનો નાશ નહીં થાય. તમારૂં કરેલું અપમાન અથવા તો ક્રોધ એના મનમાં ચણચણ થવા કરશે, અને જો એ ભૂલમાં પડી ગયો તો, પોતાના દોષને વાસ્તે પશ્ચાત્તાપ ન કરતાં તમારાથી અપમાન અને ક્રોધનો બદલો લેવાની ધૂનમાં લાગ્યો રહેશે. આથી એનામાં પણ નવા દોષ પેદા થશે અને એની દ્વેષયુક્ત ચેષ્ટાથી ભડકીને તમે પણ વધારે ક્રોધી અને હિંસક બની જશો. કોઈનો પણ દોષ જડથી કઢાવવો હોય તો એના પ્રિય બનીને, એની સેવા કરીકરીને એના મનપર અધિકાર જમાવો અને પછી એને સમજાવો. એમાં સફળતા મળતાં વાર થાય એ સંભવિત છે, પરંતુ મળશે એ નક્કી છે અને તે સ્થાયી મળશે. યાદ રાખો, રાજા, સમાજ અને વ્યક્તિઓએ દણ્ડ આપીઆપીને અપરાધીઓની સંખ્યા વધારી દીધી છે. જે પોતે દોષ કરે છે અને રાગદ્વેષવશ યથાર્થ દોષનો નિર્ણય નથી કરી શકતો એને બીજાઓના દોષ જોવાનો અને દણ્ડ આપવાનો કોઈ અધિકાર નથી

× × ×

# જીવનમાંથી જડેલું

લેખકઃ શ્રી "સ્નેહકુંજ" ખેડા

મ્હારી જિંદગીનો એ એક સમય હતો, કે જે સમયે મારા દેહમાં જોમ હતું, અનેરો ઉત્સાહ હતો, ચેતનનાં પૂર રેલાતાં હતાં, સંસારના અનુભવીઓ જેને 'યૌવન' કહે છે એ યૌવન મારા દેહના પ્રત્યેક અંગમાં તરખાટ મચાવતું હતું અને મ્હારા હૃદયમાં અભિલાષ હતા. જીવન, અરે! માનવજીવન જીવી જાણવાની એક તમન્ના હતી. યૌવન-યૌવનના અભિલાષ હતા, ઉત્સાહ હતો અને ભવ્ય આદર્શને સર્જતું સજાગ હૃદય હતું-સંસ્કાર હતા અને એ સંસ્કારને સિંચતી દેવી સરસ્વતીની કૃપા હતી. ન્હોતી એક માત્ર શ્રી (લક્ષ્મી)ની મહેર!

સંસારના વ્યવહારમાં ડગલે અને પગલે પૈસાની પરમ આવશ્યક્તા મને જણાતી હતી. સ્વાનુભવે સિદ્ધ થયું હતું કે પૈસામાં ગજબની શક્તિ છે. કેમ જાણે સઘળી વિદ્વત્તા, બધા જ સદ્ગુણો અને ડહાપણ એકમાત્ર પૈસાપાત્ર વ્યક્તિમાં જ સમાયલાં હોય તેમ દેખાતું હતું. અને સંસાર-વ્યવહારના અનુભવીનું કથન તુરત જ મને યાદ આવતું-सर्वे गुणाः कांचनमाश्रयन्ते

શું પૈસો એ જ જીવન-સિદ્ધિ છે? મારા મગજમાં આ એક પ્રશ્ન ઊઠતો. અને આ પ્રશ્ને ઘડીભરના માટે મારા વિચારની ફલકે અવનવાં દશ્યો ખડાં થતાં, એ કેટ-

કેટલાં દિલચસ્પ અને મોહક હતાં તેનું વર્ણન આજ તો મારાથી થઈ શકે તેમ જ નથી. કિન્તુ એમણે મારા નાજુક હૃદય ઉપર લક્ષ્મીની મહત્તાની છાપ છાપી. બસ, ત્યારથી મારા જીવન-વહેણે વળાંક લીધો. અનેકગણી 'મુશીબતો ઊઠાવીને પણ લક્ષ્મીને પ્રાપ્ત કરવી એવો' નિર્ણય અહંભાવે નિશ્ચિત કર્યો.

અને હું આખું સત્ય જ કહું છું, કે એ લક્ષ્મીને હસ્તગત કરવા મેં યૌવનને એ એકમાત્ર ઇચ્છાના ખરબચડા પત્થર પર ઘસી નાખ્યું. કિન્તુ મ્હારી એ ઇચ્છા બર ન આવી. લક્ષ્મીપતિ બનવાનું સૌભાગ્ય તો દૂર રહ્યું પરંતુ લક્ષ્મીદાસ (સેવક) પણ ન બની શકયો. મ્હારા મિત્રો અને શુભેચ્છકો બધા જ મ્હારા એ ભગીરથ પુરુષાર્થના દ્રષ્ટા હતા, જેઓ મ્હારા સાહસિક પુરુષાર્થની મુક્તકંઠે પ્રશંસા કરી કહેતા, 'આ એક કમનશીબી છે!' અને કેટલાક પોતાની જાતને પૂરા કાબેલ અને મુત્સદી તરીકે ઓળખાવતા સજ્જનો (!) વળી એમ પણ પણ કહેતા, કે 'સુજનતા, નીતિ અને પ્રામાણિકતાનો દંડ અહીં પુરુષાર્થ ખેડનારાઓનો પુરુષાર્થ વંધ્ય-અફળ નિવડે છે.'

આ અને આવાં કેટલાંય વેણ સાંભળી મ્હારા હૃદયને લેશમાત્ર રંજ ન્હોતો થતો. સ્વાનુભવના પરિપાકે મને સત્ય સમજાયું હતું. ઇચ્છા જ સર્વ દુઃખનું મૂળ છે. સંસારમાં એકમાત્ર ઇચ્છારહિત માનવી જ સાચું સુખ અને પરમ શાંતિનો આસ્વાદ માણે છે. સમજ્યો તો ખરો પણ ઘણું જ મોડું; કેમકે આજ તો યૌવન વિલાયું છે. વાળે પડેલા યૌવનને અંતે ઉપલબ્ધ થએલા ધીર-ગંભીર પ્રૌઢત્વના સીમાડા પણ ટુંકા થયા છે અને જીવનની સંધ્યા સરીખું વૃદ્ધત્વ દૃષ્ટિગોચર થઈ રહ્યું છે. નિદ્રામાંથી માનવી જેમ સફાળો જાગી ઊઠે તેમ પ્રમાદ માયાની મોહનિદ્રામાં સૂતેલો હું જીવનના ચતુર્થ પ્રહરે એકાએક જાગી ઊઠું છું, અને અંતરચક્ષુએ જ્ઞાનદૃષ્ટિથી હું મારા ભૂતકાળના જીવનને અવલોકું છું ને સમસમી ઊઠું છું. સહજભાવે મારા હૃદયમાં પ્રશ્ન ઊઠે છેઃ-'જીવનભર હું શાની પાછળ દોડયો? શું માયાને રીઝવનારા આ નાશવાન સંસારના ભૌતિક પદાર્થો, કે તેઓ પણ નાશવાન છે એમને, પ્રાપ્ત કરવા પાછળ મનુષ્ય-જીવનનો હેતુ વિસરી જઈ જિંદગીના રમ્ય અને શક્તિશાળી દિવસો ખુવારી દોડી મૂએ!

× × ×

જે લક્ષ્મીની પાછળ વિકટ માર્ગે સતત પરિશ્રમ લઈ, એકમાત્ર તેનું જ સ્મરણ, ચિંતન અને ધ્યાન ધરી, દોડી રહ્યો હતો ત્યારે, તે મારી દૃષ્ટિમાર્ગોમાંથી દૂર કોઈ અદીઠ વ્યોમમાં સંતાઈ જતી હતી; જ્યારે આજ માત્ર તેનું સ્મરણ મારા હૃદયમાં તેના તરફ તિરસ્કારના ભાવ જન્માવે છે. અને મને તેની લેશમાત્ર જરૂર નથી ત્યારે તે મારો આશ્રય શોધતી મારા પદાગ્રુજોમાં આવી ચરમવિવશ-વદને તેનો સ્વીકાર કરવા મૂક આરઝુ ગુજારે છે! અને તે જ ક્ષણે મારા વિચારની ફલકે મારા જીવનનો ભૂતકાળ ખડો થાય છે. બીજી જ ક્ષણે બુદ્ધિ નિર્ણય કરી કહે છેઃ-ના ભૂલ, ઓ સંસાર પંથના મંદાધાંત! એ ઠગારી છે! તને આજ એ ઠગવા આવી છે. ઇતિહાસમીમાંસકોને પૂછી જો, એ કોની થઈ છે! અરે, એટલું જ નહિ પરંતુ એની છાયા અને પડછાયાઓએ આ જગત પર કેટકેટલા વિનાશને નોતરી માનવ મહાકલ્યાણની ઊજળી દિશાએ અંધકારાચ્છાદિત કરી મૂકી છે! એના છાપે ઊભેલાઓને તો જરા જો, માનવતાને વિસરી નરી પામરતાને માર્ગે તેઓ જતા તને જણાશે. માનવ-જીવનનો ઉત્કર્ષ શામાં? લક્ષ્મીના માલિક બનવામાં કે આત્મજ્ઞાનના જિજ્ઞાસુ થવામાં! અને તે જ ક્ષણે મેં મારા હૃદયદ્વાર પરથી માયાના એ પ્રબળ આવરણ (લક્ષ્મી) ને જાકારો દીધો. મિત્રો અને શુભેચ્છકો બધા જ મને મૂર્ખ-દીવાનો કહી હસવા લાગ્યા. કિન્તુ આજ મારા હૃદયને જે પરમ શાંતિ છે, જેવી શાંતિ છે તેવી શાંતિ મને ક્યારે ય આ નાશવાન જગતના કોઈ પણ ઐશ્વર્યની પ્રાપ્તિમાંથી ન્હોતી મળવાની. આજ સંસારની મારી સફર સફળ ભલે ના બને પરંતુ મારી અચળ શાન્તિની ઇચ્છા સફળ થશે તો અફસોસ નથી!

અસ્તુ

# કેદારનાથ ભક્તની તીર્થયાત્રા

અનુવાદકઃ– 'એક સાધક'

શુમારે બસો વર્ષ પહેલાંની આ વાત છે. મધ્યપ્રાંતના એક નાનકડા ગામમાં કેદારનાથ ભક્તનો જન્મ, એક ગરીબ પરંતુ ખાનદાન બ્રાહ્મણ-કુળમાં થયો હતો. કેદારનાથના પિતા પંડિત આત્મારામજી દુબે જ એ ગામના પુરોહિત હતા. ગામની યજમાની વડે જ તેઓ પોતાની જીવન-નૌકા ચલાવી રહ્યા હતા. ઘરમાં એક કેદારનાથ, તેની વૃદ્ધ માતા અને દુબેજી–આ ત્રણ જણાં જ હતાં.

પં. આત્મારામજી જ્યોતિષ શાસ્ત્રના સારા જ્ઞાતા હતા. આથી પોતાના પુત્ર કેદારનાથના જન્મ પછી તેની જન્મ-પત્રિકાની રચના પણ તેમણે જ કરી હતી. છોકરાના ગ્રહો ખૂબ બળવાન હોવાથી પંડિતજીની પ્રસન્નતાનો પાર ન રહ્યો. કુંડલી સ્પષ્ટપણે કહી રહી હતી, કે આગળ જતાં કેદારનાથ પ્રભુનો પરમ બનશે.

માતા-પિતાના લાડમાં કેદારનાથ ઉછરવા લાગ્યો. તેની ઉંમર જેમ જેમ વધતી ગઈ તેમ તેમ ... જણાવેલાં તમામ લક્ષણો સાચાં પડવા લાગ્યાં. જ્યારે પંડિત આત્મારામજી પોતાના ઇષ્ટદેવનું પૂજન-અર્ચન કરતા ત્યારે બાળક કેદારનાથ પોતાના ઘૂંટણો વડે ચાલીને પૂજા-ગૃહમાં પહોંચી જતો. સાત-આઠની ઉંમરે પહોંચતાં તો કેદારનાથ ઉડવાના, પૂજાના, નિત્યકર્મના અને ઠાકુરજીની સેવાના વિ. કાર્યોમાં પણ પોતાના પિતાની સાથે જ ભાગ લેવા લાગ્યો. યજ્ઞોપવીત સંસ્કાર પછી તો કેદારનાથે ઠાકોરજીની દૈનિક પૂજાની, પવિત્ર ફરજમાંથી પોતાના પિતાને મુક્ત કર્યા. હવે તો પંડિતજી પણ પોતાના જીવન-નિર્વાહ માટે આસપાસનાં ગામડાંઓમાં જ મોટેભાગે રહેતા હતા. કેદારનાથ ખૂબ ભાવપૂર્વક ઠાકોરજીની સેવા કરતા હતા અને પ્રભુ તેના પર ખૂબ રાજી રહેતા હતા.

× × ×

જેની ચારે બાજુ મજબૂત ચબૂતરો બનાવવામાં આવ્યો હતો એવા પીપળાના એક વિશાળ ઝાડની સામે જ કેદારનાથનું મકાન આવ્યું હતું. ઘરના કામ-કાજથી પરવારીને ગામના ઘણા લોકો રાત્રે આ ચબૂતરા પર આવીને બેસતા અને વિચારવિનિમય કરતા. ગામના કેટલાક લોકો આજે જ શ્રી બદરીનારાયણની તીર્થ-યાત્રા પૂરી કરીને આવ્યા હોવાથી તેઓ પોતાની યાત્રાનાં કેટલાંક મીઠાં સંસ્મરણો વર્ણવી રહ્યા હતા. બધાની સાથે કેદારનાથ પણ ચૂપચાપ આ અહેવાલ સાંભળી રહ્યો હતો. આંધી અને વરસાદની પરવા કર્યા સિવાય, પહાડી રસ્તાઓ ઓળંગવા, પવિત્ર ગંગા-જળનું પાન કરવું, ભગવતી સુરસરિના તટ પર આવેલા સુરમ્ય આશ્રમોનાં દર્શન કરવાં, જીવનની તમામ જવાબદારીઓમાંથી મુક્ત થઈને ભગવન્મય બનવું–આ અને આવા અનેકાનેક પ્રસંગો સાંભળીને કેદારનાથનું પ્રેમભીનું હૃદય નાચી ઊઠયું. જ્યારે આવી લાંબી અને કઠિન યાત્રા પૂરી કરીને ભગવાન શ્રી બદરીનારાયણના પાવનકારી દર્શન કરતાં ભક્તોને જે આનંદ આવતો હશે તેનું વર્ણન કોણ કરી શકે ? યાત્રાની વાતો સાંભળીને કેદારનાથ એટલો બધો આનંદમગ્ન બની ગયો કે તેણે પણ આવતા વર્ષે યાત્રા કરવાનો નિર્ણય કર્યો.

અડધી રાત લગભગ વીતી ગઇ હતી. બધા લોકો પોતપોતાના ઘેર ચાલ્યા ગયા હતા. કેદારનાથ પણ ઘેર આવીને ભગવચ્ચિંતન કરતો કરતો સૂઇ ગયો. × × × હંમેશની માફક વહેલી સવારે ઊઠીને, શૌચાદિ કાર્યથી પરવારીને, કેદારનાથે ઠાકોરજીનું મંદિર ખોલ્યું. સાથે સાથે પોતાનું હૃદય-મંદિર પણ ખોલ્યું અને જેની કૃપાને તે પોતાની સાધના પૂરી કરવામાં સમર્થ માનતો હતો તે પ્રભુના પવિત્ર ચરણકમળમાં, લાંબા સમયથી અંતરના પાત્રમાં સંચય કરી રાખેલો, અશ્રુ-પ્રવાહ પણ ઠાલવ્યો. પ્રાર્થના કરતાં કરતાં કેદારનાથનું હૈયું હાથ ન રહ્યું; તે કહેવા લાગ્યો, 'હે દયાળુ દેવ ! તમે અંતર્યામી છો. મારા જીવનનું અંતિમ લક્ષ્ય શું છે તે આપનાથી કંઇ અજાણ્યું નથી. હું મારાં વચનો વડે તેને પ્રગટ કરીને આપના અંતર્યામીપણાને ઘટાડવા નથી ઇચ્છતો. આપના પુનિત પાદારવિંદમાં એટલી જ વિનમ્ર પ્રાર્થના છે, કે વિના વિલંબે તેને પૂર્ણ કરો.' × × × કેદારનાથ મૂર્છિત અવસ્થામાં ઘણા સમય સુધી પ્રભુના ચરણોમાં પડી રહ્યો. તેને કંઇક પ્રકાશ દેખાયો–અંતર્યામીએ અંતરમાંથી અવાજ આપ્યો કે, 'ધીરજ ધરો ! ભગવાન બધાની ઇચ્છા પૂર્ણ કરે છે તો શું તમને એકલાને જ બાકાત રાખશે ?'

આંગ્લભાષાની એક કહેવત છે કે, 'Time and Tide wait for none' 'समय जात नहिं लागत बारा'– સમયને જતાં વાર લાગતી નથી. ઉનાળો અને ચોમાસું પણ વ્યતીત થઈ ગયાં. છેવટે શિયાળો પણ આવ્યો; પરંતુ ઇશ્વરની કોઇ એવી ઇચ્છા હશે, કે કેદારનાથની વૃદ્ધ માતાનું એકાએક અવસાન થયું. કેદારે વિચાર્યું કે પોતાની મા પોતાના પહેલાં જ બદ્રિકાશ્રમ પહોંચી ગઈ. કેદારનાથને આથી બહુ દુઃખ થયું; પરંતુ તેને બિચારાને ક્યાં ખબર હતી, કે ઇશ્વર તેની વધુ પરીક્ષા લેવાના છે? ગામમાં શીતળાનો ઉપદ્રવ શરૂ થયો અને કેદારનાથ પણ તેમાં ઝડપાયો. તે પણ માતાના જોરદાર હુમલાનો ભોગ બની ગયો. પંડિત આત્મારામજી અને ગામના કેટલાક અનુભવીઓને લાગ્યું, કે હવે તેની બચવાની કોઈ આશા નથી. આ રોગનો શિકાર મોટે ભાગે બાળકો બનતાં હોવાથી, આટલી મોટી ઉંમરે કેદારનાથ પર હુમલો થવાથી, બધાને ખૂબ આશ્ચર્ય થયું.

આખરે વળતાં પાણી થયાં. કેદારનાથની તબીયતમાં તો સુધારો થયો; પરંતુ તેની દૃષ્ટિ અદશ્ય થઇ ગઇ. તે આંધળો બની ગયો. કેદારનાથના મનમાં મુંઝવણ ઊભી થઇ, કે હવે તે કેદારનાથની કષ્ટસાધ્ય યાત્રા કરીને ભગવાન બદરીનાથનાં દર્શન કરવા માટે ભાગ્યે જ ભાગ્યશાળી બની શકશે.

× × × શિયાળાની ઋતુ પૂરી થઇ અને ઉનાળો બેઠો. પંડિત આત્મારામજી પણ પોતાના ઉદર–પોષણ અર્થે ગામડાઓમાં ઉપડી ગયા. ઘેર હતો માત્ર કેદાર અને તેના ભગવાન! હજુ પણ પહેલાંની માફક, કેદારનાથ લાકડી ટેકવીટેકવીને, સંધ્યા સમયે, ગામના પેલા ચબૂતરા પર આવીને બેસતો હતો. દર વર્ષની જેમ આ વર્ષે પણ કેટલાક ભક્તો શ્રી બદરીનારાયણની યાત્રાએ જવાના હતા અને બીજા લોકો આગળ પોતાના વિચારો દર્શાવી રહ્યા હતા. કેદારનું મન પણ વિહ્વળ બની ગયું. એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને તેણે પોતાના વિચારો યાત્રાર્થીઓ સમક્ષ પ્રગટ કર્યા અને કહ્યું, કે જો તેઓ કૃપા કરીને તેને સાથે લઈ જવા તૈયાર થશે તો તે ગમે તેવું કષ્ટ ભોગવીને પણ આવશે. કેદારનાથ ખૂબ મજબૂત બાંધાનો હતો અને તેની ચાલવાની ઝડપ પણ તીવ્ર હતી. કેટલાક લોકોએ કહ્યું કે, 'જો કોઇ કેદારની લાકડી પકડીને તેને દોરવા તૈયાર હોય તો કેદાર પણ તેના પગલે પગલે ચાલીને આવી શકશે. ભક્ત–સમુદાયે પોતાની સંમતિ આપી. તેમને એવી શ્રદ્ધા હતી કે, ભગવાન બદરીનારાયણના કૃપા–કટાક્ષથી કદાચ તેની બંધ થયેલી આંખો ખુલી પણ જાય! તે લોકોએ તેને સાથે લઇ જવાનો નિશ્ચય કર્યો. કેદારને ખૂબ આનંદ થયો. તેણે મનોમન ભગવાનને લાખ–લાખ ધન્યવાદ આપ્યા અને ગામના લોકો પ્રત્યે પણ પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી.

× × ×

યાત્રાનું શુભ મુહૂર્ત નક્કી થયું. શ્રી બદરીનારાયણનો જયધ્વનિ કરીને ગામના લોકોએ ત્યાંથી પ્રસ્થાન કર્યું. ત્રેવીસ દિવસની યાત્રા કરીને ભક્ત–મંડળી હરિદ્વાર સુધી પહોંચી. હૃષીકેશ, લક્ષ્મણઝુલા વિ. રમણીય સ્થળોએ ગંગાસ્નાન કરતાંકરતાં કેદારનાથ પ્રસન્નચિત્તે પોતાના ગામવાળા સહયાત્રીઓ સાથે આગળ વધી રહ્યો હતો. નંદપ્રયાગ વટાવ્યા પછી મુશ્કેલીભર્યો રસ્તો આવવા લાગ્યો, પરંતુ કેદારનાથ, દેખતા માણસોની માફક જ, તે મુશ્કેલીભર્યા માર્ગે બધાની સાથે પ્રયાણ કરી રહ્યો હતો. આગળ જતાં હિમાચ્છાદિત પ્રદેશ આવ્યો. વરસાદ, આંધી વિગેરે વિઘ્નો વચમાં આવવા લાગ્યાં. પડાવ નાખીને યાત્રીગણ કામળા ઓઢીને પડી રહેતા અને આંધીના બંધ થવાની રાહ જોઇ રહ્યો હતો.

× × × × વાદળાં ચઢી આવ્યાં હતાં. ઝરમર ઝરમર વરસાદની સાથે બરફની નાની નાની કણીઓ પડી રહી હતી. સર્વત્ર સન્નાટો વ્યાપી રહ્યો હતો. જમણો હાથ ડાબા હાથને ન જોઇ શકે એવો ઘનઘોર અંધકાર હતો. બધા યાત્રીઓ એકબીજાને વળગી રહીને, કામળા ઓઢીને, લપાઇને બેઠા હતા. ઋતુએ એકદમ પલટો ખાધો અને ખૂબ જોરદાર પવન ફૂંકાવા લાગ્યો. ધૂળને લીધે ફરજિયાતપણે બધા 'સૂરદાસ'–ની કોટિમાં મૂકાઇ ગયા હતા. કેદારનાથ બીજા યાત્રિઓ સાથે બેઠો બેઠો ભગવાનના ધ્યાનમાં તલ્લીન બની ગયો હતો અને શ્રી બદરીનારાયણના પુનિત દર્શનની અભિલાષા સેવી રહ્યો હતો. તે વિચારી રહ્યો હતો, કે 'જો આ વખતે હું ચક્ષુહીન ન હોત તો આંધી–વરસાદ વિ.ની પરવા કર્યા વિના સીધો બદરીકાશ્રમ જ

પહોંચી જાત.' પ્રભુ-દર્શનની તીવ્ર આકાંક્ષા આગળ અન્ય અવરોધોની શી વિસાત! પરંતુ કેદાર અત્યારે વિવશ હતો.

× × × × × કેદારને એચિંતી પ્રતીતિ થઈ, કે કોઈ તેની લાકડી પકડીને તેને ઊઠવાનો સંકેત કરી રહ્યું છે. કેદારે માન્યું કે લોકો ચાલવાની તૈયારી કરી રહ્યા છે અને આમના લોકો તેની લાકડી પકડીને તેને ચાલવાનું કહી રહ્યા છે. કેદારનાથે તરત જ ઊભા થઈને ચાલવા માંડયું. કોઈ–ને–કોઈ આવીને આખા રસ્તા સુધી તેને દોરતું રહ્યું. ન તો તેને રસ્તામાં જરા ય થાક લાગ્યો કે ન કોઈ પ્રકારની મુશ્કેલી જણાઈ. એક જગ્યાએ પહોંચીને સહાયકોએ કેદારની લાકડી છોડી દીધી અને કેદારનાથ ત્યાં જ બેસી ગયા. તે સ્થાનની શીતળ, મંદ અને સુગંધિત વાયુની લહેરોને લીધે કેદારનાથે થોડીવારમાં જ નિદ્રાદેવીનું શરણું સ્વીકારી લીધું–કેદારનાથ ગાઢ નિદ્રામાં સૂઈ ગયો.

× × × × આંધી બંધ પડી; ઋતુ સ્વચ્છ થઈ; અજવાળું પ્રકાશ્યું. કેદારનાથના સહપ્રવાસીઓએ માન્યું કે તે ગુમ થઈ ગયો છે. પડાવની આજુબાજુ ચોતરફ તપાસ કરી પરંતુ કેદારનાથનો પત્તો ન લાગ્યો. ખૂબ ખૂબ તપાસને અંતે પણ મહેનત માથે પડી.

રાત્રિ પસાર થઈ ગઈ હતી. પો ફાટવાનો સમય હતો. ભગવાન ભુવનભાસ્કર પોતાનાં દિવ્ય કિરણો દ્વારા જગતનો અંધકાર દૂર કરીને અજવાળાં પાથરવાની તૈયારી કરી રહ્યા હતા. એકાએક કેદારનાથની ઊંઘ ઊડી ગઈ અને તેના કાનોમાં સુમધુર મંગલમય શબ્દો સંભળાવા–'સ્વામી બદરીનારાયણનો જય!' ઊઠતાંની સાથે જ કેદારનાથ તો આશ્ચર્યના સાગરમાં ગરકાવ થઈ ગયા. તેને માલુમ પડયું, કે તે પોતાની આંખથી બધું જ જોઈ રહ્યા છે–તેને પુનર્દષ્ટિ પ્રાપ્ત થઈ છે. સામે જ તેણે એક સુવર્ણકળશ જોયો અને ઊભા થઈને જોતાં દેખાયું કે ભગવાન સૂર્યનારાયણનાં કિરણો વડે ભગવાન બદરીનારાયણનું રત્નજડિત વિશાલ મંદિર ઝળહળી રહ્યું હતું. સેવકસમુદાયની અપાર ભીડને લીધે શ્રી બદરીનારાયણનો પ્રમુખ જયનાદ વાતાવરણને આનંદિત અને આહ્લાદિત બનાવી રહ્યો હતો. તેણે ઇષ્ટદેવ બદરીનારાયણને પોતાની સન્મુખ ઊભેલા જોયા. ભક્ત–વૃંદ ચોગરદમ એકઠાં મળીને પ્રભુની આરતી ગાઈ રહ્યાં હતાં. તેમણે પણ પોતાનો સૂર પુરાવતાં કહ્યું, કે 'સ્વામી જય બદરી દેવા' એકચિત્તે તે ભગવાનના ચરણોનું ધ્યાન ધરીને ઊભો રહ્યો. તેણે હૃદયથી ભગવાનનો અનહદ ઉપકાર માન્યો. કલાકો સુધી તે ભગવત્સાન્નિધ્યમાં જડવત્ ઊભો રહ્યો. ભક્તોનાં ટોળાં ક્યારે આવતાં અને ક્યારે જતાં તેનો તેને કંઈ જ ખ્યાલ ન હતો. પરમકૃપાળુ પરમાત્માની પરમ કૃપાનો અનુભવ કરીને તે મસ્ત દશામાં ઊભો હતો.

× × ×

ધીરે ધીરે બપોરનાં પ્રખર કિરણો પડવા લાગ્યાં. રાજભોગ માટે મંદિર બંધ થવાની તૈયારીમાં હતું. જ્યાં પૂજારી દરવાજા બંધ કરવા લાગ્યો કે તરત જ કેદારનાથે, સ્વસ્થચિત્તે, પોતાના ઇષ્ટદેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. દંડવત્ પ્રણામ કર્યા બાદ તે ઊભો થયો અને પ્રભુની અદ્ભુત લીલા જોઈને તેણે અટ્ટહાસ્ય કર્યું. બસ, તરત જ તેની દૃષ્ટિ પહેલાંની જેમ અદૃશ્ય થઈ ગઈ. પરંતુ આ વખતે કેદારનાથને સ્હેજ પણ દુઃખ અથવા આશ્ચર્યનો અનુભવ ન થયો. કારણ કે તે પ્રભુની લીલા અને તેની કૃપાને ઓળખી શકતો હતો. તે સમજી ગયો કે જે કંઈ હતું તે 'તેની' માયા અને 'તેની' પરમ કૃપા હતી. માનવતા વિનાના સંસારને હવે તે પણ જોવા ચાહતો નહોતો. તેમણે ભગવાનના પ્રસાદનો સહર્ષ સ્વીકાર કર્યો મંદિરમાં હાજર રહેલા ભક્તો વિસ્મયપૂર્વક આ કુતૂહલને નિરખી રહ્યા હતા. તેઓને ખાત્રી થઈ ગઈ, કે કેદારનાથ કોઈ સાધારણ ભક્ત નથી. મંદિરના એક સેવકે આવીને કેદારનાથને મંદિરથી નીચે ઊતારીને સાવચેતીપૂર્વક તેમને એક શિલા પર બેસાડી દીધા.

× × ×

કેદારનાથની મસ્તીનું તો હવે પૂછવું જ શું! તે હવે કાયમ માટે એ જ શિલા પર બેસે છે અને સુમધુર ધ્વનિથી ગાય છે–'સ્વામી જય બદરી દેવા' ભક્ત લોકો તેમને ખાવા માટે પ્રભુનો પ્રસાદ નિયમિત આપે જાય છે. હવે કેદારનાથના જીવનકોશમાં 'આશ્ચર્ય' જેવો કોઈ શબ્દ અસ્તિત્વ ધરાવતો જ નહતો. નવાઈ તો લાગે છે તે યાત્રિયોને અને પૂજારીઓને; જેઓ શિયાળામાં ભગવાન બદરીનારાયણના મંદિરને બંધ કરીને

ચાલ્યાં જાય છે અને પરમ પ્રભુ–ભક્ત કેદારનાથને પણ ત્યાં જ મૂકીને ચાલ્યા જાય છે અને છ મહીના પછી જુએ છે તો તે જ કેદારનાથ સૌથી પહેલાં તેમની નજરે ચડે છે; ધન્ય છે આ પ્રભુલીલાને!

× × ×

કેદારનાથના ગામમાંથી દર વર્ષે બે–ચાર ભક્તો તો જરૂર આવતાં જ હોય છે. તેઓ કેદારનાથને ઓળખી લે છે અને તેમની સાથે વાતચીત કરીને તેમના પિતાજીના કુશળસમાચાર આપે છે. કેદારનાથ પ્રત્યુત્તરમાં માત્ર એટલું જ બોલે છે–'સ્વામી જય બદરી દેવા' યાત્રીઓ પાછા ઘેર જાય છે. ગામના લોકો ગામમાં આવીને ભક્તરાજના પિતાજીને ક્ષેમકુશળના સમાચાર આપે છે. પંડિતજીની પ્રેમાળ આંખોમાંથી પ્રેમનાં બે–ચાર આંસુ પડે છે અને તરત જ પોતાના ઠાકોરજીની પૂજાનાં કાર્યમાં જોડાઈ જાય છે. ધન્ય છે તે પ્રભુને અને ધન્ય છે તેના ભક્તોને!'

'બોલો ભક્ત અને ભગવાનનો જય!'

---

# ગુરુની કૃપા

અનુવાદક:–શ્રી "પુનિતપદરેણુ"

गुरु बिन भव–निधि तरै न कोई।
जौं बिरंचि संकर सम होई॥

'તારે અહીં કેમ આવવું પડ્યું, ભાઈ!'

'મહારાજ! શું કરું! આ પાપી પેટ જ્યાં ઘસડી જાય ત્યાં જવું જ પડે છે.' મહારાજના સવાલના જવાબમાં દેવવ્રતે કહ્યું.

'તારે આગળ–પાછળ કોઈ છે કે નહિ?'

'એક સ્ત્રી હતી, પરંતુ તે તો જીવનસાથ છોડીને પરલોકના પંથે પ્રયાણ કરી ગઈ. અત્યારે તો ભાઈ અને તેમનો પરિવાર છે.'

'ખાવા–પીવા બાબતમાં નિશ્ચિંત બન્યા પછી તો તને ઘર યાદ નહિ આવે ને?'

'અવશ્ય નહિ, મહારાજ!'

'પરિપક્વ નિર્ણય કરતા પહેલાં હજી પણ વિચાર કરી લે.'

'બધી બાજુનો વિચાર કરી લીધો, જેના વાગ્બાણ વડે અપમાનિત થઈને મારે ઘર છોડીને કાશીથી મુંબઈ આવવું પડ્યું–જેમણે મને સ્હેજ પણ મદદ ન કરી, તેની સાથે હવે મારે શું લેવા–દેવા? ઘરમાં પણ હવે 'મારું' કહી શકાય એવું કોણ છે? માતા–પિતા તો છે નહિ; બાળ–બચ્ચાં પણ નથી. ઘરની લપમાં પડવાની મારે શી જરૂર! જેનું ઘર હોય તે ભલે સંભાળે! મને તો સન્માનપૂર્વક જીવન–નિર્વાહની સામગ્રી મળી રહે એટલે બસ.'

'વારુ, પછી જોઈ લઈશું કે આ વાતોમાં કેટલું તથ્ય છે. શેઠજી! આ માણસને મારા કહેવાથી પાંચસો રૂપિયા દાન તરીકે આપી દો.' મહાત્માજીની પાસે હાથ જોડીને મુંબઈનાં એક જાણીતા શેઠ બેઠા હતા તેઓ પણ મહાત્માજીના દર્શનની ઈચ્છાથી આવ્યા હતા. તેમણે હાથ જોડીને કહ્યું; 'જેવી આજ્ઞા, મહારાજ!'

શેઠજીએ ઉઠીને ડ્રાઈવરના કાનમાં ધીરેથી કંઈક કહ્યું. ડ્રાઈવર એકલો જ મોટર લઈને ચાલ્યો ગયો. થોડીવારમાં જ મોટરનો અવાજ સંભળાયો. ડ્રાઈવરે આવીને નોટોનું એક બંડલ શેઠના હાથમાં સોંપ્યું.

શેઠજીએ ખૂબ નમ્રતાપૂર્વક તે બંડલ મહાત્માજીના ચરણોમાં મૂક્યું. મહાત્માજીએ પૂછ્યું; 'કેટલા રૂપિયા છે?'

'એક હજાર.'

'આમાંથી પાંચસો તો આ ભાઈને આપી દો અને બાકીના જ્યારે દાન કરવા માટે જ કાઢ્યા છે તો દાન કરી દેજો.'

શેઠજીએ પાંચસો રૂપિયાની નોટો ગણીને દેવવ્રતને આપી દીધી. બાકીની રકમ ઉપાડીને મૂકી દીધી. મહાત્માજીએ પૂછ્યું; 'શેઠજી! આ રકમ પર આપનો કોઈ અધિકાર છે ખરો?'

'જરા ય નહિ.'

'તેના વડે જે કંઈ તમને મળે તેના પર તમારો હક્ક હોય ખરો?'

'ના જી.'

'સારૂ, આને લઇ લો. તેના વડે મીઠાઇની દુકાન ખોલો. સ્વમાનભેર તમે જીવન–નૌકા ચલાવી શકશો. આ પૈસાને યા તેના વડે મળેલી રકમને તમારી ન સમજશો. તમે પોતે પોતાના સુખ માટે તેનો ઉપયોગ કરી શકો છો, દાન–પુણ્ય પણ કરી શકો છો, પરંતુ તેનો દુરુપયોગ કરવાનો યા તેને ધરભેગો કરવાનો સ્હેજ પણ પ્રયાસ ન કરશો. જાઓ, ઉદ્યોગ શરૂ કરો.'

અત્યંત આભારવશ થઇને મહાત્માજીના ચરણોમાં દંડવત્ પ્રણામ કરીને દેવવ્રત ચાલવા લાગ્યો. મહાત્માજીએ જતી વખતે બણબણાટ કરીને કહ્યું; 'અત્યારે વખત નથી, વખત આવવા દે. તારા મનમાં સાંસારિક ભોગો ભોગવવાની જે લાલસા પ્રદીપ્ત થઇ છે તેને શાંત કર. ઘરના માણસો પ્રત્યેની આ ઘૃણા ક્યાં સુધી ટકવાની છે? તું આ સંસારના માયાવી પદાર્થોમાં રચ્યો–પચ્યો રહેવા માટે આવ્યો જ નથી. યથાસમયે તારે સત્યમાર્ગે આગળ વધવું પડશે.'

કોઇ કંઇ ન સમજી શક્યું. બધા જાણતા હતા કે મહાત્માજી આવી રીતે, પાગલ માણસની માફક, ઘણીવાર બબડાટ કર્યા કરે છે. દેવવ્રત પુનઃ પ્રણામ કરીને ચાલ્યો ગયો. ધીરે ધીરે ઉપસ્થિત જન–સમુદાય પણ વેરાઇ ગયો.

( ૨ )

બિચારો દેવવ્રત ખેતરમાં સખ્ત મજૂરી કરીને થાક્યો-પાક્યો ઘેર આવ્યો હતો. પેટમાં કકડીને ભૂખ લાગી હતી; ભોજન કરવા માટે રસોડામાં ગયો. મોટા ભાઇની વહુએ સૂકી રોટલીઓ લાવીને આગળ ધરી.

'ભાભી! થોડું મીઠું આપશો?'

'કેમ જાણે તમે તો રળીને અહીં મીઠું મૂકી ગયા હશોને? મીઠું–બીઠું નહિ મળે. આવું જ ભોજન કરવું પડશે. ખાવું હોય તો ખાવ.'

દેવવ્રત ઘરમાં એકલા જેવો જ હતો. તેના બે મોટા ભાઇ હતા. બે ભાભી અને એક ભત્રિજો પણ હતો. દેવવ્રતે પણ પ્રભુતામાં પગલાં તો માંડયાં હતાં પરંતુ લગ્ન–જીવનના બે મહિના પછી જ તેની સ્રીનો દેહાંત થઇ ચૂક્યો હતો. માતા–પિતા તો પહેલેથી જ સીધાવી ગયાં હતાં. ભાઇઓને દેવવ્રત પ્રત્યે મમતા જેવું કંઇ હતું નહિ.

ઘેર એવી થતી હતી. સૌથી વધારે મહેનત–મજૂરી કરવા છતાં પણ, સૌથી ઓછું અને સૌથી ખરાબ ભોજન તેને જ મળતું. ભોજનની જાતમાં પણ ભેદ-ભાવ રાખવામાં આવતો હતો. નોકર કરતાં પણ તેની સ્થિતિ કફોડી હતી.

રોજ તો તે સહન કરી લેતો હતો, પરંતુ ભાભીના આજના શબ્દોએ તો તેનું હૈયું ચીરી નાંખ્યું–તેના હૈયામાં સખ્ત ચોટ લાગી. મનોમન ગંભીરતાપૂર્વક વિચારવા લાગ્યો; 'આટલું સખ્ત વૈતરું કરવા છતાં થોડા મીઠા માટે પણ શું લાચારી વેઠવી પડે છે!' આસન પરથી તે ઊભો થયો. રોતો રોતો ઊઠીને બહાર આવ્યો. પોતાનું ફાટેલું ખમીસ પહેરીને સ્ટેશનનો રસ્તો પકડયો.

ટિકિટચેકરની નજર છૂપાવીને, જેમતેમ કરીને તે મુંબઇ પહોંચ્યો. તેના સદ્ભાગ્યે મુંબઇમાં તેને એક પરિચિત સ્નેહીનો ભેટો થયો. તેઓ ત્યાં નોકરી કરતા હતા. તેમણે દેવવ્રતને પોતાને ત્યાં રહેવા–કરવાની સગવડ કરી આપી.

હિન્દી ભાષાનું દેવવ્રતને સારૂં જ્ઞાન હતું. ઉદ્યમી પણ હતો. તે મુંબઇમાં પોતાને લાયક કામ શોધવા લાગ્યો. તેના પરિચિત સજ્જન પણ તેને કોઇ કાર્યમાં જોડી દેવા માગતા હતા.

નોકરી–ધંધાની શોધમાં દેવવ્રત રખડી રહ્યો હતો. એટલામાં તેની સાથેના ભાઇએ બાજુએ આવેલા મકાનના ઓટલા પર સૂઇ રહેલા મહાત્માજી તરફ તેનું ધ્યાન ખેંચ્યું. કેવળ કૌપીન પરિધાન કરેલા મહાત્માજી જમીન પર જ સૂઇ રહ્યા હતા. તેમનું શરીર સ્થૂલ અને વિશાળ હતું. તેજસ્વી મુખમંડળ અને શરીર ગૌરવર્ણનું હતું. આંખોમાં અનેરી ચમક ભરી હતી. પાસે જ મેવા મીઠાઇ વિ. પડયાં હતાં. કૂતરાં અને કાગડા તેનું ભક્ષણ કરી રહ્યા હતા.

સાથેના ભાઇએ કહ્યું કે, 'આ એક સિદ્ધ મહાપુરુષ છે. પાંચ–સાત દિવસથી અત્રે પધાર્યા છે. જ્યારથી આવ્યા છે ત્યારથી આ જ દશામાં પડી રહ્યા છે. બોલવાની વાત જ કરતા નથી. કોઇ કંઇ પ્રસાદ–ભેટ મૂકી જાય તેના સામું જોતા જ નથી. જેના પર ખૂબ પ્રસન્ન થઇ જાય છે તેની સાથે બોલે છે. કોઇ પોતાના

હાથે ખવડાવે અને મરજી પડે તો એકાદ-બે કોળિયા ખાઈ લે છે. નહિ તો આવી રીતે કૂતરા-કાગડા ખાઈ જાય છે

દેવવ્રત મૂળથી જ શ્રદ્ધાળુ અને આસ્તિક હતો. મહાત્માજીની પાસે મોટા મોટા ધનવાન શેઠીયાઓને હાથ જોડીને બેઠેલા જોઈને તે વધારે પ્રભાવિત થયો. તે પણ જઈને, તેમના ચરણકમળમાં વંદન કરીને, એક બાજુ બેસી ગયો.

( ૩ )

મહાત્માજીએ આપેલા રૂપિયા વડે બજારમાં એક ભાડાનું મકાન ખરીદીને દેવવ્રતે મિઠાઈની દુકાન ખોલી. દુકાન ધમધોકાર ચાલવા લાગી. જેમજેમ વેપારનો વિકાસ થતો ગયો, તેમ તેમ નોકરોની સંખ્યા પણ વધવા લાગી. છેવટે તો એવી સ્થિતિ ઊભી થઈ, કે દુકાનનું તમામ કામકાજ નોકરો જ કરતા હતા. દેવવ્રત તો માત્ર દેખરેખ (Supervision)જ રાખતો. હવે તેની ગણતરી 'લાખોપતિ'માં' ગણાવા લાગી.

પહેલા દિવસ પછી દેવવ્રતને મહાત્માજીના દર્શન થયાં નહોતાં. તેઓ તે જ દિવસે મુંબઈથી કોઈ બીજા સ્થળે પ્રસ્થાન કરી ગયા હતા.

પોતાના સુખ-ઉપરાંત દેવવ્રત પુણ્ય-દાન પણ ખૂબ કરતો હતો. દુકાન દ્વારા મળેલા દ્રવ્યનો તેણે કદી દુર્વ્યય કર્યો નહોતો.

દેવવ્રતને દુકાન ખોલે આજે લગભગ ત્રણ વર્ષ વહી ગયાં હતાં. કોઈએ સમાચાર આપ્યા કે ઘેર મોટા ભાઈ સંકટના સકંજામાં સપડાયા છે. જમીનદારે મકેસૂલનો દાવો કર્યો છે. જો મકેસૂલ ભરપાઈ કરવામાં નહિ આવે તો બેનર ખતમ થઈ જશે એટલું જ નહિ પરંતુ ઘરની તમામ ઘરવખરી જાહેર હરાજીમાં મૂકાઈ જશે. તેણે મનોમન વિચાર્યું કે, 'જેવી રીતે બીજા દીન-દુઃખીઓને દાન અપાય છે, તેવી રીતે ભાઈઓને પણ સો-બસો રૂપિયા દાન તરીકે આપું.' મનીઓર્ડર લખવા બેઠો.

એકાએક કલમ કંપવા લાગી. મ. ઓ. ફોર્મ લગભગ ભરાઈ રહ્યું હશે ત્યાં તો તેના હૃદયની ગતિ એકદમ બંધ થઈ ગઈ. તેનું આયુષ્યપંખેરુ દેહ-પિંજરને છોડીને ઉડી ગયું. પાસે ઊભેલા નોકરે પોતાના શેઠને પડતાં જોઈને તેમને ઝીલી લીધા. દેવવ્રતના અવસાનથી ઘરમાં સનસનાટી ફેલાઈ ગઈ. મુંબઈમાં સારા સારા માણસો સાથે તેની ઓળખાણ હતી. જેમને ખબર પડી તે બધા ત્યાં હાજર થયા. મકાન પર ખૂબ મોટો જનસમુદાય એકઠો થયો હતો.

દેવવ્રતના શબને વસ્ત્રો વડે ઢાંકીને સ્મશાનભૂમિમાં લઈ જવાની તૈયારી થઈ રહી હતી. એટલામાં એકઠા થયેલા ટોળાને ભેદીને દેવવ્રતને રૂપિયા આપનાર મહાત્માજી ત્યાં આવી પહોંચ્યા. મહાત્માજી ક્રોધાવેશમાં જણાતા હતા. તેઓ કહી રહ્યા હતાઃ 'આ બેઈમાન છે. તેણે મારી સંપત્તિ હજમ કરી છે. એને એમ ને એમ નહિ મરવા દઉં, ચોરીનું ફળ કોણ ભોગવશે!'

ડરના માર્યાં બધા લોકો દૂર ખસી ગયા. મહાત્માજીએ દેવવ્રતના મૃતદેહને ખોલ્યો. વસ્ત્રો ખસેડીને ફેંકી દીધાં, પગ પકડીને તેને જમીન પર ઘસડવા લાગ્યા. મહીં મહીં ક્રોધમાં આવી જઈને શબને લાતો પણ મારતા હતા અને પોતાની વાતોનું પુનરુચ્ચારણ પણ કરતા જતા હતા. 'હવે કોઈ દિવસ આવી ચોરી કરીશ! હવે જોઈ લે પારકી સંપત્તિ હજમ કરવાનું પરિણામ!'

મહાત્માજીનું આવું વિલક્ષણ વર્તન જોઈને બધાને ખાડું તો લાગ્યું; પરંતુ મહાત્માજીનું તેજસ્વી વદન જોઈને બધા ઠંડાગાર બની ગયા હતા. એક સિદ્ધ મહાપુરુષને છેડવાની હિંમત કોઈ કરી શક્યું નહિ. મહાત્માજી તો, આધુંપાછું જોયા સિવાય, માત્ર એક જ કાર્ય કરી રહ્યા હતા—તે શબને ઢસડીઢસડીને પાદ-પ્રહાર કરવાનું.

'ઓ..... રે! મરી ગયો! મને છોડી દો. અપરાધ બદલ મને ક્ષમા કરો. ભગવન્! હવે આવી ભૂલ ભવિષ્યમાં કોઈ દિવસ નહિ કરું.' ખરેખર બધા આશ્ચર્યચકિત થઈ ગયા. તે શબમાં પ્રાણનો સંચાર થયો અને તે રડી રડીને ઉચ્ચ સ્વરે માફી માગવા લાગ્યો.

મહાત્માજીએ પગ છોડી દઈને ફરી એકવાર જોરથી લાત લગાવી. પુનર્જીવન પામેલો દેવવ્રત તેમના ચરણોમાં આળોટવા લાગ્યો. મહાત્માજીએ પૂછ્યું; 'હવે તો સાંસારિક સુખ ભોગવવાની તારી વાસના પૂરી થઈ ગઈને!

'પ્રભો! હવે દયા કરો! બસ, હવે તો આ પાવનકારી ચરણોમાં આ નમ્રાતિનમ્ર સેવકને સ્થાન આપો.'

'ચાલ, આ બધી મિલ્કત ગરીબોને વહેંચી દઈને આજથી બરાબર ત્રીજે દિવસે સવારે તૈયાર રહેજે!'

કોઈને કંઈ પણ કહ્યા વિના, જેવી રીતે આવ્યા હતા તેવી જ રીતે, મહાત્માજી ચાલ્યા ગયા, દેવવ્રતે ત્યારથી બધી માલમિલ્કત ગરીબોને ઉદારતાપૂર્વક આપવાની શરૂઆત કરી, દુકાનનો માલ-સામાન, ઘર-બાર સર્વસ્વનું તેણે દાન કરી દીધું.

ત્રીજે દિવસે વહેલી સવારે, અગાઉ કરેલી સૂચના અનુસાર, મહાત્માજી ત્યાં આવ્યા. દેવવ્રતનાં શરીર પરનાં વસ્ત્રો પણ ઉતારી નંખાવ્યાં. તેને કૌપીનધારી બનાવીને પોતાની સાથે કોઈ સ્થળે લઈ ગયા.

બરાબર બાર વર્ષ પછી, કોઈ જુદા જ રૂપમાં, દેવવ્રત જાહેર જનતા સમક્ષ હાજર થયા. એક ગુફામાં લઈ જઈને ગુરુએ, તે સમય દરમિયાન, પોતાની હાજરીમાં, તેને સાધન શીખવાડ્યાં. ભિક્ષા પણ ગુરુ જાતે જ માગી લાવતા હતા. બાર વર્ષ સુધી દેવવ્રતને ગુફાની બહાર પગ મૂકવાનો મનાઈહુકમ ફરમાવ્યો હતો. [illegible] અવસ્થા બાદ જ્યારે તેણે 'પરમ સાધ્ય'ને પ્રાપ્ત કર્યું ત્યારે જ તેને ગુફાની બહાર નીકળવાની આજ્ઞા આપી. આનું નામ સાચા ગુરુ!

કહેવાનું તાત્પર્ય માત્ર એટલું જ છે, કે ભવોભવથી ભવરણમાં ભટકતા પથભ્રષ્ટ જીવોને માટે ગુરુની ખૂબ જ આવશ્યકતા છે, અને જો સાચા સદ્‌ગુરુનો મિલાપ થઈ જાય તો જીવન-નૌકા સહેજે ભવસાગરને તરી જાય એમાં શંકાને જરા ય સ્થાન નથી. પરંતુ આજકાલના બનાવટી અને નકલી 'ગુરુઓ'થી ખૂબ સાવધાન રહેજો. પ્રભુની પિછાણ કરાવી આપે તે જ સાચા ગુરુ!

# માણસને ફુરસદનો વખત મળવો જોઈએ ?

જે માણસમાં વૈરાગ્યની સમજણ ઉત્પન્ન ન થઈ હોય અને જેને લાગ્યા કરતું હોય કે જગતની વસ્તુઓમાંથી મને સુખ અને ફાયદો મળી શકે એમ છે, તેને નવરો રહી સ્થૂલ કાર્યો કરવાનું બંધ કરી મનોરથો ચલાવવામાં હિત નથી, તેમાં તેના અધોમુખ વાસનાબીજો અને વૃત્તિપરિવારમાં વધારો થયા કરશે અને તેમતેમ તે ગાઢ અને વિસ્તારવાળી અભિલાષાઓમાં બંધાતો જશે. તેવાઓને મનોરથોથી દૂર રહી ઉદ્યમમાં જોડાએલા રહેવું સારું છે. તેમાં સ્થૂલ શરીર ઘસાતું જાય છે અને નવું વાસના શરીર ઘડાવાનો અવકાશ મળતો નથી. આથી સ્થૂલ શરીર ઘસાતાં બાકી રહેલા વાસનાશરીરમાં તત્ત્વનો પ્રકાશ સ્વાભાવિક રીતે જ થવા લાગે છે. કારણ કે અવકાશના અભાવે કારણશરીરમાં મનોરાજ્યનાં વાદળોનો મેલ ઉત્પન્ન થએલ હોતો નથી. આથી સ્થૂલમાં સકામ વૃત્તિવાળાઓને સ્થૂલ શરીરના ઘસાવાથી જ કલ્યાણ છે. 'કુર્વન્નેવેહ કર્માણિ જિજીવિષેચ્છતં સમાઃ' આવા મનુષ્યો જો કર્મેન્દ્રિયોનો સંયમ કરીને મનથી વિષયોનું સ્મરણ કરતા રહે તો તેનું પરિણામ વિપરીત આવે છે. માટે સ્થૂલ જીવોને સ્થૂલ કર્મમાં ઘસાવાથી જ હિત છે. માટે બળદ ગાડું ખેંચે, ઘોડો ગાડી ખેંચે, ગધેડું ભાર ઉપાડે તે જ તેના હિતમાં છે અને તેમ ન કરે તો તે તેના અહિતમાં અવશ્ય છે જ. સ્થૂલનો ક્ષય થયે તત્ત્વવસ્તુનો એ સ્વભાવ જ છે કે તેનો પ્રકાશ આપોઆપ જ થાય. તેથી દૃઢ વિરાગીઓ સિવાય કોઈને માટે ફુરસદમાં રહેવું હિતકર નથી. અને કામમાં જોડાએલા રહી મનોરાજ્યને બંધ કરવાં તે જ ઘણું હિતકર છે.

—જયનારાયણ ભટ્ટ

કોઇને કંઈ પણ કહ્યા વિના; જેવી રીતે આવ્યા હતા તેવી જ રીતે, મહાત્માજી ચાલ્યા ગયા, દેવવ્રતે ત્યારથી બધી માલમિલકત ગરીબોને ઉદારતાપૂર્વક આપવાની શરૂઆત કરી. દુકાનનો માલ–સામાન, ઘર–બાર સર્વસ્વનું તેણે દાન કરી દીધું.

ત્રીજે દિવસે વહેલી સવારે, અગાઉ કરેલી સૂચના અનુસાર, મહાત્માજી ત્યાં આવ્યા. દેવવ્રતના શરીર પરનાં વસ્ત્રો પણ ઉતારી નંખાવ્યાં. તેને કૌપીનધારી બનાવીને પોતાની સાથે કોઇ સ્થળે લઇ ગયા.

બરાબર બાર વર્ષ પછી, કોઇ જુદા જ રૂપમાં, દેવવ્રત જાહેર જનતા સમક્ષ હાજર થયા. એક ગુફામાં લઇ જઇને ગુરુએ, તે સમય દરમિયાન, પોતાની હાજરીમાં, તેને સાધન શીખવાડ્યાં. ભિક્ષા પણ ગુરુ જાતે જ માગી લાવતા હતા. બાર વર્ષ સુધી દેવવ્રતને ગુફાની બહાર પગ મૂકવાનો મનાઇહુકમ ફરમાવ્યો હતો. સેવક અવસ્થા બાદ જ્યારે તેણે 'પરમ સાધ્ય'ને પ્રાપ્ત કર્યું ત્યારે જ તેને ગુફાની બહાર નીકળવાની આજ્ઞા આપી. આનું નામ સાચા ગુરુ!

કહેવાનું તાત્પર્ય માત્ર એટલું જ છે, કે અનેકભવથી ભવરણમાં ભટકતા પથભ્રષ્ટ જીવોને માટે ગુરુની ખૂબ જ આવશ્યકતા છે, અને જો સાચા સદ્‌ગુરુનો મિલાપ થઇ જાય તો જીવન–નૌકા સહેજે ભવસાગરને તરી જાય એમાં શંકાને જરા ય સ્થાન નથી. પરંતુ આજકાલના બનાવટી અને નકલી 'ગુરુઓ'થી ખૂબ સાવધાન રહેજો. પ્રભુની પિછાણ કરાવી આપે તે જ સાચા ગુરુ!

---

# માણસને ફુરસદનો વખત મળવો જોઈએ?

જે માણસમાં વૈરાગ્યની સમજણ ઉત્પન્ન ન થઇ હોય અને જેને લાગ્યા કરતું હોય કે જગતની વસ્તુઓમાંથી મને સુખ અને ફાયદો મળી શકે એમ છે, તેને નવરો રહી સ્થૂલ કાર્યો કરવાનું બંધ કરી મનોરથો ચલાવવામાં હિત નથી, તેમાં તેના અધોમુખ વાસનાબીજો અને વૃત્તિપરિવારમાં વધારો થયા કરશે અને તેમતેમ તે ગાઢ અને વિસ્તારવાળી અભિલાષાઓમાં બંધાતો જશે. તેવાઓને મનોરથોથી દૂર રહી ઉદ્યમમાં જોડાએલા રહેવું સારું છે. તેમાં સ્થૂલ શરીર ઘસાતું જાય છે અને નવું વાસના શરીર ઘડાવાનો અવકાશ મળતો નથી. આથી સ્થૂલ શરીર ઘસાતાં આછા રહેલા વાસનાશરીરમાં તત્ત્વનો પ્રકાશ સ્વાભાવિક રીતે જ થવા લાગે છે. કારણ કે અવકાશના અભાવે કારણશરીરમાં મનોરાજ્યનાં વાદળોનો મેલ ઉત્પન્ન થએલ હોતો નથી. આથી સ્થૂલમાં સકામ વૃત્તિવાળાઓને સ્થૂલ શરીરના ઘસાવાથી જ કલ્યાણ છે. 'કુર્વન્નેવેહ કર્માણિ જિજીવિષેચ્છતં સમાઃ' આવા મનુષ્યો જો કર્મેન્દ્રિયોનો સંયમ કરીને મનથી વિષયોનું સ્મરણ કરતા રહે તો તેનું પરિણામ વિપરીત આવે છે. માટે સ્થૂલ જીવોને સ્થૂલ કર્મમાં ઘસાવાથી જ હિત છે. માટે બળદ ગાડું ખેંચે, ઘોડો ગાડી ખેંચે, ગધેડું ભાર ઉપાડે તે જ તેના હિતમાં છે અને તેમ ન કરે તો તે તેના અહિતમાં અવશ્ય છે જ. સ્થૂલનો ક્ષય થયે તત્ત્વવસ્તુનો એ સ્વભાવ જ છે કે તેનો પ્રકાશ આપોઆપ જ થાય. તેથી દૃઢ વિરાગીઓ સિવાય કોઇને માટે ફુરસદમાં રહેવું હિતકર નથી. અને કામમાં જોડાએલા રહી મનોરાજ્યને બંધ કરવાં તે જ ઘણું હિતકર છે.



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं माहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मापाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૨ મું. : આશાઢ–૨૦૦૪ : જુલાઇ–૧૯૪૮ : અંક ૪ થો.

# રામનાં રખવાળાં ★

( મારો શામળિયો શિરતાજ (૨) શિર પર ગાજતો રહે છે......રાગ )

જેને સહાયક શ્રીગોપાળ (૨) ઊની આંચ ના'વે છે....ટેક.
જેની પડખે દીનદયાળ (૨) શત્રુ શિર નમાવે છે....જેને....૧

વાંકો વાળ નથી કરનારૂં, દુનિયામાં કોઇ માનવી,
જેને રામ ધણી રખવાળ (૨) ઊની આંચ ના'વે છે....જેને....૨

અમીભરી દૃષ્ટિ ઇશ્વરની, ભક્તો ઉપર થાય છે,
છોને સામે ઊભો કાળ (૨) ઊની આંચ ના'વે છે....જેને....૩

ઓથો જ્યાં છે ત્રિભુવનપતિની, નિર્ભયતાનું રાજ્ય છે,
ચાહે ઘરમાં કે ઘર બહાર (૨) ઊની આંચ ના'વે છે....જેને....૪

પ્રભુ તણી છાયામાં બેઠો, હૈયે એની હામ છે,
'પુનિત' બનીયો એનો બાળ (૨) ઊની આંચ ના'વે છે....જેને....૫

—શ્રી 'પુનિત'




પરમ કૃપાળુ પરમાત્માની કૃપા સર્વત્ર વરસી રહી છે. તે સહેજ પણ થોભ્યા વગર સમસ્ત વિશ્વનું કલ્યાણ કરી રહ્યો છે. તેની આજ્ઞાથી સૂર્યદેવ નિરન્તર લોકોને ઉજાળે છે, પવનદેવ સર્વ જીવોમાં પ્રાણ પૂરે છે, વરુણ દેવતા પોતાના રસથી સર્વને તૃપ્ત કરે છે અને ભૂમિ માતા પોતાની છાતી ઉપર સર્વ પ્રાણીઓને રમાડતી તેમનું પોષણ કરી રહી છે.

પરમ કૃપાળુ પરમાત્માએ પ્રાણીઓ ઉપર પોતાની કરુણામયી ભાવનાથી આમ પાંચ ભૂતોરૂપ પોતાનું કૃપા-શરીર પ્રકટ કર્યું છે, ને તે સર્વ જીવોને જીવન આપતો સર્વને પોતાનો મહિમા બતાવી રહ્યો છે. તેના શરીરમાં રહીને-તેના શરીરથી પોષાઈને પણ જે જીવો બીજા જીવો પ્રત્યે ભૂંડી રીતે વર્તે છે તેમને પણ તે પોતાના ઘરમાંથી ફેંકી દેતો નથી અને સમાન રીતે તેમનું પણ પાલનપોષણ કરી રહ્યો છે, તેવો તે દયાળુ છે.

દુર્જન પ્રત્યે દુર્જન થવું એ ન્યાય તો મનુષ્યોએ ઉપજાવી કાઢયો છે. ઈશ્વર દુર્જનો પ્રત્યે પણ સજ્જનતા-ભર્યો વ્યવહાર કરે છે. ઈશ્વર દુર્જન થતાં શીખ્યો જ નથી અથવા ઈશ્વરમાં દુર્જનતા છે જ નહિ. દુર્જનોને પણ એ પોતાના કૃપામય શરીરથી પોષે છે. દુર્જનોની સામે તે દુર્જન થતો નથી. જે દુર્જનમાં સજ્જનતા છે જ નહિ તે દુર્જનની સામે દુર્જન થઈને ઈશ્વર પણ તેનામાં સજ્જનતા ઉત્પન્ન કરાવી શકશે નાહ. ઈશ્વર તો પોતાના સત્ સ્વભાવથી તેની સાથે પણ સજ્જનનો જ વ્યવહાર કરે છે અને પોતાના કરુણામય શરીરથી તેને સુખ સગવડો આપ્યા કરે છે. અને તેથી છેવટે તે દયાળુ ઈશ્વરની સજ્જનતાનો રંગ લાગતાં, પોતાની દુર્જનતાથી અનેક જગાએ દુખોમાં ગોથાં ખાતો જીવ સજ્જન થઈ ઠેકાણે આવે છે, ને પોતાના કરુણામય પિતાના મહિમાને સમજી તેની આગળ પોતાનાં પાપોનું-પોતાની દુર્જનતાનું પ્રાયશ્ચિત્ત કરે છે.

જો ઈશ્વર દુર્જન પ્રત્યે દુર્જન થતો હોય તો તે કદી દુર્જનો પાસે પોતાની દુર્જનતાનું પ્રાયશ્ચિત્ત કરાવી શકે નહિ અને તેમને સજ્જનતામાં ફેરવી શકે નહિ. પરન્તુ ઈશ્વરનો અગાધ મહિમા એ છે કે તે સર્વદા સજ્જનતાના પ્રવાહને વહાવ્યા કરે છે, કે જેને સમજીને મનુષ્યો પોતાના દુર્ગુણોનો ત્યાગ કરે છે ને તેના અમૃતમય મંગલ સ્વરૂપને પ્રાપ્ત કરવા પ્રેરાય છે.

## આભારદર્શન

પોતાના માનવબંધુઓનું હિત થવા માટે ધર્મપ્રચારમાં રસ લેતા વિશ્વમંગલના કેટલાય સહૃદય ગ્રાહકો અમને ખૂબ જ પ્રમાણમાં ગ્રાહકો કરી આપી વિશ્વમંગલની પ્રગતિને સ્તુત્ય સહકાર આપી રહ્યા છે. તેમનો અમે અહિં હૃદયપૂર્વક આભાર માનીએ છીએ, તેઓનાં નામો અમે યથાસમયે સેવાધર્મના પુસ્તકમાં પ્રકટ કરીશું.

### કેલેન્ડરની યોજના વિષે

એક નવો ગ્રાહક કરી આપનારને કેલેન્ડર ભેટ આપવાની યોજના હતી, પરન્તુ તેમાં જે કેલેન્ડરો હતાં તે સ્થાનિક ગ્રાહકોને આપવામાં ખલાસ થઈ ગએલ છે, તેથી હવેથી જે ભાઈઓ સેવાભાવથી ગ્રાહકો કરી આપશે તેમને કેલેન્ડર આપી શકાશે નહિ, પરન્તુ તેમનાં શુભ નામો સેવાધર્મના પુસ્તકમાં પ્રકટ કરવામાં આવશે.

### ચાર વર્ષના સામટા ગ્રાહક થનારાઓને

પાકું બાઈન્ડીંગ મેળવવા માટે ચાર વર્ષનું સામટું રૂા. ૨૦-૦-૦ લવાજમ ભરનારાઓ ઠીક સંખ્યામાં થતા હોઈ હવે પાકા અંકોની સંખ્યા જુજ પ્રમાણમાં રહી છે. તેથી પાકા બાઈન્ડીંગનો પ્રથમ ખંડ ખલાસ થયે, સામટું લવાજમ ભરનારને પણ મહાભારતનો પ્રથમ ખંડ કાચા બાઈન્ડીંગનો આપવામાં આવશે. તો જે ભાઈઓ મહાભારતના ચારે ખંડોને પાકા બાઈન્ડીંગના મેળવવા ઇચ્છતા હોય તેઓએ સત્વર ગ્રાહક થઈ જવું સુરક્ષિત છે. છુટક પાકા બાઇન્ડીંગના અંક માટે રૂ. ૧) વધુ ( ૬-૪-૦ ) લેવાય છે.

# સંપાદનના નિયમો

* આ માસિકમાં તત્ત્વજ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ધર્મ—નીતિ વગેરે ઉપર લખાયેલા લેખો લેવામાં આવશે. લેખો જીવનવ્યવહારમાં ઉપયોગી થાય તેવા સરલ અને રસમય પદ્ધતિથી રચાયેલા હોવા જોઈએ.

* કેવલ ધર્મઘેલછા, અંધશ્રદ્ધા અને નાસ્તિકવાદથી લખાયેલા, શાસ્ત્રવિરુદ્ધ અથવા સિદ્ધાન્તવિરુદ્ધ હોય તેવા, ઈર્ષ્યાયુક્ત આક્ષેપાત્મક તેમજ કેવલ અપૂર્ણ તર્કવાદને આધારે લખાયેલા લેખોને આમાં સ્થાન આપવામાં આવતું નથી.

* જેઓને કોઈ પ્રમાણ ગ્રન્થોનો અભ્યાસ ન હોય—ધર્મગ્રન્થોમાં પ્રવેશ ન હોય, કોઈ સ્થિરનિર્ણયવાળું જ્ઞાન ન હોય તેવાઓએ કેવળ વાણીથી વધાયેલા તેમજ નામ છપાવાની પ્રસિદ્ધિના મોહને લઈને લખાયેલા લેખો મોકલવા તસ્દી લેવી નહિં.

* જે લેખકમહાનુભાવોના લેખોને માસિકમાં સ્થાન આપવાનું હશે તેઓને અમને લેખ મળ્યા પછી સાત દિવસમાં પત્રદ્વારા ખબર આપવામાં આવશે. જેઓને લેખસ્વીકારની ખબર ન મળે તેઓને જો પોતાનો લેખ પાછો જોઈતો હોય તો લેખ મોકલ્યા પછી પંદર દિવસ પછી પોસ્ટેજ સ્ટેમ્પ મોકલી લેખ પાછો મોકલવા માગણી કરવી. જેઓ એક માસ સુધીમાં માગણી કરશે નહિં તેઓના લેખોને માટે અમો જવાબદાર નથી.

* જેમનો કોઈપણ લેખ આ માસિકમાં કોઈ પણ વખત છપાયો હશે તે લેખકોના જે લેખો લેવાના નહિં હોય તે તેઓના પોસ્ટેજ મોકલ્યા વિના પણ તેમને પાછા મોકલી આપવામાં આવશે.

* જેમનો લેખ માસિકમાં છપાયો હશે તેમને માસિકનો તે અંક મોકલી આપવામાં આવશે. તેમજ તેમની માગણી હશે તો તેમને તે લેખના બીજા ત્રણ અંકો મોકલવામાં આવશે. જે મહાનુભાવ લેખકો પોતાની વિશિષ્ટતાભરી રચનાઓ મોકલી આપશે તેમને યોગ્ય પુરસ્કાર મળશે તથા જે મહાનુભાવો નિઃસ્પૃહતાથી સેવા આપશે તેમનું કાર્યાલય સદા ઋણી રહેશે.

* સાધારણ લેખકો કે જેમને તત્ત્વજ્ઞાનનો ખૂબ અભ્યાસ ન હોય, તેઓ પણ, નીતિ, સદાચાર અને ધર્મભાવનાને પ્રકટ કરતી સુંદર રસમય ધાર્મિક વાર્તાઓ, ભક્તચરિતો, મહાપુરુષગાથાઓ—આખ્યાયિકાઓ મોકલાવી શકશે અને તેમને પસંદ કરીને સ્થાન આપવામાં આવશે.

* વાંધા પડતી બાબતોમાં લેખોમાં યોગ્ય સુધારો વધારો કરાશે.

* લેખમાં લખેલી કોઈ પણ ચર્ચાસ્પદ બાબતો માટે લેખક જ જવાબદાર ગણાશે.

---

# મનનીય સૂત્રો

૧ સત્ય, પ્રિય અને હિતકર બોલો.

૨ કામમાં નિયમિતતા અને વ્યવસ્થા જાળવો.

૩ પોતાના પોતે જ ગુરુ બનો.

૪ આધ્યાત્મિક અનુભવ જ્યાંસાં કહેશો નહિ.

૫ નિયમિત રોજનિશિ ભરો.

૬ મરીને જીવો અથવા જીવતાં છતાં મરેલા છો એ રીતે વર્તો.

૭ તમારે માટે ગેરસમજણુ ફેલાય તો તેને તોડવા અધીરા ન બનશો.

૮ એક દિવસે ગાંધીજી નથી બનાતું. (Rome was not built in a day.)

૯ માણસ જેટલો નિઃસ્વાર્થી તેટલો તે દેવ. જેટલો સ્વાર્થી એટલો પશુ અને જેટલો વિના કારણ બીજાનું ભૂંડું કરે એટલો તે રાક્ષસ.

૧૦ નર, નરપશુ અને નારાયણ, વચ્ચે કર્મોનો જ તફાવત છે.

૧૧ બીજાંમાં રસ લો. તેની વાત ધ્યાનથી સાંભળો.

૧૨ તમારા એક મીઠા વાક્યથી સામાના હૃદયમાં શાંતિ રેડાય છે અને એક કડવા વાક્યથી ઝેર પણ રેડાય છે.

૧૩ સામાની પરિસ્થિતિમાં પોતે મૂકાઇને તેના વર્તન બાબત નિર્ણય કરો.

૧૪ અજ્ઞાનતા જોઈને ક્રોધ ન કરો, તિરસ્કાર પણ ન કરો, ખેદ ન કરો, તેમ દયા પણ ન ખાવ. તેની પરિસ્થિતિ, તેની પ્રકૃતિનો સ્વભાવ અને તેના સંસ્કારો તેની પાસે એવાં કામો કરાવે છે. એમ સમજી તેનામાં પણ આત્મદર્શન કરો.

૧૫ કામમાં હો ત્યાં સુધી કામ સાથે એકરૂપ રહો. કામમાંથી મુક્ત થાઓ, સર્વત્ર આત્મદર્શન કરો. આનંદ અને પ્રેમની ભાવના વરસાવો.

૧૬ મારો સિદ્ધાંત છે એ શબ્દનો નકામો ઉપયોગ ન કરો. સિદ્ધાંત તો તે જ કે જેને માટે માણસ જીવનને હોડમાં મૂકી દે. બીજા તો અભિપ્રાય કહેવાય.

૧૭ દરેકનો મત પૂછવા ન જાઓ. તમારા અંતરઆત્માને જે સત્ય સમજાય તેને જ એકનિષ્ઠાથી વળગી રહો.

૧૮ શુદ્ધ પ્રેમમાં ભય નથી, સ્પર્ધા નથી, બદલાની આશા નથી, પ્રેમ બોલતો નથી. તે આપે જ છે, લેતો નથી.

૧૯ જ્યાં ત્યાં તમારૂં દુઃખ જાહેર ન કરો. મિત્રો શોધવા નથી પડતા, થઇ જાય છે. સુહૃદ મિત્ર મળવા અઘરા છે. મિત્રોની પસંદગીમાં ચઢિયાતા ચારિત્ર વાળાને જ પસંદ કરો અગર એક પરમાત્માને જ મિત્ર બનાવો.

૨૦ નિંદાની અસરથી બચવું સહેલું છે પણ સ્તુતિથી બચવું મુશ્કેલ છે.

૨૧ તર્ક કરો, દલીલો ખૂબ કરો, પણ શુદ્ધ ભાવે કરો, સમાજને માટે કરો, અને અનુભવને ઓળખીને કરો, સામાની પરીક્ષા કરવા માટે ન કરો.

૨૨ અયોગ્ય દલીલ એટલે કર્તવ્યના અનુભવ વિનાની દલીલ, એ માત્ર બાહિક વ્યાયામ જ છે. એનાથી બચો.

૨૩ વાણી કામ કરતી બંધ પડે છે ત્યારે જ સાચુ કામ થાય છે. કામ શરૂ કરી દો ધીરેધીરે બધું સમજાવા માંડશે.

૨૪ ખોટા અપવાદથી ડરશો નહિ. સંપૂર્ણ સાવધાનીથી રહેતાં છતાં ખોટો અપવાદ આવે તો એ માનસિક વિકાસ માટે જરૂરી હતો એમ સમજજો.

૨૫ ધર્મ વેચીને દાન ન સ્વીકારો. ધર્મ કે જ્ઞાનનું તો દાન જ કરવાનું હોય, એનો બદલો માગવાનો ન હોય.

૨૬ વ્યવહારમાં દરેકને અમુક વાત ગુપ્ત રાખવાની હોય છે માટે કોઇની ગુપ્ત વસ્તુ જાહેર ન કરો.

૨૭ દરરોજ રાતે પંદર-વીસ મીનીટ આખા દિવસના જીવન બાબત વિચારી જાઓ. એ સિવાય ઊંઘવાની રજા નથી. એ જ પ્રમાણે સવારે પંદર મિનિટ ગાળો.

૨૮ નાના બાળક પાસેથી પણ શીખવામાં નમ્રતા રાખો.

૨૯ ખેડૂત, મજૂર, કડીઓ, કારીગર, કારકુન, વકીલ, શિક્ષક કે ડોક્ટર, સ્ત્રી કે બાળક સૌ કોઇ પોતપોતાના ધંધામાં શ્રેષ્ઠ છે, એમ વિચારી સર્વ તરફ સમાન દૃષ્ટિ કેળવતા રહો. સૌ મારા કરતાં કોઇ ને કોઇ વિષયમાં શ્રેષ્ઠ છે એમ વિચારો.



सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते
यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते

આપણા અન્તરમાં બીજાઓનું ભલું કરવાની જે ભાવના છે તે સદ્ભાવના છે. જે સત્ આપણામાં રહેલું છે તે બીજાઓમાં અને સર્વ કોઈમાં રહેલું છે તેથી જેમ આપણને આપણું ભલું થવાની ઇચ્છા રહે છે તેમ સર્વ કોઈનું પણ ભલું થાય એવી ઇચ્છા રહે છે. આવી જે ઇચ્છા છે તે સદ્-ઇચ્છા છે. આ ઇચ્છાને પૂરી કરવા માટે આપણે જે કામો કરીએ છીએ તે સત્કર્મો છે.

સર્વ પ્રાણીઓમાં શરીર અને બુદ્ધિ જુદાં જુદાં છે, પણ બધાંનાં શરીર અને બુદ્ધિ જેનાથી જીવે છે તે આત્મામાં કશો ફેર નથી. તે આત્મા સર્વમાં એકસરખો છે. તે 'સત્' છે. શરીરો નાશ પામે છે અને નવાં ધારણ કરાય છે તથા બુદ્ધિમાં પણ ફેરફાર થયા કરે છે, પરન્તુ સર્વમાં રહેલો સત્ આત્મા એનો એ જ રહે છે.

ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતાના છઠ્ઠા અધ્યાયમાં ૨૯ થી ૩૨ શ્લોકોમાં કહે છે કે "જે સદ્ભાવનાવાળો પુરુષ છે તે સર્વ પ્રાણીઓના આત્મામાં પોતાને રહેલો જુએ છે. આવો પુરુષ કોઈનું પણ ભૂંડું શી રીતે કરે? તે તો બીજાનું ભૂંડું કરવામાં પોતાનું જ ભૂંડું માનશે અને બીજાનું ભલું કરવામાં પોતાનું જ ભલું જોશે. બીજાનાં દુઃખને પોતાનાં દુઃખ સમજી તે દૂર કરવાનો પ્રયત્ન કરશે અને કોઈને પણ સુખી કરવામાં પોતાને સુખી માનશે.

"ભગવાન કહે છે કે આવી રીતે જે સર્વમાં એક સત્ આત્માને જ જુએ છે અને કોઈના પણ નાશ કે અહિતની ઇચ્છા કરતો નથી, તે પુરુષ મારાથી જુદો નથી અને હું તેનાથી જુદો નથી. જે પુરુષ કોઈનું પણ અહિત કે નાશ ઇચ્છતો નથી તેનું અહિત કે નાશ કોનાથી થઈ શકે?

"ભગવાન્ કહે છે કે તેવા સત્પુરુષના આત્મામાંથી હું નાશ પામતો નથી અને મારામાંથી તે નાશ પામતો નથી." અર્થાત્ જેણે સર્વમાં સમાનરૂપે વ્યાપેલા પોતાને-આત્માને-સદ્ભાવને-ભગવાનને જોયો છે તે કદી નાશ પામતો નથી. કારણ કે તે પોતામાં સત્‌ને રહેલ જુએ છે. સત્ એટલે જેનો નાશ ન હોય તે. જે સર્વત્ર રહેલું હોય તે.

અસત્ એટલે જે સર્વત્ર ન રહેલું હોય અને જેનો નાશ થતો હોય તે. મનુષ્યના અન્તરમાં બીજાનું અહિત કરવાની જે ઇચ્છા હોય છે તે અસદ્ ઇચ્છા છે. આપણામાં, જે મનુષ્યનું અહિત કરવાની ઇચ્છા હોય છે, તે મનુષ્યમાં પોતાનું અહિત કરવાની ઇચ્છા હોતી નથી તેથી આપણી તે ઇચ્છા સર્વત્ર રહેલી ગણાય નહિ. તેથી તે અસદ્ ઇચ્છા ગણાય. અસદ્ ઇચ્છાને લીધે જે કામ કરવામાં આવે તે અસત્કર્મ કહેવાય. આપણામાં જે વસ્તુને મેળવવા માટે-ધન-ધાન્ય, સુખ વગેરેને મેળવવા માટે બીજાનું અહિત કરવાની જે ઇચ્છા થાય તે અસદ્ ઇચ્છા છે. કારણ કે ધન વગેરે વસ્તુઓ તો અસત્-એક દિવસ આપણી પાસેથી નાશ પામનારી છે. વળી તેવી વસ્તુઓને મેળવવા બીજાં મનુષ્યોમાં રહેલા સત્‌નું આપણે અહિત ઇચ્છીએ છીએ તેથી તેવી ઇચ્છા એ અસદ્ ઇચ્છા છે.

કોઈ કહેશે કે બીજાં મનુષ્યોમાં રહેલા સત્-નું અહિત ઇચ્છીને પણ પોતામાં રહેલા સત્-નું હિત કરવાની ઇચ્છાને સદ્-ઇચ્છા કેમ નથી કહેતા ને અસદ્-ઇચ્છા કહો છો? તો તેનો ઉત્તર આ પ્રમાણે છેઃ—આપણામાં અને બીજાં મનુષ્યોમાં રહેલ સત્ જુદું જુદું નથી. તેથી જે ઇચ્છાથી કોઈનું પણ અહિત થતું હોય તે સદ્-ઇચ્છા નથી. વળી બીજાનું અહિત કરીને આપણે જે ધન-ધાન્ય વગેરે ઇચ્છીએ છીએ તે આપણામાં રહેલા સત્‌ને માટે નહિ પરન્તુ આપણા અસત્ શરીરની વાસનાઓને માટે. જેવા આપણને વાસનાઓ-કામનાઓ-સુખની ઇચ્છાઓ છે તેવી બીજાઓને પણ

હોય છે. તેમાં એકની ઇચ્છાઓનો નાશ કરીને પોતાની ઇચ્છાઓને પૂરવાની ઇચ્છા સર્વત્ર સમાન દૃષ્ટિવાળો પુરુષ કદી કરશે નહિં.

કોઇ કહેશે કે સત્‌ને વાસનાઓ-ઇચ્છાઓ હોતી નથી; વાસનાઓ-કામનાઓ-ઇચ્છાઓ હોય છે તો તે ઇન્દ્રિયો-મન-બુદ્ધિ વગેરેના શરીરને હોય છે. શરીર અસત્ છે, અસતની ઇચ્છાઓનો નાશ કે અહિત ઇચ્છવામાં સતનું અહિત નથી. વળી અસતનું હિત ઇચ્છવાનો કોઇ અર્થ નથી; કારણ કે અસતનું ગમે તેટલું હિત ઇચ્છો તો યે તે અસત્-નાશ પામનાર જ છે. તેથી સતનું અહિત ઇચ્છવું તે જ અસદ્ ઇચ્છા છે; સતનું અહિત કરવું તે જ અસત્કર્મ છે. ને તેથી બીજાઓના અસત્ શરીરની સુખસગવડોનો નાશ કરી પોતાના અસત્ શરીરની ઇચ્છાઓ પૂરી કરવામાં સતનું અહિત ઇચ્છવામાં આવતું ન હોવાથી તે અસત્કર્મ નથી. વળી અસત્ પાસેથી પડાવી લઇને તેનો ઉપયોગ પણ બીજા અસત્ માટે જ કરવાનો છે. અસતની વસ્તુનો સત્ માટે કરવાનો નથી-થવાનો નથી. તેથી એકની ઇચ્છાઓનો નાશ કરીને પોતાની ઇચ્છાઓ પૂરવાનો પ્રયત્ન કરવામાં કોઇ અસત્કર્મ નથી. તો તેનો ઉત્તર આ પ્રમાણે છેઃ-

## (૧) ભગવાનની સમતા

समोऽहं सर्वभूतेषु ।

કોઇની ઇચ્છાઓનો નાશ કરીને-યુક્તિપ્રયુક્તિથી માલ મેળવી લેવાથી આપણી ઇચ્છાઓ પૂર્ણ થતી નથી. વળી જે લોકો ગુમાવે છે તેઓની ઇચ્છાઓની ભૂખ ઊંડી અને તીવ્ર બને છે. અને જે લોકો મેળવી લે છે તેઓ તેમાં ખૂબ આસક્ત અને મુગ્ધ બની જાય છે તેઓથી અન્યાયથી મેળવેલી વસ્તુઓને સમતાથી ભોગવી શકાતી નથી. નદીમાં પૂર આવ્યું હોય અને પાણીના ઘોડા થતા હોય તે તમે જોયું હશે. પૂરના વેગને લીધે પાણીમાંથી મોટામોટા ઘોડા ઉપસી આવે છે અને ઘોડાની આજુબાજુના પાણીમાં ખાડા થાય છે. મોજું પાણીને ઉપરની બાજુ ખેંચે છે અને ખાડા નીચેની બાજુ ખેંચે છે. આમ ખાડા-ટેકરાનો ખળભળાટ ચાલ્યા કરે છે. તેમાં ખાડાને કે ટેકરાને-કોઇને શાન્તિ નથી. બન્નેનું જીવન-બન્નેની સ્થિતિ ક્ષણિક અને ક્ષુબ્ધ બની જાય છે. સમાજનું પણ આવું જ સમજવું. મૂડીદારો-માલદારો વધુ ને વધુ પોપટા થવામાં મંડ્યા રહે છે. સમાજની સ્થલસપાટી ઉપર પોતાની અન્યાયી આવડત વડે તેમણે મૂડીનાં ઊંચાં સિંહાસન ખડાં કર્યાં હોય છે અને તેના ઉપર પલાણ ગોઠવી તેઓ સવાર થએલા રહે છે અને પડી ન જવાય એટલા માટે પેંગડામાં પગ ભરાવી રાખે છે. તેમનાં સિંહાસનોની આજુબાજુ હાડમારી, મજૂરી અને વેદનાના ખાડાઓ હોય છે, તેમાં અનેક લોકો તરફડી રહેલા હોય છે.

આવી સમાજવ્યવસ્થા એ રામરાજ્યની નથી. જે સમાજવ્યવસ્થામાં ચારે પુરુષાર્થો સિદ્ધ થઇ શકતા હોય તે રામરાજ્ય છે. ધર્મથી સમાનતા જળવાય છે. તેને લીધે અર્થ અને કામ એ અમુકઅમુક વર્ગોમાં જ લૂંટાઇ જવાને બદલે આખા સમાજમાં સમાન રીતે વહેંચાય છે. આથી સમાજના મનુષ્યોનું જીવન સ્થિર સન્તુષ્ટ, સમતાવાન્ અને નિર્ભય બને છે. આવા જીવનમાં સર્વમાં સમાન રીતે વ્યાપેલા સતનું દર્શન સ્વાભાવિક રીતે જ થાય છે. અને સતનું દર્શન થવું-સતનો અનુભવ થવો એનું નામ જ મોક્ષ છે. જ્યારે જળાશયના પાણીમાં ઊછાળા અને ખાડા નથી હોતા અને પાણી સમાન અને શાન્ત હોય છે ત્યારે તેમાં સર્વત્ર સમાન રીતે વ્યાપેલા આકાશનાં દર્શન થાય છે.

## (૨) સદાચાર धर्मंचर

શરીર અને વાસનાઓ અને વાસનાને ભોગવવાના પદાર્થો ધનધાન્ય, સુખદુઃખ વગેરે અસત્ હોવાથી ગમે તેને દુઃખી કરી શકાય, ગમે તેનું પડાવી લઇ શકાય, ગમે તેના વ્યાજબી હકો ઉપર તરાપ મારી શકાય અસતની પ્રત્યે તો અસદ્વ્યવહાર જ યોગ્ય છે-शठे शाठ्यं समाचरेत् એવું નથી. ગમે તેવા ક્રૂર, નીચ અને ઘાતકી મનુષ્યોને પણ ઇશ્વર પૃથ્વી પરથી ફેંકી દેતો નથી. તેઓનું પણ પોતાના ભૌતિક શરીરથી નિરન્તર પોષણ કરે છે. સત્-સત્પુરુષ કોઇના પ્રત્યે પણ ઘાતકી-હિંસક વર્તન કરતો નથી. સત્ સર્વનું જીવાડનાર છે. સત્ જીવાડનાર હોવાથી જ જીવે છે-અમર છે, અવિનાશી છે, સનાતન છે. અસતનો નાશ થાય છે તે અસતના પોતાના હિંસકપણાને લીધે જ. અસતનો

રય પોતાની મેળે જ—આપોઆપ જ નાશ ભણી ચાલ્યા કરે છે. સત્ અસત્નો નાશ કદી કરતું નથી. સત્માં કોઈનો નાશ કરવાની શક્તિ હોતી નથી. સત્ સર્વેને જીવન આપે છે. અસત્નો નાશ તેની નીતિના-ગતિના મૂળમાં જ છે. જે સદાચારનું પાલન કરે છે, જે સદાચારી હોવાનો દાવો કરે છે તે પોતાના રક્ષણ માટે દુરાચારીઓના નાશને માટે પ્રવૃત્ત થતો નથી. સદાચારના રક્ષણમાં જ સદાચારીનું રક્ષણ છે. સદાચારી દેહને જોતો હોતો નથી પણ સત્ને જુએ છે. તેનું સાધ્ય દેહનું રક્ષણ હોતું પણ સત્નું રક્ષણ હોય છે.

જે અસત્નો નાશ કરવા માટે પ્રવૃત્ત થાય છે તેનાથી અસત્નો નાશ થઈ શકતો નથી. અસત્નો નાશ અસત્થી જુદો નથી. અસત્ એજ નાશ છે. નાશ એટલે પરિવર્તન અથવા વસ્તુસ્વરૂપનું અદર્શન. જેઓ લોભ-મોહના વાવાઝોડાના ઝપાટામાં આવી ગયા છે તેઓ ભગવાનના (પોતાના) સમતારૂપ વસ્તુસ્વરૂપને—સત્ સ્વરૂપને ખોઇ નાખી ખાડાઓમાંથી ભોગવિલાસના ટેકરાઓ પર જવા મથી રહ્યા હોય છે. અને જેઓ ટેકરાઓ ઉપર જઈ ચઢયા હોય છે તેઓ ખાડાઓને ભોગે પોતાના ટેકરાઓને મજબુત કરવા મથી રહ્યા હોય છે. અને અસત્ને સત્ માની રહ્યા હોય છે. ખાડો ઉપસીને ટેકરો બને છે અને ટેકરો ભાગી પડીને ખાડો બને છે. પણ આ બધામાં નાશની જ પરંપરા છે. એટલે નાશની પરંપરાના સ્વરૂપમાં રહીને એકબીજાનો નાશ કરનારા વાસ્તવિક રીતે એક નાશનો નાશ કરીને બીજા નાશને હાથ ધરે છે. અર્થાત્ અસત્ના એક રૂપને છોડી બીજા રૂપને પકડે છે. નાશનો નાશ એ નાશનું પ્રકારાન્તર છે. જેવી રીતે દૂધનું દહિં, દહિંનું માખણ, માખણનું ઘી, ઘીની માટી, માટીનું ઘાસ, ઘાસનું દૂધ વગેરે. પાંચ ભૂતોની ઉથલપાથલમાં નાશનો માત્ર ભાસ જ થાય છે. જો નાશ સાચો હોય તો તેને અસત્ કહેવાય નહિં. પાણીનાં મોજાં ઉપજે અને નાશ પામે તેમાં કેવળ પાણીની ઉથલપાથલ જ છે. તેમાં કોઇ સાચી વસ્તુ ઉત્પન્ન થતી નથી કે તેનો નાશ થતો નથી. પાણીનું મોજું તે પાણીથી જુદું નથી. તેમાં પાણી સિવાય બીજી કોઇ વસ્તુ નથી અને હતી નહિં.

આથી જે વિવેકી પુરુષો છે તેઓ મોજાંઓમાં પણ એક જળને જ જુએ છે; સર્વ પ્રાણીઓમાં એક સદ્વસ્તુને જ જુએ છે અને સર્વની સાથે સદ્ભાવથી—આત્મભાવથી વર્તન કરે છે. કોઇની સાથે દ્વેષ, વૈર કે તિરસ્કાર કરતા નથી. તેમની સત્ દષ્ટિને લીધે સંસારના અસત્ પદાર્થો વિષેની તેમની કામનાઓ પૂર્ણ થઈ ગઇ હોય છે. તેથી તેમને કંઈ સારૂં હોતું નથી કે કંઈ ખોટું હોતું નથી, કોઇ પ્રિય હોતું નથી કે કોઇ અપ્રિય હોતું નથી, કોઇથી તેઓ સુખ નથી માનતા કે કોઇથી દુઃખ. સમુદ્રમાં જેમ મોજાં લહરી રહ્યાં હોય છે તેમ સંસારના તમામ પદાર્થો તેમને પોતાના સદ્ આત્મામાં વિલસી રહેલા જણાય છે.

### (૩) અભેદનું વાસ્તવ, અને સાક્ષાત્કાર

विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।

કોઈ કહેશે કે સમુદ્રનાં અનેક મોજાંઓમાં જેમ એક જ જળને જોઇ શકાય છે—એક જ જળને અનુભવી શકાય છે તેમ સર્વ પ્રાણીઓમાં અને સર્વ પદાર્થોમાં એક જ સ્વરૂપે રહેલું હોય એવું સત્ કોઇ જણાતું નથી. કારણ કે બધા પદાર્થો એકબીજાથી અસન્ત ભિન્ન ભિન્ન પ્રકારવાળા છે. તે સર્વમાં એક તત્ત્વનો અનુભવ થવો એ અસંભવિત છે. વળી એક સત્ તત્ત્વ હોય તો પણ આપણે સદ્-રૂપ થવું એ આપણા હાથની વાત હોઈ શકે નહિં, કારણ કે સમુદ્રનાં મોજાંઓ પણ પોતાની ઇચ્છા પ્રમાણે ગમેત્યારે સમુદ્રમાં સ્થિર થઇ શકતાં નથી, પણ જ્યારે પવન શાન્ત પડે ત્યારે જ તેઓ સમુદ્ર સાથે મળી શકે છે. તેવી રીતે જીવોની પણ સદ્રૂપ થવામાં પરાધીનતા હોવી જોઇએ. નહિં તો ઇચ્છા કરતાં સાથે જ આપણે સત્નો—એકરૂપતાનો અનુભવ કરી શકીએ? તો તેનો ઉત્તર આ પ્રમાણે છેઃ—

સમુદ્રમાં જે મોજાં ઊછળ્યા કરે છે તે સમુદ્રરૂપ થવામાં સ્વતન્ત્ર નથી. કારણ કે તે પોતાની ઇચ્છાથી ઊછળી રહ્યાં હોતાં નથી. કાઇપુતળી નાચવામાં અને નાચ બંધ કરવામાં સ્વતન્ત્ર નથી. કારણ કે તેનું હાલવું—નાચવું એ નચાવનારની ઇચ્છાને આધીન છે. આવી સ્થૂલ વસ્તુઓનું હલનચલન એક ચૈતન્ય શક્તિને આધીન હોય છે. પરન્તુ મનુષ્યો-જીવો એ કેવળ સ્થૂલ વસ્તુ-

નથી; સ્થૂલ વસ્તુઓનું હલનચલન જેને આધીન છે એવી ચૈતન્યશક્તિ પણ મનુષ્યોમાં રહેલી છે. આ ચૈતન્યશક્તિને પૂરેપૂરી સમજીને જો તેઓ તેનો ઉપયોગ કરે તો તેઓ જે ધારે તે કરવા સ્વતન્ત્ર છે. તેઓ જ્યારે ઈચ્છે છે ત્યારે પોતાના સ્થૂલ દેહના હાથ–પગને હલાવી શકે છે, અને તેના ઉપર હુમલો કરી શકે અથવા ગમે તેને મદદ કરી શકે છે. આ સદ્–રૂપ ચૈતન્યશક્તિના સંબંધને લીધે પાણીનાં મોજાં અને કાષ્ટની પુતળી કરતાં જીવોમાં ભેદ છે અને તેને લીધે જ જીવને સ્વતન્ત્ર થવાની શક્યતા છે. જો જીવ હાથપગ હલાવવામાં સ્વતન્ત્ર છે, જો જીવ વિચાર કરવામાં સ્વતન્ત્ર છે તો તે દરેક રીતે સ્વતન્ત્ર થઇ શકે છે.

છતાં જીવનમાં જે પરતન્ત્રતા દેખાય છે તે તેણે સ્થૂલમાં બંધાઇને ઉત્પન્ન કરી છે. લુહાર લોઢાની બેડીઓ બનાવવામાં સ્વતન્ત્ર છે. પણ જો તે બેડીઓને પણ, તે પોતાના હાથો અને પગો ઉપર બેસાડે તો તેથી તે પરતન્ત્ર થઇ જાય છે. આપણે આંખોથી બધું જોઇ શકીએ છીએ પણ આંખે જો ડાબલા પહેરી લઇએ તો જોઇ શકીએ નહિ. જેમ આપણે આપણને આપણી શક્તિથી સર્જક તરીકે અને સ્વતન્ત્ર તરીકે જાણીએ છીએ તેમ આપણે આપણને આપણી શક્તિથી સર્જક તરીકે અને સ્વતન્ત્ર તરીકે ભૂલીએ પણ છીએ. આપણામાં જાણવાની તેમ જ ભૂલવાની પણ શક્તિ છે. આપણે આપણને ખાટલામાં સૂતેલા જાણીએ છીએ અથવા આપણા ઘરમાં રહેલા જાણી છીએ પણ સ્વપ્નમાં ગમે ત્યાં હરતા ફરતા જાણીએ છીએ. આપણે આપણને સ્વપ્નમાં ગમે ત્યાં હરતા ફરતા જાણીએ છીએ તે પણ આપણી જ શક્તિથી અને જાગતાં ઘરમાં રહેલા જાણીએ છીએ તે પણ આપણી જ શક્તિથી. આમાં આપણું જે ઘરમાં રહેવાપણું છે તેને આપણે ઘણા દિવસ રહેનારું હોવાથી એક રીતે સત્ કહીએ અને સ્વપ્નમાં જે અનેક જગાએ હરવાફરવાપણું છે તેને ખોટું હોવાથી અસત્ કહીએ. એમ આપણામાં જાણવાની અને ભૂલવાની–અથવા સાચું ભૂલીને ખોટું જાણવાની–એમ બન્ને પ્રકારની શક્તિઓ છે. તેમાં જે ભૂલવાની શક્તિ છે કે જેનાથી આપણું સાચું સ્વરૂપ ભૂલાઇને સ્વપ્નમાં ફરી રહેલા હોઇએ એવું ખોટું સ્વરૂપ આપણે આપણું માની લઇએ છીએ તેને અવિદ્યા કહે છે. વિદ્યા એટલે સાચું જ્ઞાન કે જેનાથી આપણને આપણું સાચું સ્વરૂપ માલુમ પડે છે અને અવિદ્યા એટલે અજ્ઞાન–ખોટું જ્ઞાન કે જેનાથી આપણે ખોટા સ્વરૂપને આપણું માની લઇએ છીએ. આ અવિદ્યા એ અસત્ છે. કારણ કે તેનું સ્વરૂપ સાચું નથી અને તેનાં દરેક સ્વરૂપોનો નાશ–પરિવર્તન થયા કરે છે. વળી અવિદ્યામાં સાચું સ્વરૂપ તો કંઇ હોતું જ નથી. જેમ જાગ્યા પછી સ્વપ્નની વસ્તુઓ હતી નહિ અને છે પણ નહિ તેમ અનુભવાય છે. તેમ સ્વરૂપનું સાચું જ્ઞાન થતાં બીજું કંઈ હતું જ નહિ–અવિદ્યા–અસત્–હતું જ નહિ તેમ અનુભવાય છે. પરન્તુ અસત્નું અભાવરૂપ સ્વરૂપ સત્માં એકરૂપ થવાથી જ સમજાય છે. જ્યાંસુધી આપણે અસત્માં ફરતા હોઇએ અર્થાત્ જ્યાંસુધી આપણને અસત્માં રસ હોય છે ત્યાંસુધી અસત્ એ આપણને માટે અસત્ નથી પણ સત્ છે. અને જ્યાંસુધી એમાં આપણને રસ રહ્યા કરે છે ત્યાંસુધી આપણું તે સ્વપ્ન લંબાયા જ કરે છે અને આપણે તેમાં રાજી–ખુશીમાં કે ચિન્તામાં ફર્યા કરીએ છીએ. પરન્તુ સ્વપ્નનો–અસત્નો સ્વભાવ જ એવો છે કે તે એક વખતે ઊડી જાય છે અને પ્રભાત થઈ જાય છે. અવિદ્યા વખતે પણ વિદ્યાનો નાશ થતો નથી, કારણ કે વિદ્યા સત્ છે. સ્વપ્નમાં પણ આપણે આપણા ખોટા સ્વરૂપને રખડતું જોવા માટે અને તેને અજવાળું આપવા માટે તેના ઉપર સદ્ રૂપે ઊભા રહી જોઇ રહ્યા હોઇએ છીએ. અને તેથી જ સ્વપ્નનું આપણું અસત્ સ્વરૂપ નાશ પામતાં આપણો સંપૂર્ણ નાશ થઇ જતો નથી અને આપણને માલુમ પડે છે કે એ તો સ્વપ્નના અસત્ સ્વરૂપનો નાશ થયો અને હું તો તેને જોતો કાયમ જ છું, અવિનાશી છું, સત્ છું. ॐ તત્ સત્ ।

—જયનારાયણ ભટ્ટ

[ ગતાંક પૃષ્ઠ ૪૮૦ થી ચાલુ ]

# ભક્તિનું તેજ

આઠમા સ્કંધમાં છેવટના ભાગમાં એક સત્યવ્રત રાજાની કથા આવી હતી. તેમને સત્યને માટે જે સાધન કરવાથી બ્રહ્માકાર વૃત્તિ થવા લાગે છે, અને પછી નવા પ્રકારનું તેજ અનુભવમાં આવે છે, એ તે જ કેવા પ્રકારનું છે તેની સમજણ આપવા માટે નવમા સ્કંધમાં સુદ્યુમ્નની કથા, ચ્યવનની આંખના તેજની કથા, અંબરીષ રાજાનું રક્ષણ જે તેજથી થતું હતું તે સુદર્શનનું સ્વરૂપ વગેરે વગેરે બાબતો કહેવામાં આવશે. ભગવાનના તેજનું સ્વરૂપ દશમા સ્કંધમાં આવશે. નવમા સ્કંધને ઈશાનુકથા કહે છે એટલે જે ભક્તો ભગવાનને અનુસરે છે તેમની કથા કહેવામાં આવશે. ભગવાનની માયા એવા પ્રકારની છે કે માયામાંથી નીકળવાનાં સાધન કરવામાં ઘણાં વિઘ્નો—બધા ભક્તોને નડે છે. જેઓ ઇશ્વરની લીલાનું વર્ણન કરે છે અને શ્રવણ કરે છે તેઓ તે માયાથી મોહ પામતા નથી એમ બીજા સ્કંધમાં કહેલ છે. (૨-૭-૫૩)

હવે શુકદેવજી પરીક્ષિત રાજાને વિવસ્વાન મનુનો વંશ કહે છે. વિવસ્વાનને પુત્રની ઇચ્છા થવાથી તેણે એક યજ્ઞ કરાવ્યો હતો. તેમાં હોમ કરતી વખતે મનુની સ્ત્રીએ કન્યાની યાચના કરી અને તેનું સ્મરણ કરી હોતાએ હવિ હોમ્યું તેથી મનુને ઇલા નામની કન્યા પ્રાપ્ત થઇ. તેણે ગુરુ વસિષ્ઠજી પાસે એવા વિપરીત પ્રકાર માટે શોક બતાવ્યો તેથી વસિષ્ઠજીએ પોતાના તપના બળથી તે કન્યાને પુરુષ બનાવીને તેનું નામ સુદ્યુમ્ન પાડ્યું. સુદ્યુમ્ન એટલે કલ્યાણ કરે તેવું તેજ એવો અર્થ થાય છે. એકવાર સુદ્યુમ્ન રાજા ઘોડા ઉપર સ્વાર થઇને વનમાં શિકાર કરવા ગયો. તે વનમાં ભગવાન શંકર પાર્વતીજીની સાથે રમણ કરતા હતા. ત્યાં પ્રવેશ કરતાં જ સુદ્યુમ્ન સ્ત્રી થઇ ગયો અને તેનો ઘોડો ઘોડી થઇ ગયો. તેનું કારણ પરીક્ષિત રાજાએ પૂછ્યું ત્યારે શુકદેવજીએ કહ્યું કે એકવાર કેટલાક તેજસ્વી અને વ્રતશીલ ઋષિઓ શ્રીમહાદેવજીનાં દર્શન કરવા માટે તે વનમાં ગયા હતા. ત્યાં વસ્ત્ર વગરનાં અંબિકાદેવીને બહુ જ લજ્જા આવી તેથી તેમણે તરત ઊઠીને કપડાં પહેરી લીધાં, અને ઋષિઓ ત્યાંથી પાછા વળી નરનારાયણ આશ્રમમાં આવ્યા. તે વખતે ભગવાન શંકરે પાર્વતીજીને કહ્યું હતું કે "મારા સિવાય આ સ્થાનમાં જે કોઇ આવશે તે સ્ત્રી થઇ જશે." આ કારણને લીધે તે વનમાં સુદ્યુમ્ન રાજા સ્ત્રી થઇ ગયો, તે સ્ત્રી વનમાં ફરવા લાગી. તેને ત્યાં ભગવાન બુધે જોઇ. તે સ્ત્રીએ બુધને પતિ બનાવ્યા અને તેમના સંબંધથી તેને પુરૂરવા નામનો પુત્ર થયો.

આવા બનાવો સામાન્ય માણસની બુદ્ધિમાં સમજાય તેવા નથી પણ અધ્યાત્મભાવે એ કથા સમજવાનો પ્રયત્ન કરીએ તો કન્યાને પુરુષ બનાવવો એટલે પ્રકૃતિમાં રહેલ ચિદાભાસમાં ચેતનના અંશ (અથવા કૂટસ્થ)નો પ્રત્યગ્આત્મા રૂપે અનુભવ લેવો. તેને આત્માનો પ્રકાશ અથવા સુદ્યુમ્ન કહી શકાય. પણ તે પાછો સંસારરૂપી વનમાં રખડે તો પ્રકૃત જેવો થઇ જાય. તેને જીવાત્મા અથવા પ્રમાતા અથવા ચિદાભાસ કહે છે. અંગ્રેજી ભાષામાં પણ જીવાત્માને She કહે છે. હિંદી ભાષામાં પણ જીવાત્માને નારી જાતિમાં બોલાવવામાં આવે છે. એ પ્રકૃતિ પાછી બુધરૂપી એટલે જ્ઞાનરૂપી પુરુષને પરણે ત્યારે તેમાં નવું ચેતન ઉત્પન્ન થાય છે. પણ વસિષ્ઠ મુનિને સુદ્યુમ્ન રાજાનું સ્ત્રીપણું ગમ્યું નથી તેથી તેમણે ભગવાન શંકરની પ્રાર્થના કરી અને ભગવાન શંકરે એવું વરદાન આપ્યું કે સુદ્યુમ્ન એક મહિનો સ્ત્રી રહે અને એક મહિનો પુરુષ રહે. એટલે ટૂંકામાં સમાધિ કરે ત્યારે પુરુષપણાનો અનુભવ થાય અને વ્યુત્થાનદશામાં પ્રકૃતિનો અથવા માયાનો ભાવ રહે.

હવે નવમા સ્કંધમાં ત્રીજા અધ્યાયમાં વધારે તેવા તેજની એટલે ચ્યવન મહર્ષિની સમાધિની કથા આવે છે. એક વખત રાજા શર્યાતિ પોતાની પુત્રી

સુકન્યા સાથે ચ્યવન ઋષિના આશ્રમ પર ગયા હતા. ત્યાં સુકન્યા પોતાની સખીઓની સાથે વૃક્ષોની શોભા જોતી વનમાં ફરતી હતી ત્યાં તે વખતે તેના જોવામાં એક મોટો રાફડો આવ્યો. તેના કાણામાં બે ઝીણી જ્યોતિ જોવામાં આવી. તે કન્યાએ વિધાતાની પ્રેરણાથી મુગ્ધ ભાવથી એક કાંટો લઇને તે જ્યોતિને વિંધી નાખી એટલે તેમાંથી ઘણું લોહી નીકળવા લાગ્યું. આંહી ખરી રીતે ચ્યવન મહર્ષિ એવી સમાધિમાં રૂઢ થઈ ગયા હતા કે તેમના શરીર ઉપર રાફડો બાઝયો તો પણ તેમને ભાન રહ્યું ન હોતું. મુનિનો અપરાધ પોતાની કન્યાએ કર્યો તેથી તે દોષના નિવારણ માટે તે રાજાએ સુકન્યાને ચ્યવન મુનિ સાથે પરણાવી. મુનિ વૃદ્ધાવસ્થામાં હતા અને સુકન્યા તેમની સેવા બહુ જ ભાવથી કરતી હતી. એક વખત અશ્વિનીકુમાર તે આશ્રમમાં આવ્યા એટલે મુનિએ તેમને કહ્યું કે "મને જુવાની આપો અને મારૂં રૂપ એવું કરી દો કે જે જુવાન સ્ત્રીઓને પરમ પ્રિય લાગે તેના બદલામાં હું તમને યજ્ઞ વખતે સોમરસનો ભાગ આપીશ." એ સાંભળી બન્ને વૈદ્યોએ મુનિને કહ્યું; કે "સિદ્ધગણના રચેલા આ પાસેના કુંડમાં તમે અમારી સાથે સ્નાન કરો." ચ્યવન મુનિએ તે વૈદ્યોની સાથે કુંડમાં પ્રવેશ કર્યો. થોડીવાર પછી તે કુંડમાંથી ત્રણ સુંદર પુરુષ નીકળ્યા. ત્રણે સમાન રૂપવાળા હતા. ત્રણેએ કમળકુસુમની માળા પહેરી હતી અને સુંદર વસ્ત્ર પહેર્યાં હતાં. આ વખતે ત્રણેનાં રૂપ સરખાં હોવાથી સુકન્યા પોતાના પતિને ઓળખી ન શકી એટલે અશ્વિનીકુમારનું શરણ લીધું. અશ્વિનીકુમારે તેને ચ્યવન મુનિ બતાવી દીધા અને પછી પોતે મુનિની આજ્ઞા લઇને વિમાન ઉપર ચડી સ્વર્ગલોકમાં ગયા. એક વખત શર્યાતિ રાજા યજ્ઞ કરવા માટે ચ્યવન મુનિના આશ્રમ ઉપર આવ્યા. ત્યાં તેમણે પોતાની પુત્રીની પાસે એક સૂર્યની સમાન તેજસ્વી પુરુષ જોયો. તેમણે જાણ્યું કે મારી પુત્રી કોઇ પરપુરુષનો સંગ કરે છે. તેથી તેમણે પુત્રી ઉપર ક્રોધ કરી બહુ ઠપકો આપ્યો અને કહ્યું કે તું તારા પિતાને અને પતિને ઘોર નરકમાં નાખનારી થઇ. સુકન્યાએ જવાબ આપ્યો કે, "પિતાજી! આ તો તમારા જમાઇ ભૃગુનન્દન ચ્યવન મુનિ છે." એમ કહી અશ્વિનીકુમાર વૈદ્યોએ તેમને કેવી રીતે જુવાની આપી એ બધી વાત સંભળાવી. તે સાંભળ્યા પછી રાજાને પોતાની પુત્રી ઉપર અધિક પ્રેમ થયો. પછી ચ્યવન મુનિએ રાજા પાસે યજ્ઞ કરાવીને સોમનો ભાગ અશ્વિનીકુમારોને આપ્યો. તેથી ઇન્દ્રને ક્રોધ ચડયો અને તે શર્યાતિ રાજાને મારવા માટે આવ્યો પણ ચ્યવન મુનિએ ઇન્દ્રના વજ્ર સહિત તેની ભુજાઓને પોતાના બળથી રોકી દીધી. તે પછી દેવોએ અશ્વિનીકુમારોને કાયમ સોમનો ભાગ દેવાનું કબુલ કર્યું.

હવે આ કથાનું આધ્યાત્મિક રહસ્ય જોઇએ તો ચ્યવનમુનિ એટલે બધી વૃત્તિઓને એકાગ્ર કરી સમાધિ કરી લાંબો વખત ધ્યાનમાં રહેનાર તત્ત્વ છે. તેનું તેજ ઘણું સ્થિર હતું તેથી દેહનું ભાન રહેલું નહોતું. એવી દશામાં સુકન્યારૂપી કોઇ પ્રકૃતિ એ તેજને વિક્ષેપ કરે તો સમષ્ટિશરીરમાં પણ ઉત્પાત થવા લાગે છે. એ કારણને લઇને તે વખતે શર્યાતિ રાજાની સેનાના માણસોનાં મળમૂત્ર પણ રોકાઇ ગયાં હતાં. હાલના કાળમાં પણ જોઇએ તો આખી પૃથ્વી ઉપર ઘણું દુઃખ આવી રહેલ છે તે એમ બતાવે છે કે જે પરમ જ્યોતિઃસ્વરૂપ બ્રહ્મ છે તેની અવગણના કરનાર ખોટી વિદ્યા સર્વત્ર ફેલાઇ ગયેલ છે. કોઇ આસુરી શક્તિએ જાણે કે આપણી પૃથ્વીને પકડી હોય એવો દેખાવ હાલના કાળમાં નજરે પડે છે. દૈવી શક્તિ હમેશાં અંદરના તેજના સંબંધમાં રહીને પછી બહારની પ્રવૃત્તિ કરે છે. આસુરી શક્તિ બહારના કાંટાવાળા દોષ અંદરની જ્યોતિમાં ઘોસે છે. એવા વાતાવરણને સુધારવા માટે નવી જાતના વૈદ્ય જોઇએ, અને તેમની સાથે સિદ્ધગણના રચેલા કુંડમાં જે ન્હાય તેનામાં નવી આત્મિક જુવાની આવી શકે. પ્રાણ અને અપાન એ બે અશ્વિનીકુમાર વૈદ્ય છે. તેથી પ્રાણાયામનો અનુભવ લઇને યોગરૂપી કુંડમાં કુંભક કરીને સ્નાન કરવામાં આવે તો જીવ નવો બની જાય છે. તે વખતે ચિદાભાસરૂપી વૃદ્ધાવસ્થાનો બાધ થાય છે અને કૂટસ્થ બ્રહ્મરૂપ થાય છે. આ પ્રમાણે ચ્યવનમુનિ જુવાન થયા. તેમણે યજ્ઞ કર્યો એટલે ચિદાભાસનો બાધ કર્યો અને બદલામાં કૂટસ્થના આનંદરૂપ સોમરસ અશ્વિનીકુમારોને મળ્યો. આવી જુવાનીમાં અજ્ઞાનનો નાશ થાય છે, પ્રાણ દિવ્ય થાય છે અને શરીરમાં પણ નવા તેજની અસર આવે છે. પૃથ્વીનું તત્ત્વ ગંધ છે, ગંધનું સ્થાન નાસિકા છે અને બંને નાસિકાના દેવ અશ્વિનીકુમાર છે. સામાન્ય રીતે પ્રાણને જડ કહેવામાં આવે છે તેથી તેને આત્માના આનંદરૂપી સોમરસ મળતો નથી પણ જ્યારે ઋષિની કૃપા થાય

ત્યારે તેનામાં નવું ચેતન આવે છે. પ્રાણ એ શક્તિનું સ્વરૂપ છે, તેને ગમેતેમ સાધનાથી ચેતન બનાવવો એ તંત્રનો માર્ગ છે. પછી આત્માનું ચેતન અને શક્તિનું ચેતન એમ બે ચેતન જુદાં રહી શકે નહિ તેથી આત્મા અને શક્તિ અભિન્ન થાય છે. અને જીવમાં નવી જુવાની આવે છે.

હઠયોગનો માર્ગ બહુ અઘરો છે તેથી કોઈ સમર્થ ગુરુની પાસે રહીને પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઈએ. તેને શરીર સાથે સંબંધ રહેલ હોવાથી તેમાં ભૂલ થાય તો શરીર બગડે, અને તે યોગ સિદ્ધ થાય તો નવી જુવાની આવે. રોગ આવે નહિ અને વૃદ્ધાવસ્થા પણ આવે નહિ. શ્રી અરવિન્દ તો એમ કહે છે કે શરીરનું મૃત્યુ પણ આવે નહિ. પ્રાણ અને અપાનરૂપી ઇડા અને પિંગલા એ બન્ને નાડી ઉપર જીત મેળવવી એ અઘરૂં કામ છે. તેમાં શિષ્યનું શરીર સારૂં જોઈએ, આહારવિહાર ઉપર સંયમ જોઈએ અને એ યોગમાં પ્રવીણ હોય એવા ગુરુ જોઈએ.

જેમ ચ્યવન મુનિની આ કથામાં વૃદ્ધાવસ્થા દૂર કરવાનો ઉપાય અધ્યાત્મભાવે બતાવેલો છે તેમાં સાવિત્રીની કથામાં સત્યવાનનો પ્રાણ યમરાજા પાસેથી પાછો લાવવાની પ્રક્રિયા બતાવેલ છે. એ બને રીતનું ખરૂં રહસ્ય સમજવામાં આવે તો વૃદ્ધ માણસ જુવાન થઈ શકે અને મરેલાં માણસને જીવતાં કરી શકાય. શ્રી અરવિંદ કહે છે કે સાવિત્રીની કથા એ રૂપક છે. સવિતા એટલે ભક્તિનું અધ્યાત્મ તેજ કે જેની મદદથી આયુષ્ય વધારી શકાય અને મરણ અટકાવી શકાય. એવા તેજની શક્તિથી ક્રાઇસ્ટે લાઝારસને મરી ગયા પછી ૪ દિવસ પછી કબરમાંથી જીવતો કાઢયો હતો અને હિંદુસ્તાનમાં પણ કેટલાક મહાત્માઓ મરેલાને જીવતાં કરી શક્યા છે. તેજના ફેરફારથી કાળમાં ફેરફાર થઈ શકે છે એ વાત તો હાલના સાપેક્ષવાદના સાયન્સથી પણ સિદ્ધ થઈ શકે છે. કાળ એ એક પ્રકારની ગપ છે એ વાત હવે ભાગવતમાં સમજાવવામાં આવેલ છે. ૨૪ કલાકનો દિવસ, ૩૦ દિવસનો મહિનો અને ૧૨ મહિનાનું વર્ષ એ સાચો કાળ નથી એ ફક્ત માણસના લોકનો જાગ્રત અવસ્થાનો કાળ છે. બીજા લોકમાં કાળની ગણત્રી બીજી રીતે થાય છે. આપણા ૭ કલાક થાય ત્યારે મંગળના ગ્રહમાં એક મહિનો થાય છે, અને આપણા લોકમાં ઘણાં વર્ષ થાય ત્યારે બ્રહ્માના લોકમાં થોડીક મીનીટ થાય છે. એ બાબત હવે શુકદેવજી પરીક્ષિત રાજાને સમજાવે છે.

શર્યાતિ રાજાને ૩ પુત્ર હતા, તેમાં એકનું નામ આનર્ત હતું, આનર્તને રૈવત નામનો પુત્ર થયો. તેને ૧૦૦ પુત્ર થયા તેમાં બધાથી મોટો કકુદ્મી હતો તે પોતાની પુત્રી રૈવતીને લઈને, તેને ક્યા પુરુષ સાથે પરણાવવી એ પૂછવા માટે બ્રહ્મલોકમાં બ્રહ્માજી પાસે ગયો. બ્રહ્માજીની સભામાં તે વખતે ગાયન અને સંગીત ચાલતાં હતાં તેથી વાતચીતને માટે અવકાશ ન મળવાથી તે રાજા એક ક્ષણ ત્યાં ઊભો રહ્યો. પછી આદિદેવ ભગવાન બ્રહ્માજીને નમસ્કાર કરીને તેણે પોતાનો આવવાનો હેતુ બ્રહ્માજીને જણાવ્યો. બ્રહ્માજીએ હસતાં હસતાં તેને જવાબ આપ્યો કે હે રાજા! તેં જે જે રાજાઓને આ કન્યાના (રૈવતીના) વર તરીકે પસંદ કરેલા છે તે અત્યારે કાળના ગળામાં ચાલ્યા ગયા છે, એટલે મરી ગયા છે. અત્યારે તો તેમના પુત્ર, પૌત્ર, કુળના માણસો કે તેમનો વંશ-કોઈ રહેલ નથી. તમે અહીં એક ક્ષણ ઊભા રહ્યા એટલી વારમાં ૨૭ ચોકડી યુગો તમારા લોકમાં ચાલ્યા ગયા છે. (૯-૩-૩૩) તેથી હવે તમે પાછા જાઓ. આ વખતે દેવદેવશ્રી નારાયણના અંશભૂત મહાભાગવાન બલદેવજી પૃથ્વી ઉપર અવતર્યા છે. તેમની સાથે તમારી પુત્રી રૈવતીનો વિવાહ કરો. બ્રહ્માજીએ એ પ્રમાણે આજ્ઞા કરવાથી રાજા કકુદ્મી તેમને પ્રણામ કરીને પોતાના નગરમાં પાછા આવ્યા. તે નગર તેમના બન્ધુબાન્ધવોએ છોડી દીધું હતું. પછી તે રાજાએ બલરામજીને પોતાની પુત્રી પરણાવી અને પોતે ભગવાન નારાયણના બદરી નામક આશ્રમમાં ચાલ્યા ગયા.

કાળની વિચિત્રતાના આવા પ્રસંગ યોગવાસિષ્ઠમાં પણ આપવામાં આવેલ છે. તેમાં લીલાનું આખ્યાન, ગાધીનું આખ્યાન અને લવણ રાજાનું આખ્યાન મુખ્ય છે. +

સુદ્યુમ્નની ભક્તિનું તેજ એવું હતું કે તેને એક મહિના સુધી સમાધિ રહેતી તેથી પુરુષપણાનું ભાન રહેતું અને એક મહિના સુધી તેને વ્યુત્થાનદશા રહેતી

---

+ આ બાબત વધારે વિસ્તારથી સમજવી હોય તો અમારાં પુસ્તક "કાળની ગતિ" અને "વિજ્ઞાન અને માયા" વાંચવાં.

તેથી તે પ્રકૃતિ જેવો એટલે સ્ત્રી જેવો બની જતો હતો. ચ્યવન મુનિને સમાધિમાં એવું તેજ દેખાતું કે તેમને વૃદ્ધાવસ્થા આવી ગઇ તો પણ તે સમાધિમાંથી ઊતર્યા નહોતા.

પ્રહ્લાદમાં એવું તેજ હતું કે તેના પિતા તેનો વધ કરી શકયા નહિ (૭-૧-૪૨). હવે શુકદેવજી પરીક્ષિત રાજાને ભક્ત અંબરીષની કથામાં સુદર્શન તેજની એવી શક્તિ સમજાવે છે કે જે ભક્તોની રક્ષા કરતું હતું અને તેનો વિરોધ કરવાવાળાને ભય અપતું હતું. તે તેજનું ખરૂં સ્વરૂપ અમ્બરીષની કથાના છેવટના ભાગમાં એટલે નવમા સ્કંધના પાંચમા અધ્યાયમાં આપવામાં આવેલ છે. પરીક્ષિત રાજાની ઇચ્છા પણ એવી હતી કે જે તેજથી ગર્ભમાં તેની રક્ષા થઇ હતી તે તેજ કોનું હતું અને તેનું સ્વરૂપ કેવું હતું તે જાણવું હતું.

મનુના પુત્ર નભગના એક પુત્ર નાભાગ હતા. નભગના ધનના જ્યારે ભાગ પડયા ત્યારે નાભાગને માટે તેના ભાઇઓએ કાંઇ રાખ્યું નહિ; ફક્ત તેમના પિતા નભગ એ નાભાગના ભાગમાં આવ્યા. નાભાગને તેમના પિતાએ બે સૂક્ત ભણાવ્યાં અને તેની મદદથી તેમને યજ્ઞમાં ધન મળ્યું. તેમણે તે ધન રુદ્રને આપ્યું એટલે રુદ્રે ખુશી થઇને તેમને ધન પાછું આપ્યું અને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. જેઓ ધનમાં કે બીજી કોઇ વસ્તુમાં ભેદ કરતા નથી તેઓ નાભાગ કહેવાય છે. તેવા શુદ્ધ અંતઃકરણવાળાને બ્રહ્મજ્ઞાન તરત લાગે છે. નાભાગના પુત્ર ભગવદ્ભક્ત અને ઉદાર સ્વભાવવાળા અમ્બરીષ થયા. તેમને દુર્વાસા બ્રાહ્મણનો શાપ પણ કાંઇ હાનિ કરી શકયો નહિ.

રાજા પરીક્ષિત—હે ભગવાન! હું એ બુદ્ધિવાન રાજર્ષિ અમ્બરીષનું ચરિત્ર સાંભળવા માંગું છું.

શ્રી શુકદેવજી—હે રાજન્! અમ્બરીષ રાજાએ સાત દ્વીપવાળી પૃથ્વી અને આ ભૂતળ ઉપર મનુષ્યોને અત્યન્ત દુર્લભ એવી અવિચળ સમ્પત્તિ અને અતુલિત ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું હતું. છતાં એ બધી સંપત્તિ સ્વપ્નમાં પ્રાપ્ત થયેલ પદાર્થોના જેવી સમજતા હતા. જે ઐશ્વર્યના મોહથી માણસ અન્ધકારમાં ડૂબી જાય છે તે ઐશ્વર્યના નાશનું તેમને જ્ઞાન હતું. વળી:

> वासुदेवे भगवति तद्भक्तेषु च साधुषु।
> प्राप्तो भावं परं विश्वं येनेदं लोष्टवत्स्मृतम्॥
> ૯-૪-૧૭

અર્થ—ભગવાન વાસુદેવમાં અને તેમના ભક્તોમાં અમ્બરીષને એવી ભક્તી હતી કે તે આ જગત માટીના ઢેફા બરાબર સમજતા હતા. ટુંકામાં ઇશ જેનું અંબર હોય તે અમ્બરીષ કહેવાય છે. એટલે અંદર ભગવદ્ભાવથી તે રાજા રંગાઇ ગયા હતા. બધા માણસોને ઇંદ્રિયોનો વિક્ષેપ બહુ નડે છે. જ્ઞાની પુરુષો વૈરાગ્યથી ઇંદ્રિયોને વશ કરવાનો પ્રયત્ન કરે છે. ભક્તો ઇંદ્રિયોને ભગવાનના કામમાં લગાડી દે છે. અમ્બરીષ રાજાએ પોતાનું મન ભગવાનના ચરણારવિંદમાં લગાડી દીધું હતું. વાણીથી તે ભગવાનનાં ગુણગાન કરતા હતા, હાથથી શ્રીહરિના મંદિરને સાફ કરતા હતા, કાનથી શ્રી અચ્યુતની કથા સાંભળતા હતા, નેત્રથી ભગવાનની મૂર્તિ અને મંદિરનાં દર્શન કરતા હતા, અંગથી ભગવાનના ભક્તોને સ્પર્શ કરતા હતા, પ્રાણથી ભગવાનને ચડેલી તુલસી સુંઘતા હતા, જીભથી ભગવાનને ધરાવેલો પ્રસાદ આરોગતા હતા, પગથી ભગવાનની યાત્રા કરતા હતા, મસ્તકથી ભગવાનને નમસ્કાર કરતા હતા અને માળા ચંદન વગેરે ભોગસામગ્રીને ભગવાનની સેવામાં વાપરતા હતા. તેથી ઉત્તમ ભક્તોના જેવી ભક્તિ તેમને પ્રાપ્ત થઇ હતી (૯-૪-૨૦).

પરીક્ષિત રાજા પણ રાજા હતા, તેથી રાજાની માયા દૂર કરવા માટે જે રાજાઓએ જે રીતે માયા જીતી હતી તેમની કથા શુકદેવજી વારંવાર પરીક્ષિત રાજાને સંભળાવે છે. તેમાં અમ્બરીષ રાજાની ભક્તિ અનન્યભાવવાળી હતી. તેમણે ઘણા અશ્વમેધ યજ્ઞ કર્યા હતા છતાં તે સ્વર્ગની પદવીને પણ તુચ્છ માનતા હતા. સિદ્ધ પુરુષને પણ દુર્લભ હોય એવા ભોગ્ય પાદાર્થથી તેમને હર્ષ થતો નહિ, કારણ કે તે આત્માનો આનંદ મેળવી શકતા હતા. ધીરે ધીરે ભક્તિ વધતાં અમ્બરીષ રાજાએ બધા પ્રકારની આસક્તિઓનો ત્યાગ કરી દીધો હતો.

> गृहेषु दारेषु सुतेषु बन्धुषु द्विपोत्तमस्यन्दनवाजिपत्तिषु।
> अक्षय्यरत्नाभरणायुधादिष्वनन्तकोशेष्वकरोदसन्मतिम्॥
> ૯-૪-૨૭

અર્થ—તેમણે ઘર, સ્ત્રી, પુત્ર, બન્ધુ, ઉત્તમ ઉત્તમ હાથી, રથ, ઘોડા, પાયદળસેના, અક્ષય રત્ન, આભૂષણ અને આયુધ વગેરે વસ્તુઓમાં અને ધનના અખૂટ ભંડારમાં "આ બધું અસત્ય છે" એવી બુદ્ધિ કરી લીધી હતી.

તેમની એવી અનન્ય ભક્તિથી સન્તુષ્ટ થઇ શ્રીહરિએ, ભક્તોની રક્ષા કરનારું અને તેમના વિરોધીઓને ભય આપનારું સુદર્શનચક્ર તેમને આપી રાખ્યું હતું. તેનો ખરો અર્થ સર્વાત્મભાવ છે (૯-૫-૧૧). તેનુ વધારે સ્પષ્ટીકરણ પાછળના ભાગમાં આવશે. (અપૂર્ણ)

# સતી સુકલા

અનુવાદક:
શ્રી "પુનિતપદરેણુ"

આજે જ્યારે આપણું જીવન અંધકારથી છવાઇ ગયું છે, અને જ્યારે આપણી ભારતીય સભ્યતા અને સંસ્કૃતિ પર વિધર્મીઓના અનેક કઠોર પ્રહારો થઇ રહ્યા છે; જ્યારે ઘરઘરમાં ક્લેશ, પ્રમાદ અને અશાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે; જ્યારે પ્રત્યેક વર્ગ અને વર્ણ સ્વધર્મ, સ્વકર્તવ્ય અને પોતાની જવાબદારીનું ભાન ગુમાવી બેઠો છે, ત્યારે, નિરાશાના આ ઘોર અંધકારમાં ડુબેલા દિલની સમક્ષ પ્રાચીન કાળની એક જાજ્વલ્યમાન જ્યોતિ-પરંપરા આશાનાં અજવાળાં પાથરે છે. જેમણે પોતાના અપૂર્વ ત્યાગ વડે નારીત્વના અનુપમ આદર્શને ઉચ્ચ સિંહાસને સ્થાપિત કર્યો છે અને આજે હજારો વર્ષો પછી પણ, જેનો પુણ્ય-પ્રભાવ, એક અક્ષય પ્રકાશ-પુંજની માફક, આપણા આત્મવિસ્મૃત અને મૂર્છિત જીવનમાં નવજીવનનો સંચાર કરી રહ્યો છે, તે આર્યાવર્તની પતિપરાયણા આર્યરમણીઓને ઉદ્દેશીને હું આ લખી રહ્યો છું. આધુનિક યુગમાં, જ્યારે શ્રદ્ધાનું સ્થાન કુતર્કે છીનવી લીધું છે, જ્યારે જીવન-સૌરભ પ્રસારતા આંતરિક સદ્ગુણોને બદલે બાહ્ય ટાપટીપ અને મોજશોખને પ્રાધાન્ય મળી રહ્યું છે અને જ્યારે વ્યક્તિ અને સમાજ ભાન ભૂલીને અવળે માર્ગે આંધળિયાં કરી રહ્યાં છે ત્યારે કોને લીધે આપણે આપણું મસ્તક ઊંચું રાખી શકયા છીએ ? શું એ સતીઓને લીધે નહિ, કે જેમણે પોતાના અક્ષય દાન વડે અન્નપૂર્ણા અને લક્ષ્મીની જેમ મનુષ્યની સર્વશ્રેષ્ઠ પરંપરાને જીવિત રાખી; જેમણે પોતાની તપસ્યા અને સહિષ્ણુતા વડે માનવતાને માતૃત્વના અમૃત વડે સિંચી; અને જેમણે માનવીમાંથી પશુપણાને તિલાંજલિ આપીને તેનામાં દેવત્વની સ્થાપના કરી!

મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આજે જ્યારે સ્ત્રી-સન્માન લગભગ નષ્ટપ્રાય: સ્થિતિમાં મુકાઇ ગયું છે ત્યારે, વર્તમાન સભ્યતાનાં સેંકડો અને હજારો પ્રલોભનો વચ્ચે જીવન જીવનારી માતાઓ, બહેનો અને પુત્રીઓ તે પ્રાચીન સતીઓના જીવનદ્વારા માર્ગદર્શન મેળવી શકશે, એટલું જ નહિ પરંતુ જીવનના કાંટાળા માર્ગ પર નિર્ભયપણે ચાલવાનું બળ પણ પ્રાપ્ત કરી શકશે. આ આશાથી જૂના જમાનાની એક ઐતિહાસિક વાર્તા હું કહી રહ્યો છું. મને શ્રદ્ધા છે કે તેઓ જરૂર આમાંથી પ્રેરણા મેળવશે.

એકવાર રાજા વેણુએ વિષ્ણુ ભગવાનને પૂછ્યું કે, 'પુત્ર, પત્ની, પિતા, માતા અને ગુરુને શાસ્ત્રોમાં 'તીર્થ' તરીકે શા માટે ગણવામાં આવે છે? આનો સવિસ્તર ખુલાસો આપવા કૃપા કરશો.'

ભગવાને કહ્યું: 'તમારો સવાલ ખૂબ મહત્ત્વનો છે. હું તમને વિગતવાર બધી વસ્તુ સમજાવું છું. પત્ની એ તીર્થ કેવી રીતે છે તે પહેલાં ધ્યાન દઇને સાંભળો.'

ઘણો લાંબા સમય પહેલાં, પુણ્યધામ કાશીક્ષેત્રમાં એક વૈશ્ય રહેતા હતા. તેમનું નામ કૃકલ હતું. તેઓ ધર્મજ્ઞ, જ્ઞાની, ગુણવાન અને ધર્મગ્રંથોમાં શ્રદ્ધા રાખવાવાળા હતા. તેમની જ માફક, તેમની સ્ત્રી સુકલા પણ સર્વસદ્ગુણસમ્પન્ન હતી. તે સાધ્વી, પતિભક્તા, સત્યવાદિની અને ધર્મપરાયણા હતી. એક વખત એવું બન્યું કે ગુરુજનોના મુખથી તીર્થયાત્રાનું માહાત્મ્ય અને તેના દ્વારા મળતા પુણ્યફળની કથા સાંભળીને કૃકલે તીર્થયાત્રા કરવાનો નિશ્ચય કર્યો. જ્યારે તેઓ પ્રસ્થાન કરવાની પૂર્વતૈયારી કરવા લાગ્યા ત્યારે તેમની જીવન-સાથી સુકલાએ કહ્યું; "સ્વામીનાથ! હું આપની અર્ધાંગના છું. આપ જે માર્ગે પગલાં માંડો તેનું અનુકરણ મારે કરવું જ જોઇએ. માટે હું પણ આપની સહપ્રવાસી બનીશ-આપને પગલે ચાલીને, આપની શીતળ અને સુખકર છત્ર-છાયામાં રહીને, યથાશક્તિ સેવાનો લાભ ઊઠાવીશ. પતિવ્રત એ જ સ્ત્રીનો ધર્મ છે; તેમાં જ તેનું શ્રેયસ્ છે. સ્ત્રીઓને માટે પતિ એ જ સુખ છે, પતિ એ જ સ્વર્ગ છે. તેના માટે પતિ સિવાય બીજું કોઇ સુખ નથી; પતિ જ સર્વતીર્થસ્વરૂપ અને સર્વપુણ્યમય છે. હે પ્રિય! હું આપનો આશ્રય છોડીને અહીં નહિ રહી શકું; હું પણ આપની સાથે જ આવીશ."

તીર્થયાત્રા કેટલી કઠણ હોય છે તેનું કૃકલને ભાન હતું. પત્નીના રૂપ, રંગ, વય અને કોમળતાના વિચારો તેના માનસ-પટમાં રમવા લાગ્યા. તે વિચારવા લાગ્યો કે ઠંડી, ગરમી, આંધિ, પાણી અને કાંટાળા માર્ગને લીધે તેને ખૂબ વેઠવું પડશે, કમળ જેવી તેની કોમળ

કાયા કરમાઇ જશે; કાંચન જેવી કાયાનું તેજ હણાઈ જશે; પગમાં ફોલ્લા ઊઠશે; અને ભૂખ–તરસને લીધે તે આકુળવ્યાકુળ થઇ જશે. તેને લીધે જ જે આ મારું જીવન અને ધર્મ છે, તેનો નાશ થવાથી મારો પણ સર્વનાશ થઇ જશે. તે જ મારી જીવિકા છે, તે જ મારી પ્રાણેશ્વરી છે. આ સંજોગોમાં તેને કેવી રીતે સાથે લઇ જાઉં ? તેનેસમજાવીને મારે એકલા જ જવું જોઇએ.

પતિને વિચારના ચકરાવે ચઢી ગયેલા જોઇને સુકલા સમજી ગઈ કે તેમના મનમાં શું ગડમથલ ચાલી રહી છે અને તેઓ શા માટે આનાકાની કરી રહ્યા છે. તેણે હાથ જોડીને કહ્યું કે, 'પ્રાણપ્રિય ! નિર્દોષ નારીનો ત્યાગ કરવો એમાં પતિનું ભૂષણ નથી. પત્ની જ પુરુષનું ધર્મમૂલ છે. માટે આપ મને સાથે લઇ લો.'

પરંતુ સુકલાની વિનવણી બહેરા કાને અથડાઈ. ઉપરથી તો કૃકલ તેને આશ્વાસન આપીને કહેવા લાગ્યા કે હું તને સાથે લઇ જઇશ; પરંતુ મનમાં તેમણે એવી ગાંઠ વાળી લીધી હતી કે તેના ભલા માટે જ તેને લઇ જવી ઉચિત નથી.

જ્યારે સુકલા પતિની વાતોથી સંતુષ્ટ થઇને ઘરકામમાં પરોવાઇ ગઇ ત્યારે અનુકૂળ તક જોઇને કૃકલ પોતાના સાથીદારો સાથે, છાનામાના ઉપડી ગયા. જ્યારે દેવાર્ચનના સમયે, ખૂબ શોધખોળને અંતે પણ સુકલાએ પતિદેવને ન જોયા ત્યારે તે કરુણ આક્રંદ કરવા લાગી. તેણે લાગતાવળગતા લોકોમાં તપાસ કરી તો જણાયું કે તેઓ તીર્થયાત્રાએ ચાલ્યા ગયા છે. પતિના આવા નિર્દય અને નઠોર વર્તનથી તેને મનમાં ખુબ દુઃખ થયું. પોતાના ઓરડામાં બેસીને કલાકોના કલાકો સુધી તેણે અરણ્યરુદન કર્યું. આખરે જ્યારે મનનો આવેશ ઊતરી ગયો ત્યારે તેણે દૃઢ સંકલ્પ કર્યો કે જ્યાંસુધી પતિ પાછા નહિ આવે ત્યાંસુધી પૃથ્વી માતા જ મારૂં આસન રહેશે; ઘી, તેલ, દહીં અને દૂધનો ત્યાગ કરીશ; મીઠું, પાન, મીઠાઇ વિ. સ્વાદિષ્ટ ચીજોને હાથ પણ નહિ અડાડું અને કોઇ વખતે એક ટંક ખાઇને તો કોઇ વખત નકોરડો ઉપવાસ કરીને જીવન વ્યતીત કરીશ.

પોતાના સ્વપ્રેરિત નિર્ણય અનુસાર શૃંગારની ભાવનાઓ પણ દબાવી દીધી. કોઇ વખતે થોડું ખાઈ લેતી તો કોઇ વખત સળંગ ઉપવાસ કરતી. ભોંય પર સૂઇ રહેતી અને પતિનું ધ્યાન ધરતી. તેણે ભપકાબંધ વસ્ત્રોને ઊતારીને આકર્ષણ રહિત સામાન્ય વસ્ત્રો પરિધાન કર્યાં. ધીમે ધીમે પતિ–વિયોગની વેદનાથી તેમજ એકાહાર અનાહાર અને જીવનની સુલભ સગવડોનો પરિત્યાગ કરવાથી તેનું શરીર પીળું પડી ગયું. તે તદ્દન દુર્બળ અને ક્ષીણકાય બની ગઇ. સતત રુદન કરવાથી તેને અનિદ્રાનો રોગ લાગુ પડયો. ખાવા–પીવાની તેને રુચિ જ નહોતી થતી.

તેની આવી દયાજનક દુર્દશા દેખીને તેની સાહેલીઓને ખૂબ ચિંતા થવા લાગી. તેઓ કહેવા લાગી : " બ્હેન ! તું આવું સખ્ત દુઃખ શા માટે વેઠે છે ?" સુકલાએ જવાબ આપતાં કહ્યું કે, 'બ્હેનો ! ધર્માત્મા પતિ મને એકલી મૂકીને તીર્થયાત્રાએ ચાલ્યા ગયા છે. હું નિષ્પાપ છું, નિર્દોષ છું. હે સખીઓ ! હું તેમને સંભારીને જ દુઃખી થઇ રહી છું. પતિનો વિયોગ સહન કરવો તેના કરતાં તો પ્રાણવિસર્જન કરવું એ વધુ ઇચ્છનીય છે. આ દારુણ દુઃખ હવે મારે માટે અસહ્ય બની રહ્યું છે."

સખીઓ તેને અનેક પ્રકારે સાન્ત્વન આપવા લાગી. તેમણે કહ્યું: 'બ્હેન ! તું નકામી દુઃખી થઇ રહી છે. તીર્થયાત્રા કરીને તારા પતિ ટૂંક સમયમાં જ પાછા આવશે. આ પ્રમાણે શરીર સૂકવીનાખવાથી શું ફાયદો ! જો, તારું સોના જેવું સુંદર શરીર ધૂળમાં મળી રહ્યું છે. તેં તારી કેવી દશા કરી નાખી છે ! ઊઠ, ખાઇ–પીને તને યોગ્ય એવા પદાર્થોને અપનાવી લે. પ્યારી સખી ! કોણ કોનો પતિ છે, કોણ કોનો પુત્ર છે અને કોણ કોનો ભાઇ છે ? આ સંસારમાં કોઇનો સંબંધ સ્થાયી નથી. જે કંઈ આપણી પાસે હાજર હોય તેનો ઉપભોગ કરવો એ જ યોગ્ય છે. શું અમારું કહેવું તું નહિ માને ?"

સુકલાએ કહ્યું; 'સખીઓ ! તમે મને જે કંઇ કહ્યું છે તે મારી હાલતથી દુઃખી થઇને અને મારા ભલા માટે જ કહ્યું છે. આપના પ્રેમ અને સહાનુભૂતિ માટે હું તમારો ઉપકાર માનું છું. પરંતુ તમે મને જે સલાહ આપી છે તેનો સ્વીકાર કરવા માટે હું વિવશ છું. ધર્મશાસ્ત્રો એમ કહે છે કે, જે સ્ત્રી પતિથી દૂર એકલી

રહે છે તેને પાપિણી માનવામાં આવે છે. સ્ત્રીએ હમેશાં પતિની સાથે જ રહેવું જોઈએ. નારીને માટે પતિ એ જ 'તીર્થ' છે. તેથી મન-વચન-કર્મથી તેણે સદા પતિનું જ આવાહન કરવું જોઈએ. અને પતિના આશ્રય નીચે, પતિની ડાબી બાજુ બેસીને, સ્ત્રીએ ગૃહસ્થ-ધર્મનું આચરણ કરવું જોઈએ. આ પ્રકારના દાન-પુણ્યનો મોટો મહિમા છે. એટલે સુધી કહેવામાં આવ્યું છે કે આવું ફળ કાશી, ગંગા, પુષ્કર દ્વારકા, અવન્તી, કેદાર અને ચંદ્રશેખર વગેરે તીર્થક્ષેત્રોમાં પૂજન કરનારી સ્ત્રીને પણ મળતું નથી. સખીઓ! પતિની કૃપાથી સુખ, પુત્ર, સૌભાગ્ય, ભૂષણ, વસ્ત્ર, તેજ, યશ, ગુણ-સર્વકાંઈ પ્રાપ્ત થાય છે. પતિની પ્રસન્નતાથી દેવતાઓ સ્ત્રીઓ પર પ્રસન્ન રહે છે. માટે પતિ જ સ્ત્રીનો સ્વામી, પતિ જ ગુરુ, પતિ જ દેવતા અને પતિ જ તીર્થ અને પુણ્ય છે. પતિની હયાતીમાં જ શૃંગાર અને આભૂષણ સજવામાં સ્ત્રીની શોભા છે. પતિ વિના આ ચીજો સાપના મુખમાં રહેલા દૂધના સમાન છે. હું તો સદા આ વિચારશ્રેણીને અનુસરનારી છું. ત્યારે મને પતિએ છોડી કેમ! સખીઓ! આ વખતે મને સુદેવાની એક જૂની વાર્તાનું સ્મરણ થઈ આવે છે.

(આગળ આવતા અંકે)

## ધર્મક્ષેત્ર



ધર્મ વડે જો ધન્ય હોય તો જગમાં હિંદુસ્તાન,
આપણું એક જ હિંદુસ્તાન.
લાયક એને બનતાં શીખવું એ જ ખરું અભિમાન,
આપણું એક જ હિંદુસ્તાન.

વર્ણાશ્રમના બંધારણમાં સત્ય તણાં ફરમાન,
સ્નેહ-સંપ ને ન્યાય-બુદ્ધિનાં જ્યાં અમૂલાં વરદાન. આપણું.—૧
રામ-કૃષ્ણ જેવા જ્યાં જન્મ્યા શું એ આદર માન?
પ્રેમલક્ષણા ભક્તિ-ગુંજન ઉર ઉર ઊંડે તાન. આપણું.—૨
અખૂટ ખજાનો આધ્યાત્મિકનો ક્યાં છે એવું જ્ઞાન;
સિદ્ધ, સંત, સાધુ ને યોગી જોતાં ભૂલીએ ભાન. આપણું.—૩
પવિત્ર નદીઓ, પર્વત, ઉપવન એવાં માનવધ્યાન;
નિસર્ગનું નંદનવન જાણે કે માગે તે દાન. આપણું.—૪
પોતાનું પોતાને વહાલું નહિ બીજાં તોફાન,
સૌના હક્ક ને હિતનું રક્ષણ કરવાં અમૃતપાન. આપણું.—૫
દૂધમાં સાકર જેમ ભળે છે એ જીવન અનુપાન;
અજાત શત્રુ બિરદ નિત્યનું પાવે છે બલિદાન. આપણું.—૬
કરીએ વંદન વિનયાદરથી આત્મઆત્મ ગુલતાન;
વિશ્વવિજય એ દેશ-ધર્મનો પ્રભુવરનાં અહેસાન. આપણું.—૭

"અનુજ"

# દૈવી આસુરી સંપદ્ વિભાગ યોગ

લેખક: શ્રી. શિવલાલ જમનાદાસ ઠાકર

[શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૧૬ મા અધ્યાય ઉપરના વિભાજનનો આ લેખ છે. સમ્પત્તિ એટલે પ્રાપ્તિ. જેવા ગુણોથી આપણામાં વિશાળતા આવે, સર્વ પ્રત્યે આત્મભાવ ઉત્પન્ન થાય, વિવેકબુદ્ધિ પ્રાપ્ત થાય અને સારા. ખોટાનો નિર્ણય કરી શકાય, શ્રેય અને પ્રેયનો નિર્ણય કરી શકાય તેવા ગુણો—કે જે ગુણો ભગવાને આ અધ્યાયમાં ગણાવ્યા છે—તે પ્રાપ્ત થવા અને તે ગુણો અનુસાર વર્તવાની શક્તિ આવવી તેને દૈવી સમ્પત્તિ કહે છે. અને જે ગુણાથી આપણામાં બીજાઓ પ્રત્યે તિરસ્કારબુદ્ધિ ઉત્પન્ન થાય, બીજાનું ગમે તેટલું નુકશાન કરીને પણ પોતાનો થોડો લાભ સાધી લેવાની લોલુપતા ઉત્પન્ન થાય, ક્ષણિક સુખને પહેલું પસંદ કરાય અને વિવેકબુદ્ધિ બંધ થઈ જાય અને કામ, ક્રોધ, લોભ, મોહ ઉપજાવનારા ગુણો ઉત્પન્ન થાય કે જેવા સ્વભાવનું ભગવાને આ અધ્યાયના ૭ થી ૧૮ શ્લોકોમાં વર્ણન કર્યું છે તેને આસુરી સમ્પત્તિ કહે છે.

આ અધ્યાય આસુરી અવસ્થાથી મુક્ત થઈ દૈવી સ્વભાવ પ્રાપ્ત કરી જીવનનો ઉદ્ધાર કરવા માટે પ્રત્યેક મનુષ્યને બહુ મનનીય છે. ભાઈ શ્રી. ઠાકરે આધ્યાય ઉપર વ્યાપક વિચારો દર્શાવ્યા છે અને એક ખાસ અગત્યની વાત એ પણ જણાવી છે કે ગીતા એ કોઈ માત્ર પાઠ કરવાનું પુસ્તક નથી પણ સમજીને જીવનમાં ઊતારવાનું છે, અને તો જ તેનું ફળ છે, કે જે જીવનના શુભ પરિવર્તનરૂપે જ મૂર્ત થાય છે.]

આ અધ્યાયને વિવિધ રત્નોની અખૂટ ખાણ સાથે સરખાવીએ તો તે અતિશયોક્તિ તો નહીં જ કહેવાય. આમાં જણાવેલ બાબતોને જેમ જેમ વિશેષ વાંચીએ અને વિચારીએ, તેમ તેમ તેમાં અનેક અવનવાં સત્ય અને સિદ્ધાંતોનાં દર્શન થશે. આ અધ્યાયની વિસ્તારપૂર્વકની છણાવટ પ્રખર બુદ્ધિ અને સ્વતંત્ર પુસ્તક માગી લે છે, પરંતુ સામાન્ય રીતે આપણે જોઈશું તો તેમાં નીચેની બાબતો આપણી દૃષ્ટિ સમક્ષ ખડી થાય છેઃ

૧ મનુષ્યજાતિની ઉત્પત્તિના પ્રકાર, અને તેના ગુણોનું વર્ણન તથા તેની અસર.

૨ સામાન્ય જનસ્વભાવનું ઘણું બારીક નિરીક્ષણ અને વર્ણન.

૩ આ અધ્યાયનો ઇચ્છિત હેતુ સાધવા માટે વિષયની અસરકારક રજુઆત.

૪ ગીતાનું સ્થાન ક્યાં : કલ્પનાની સૃષ્ટિમાં કે વ્યવહારના પ્રદેશમાં ?

૫ સુંદર અને સચોટ દલીલપૂર્વકનું કર્મમાર્ગનું પ્રતિપાદન.

ત્યારે હવે આપણે પહેલો મુદ્દો એટલે કે મનુષ્યજાતિની ઉત્પત્તિના પ્રકાર; તેના ગુણો તથા તેમની અસર વિષે જોઈએઃ

૧ મનુષ્યની ઉત્પત્તિ મૂળ બે પ્રકારની છેઃ એક દૈવી અને બીજી આસુરી. (શ્લો. ૬). આ સિવાય ઇતર કોઈ પ્રકાર નથી. દરેકમાં સંપૂર્ણ દૈવી ગુણો કે સંપૂર્ણ આસુરી ગુણો હોતા નથી, પરંતુ એકબીજા ગુણોનું વધતા યા ઓછા અંશે મિશ્રણ હોય છે.

હવે સંપત્તિ શબ્દનો હાલની માફક સંકુચિત અર્થ નહિં, પરન્તુ ઘણો વ્યાપક અર્થ થાય છે તે જાણી લઈ, આપણે દૈવી સંપત્તિ વિષે જોઈએઃ

દૈવી સંપત્તિમાં અભયથી માંડી અતિમાનિતાના અભાવ સુધીના છવ્વીસ ગુણોનો સમાવેશ થાય છે. (શ્લો. ૧–૩) આ ગુણો એકબીજાં સાથે સાંકળની માફક સંકળાયેલા છે, અને અહીં બહુ જ ખુબીપૂર્વક ગોઠવાયા છે. ગીતાના માહાત્મ્યમાં ગીતાના શ્લોકના એક ચરણની પણ જે મહત્તા કહેવાઈ છે, તે અહીં સત્ય ઠરે છે. આગળ વધીને કહીએ તો આ સ્થળે ગીતાનો ફક્ત એક શબ્દ પણ મહત્તા ધરાવે છે—મનુષ્યને મુક્તિના માર્ગે લઈ જવાની પ્રચંડ શક્તિનો પરિચય કરાવે છે. માણસ આ છવ્વીસ ગુણોમાંથી એકને સાચા હૃદયપૂર્વક દૃઢતાથી જીવનમાં ઊતારે તો તેને આધારે બીજા ગુણોનો માર્ગ તેની સામે ખુલ્લો થઈ જવાનો, અને તે તે ગુણો તેને અલ્પ મહેનતથી પ્રાપ્ત થવાના.

ત્યારે હવે મહેનત વિના મનુષ્યોને પ્રાપ્ત થાય છે તે આસુરી ગુણોને તપાસીએ.

દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, નિર્દયતા અને અજ્ઞાન. આ ૭ આસુરી સંપત્તિ. (શ્લો. ૪). આમાંના ઘણા ગુણો મનુષ્યજાતિના મોટા ભાગમાં સ્વાભાવિક જ હોય છે, અને કેટલાકમાં તે ઓછા પ્રમાણમાં હોય છે. આ ગુણોની વિશિષ્ટતા એ છે કે જેનામાં તે ન હોય તેણે તે પ્રાપ્ત કરવા માટે મહેનત કરવી પડતી નથી, પરંતુ તે આપોઆપ પ્રાપ્ત થાય છે. વળી માણસને તેની ઇચ્છા ન હોય, તો પણ જો તે સાવધાન ન રહે તો આ ગુણો ચુપકીથી પણ તેનામાં હાજર થઇ જાય છે.

એટલે આ રીતે બંને જાતના ગુણો પોતાની જાતે જ પોતાની અસર બતાવી જાય છે. દૈવી સંપત્તિ મોક્ષને માટે અવશ્યક મનાયેલી છે અને આસુરી સંપત્તિને બંધનકર્તા માંનવામાં આવી છે. (શ્લો. ૫). દૈવી સંપત્તિમાં છવ્વીસ લક્ષણોની હારમાળા છે, જ્યારે અસુરીમાં ફક્ત ૭ લક્ષણોનો જ સમાવેશ થાય છે. અને તો પણ આ છવ્વીસની સારી અસર કરતાં આની વિનાશક અસર ઘણી વધારે છે. અને તે જ કારણથી દૈવી જીવો વિષે વિસ્તારપૂર્વક જણાવી, આસુરી જીવો વિષે વિશેષ શ્લોકોથી વિસ્તારપૂર્વક ઝીણવટભર્યું વિવરણ કર્યું છે.

એટલે અહીં આપણે બીજો મુદ્દો—સામાન્ય જનસ્વભાવનું ઘણું બારીક નિરીક્ષણ અને વર્ણન—તે પર આવીએ છીએ.

આસુરી જીવોમાં તેવા ગુણોને લીધે બુદ્ધિની મંદતા અને જડતા પ્રધાનપણે હોય છે. અને તેથી તેમનામાં આચાર તથા સારાસારનો વિચાર હોતાં જ નથી. આસુરી લક્ષણો અને મંદબુદ્ધિને પરિણામે માણસને ઉદ્ભવતા વિચારો, માન્યતાઓ અને વર્તન જેવાં કે નિરીશ્વરવાદમાં માન્યતા, જગતની ઉત્પત્તિ વિષે પાપી વિચારો, અપવિત્ર વ્રતો, અપાર ચિંતા, સેંકડો આશાપાશનાં બંધન, કામક્રોધને આધીનતા, મનની લોલુપતા વગેરેનું બારિકાઇભર્યું નિરીક્ષણ અને વર્ણન શ્લોક, ૭ થી ૧૨ સુધીમાં જોવામાં આવે છે. ઉપરાંત આવા માણસોના મગજમાં કઇ રીતના વિચારોના વંટોળીઆઓ ઘુમરી ખાતા હોય છે, તે શ્લોક ૧૩ થી ૧૫ સુધીમાં આબેહુબ વર્ણવવામાં આવ્યું છે: "આ મેળવ્યું," "અમુક ઇચ્છા પાર પાડીશ," "આને માર્યો," હવે બીજાને મારીશ," "હું ઈશ્વર છું," "બળવાન છું," "દ્રવ્યવાન છું," "કુલીન છું," "મારા સમાન બીજો કોઇ નથી."—આવા આવા આસુરી જીવોને ઉદ્ભવતા પ્રગતિવિરોધક વિચારના વમળનું વર્ણન માણસને ખરેખર આશ્ચર્યચકિત બનાવે છે. આ પ્રમાણે શ્લોક ૧૮ સુધીનું વર્ણન એકંદર લોકમાનસનો ઘણો ઝીણવટભર્યો ખ્યાલ આપે છે. સાથે સાથે આ ઉપરથી આપણે એ પણ જાણી શકીએ છીએ કે આ રીતનું માનસ—આ રીતના વિચારો—માણસને કદીપણ ઉન્નતિને માર્ગે આવવા દે નહિં, એટલું જ નહિં પરંતુ તે તેને ક્ષુદ્રતા અને અધોગતિને માર્ગે ધકેલી દે.

પરંતુ આ પ્રમાણે માણસની આવી હાલત ન થાય તેવો માર્ગ બનાવવાનો આ અધ્યાયનો હેતુ છે.

માણસની આવી હાલત થવાનું મૂળ કારણ આસુરી સંપત્તિ છે. સામાન્ય રીતે તે સંપત્તિ જનસમાજના મોટા ભાગમાં અને વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે, તેનું કારણ એ કે અનેક કીટ અને પશુયોનિઓમાં પરિભ્રમણ કર્યા પછી જીવ જ્યારે ઉત્તમ એવા મનુષ્યદેહમાં પ્રવેશ કરે છે, ત્યારે કીટ-પશુના સંસ્કારોની અસર લઇને આવે છે. અને તેથી જ માણસમાં વિશેષ ભાગે હલકી વૃત્તિઓ જ દષ્ટિગોચર થાય છે.

પરંતુ એકંદરે જીવને ઊર્ધ્વ ગતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે, અને એટલે જ તે જુદા જુદા પશુપક્ષિના અવતારમાંથી છૂટી છેવટે મોક્ષ માટે મનુષ્યદેહમાં પ્રવેશે છે.

મનુષ્યદેહ જીવની મુક્તિની મજલનું છેલ્લું સ્ટેશન છે. મુક્તિનો જેટલો માર્ગ કીટ-પશુથી માંડી મનુષ્યદેહ પ્રાપ્ત કરતાં સુધી હજારો વર્ષોમાં તેણે કાપ્યો હોય છે, તેટલો જ બાકીનો માર્ગ મનુષ્યદેહની અંદરના તેના જુજ વર્ષોના નિવાસ દરમ્યાન તે કાપી ચકે છે. એટલે અહીં જીવે પોતાની મુક્તિ માટે વિશેષ કરવાનું હોય છે. પરંતુ આપણે અગાઉ જોયું તેમ તેનાં લક્ષણો તો કીટ-પશુ જેવાં મૂઢ અને આસુરી છે, એટલે તે સંસ્કારો ઉડાવી તેને દૈવી લક્ષણોથી વિભૂષિત કરવો જોઇએ.

અહીં આપણા વિષયની સુંદર રજુઆતનો ત્રીજો મુદ્દો આવે છે:

આસુરી લક્ષણોમાં રચ્યાપચ્યા રહેનાર માણસને વી સંપત્તિથી વિભૂષિત કરવા તે ગુણોની માનસશાસ્ત્રના ઝીણવટભર્યા અભ્યાસપૂર્વકની સુંદર અને ચોટ રજુઆત આ અધ્યાયમાં થઈ છે.

કોઈ પણ માણસને તે જે વસ્તુ લેતો હોય તે લેવાની ના પાડીએ અને બીજી વસ્તુ લેવાનું કહીએ, અથવા તો તે જે કાર્ય કરતો હોય તે કરવાની ના પાડીએ અને બીજું કાર્ય કરવાનું કહીએ, તો તે આપણું કહેવું યોગ્ય હશે તો પણ માન્ય કરશે નહિ. બારિકાઈથી જોઈએ તો આનું કારણ એ છે કે તેને તેની ભૂલ સીધી બતાવી, સીધું આપણા કહેવા મુજબ કરવાનું કહેવાથી તેનું મન અલ્પ બુદ્ધિ, હાર અને લઘુતાની લાગણી અનુભવે છે, અને તેથી તે ક્ષણે તેની અહંતા જોશપૂર્વક જાગૃત થાય છે, અને તે માણસ આપણી વાત યોગ્ય હોય તો પણ માન્ય કરતો નથી.

પ્રત્યેક માણસમાં આ જાતની લાગણી સહજ જ હોય છે. અને તેથી જ અંતર્યામીએ ઉપર જણાવેલ જનસ્વભાવને ખ્યાલમાં રાખી સફળ નિવડે તેવી સચોટ રીતે આ મુક્તિદાતા દૈવી ગુણોની રજુઆત કરી છે, અને તે દ્વારા મનુષ્યજાતને કેળવણી તથા ઇતર ક્ષેત્રોમાં કામમાં આવે એવો ઉત્તમ સિદ્ધાન્ત આપ્યો છે.

હવે આપણે તેની રીત તપાસીએ. તેના મૂળ ત્રણ મુદ્દાઃ

૧ પ્રથમ જે વસ્તુ પ્રાપ્ત કરાવવાની છે તેની સીધી સરળ રજુઆત.

૨ પ્રાપ્ત કરાવવાની વસ્તુ તથા ત્યજાવવાની વસ્તુ વચ્ચે સરખામણી.

(૧) એક વસ્તુ શા માટે ગ્રહણ કરવી તે જણાવવા માટે તેના ફાયદાનું વર્ણન.

(૨) બીજી વસ્તુ શા માટે ત્યાજી દેવી તે જણાવવા માટે તેના ગેરફાયદાનું વર્ણન.

૩ રજુ કરવામાં આવેલ વસ્તુને પ્રાપ્ત કરવાની રીત, તેમાં આવનાર મુશ્કેલીઓ, તે મુશ્કેલીઓના ઉપાય અને એ સર્વનું વર્ણન.

૧ ત્યારે હવે અહીં આસુરી જીવોને દૈવી ગુણો પ્રાપ્ત કરાવવા માટે પહેલાં તો શ્લોક ૧ થી ૩ સુધી તે ગુણો ફક્ત જણાવવામાં જ આવ્યા છે.

આનાથી માણસના મન પર પહેલી અસર એ થાય છે કે અજાણપણે તેનું તેમાં ધ્યાન દોરાય છે. આમ થાય છે એટલે તુરત જ તેના મનની આસુરી ગુણો પરની પ્રીતિ ખંડિત થઈ તેનામાં ત્યાગબુદ્ધિની શરૂઆત થઈ જાય છે. આસુરી ગુણોનું બળ ઘટવા લાગે છે.

(૨) ત્યારપછી દૈવી અને આસુરી ગુણો વચ્ચે શ્લોક ૫ થી સરખામણી કરી, શ્લોક ૭ થી ૨૧ સુધી આસુરી ગુણોના ગેરફાયદા, ભયંકરતા વગેરે બતાવવામાં આવ્યાં છે.

અહીં માણસમાં પોતે ન જાણી શકે તે રીતે આસુરી લક્ષણો પરનો અભાવ અને દૈવી લક્ષણો પરનો ભાવ શરૂ થાય છે, જે ધીમે ધીમે આસુરી લક્ષણો પરના અનહદ તિરસ્કાર અને દૈવી લક્ષણો પરના મજબૂત આકર્ષણનું રૂપ ધારણ કરે છે.

(૩) અને બરોબર એ પછી જ શ્લોક ૨૧, ૨૨, ૨૩ અને ૨૪ દ્વારા આસુરી ગુણોના ત્યાગનો તથા દૈવી ગુણોની પ્રાપ્તિનો માર્ગ બતાવવામાં આવ્યો છે.

જેવી રીતે માણસને એકદમ ક્ષુધાતુર બનાવી પછી તેની પાસે ખોરાક મૂકવાથી તે જેમ તેને ઝડપથી ખાઈ જાય છે, તેવી રીતે દૈવી સંપત્તિ પ્રત્યે મજબુત આકર્ષણ ઉત્પન્ન કરાવ્યા પછી જ તેને તે પ્રાપ્ત કરવાનો માર્ગ સૂચવાયો હોવાથી માણસ તે તુરત ગ્રહણ કરી લે છે, અને આસુરી લક્ષણોથી મુક્ત થતો જાય છે.

આ રીતે આ અધ્યાયની રચના માણસને એક ઉમદા અને સચોટ સિદ્ધાંત શીખવી જાય છે.

ત્યારે હવે આ અધ્યાયના આટલા અવલોકન પછી સ્વભાવિક રીતે જ ચોથો મુદ્દો ઊભો થાય છેઃ

ગીતાનું સ્થાન ક્યાં ? કલ્પનાની સૃષ્ટિમાં કે વ્યવહારના પ્રદેશમાં ? આપણે તે તપાસીએ.

"મુક્તિ તો અનેક જન્મોને અંતે કોઈકને જ મહામહેનતે મળે છે. આવી મુક્તિ ગીતા અપાવે છે, અને ભગવાને તે ગાઈ છે; એટલે ગીતા તો કાંઈનું કાંઈ હશે." – આ પ્રમાણે માણસે તેના વિષે અનિષ્ટકારક

નિવડે એવી અવ્યવહારુ ઉચ્ચ કલ્પના કરી રાખેલી હોય છે; મર્યાદા વિહોણો અને આંધળો પૂજ્યભાવ સેવેલો હોય છે. આનાં પરિણામ એ આવે છે કે માણસ તે અમૂલ્ય ગ્રંથના ઉપદેશનો વ્યાવહારિક અને સાચો અર્થ લેવો ભૂલી જાય છે-કહો કે તેવો અર્થ તેને લેવો જ ગમતો નથી. કારણ કે તેથી તેણે તેના વિષે કરેલી અને સેવેલી આદર્શ કલ્પના ઘવાય છે. પરંતુ આને લીધે તેનાં ઉત્તરોત્તર અનિષ્ટકારી પરિણામો આવતાં જાય છે. અને વાસ્તવિકતાથી પર એવી આદર્શ કલ્પનાને અંગે તે મહાગ્રંથના ઉપદેશોનો વ્યવહારુ અર્થ અને ઉપયોગ છોડી દઇ, કાંઇ જુદા જ અવ્યવહારુ અર્થો કાઢવામાં આવે છે. આવા અર્થોથી મનને સંતોષ થાય છે ખરો, પરંતુ તે અમલમાં ન મૂકી શકાય તેમ હોવાથી માણસ તે શ્લોકોનું ફક્ત યંત્રવત્ વાચન જ કરી જાય છે, અને પોતાને કૃતકૃત્ય થયેલ માને છે પરંતુ આ અધોગતિ અહીં આટલેથી અટકતી નથી. માણસની તે ગ્રંથ પ્રત્યેની આંધળી ભાવના તેના યંત્રવત્ વાચનને છોડાવી તે ગ્રંથને ફક્ત પગે લાગવામાં જ માણસને આત્મસંતોષ અપાવે છે. અને આથી આગળ શું? ગીતાનો ઉપદેશ, તે મુજબનું આચરણ, યંત્રવત્ વાંચન અને ખુદ તે ગ્રંથને પણ એક બાજુ મૂકી, માણસ પોતાની આદર્શ કલ્પના ન ઘવાય તે માટે-કહો કે તેને પોષવા માટે-મૂર્તિ કરી, તેને પગે લાગી, સંતોષ અનુભવે છે. ક્યાં ગીતાના ઉપદેશો મુજબનું આચરણ અને ક્યાં તેની મૂર્તિને યંત્રવત્ નમન!

આ પ્રમાણે ગીતા વિષે માણસે મનમાં સેવેલી મનોરમ્ય અને આદર્શ અને અવ્યવહારુ કલ્પના તેને ગીતાના સાચા ઉપયોગ તથા તેના ભવ્ય પરિણામોથી વંચિત રાખે છે એટલું જ નહિ, પરંતુ તેમ થવાથી ધર્મને તે જાણી શકતો નથી, અને નિષ્ક્રિયતા તથા અધર્મમાં અટવાઇ જઇ અધોગતિને પામે છે.

ગીતાના વ્યવહારુ ઉપયોગની આવી સ્પષ્ટ વાત કદાચ માણસને ન જ ગમે, પરંતુ આ અધ્યાયના લગભગ બધા શ્લોકો સીધી યા આડકતરી રીતે ગીતાના વ્યવહારુપણાનું સચોટ સમર્થન કરે છે.

વ્યવહારને બે બાજુ હોય છેઃ એક સારી અને બીજી ખરાબ. બન્ને બાજુનું વર્ણન કરવામાં આવ્યું છે, અને જણાવ્યું છે કે ખરાબ રીતે વર્તન ન કરતાં શાસ્ત્રાજ્ઞાનુસાર આચરણ કરવું. (શ્લોક. ૨૪.)

ત્યારે આચરણ કરવું એ વ્યાવહારિક જીવનની વાત થઇ અને કઇ રીતનું આચરણ કરવું તેને માટે શાસ્ત્રાજ્ઞા જોવી. એટલે આનો અર્થ એવો થાય કે શાસ્ત્રમાં જે આજ્ઞાઓ છે તે વ્યાવહારિક જીવનને સ્પર્શતી છે. હવે ગીતા એ પણ એક શાસ્ત્ર છે, એટલે તેની આજ્ઞાઓ પણ વ્યાવહારિક જીવનને લગતી જ હોય; કલ્પિત અને અવ્યવહારુ તો ન જ હોય.

ત્યારે આ ઉપરથી એટલું તો જરૂર નક્કી થાય છે કે ગીતાનું સ્થાન કલ્પનાની સૃષ્ટિમાં નથી, પરંતુ પ્રત્યક્ષ વ્યવહારના પ્રદેશમાં છે.

આના સમર્થનમાં હવે આપણે કર્મમાર્ગના સચોટ દલીલપૂર્વકના ગુહ્ય રીતના પ્રતિપાદનનો છેવટનો મુદ્દો જોઇએઃ

આ અધ્યાયના ચોવીસ શ્લોકમાંથી એકવીસ શ્લોક વાંચતાં સુધી તો માણસને કલ્પના પણ ન આવે કે આ સર્વમાંથી અંતે કર્મયોગ ફલિત થશે.

ક્યાં અધ્યાયની શરૂઆતનું દૈવી-આસુરી લક્ષણોનું વર્ણન અને ક્યાં તેમાંથી છેવટે કર્મમાર્ગનું પ્રતિપાદન! ખરેખર માણસને તે આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે. દૈવી-આસુરી સંપત્તિનું વર્ણન સાંભળતી વખતે ખુદ અર્જુનને પણ ખ્યાલ હશે ખરો કે આ વર્ણન કરતાં કરતાં છેવટે ભગવાનના મોઢામાંથી કર્મ કર્તુમિહાર્હસિ નો નાદ નીકળશે!

શ્લોક ૨૦ સુધી દૈવી-આસુરી સંપત્તિનું વર્ણન; આસુરી જીવના વિચાર, વાણી, વર્તન અને છેવટે શ્લોક ૨૧ ની અંદર આસુરી લક્ષણોનાં મૂળભૂત ત્રણ લક્ષણો બતાવી તેનો ત્યાગ કરવાની જરૂરિયાત બતાવી છે. અને હવે શ્લોક ૨૨ ની અંદર જણાવાયું છે કે, "જે આ ત્રણ લક્ષણોથી મુક્ત થાય, તે જ આત્માના શ્રેયનું આચરણ કરે છે, અને પછી પરમ ગતિને પામે છે." અહીં પરમ ગતિ પામવા માટે આત્માનું શ્રેય થાય તેવું આચરણ કરવાની જરૂરિયાત બતાવી કર્મમાર્ગની ઝાંખી કરાવી છે.

ત્યારપછી તુરત જ શ્લોક ૨૩ થી જણાવાયું છે કે, "મનસ્વી રીતે કર્મો કરવાનાં નથી."

અહીં આડકતરી રીતે કર્મમાર્ગનું જરા વિશેષ દર્શન થાય છે.

અને તુરત જ શ્લોક ૨૪ થી એ કર્મયોગી જણાવી દે છે કે, "કાર્ય–અકાર્ય નક્કી કરવામાં શાસ્ત્રને પ્રમાણ ગણી, તેમાં જણાવ્યાામુજબ તારે કરવા યોગ્ય કર્મ કર." અહીં અત્યાર સુધી અર્ધસ્પષ્ટ રાખેલ કર્મમાર્ગનો ઉપદેશ ભગવાન શ્રીકૃષ્ણ સુંદર દલીલપૂર્વક એકદમ સ્પષ્ટ કરી દે છે.

આ રીતે લગભગ છેવટ સુધી માણસને ખ્યાલ પણ ન આવે તે રીતે છેવટના ત્રણ શ્લોકથી મજબૂત દલીલપૂર્વક કર્મમાર્ગનું પ્રતિપાદન કર્યું છે.

અને આમાં પણ જો કદાચ શંકા થાય, તો આ અધ્યાયના છેવટના શ્લોકના છેલ્લા ચરણમાં "कर्म कर्तुं- मिहार्हसि ના સ્પષ્ટ શબ્દો મૂકી, માણસની દરેક શંકાઓ તોડી, એ યોગેશ્વરે કર્મયોગની પ્રચંડ ઘોષણા કરી છે.

---

# 'કાંતશે કોણ ને પીંજશે કોણ'

લેખક:
શ્રી 'પુનિત' મહારાજ

['હું કરું હું કરું એ જ અજ્ઞાનતા શકટનો ભાર જ્યમ શ્વાન તાણે.' ભક્ત નરસિંહ મહેતાએ આ પંક્તિમાં અજ્ઞાનનું સ્વરૂપ સરસ રીતે બતાવેલ છે. જેમને એમ લાગે કે હું નહિ હોઉં તો તે કામ અટકી જ પડશે, હું છું તેથી જ સંસારનું ગાડું ઠીક ઠીક ચાલી શકે છે, મારે હજુ સંસારમાં ઘણા સુધારાવધારા કરવાના છે, મારે ઘણાં કામ કરવાનાં બાકી છે અને દુનિયામાં તે કામ મારા સિવાય કોઈથી થઈ શકે એમ નથી; તેઓનો આવી ચિન્તાનો ભાર વહન કરવામાંથી કેટલાયે જન્મે પણ છુટકારો થતો નથી; તેમના દુઃખનો અન્ત જ નથી. આ ચિન્તામાં છેવટે તેમની બુદ્ધિ નાશ પામે છે અને બુદ્ધિનો–વિવેકશક્તિનો નાશ થવો તેનું જ નામ દુર્ગતિ. આ દુર્ગતિથી બચવા માટે શ્રી. મહારાજજી સંસારભારને બાળી નાખી તેમાંથી મુક્ત થવા માટેનું રમુજી દૃષ્ટાન્ત આપણને અહિં કહે છે.]

કોઈ એક નાનકડા ગામમાં એક પીંજારા–કુટુંબ રહેતું હતું. પરિવારમાં હતા–એક વૃદ્ધ ડોસો, એક ડોશી અને એક પુત્ર. દિવસનો ઘણોખરો ભાગ રૂ પીંજવામાં જ વ્યતીત થતો. ન કોઈ જગાએ આવવું કે ન કોઈ જગાએ જવું. પ્રપંચના ધામ સમા આ જગતની પ્રપંચ–પરંપરાથી તેઓ નિર્લિપ્ત હતા. ખૂબ ભલા–ભોળા હોવાથી ડોસાને ગામના લોકો 'ચાચા'ના વહાલસોયા નામથી બોલાવતા. નવા જમાનાની નવી હવાનો સ્પર્શ તેમને થયો નહોતો. આપણે જેમ અગ્નિથી દૂર ભાગીએ તેમ તેઓ નવા વિચારથી ભાગતા. તેમના પુત્ર કમરૂદ્દીનને નાનપણથી જ પોતાના ધંધામાં પરોવી દેવાની તેમની ઇચ્છા હતી. પરંતુ સગાંવહાલાં અને આડોશીપાડોશીના આગ્રહને વશ થઈને તેને ગામની ગુજરાતી નિશાળમાં મૂક્યો. ક્રમશઃ ગુજરાતી ચાર ચોપડીઓ પૂરી કરીને તે માધ્યમિક શાળા–હાઈસ્કૂલમાં દાખલ થયો. 'ટ્યુશનની' કે બીજી કોઈ મદદ વિના, અહીં પણ પોતાની હોંશિયારી દ્વારા તે ઉત્તરોત્તર સફળતા મેળવવા લાગ્યો અને એમ કરતાં કરતાં તેણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. તેને કોલેજનું શિક્ષણ આપવું કે નહિ તે પ્રશ્ન ચાચા સમક્ષ હવે ઊભો થયો. જો કે તે અગત્યનો અને મહત્ત્વનો હતો છતાં તેમને મન તદ્દન સીધો–સાદો હતો. એક તો તેમની આર્થિક સ્થિતિ સારી નહોતી; બીજું ઉચ્ચ અભ્યાસ કરાવવાની તેમની ઇચ્છા નહોતી અને ત્રીજું તેમના મગજમાં દાખલા–દૃષ્ટાંતો આપીને જૂનવાણી વિચારસરણીવાળા કોઈએ એવું ઘુસાડી દીધું કે, 'બહુ ભણેલા છોકરા માબાપને ગાંઠતા નથી અને હાથથી જતા રહે છે.' આ અને આવાં બીજાં અનેક કારણોને લીધે તેમણે તેને આગળ નહિ ભણાવવાનો નિર્ણય કર્યો.

છોકરો કુશાગ્ર બુદ્ધિનો હતો. જ્ઞાતિના આગેવાન માણસોને આ નિર્ણયની ખબર પડી ત્યારે તેઓ ચાચા પાસે ગયા અને કહ્યું; 'હસન ચાચા! તમારો પુત્ર આપણી નાતમાં ચમકતો સિતારો થાય એવો છે, ભવિષ્ય માટે ખુબ સારી આશા આપે છે. આ જમા-

નામાં આગળ વધવાનો એકમાત્ર માર્ગ કેળવણી જ છે. આપ પૈસાની સગવડના અભાવે જ તેનો અભ્યાસ અટકાવી દેવા ઇચ્છતા હો તો અમે તેના તમામ ખર્ચની જવાબદારી લઇએ છીએ. પરંતુ તમે તેનું ભવિષ્ય ન બગાડો. કહ્યું પણ છે કેઃ

माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये, हंसमध्ये बको यथा ॥

અર્થાત્ 'જે માબાપ બાળકને ભણાવતાં નથી તે તેનાં દુશ્મન છે, હંસના ટોળામાં જેમ બગલો શોભતો નથી તેમ અભણ મનુષ્ય સભામાં એકલવાયો પડે છે.

પહેલાં તો ચાચાએ ખુબ આનાકાની કરી પરંતુ ઘણા સંભાવિત અને પ્રતિષ્ઠિત માણસોનાં વચનને તેઓ ઉથાપી શક્યા નહિ. છેવટે તેમણે તેમ કરવાનું કબૂલ કર્યું.

અમદાવાદ જેવા કોઇ મોટા શહેરમાં જઇને કમરૂદીન કોઇ સારી કોલેજમાં દાખલ થયો. રહેવાનું હોસ્ટેલમાં રાખ્યું. કોલેજમાં પણ તે આગળ પડતો વિદ્યાર્થી ગણાતો. પ્રોફેસરોને પણ તેના પર ખુબ મમતા. ધીરેધીરે તે બી. એ. સુધી પહોંચ્યો અને તેમાં ઝળકતી ફતેહ મેળવી. કેટલીક શિષ્યવૃત્તિઓ મેળવવા પણ તે ભાગ્યશાળી નિવડયો. બે વર્ષ વકીલાતનો અભ્યાસ કરીને તેણે એલ. એલ. બી. થઈ બેરીસ્ટર થવા માટે ઇંગ્લેંડ જવાનો નિર્ણય કર્યો. બેરીસ્ટરની ઉપાધિ મેળવીને કમરૂદીન યથાસમયે સ્વદેશ પાછો ફર્યો.

× × × × ×

અહીં આવીને મુંબાઇની અદાલતમાં તેણે પ્રેકટીસ શરૂ કરી. ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો. ઓફિસ દરરોજ અસીલોથી ઊભરાઇ જતી. આસ્તે આસ્તે તેની નામના વધવા લાગી. તે એટલે સુધી કે 'કમરૂદીનના પગથિયે જે ચઢે તે કદાપિ નિરાશ ન થાય!' એવી છાપ પડી ગઈ. એક દિવસ સાંજે તે નિરાંતે બેઠો હતો તે વખતે તેને એવો વિચાર થઈ આવ્યો કે, 'પિતાશ્રીએ કોઇ દિવસ મુંબાઇ જોયું નથી તો તેમને અહીં બોલાવું અને મોહમયી મુંબાઇનાં જોવાલાયક સ્થલો બતાવુ.' તેણે પત્ર લખીને પિતાને મુંબાઈ બોલાવ્યા.

બોમ્બે સેન્ટ્રલના સ્ટેશને ઊતરતાં તો ચાચાને જૂની આંખે નવાં ચશ્માં જેવું જણાયું. ત્યાંથી ટ્રામમાં બેસીને ઘેર આવ્યા ત્યારે વળી પાછો તેમાં ઉમેરો થયો. ચાચાને તો એમ જ થઈ ગયું કે સ્વર્ગમાં આનાથી વધારે શું સુખ હશે? રજાના દિવસે કમરૂદીન તેમને ચોપાટી, મ્યુઝીયમ, હેંગીંગ ગાર્ડન વિ. સ્થળો જોવા લઈ ગયો. વિસ્મય અને આશ્ચર્ય સાથે બધું જોયું. ગમે તે માણસ ગમે તે ગામમાં પોતાના ધંધાની માહિતી સૌથી પ્રથમ મેળવે; દરજી હોય તો દરજીની, મોચી હોય તો મોચીની અને વેપારી હોય તો વેપારની. પોતે પીંજવાનું કામ કરતા હોવાથી ચાચાએ પણ પોતાના દીકરાને પૂછ્યું; 'બેટા! અહીં રૂનું - કામકાજ કેમ ચાલે છે?' દીકરાને એમ થયું કે રૂના ધંધાની પ્રગતિનો પરિચય આપવા બાપાને મુંબાઇની વિશાળ ગોદી બતાવું તો ઠીક. દીકરો તેમને ત્યાં લઈ ગયો. અને મુંબાઇની ગોદી એટલે તો પૂછવાનું જ શું? લાખો અને કરોડો ટન રૂ ખડકાયેલું જોયું! અત્યાર-સુધી મહામુશ્કેલીએ મગજની સ્થિરતા જાળવી રહેલા ચાચાનું મગજ હવે હાથથી ગયું–તેમના મગજની કમાન છટકી. તેમણે દીકરાને પૂછ્યું: 'દીકરા! આટલું બધું રૂ કાંતશે કોણ અને પીંજશે કોણ?' દીકરાએ એમને ઘણી રીતે સમજાવ્યા કે, 'આ બધું રૂ કંઇ હાથથી કાંતવાનું હોતું નથી. એ તો બધું મશીન મારફતે ખૂબ ઝડપથી પીંજાય. દીકરાએ ઘણું ઘણું સમજાવ્યું પરંતુ એકેય વાત તેમને ગળે ન ઊતરી. દિનપ્રતિદિન તેમની માનસિક દુર્દશા, એટલી હદ સુધી પહોંચી કે 'કાંતશે કોણ ને પીંજશે કોણ!' સિવાય બીજો કોઈ વિચાર જ તેમને આવતો નહોતો. કમરૂદીનને બિચારાને એમ થયું કે મારા ક્યાં ભોગ લાગ્યા તે આ ડોસાને અહીં લાવ્યો!

તેની લાગવગ વધારે હોવાથી તેણે અનેક જાણીતા ડાક્ટરોને રોગના નિદાન (Diagnosis) માટે બોલાવ્યા. ડોક્ટરો આવીને સામાન્ય માહિતી પૂછતા: 'ચાચા! દવા પીશો ને!' એટલે જવાબમાં ચાચા માત્ર એટલું જ કહેતા: 'ડાક્ટર સાહેબ! એ તો બધું ઠીક, પરંતુ કાંતશે કોણ ને પીંજશે કોણ!' ગમે તે વ્યક્તિ, ગમે તે પ્રશ્ન પૂછે તેનો આ એક જ જવાબ મળતો. નાના

બાળકોને તો જાણે ગમકડું ન જડયું હોય! ચાચાને રોગમુક્ત કરવા માટે દીકરાએ હજારો રૂપિયાનો ધુમાડો કર્યો પરંતુ કંઈ વળ્યું નહિ. છેવટે થાકીને તેમને એક અનુભવી વૈદરાજ પાસે લઈ ગયા. વૈદરાજે પૂછયું: 'ચાચા, પડીકી લેશોને? ચાચાએ નિયમ મુજબ જૂનો મહામંત્ર સંભળાવી દીધો કે, ' વૈદરાજ! એ તો બધું ઠીક, પરંતુ કાંતશે કોણ અને પીંજશે કોણ ?' વૈદરાજે કમરૂદ્દીનને પૂછયું કે, 'ભાઈ! આમ બોલે છે તેનું મૂળ કારણ શું છે!' તેણે અથથી ઇતિ સુધીની બધી વિગતો રજૂ કરી. વૈદરાજ તેમની લાઇનના ખાસ નિષ્ણાત નહોતા પરંતુ તેઓ હતા અનુભવથી ઘડાયેલા. તેમણે કહ્યું કે, 'કાલે સવારે તેમને લઈને અહીં આવજો. જરૂરથી આરામ થઈ જશે.' બીજે દિવસે સવારે વૈદરાજના કહેવા મુજબ તેઓ ચાચાને લઈને આવ્યા. વૈદરાજે સ્વાભાવિક રીતે જ પૂછયું: 'ચાચા! ફાકી ફાકી જશો ને?' એટલે ચાચાએ કહ્યું : 'વૈદરાજ! એ તો બધું ઠીક, પરંતુ કાંતશે કોણ ને પીંજશે કોણ?' વૈદરાજે કહ્યું; "એની ચિંતા કરવાની તમારે જરાય જરૂર નથી. કારણ કે મુંબાઈની ગોદીમાં ગઈ કાલે પ્રચંડ આગ લાગી હતી અને ગોદી પરંતુ બધું રૂ બળીને ખાખ થઈ ગયું છે.' અને જ્યાં ' બળીને ખાખ થઇ ગયું છે'' એમ સાંભળ્યું એટલે તરત જ તેમનું હૈયું હેઠું બેઠું-તેમની સાન એ જ મિનિટે ઠેકાણે આવી ગઇ.

બોધપાઠ:—આ તો એક દૃષ્ટાંત છે. પછી ભલે તે કપોલકલ્પિત કે, બનાવટી હોય, તેનો સારાંશ એટલો જ છે કે, આ વિશાળ વિશ્વ અનેક વિચિત્રતાઓથી ભરપૂર છે. જીવન-સંગ્રામમાં સંકટનાં અનેક બાણો વાગે છે. તે ઈશ્વરની ઇચ્છાથી જ બને છે; અને જે થાય છે તે સારા માટે જ થાય છે. ભગવાન પોતે શિવસ્વરૂપ-કલ્યાણસ્વરૂપ હોવાથી તેમનુ કોઇ પણ કાર્ય અકલ્યાણકારી હોય એ અસંભવિત છે. વિશ્વનિયામક સમસ્ત વિશ્વની વ્યવસ્થા ખૂબ દીર્ઘદૃષ્ટિ અને દૂરદેશીથી કરી રહ્યો છે. પરંતુ માનવી પોતાની અલ્પ બુદ્ધિના ગજ વડે ઈશ્વરની અકળ લીલાને માપવાનો નિષ્ફળ પ્રયત્ન કરે છે. જ્યારે જ્યારે વિપત્તિનાં વાદળો ઘેરાય ત્યારે માનવીના મનમાં મુંઝવણ ઊભી થાય છે કે ' શું થશે ને કેમ થશે ?'—જેમ ચાચાને કાંતશે કોણ અને પીંજશે કોણ ?' ની ઉપાધિ હતી તેમ. સાચી વાત તો એ છે કે જે થવાનું છે તે થવાનું જ. તેનો શોક કરવો નકામો છે. આપણે તો ગીતાગાયક ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે ઉપદેશેલ સૂત્રને પકડી રાખવાનું છે कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन પરિણામની પરવા આપણે કરવાની ન હોય. જેમ 'કાંતશે કોણ ને પીંજશે કોણ?' એ ચાચાએ વહોરી લીધેલી ખોટી ઉપાધિ હતી તેમ આપણે પણ જીવનમાં મુશ્કેલીના પ્રસંગોમાં ' શું થશે ને કેમ થશે!' ની ઉપાધિ વહોરી લઈએ છીએ. ઉપરના દૃષ્ટાંતથી આપણે એ પણ જોયું કે જ્યાંસુધી આ ઉપાધિનું અસ્તિત્વ હશે ત્યાંસુધી જીવનમાં શાંતિ કદાપિ મળવાની નથી. શાંતિ મેળવવાનો માત્ર એક જ રસ્તો છે:

## શાંતિની શોધ

(પ્રેમના પંથ જ ન્યારા, ઝંખે પ્રાણ પિયારા...રાગ)

મારું-તારું મનથી મૂકે,
સેવાની તક એ ના ચૂકે,
મન અભિમાન ન આવે, ત્યાગ બધું સમજાવે...(૧)

મમતા-કાંટા નિર્મૂળ કરવો,
સેવાર્થે સ્વારથ પરહરવો,
નિજ ગુણને નવ ગાવે, ત્યાગ બધું સમજાવે...(૨)

માયા-તારો તોડી નાખે,
પર-કલ્યાણે મસ્તક આપે,
દિલ-દર્પણ પલટાવે, ત્યાગ બધું સમજાવે...(૩)

ત્યાગ તણી તો એ જ મધુરતા,
ઈશ્વર સાથે સાધે સુરતા,
'પુનિત' ચરણો ભાવે, ત્યાગ બધું સમજાવે...(૪)

ત્યાગ વિના શાંતિની આશા રાખવી એ ધુમાડામાં બાચકા ભરવા જેવો નિરર્થક પ્રયોગ છે. જેમ ' બધું રૂ બળીને ખાખ થઇ ગયું છે, એમ કહેવાથી ચાચાને હૈયે ટાઢક વળી તેમ આપણે પણ જીવનમાં ' બધું બળી ગયું છે. આપણું કંઇ જ નથી ' એમ સમજીને જીવનનું પ્રત્યેક કાર્ય કરીશું ત્યારે જ પરમ સુખની પ્રાપ્તિ થશે—ત્યારે જ જીવનનો સાચો લ્હાવ મળશે.

# પૂર્ણ જીવનનો આદર્શ

લેખક:
શાસ્ત્રી શ્રી. અંબાશંકર નાનજી જોષી

[ સંસારી પદાર્થોની પ્રાપ્તિથી જે સુખી થતો નથી અને અભાવથી જે દુઃખી થતો નથી, જે શરીર અને ઇન્દ્રિયોના સુખમાં ડૂબેલો નથી, જે પોતાને સંસારી સુખ-દુઃખોનો ભોગવનાર (ભોક્તા) માનતો નથી પણ જે કેવળ જોનાર (દ્રષ્ટા) થઇને આત્મસ્વરૂપમાં મસ્ત રહે છે એવા સ્થિતપ્રજ્ઞની દશા આ લેખમાં કઇંક ચિત્રિત થએલી છે. ]

એક વિદ્વાન્ હતો. તેણે આઠ વર્ષ પર્યંત એવી ઇચ્છા રાખ્યા કરી કે; "હે પ્રભુ ! મને એવા માણસનો સમાગમ કરાવ કે જેની પાસેથી હું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરું." મનની આવી સ્થિતિ રહ્યા કરતી હતી, તેવામાં એક દિવસ તેની ઇચ્છા બહુ જ તીવ્ર થઇ હતી. તે જ વખતે ઈશ્વરે કહ્યું હોય તેમ તેના કર્ણમાં અવાજ સંભળાયો કે:—" અહીંથી થોડેક દૂર નીલકંઠ મહાદેવનું શિવાલય છે, ત્યાં તું જા. ત્યાં દ્વારસમીપ જ એક માણસને બેઠેલો તું જોઇશ. એ તને સત્ય જ્ઞાનનો—સત્ય સુખનો—માર્ગ દેખાડશે."

આટલું સાંભળતાં જ પેલો વિદ્વાન્ જિજ્ઞાસુ તે સ્થાને ગયો અને તેણે એક દીન માણસને બેઠેલો જોયો. એના પગ ફાટી ગયેલા હતા, અને તેના પર ધૂળ અને કચરો વળગેલાં હતાં, તથા એણે શરીરપર જે વસ્ત્ર પહેર્યાં હતાં તે બધાંનું સમસ્ત મૂલ્ય ત્રણ બદામ પણ નહોતું.

પેલા જિજ્ઞાસુએ એ દીન પુરુષ સમીપ જઇને કહ્યું:—" પ્રભુ તને સારો દહાડો દેખાડે !"

દીન પુરુષે ઉત્તર આપ્યો:—" નબળો દિવસ કદી મેં જોયો જ નથી. "

જિજ્ઞાસુ:—" ઈશ્વર તને સૌભાગ્ય આપો. "

દીન પુરુષ:—" મને કદી દુર્ભાગ્ય હતું જ નહિ. "

જિજ્ઞાસુ:—" તું સુખી થા. પણ વારુ, તું આવા ઉત્તરો મને શા કારણથી આપે છે ?"

દીન પુરુષ:—" હું કદી દુઃખી હતો જ નહિ. "

જિજ્ઞાસુ:—" ભલા માણસ, તું મને કહે તો ખરો, કે આવા ઉત્તરો આપવાનું કારણ શું ?"

દીન પુરુષ:—હા. ઘણી જ ખુશીથી હું કહીશ. તમે ઇચ્છ્યું કે ઈશ્વર મને રૂડો દિવસ દેખાડે, પણ નબળો દિવસ મારો હતો જ ક્યારે કે મને રૂડા દિવસની સ્પૃહા રહે ? મને કેટલાક દિવસ અન્ન મળતું નથી, તો પણ હું પ્રભુનો આભાર જ માનું છું. કોઇ દિવસ હિમ પડે, કરા પડે, બરફ વરસે કે વરસાદ વરસે, હવા અનુકૂલ હો કે પ્રતિકૂલ હો; તો પણ હું પ્રભુનાં જ વખાણ કરું છું. હું દુઃખી હોઉં, કંગાલ હોઉં, જગત્ મને તિરસ્કારની દૃષ્ટિથી જોતું હોય, તો પણ હું પ્રભુના જ ગુણ ગાઉં છું. તેથી મારો કોઇ દિવસ નબળો હતો જ નહિ. તમે ઇચ્છ્યું કે પ્રભુ મને સૌભાગ્ય આપો. પણ દુર્ભાગ્ય મારે હતું જ ક્યારે ? કારણ કે પ્રભુની ઇચ્છાનુસાર જીવન વ્યતીત કરતાં મને સારી રીતે આવડે છે અને હું ખાત્રીપૂર્વક માનું છું કે પ્રભુ જે કંઈ કરે છે તે ઉત્તમ જ કરે છે, અને એ પ્રભુ જેવો દહાડો મને દેખાડે છે, તે સારો હો, વા નબળો હો—ગમે તેવો હો—પણ તે પ્રભુનિર્મિત હોવાથી સારો જ છે, એમ હું માની લઉં છું. તેથી નબળો દિવસ મેં કદી જોયો જ નથી. તમે ઇચ્છ્યું કે પ્રભુ મને સુખી કરે; પણ હું દુઃખી કદી હતો જ નહિ; કારણ કે ઇશ્વરની ઇચ્છાને આધીન રહીને જ જીવન-નિર્ગમન કરવું એ જ મારી અંતિમ ઇચ્છા છે, અને મેં મારી બધી જ ઇચ્છાઓ પ્રભુને અર્પણ કરી દીધી છે, અને એમ જ માની બેઠો છું કે જે ઈશ્વરની ઇચ્છા છે તે જ મારી ઇચ્છા."

આ સાંભળી પેલા જિજ્ઞાસુને પ્રતીત થયું કે-સંપૂર્ણ નમ્રતાપૂર્વક પ્રત્યેક વસ્તુની અનપેક્ષા-વિરક્તિ રાખવી એ જ પ્રભુના ચરણસમીપ જવાનો માર્ગ છે.

જિજ્ઞાસુએ પુનઃ પ્રશ્ન કર્યો:—"તું ક્યાંથી આવ્યો છે ?"

ઉત્તર:—" પ્રભુ પાસેથી. "

પ્રશ્ન:—" પ્રભુને તેં ક્યારે જોયો ! "

ઉત્તર:—" મેં કામનામાત્રનો ત્યાગ કર્યો ત્યારે."

પ્રશ્ન:—" પ્રભુને તેં ક્યાં રાખ્યો છે !"

ઉત્તર:—" પવિત્ર હૃદયવાળા ને શુભનિષ્ઠા ધરાવતા મનુષ્યોમાં. "

પ્રશ્નઃ-" તું કેવા પ્રકારનો મનુષ્ય છે?"

ઉત્તરઃ-" હું રાજા છું."

પ્રશ્નઃ-" તારું રાજ્ય ક્યું?"

ઉત્તરઃ-" મારો આત્મા એ જ મારું રાજ્ય છે; કારણ કે મારી બાહ્ય અને આંતર ઇન્દ્રિયો ઉપર હું એવી રીતે રાજ્ય ચલાવું છું, કે મારા આત્માની (અન્તઃકરણની) સર્વ તૃષ્ણાઓ, ઇચ્છાઓ અને શક્તિઓ હું અંકુશમાં રાખી શક્યો છું, અને મારું આ રાજ્ય પૃથ્વી ઉપરના કોઈ પણ રાજ્ય કરતાં વધારે સારું છે."

જિજ્ઞાસુએ છેલ્લો પ્રશ્ન કર્યો:-" આવી પરિપૂર્ણ દશા તેં શી રીતે પ્રાપ્ત કરી?"

તેને ઉત્તર મળ્યો:-" મૌન, ઉમદા વિચાર અને સ્વરૂપમાં તન્મયતા એ જ આ ઉત્તમ માર્ગની કુંચીઓ છે. પરમાત્માથી એક અણુ કે તલપૂર પણ દૂર લઈ જતી હોય એવી વસ્તુ મારે અગ્રાહ્ય જ હતી. આ રીતે જ મેં કૈવલ્ય (પ્રભુપરાયણતા) પ્રાપ્ત કર્યું છે, અને પ્રભુપદની પ્રાપ્તિમાં જે શાશ્વત સુખ અને શાંતિ મને મળ્યાં છે."

---

# દેહરૂપી રેલગાડી



(રાગ. જનનીની જોડ સખી નહિ જડે રે લોલ)

ધસમસતી રેલગાડી દેહની રે લોલ,
માનવ બનીયો છે મુસાફીર જો—ધસમસતી૦
જોડ્યું એંજીન દશેન્દ્રિયોનું રે લોલ,
મનડું ઓઇલ ફાયર મેન જો—ધસમસતી૦
રાખી ટિકિટ રામનામની રે લોલ,
લઇને, લીધા વિના, કો ઘુસતા—ધસમસતી૦
સ્ટેશન સો એક એક આવતાં રે લોલ,
વાગે ત્રિગુણમયી ઘંટ જો—ધસમસતી૦
આવી યમદૂત ટિકિટ ચેકતો રે લોલ,
ટિકિટ વિનાના ગુન્હેગાર જો—ધસમસતી૦
સોંપે આ દૂત યમરાજને રે લોલ,
આપે નરકરૂપી જેલ જો—ધસમસતી૦
બચતો સેવક તો સજા થકી રે લોલ,
રાખે ટિકિટ રામનામ જો—ધસમસતી૦

—શ્રી. અમૃતલાલ એમ. શાહ

# સત્સંગતિ

મૂળ હિન્દી લેખક:–શ્રી 'ચક્ર'
અનુવાદક: શ્રી "પુનિતપદરેણુ"

सत संगति मुद मंगल मूला ।
सोइ फल सिधि सब साधन फूला ॥

'ઘણીવાર વિચાર થઈ જાય છે કે હવેથી મંદિર ન જવું. કારણ કે પૂજારીજી ભરસભામાં શરમિંદા બનાવે છે. પોતે તો બાવા બન્યા, હવે બીજાને પણ બાવા બનાવવા માગે છે. તેમને બિચારાને ક્યાંથી ખબર હોય કે સુરા (દારૂ)માં કેવી મધુર માદકતા છે! પરંતુ સાથીદારો કબૂલ નથી કરતા; નહિ તો સાંજની રામાયણની કથાના 'તમાશા'માં બે ઘડી મનો-વિનોદ તો થાય ને! શહેરમાંથી જ્યારથી આવ્યો છું ત્યારથી આ ગામમાં દિલ બહેલાવવાનું-મનોરંજનનું કોઈ સાધન જ નજરે ચડતું નથી.'

વિચારના વમળે ચડેલા ગિરધરલાલે પૂજારીજીને મનમાં ને મનમાં સારું-નરસું સંભળાવી દીધું. વળી આગળ વધીને તેઓ કહેવા લાગ્યા: 'મારી હદમાં રહેવા છતાં તે મારી સહેજ પણ શરમ યા અદબ રાખતો નથી, ઉઘાડે છોગે મારી આબરૂના કાંકરા કરે છે. જાણે આદુ ખાઈને મારી પાછળ જ ન પડ્યો હોય! અહીંના ગામજનો પર તેણે એટલું બધું વર્ચસ્વ જમાવ્યું છે કે તેને અહીંથી કાઢી મૂકવો એ લગભગ અશક્ય જેવું થઈ પડ્યું છે.'

ગિરધરલાલ આ વિજયપુર ગામના જમીનદાર છે. મોટે ભાગે જૈનપુર શહેરમાં જ તે રહે છે અને ક્યારેક જમીનદારીના કામકાજ અંગે ગામમાં આવતા-જતા રહે છે. આમ તો તેમનો સ્વભાવ ખૂબ સીધો અને સરળ છે; દીન-દુઃખીને જોઈને તેમનું દયાળુ દિલ દયાથી ઉભરાઈ જાય છે. રોતા-કકળતા ખેડૂત તેમની સન્મુખ જઈને ઘણીવાર મહેસુલમાંથી માફી મેળવી આવે છે. ખામી માત્ર એટલી જ છે, કે તેઓ ખૂબ વિલાસી છે. શહેરમાં શું કરે છે તેની તો માહિતી નથી, પરંતુ ગામમાં પણ વિદેશી દારૂ સાથે લેતા આવે છે. જુગારમાં તો 'આગે આગ' છે અને ગાવા-બજાવવાના પણ પાકા શોખીન છે.

ગામમાં તથા આસપાસમાં જેટલા સંગીતરસિકો અને ઝાંઝ-માંજરના બજાણિયા છે તે બધા જ તેમને વિંટળાઈ ફરતા હોય છે–જેમ મધપૂડાને ફરતી મધમાખો હોય છે તેમ. અહીં જુગાર તો નહોતા રમતા પરંતુ ખાલી પત્તાં તો અવશ્ય રમતા હતા. આખો દિવસ તેમની નામચીન મંડળીમાં પરનિંદા અને પરચર્ચાનાં જ મંડાણ!

ગામને પાદરે હનુમાનજીનું એક પ્રાચીન વિશાળ મંદિર છે. મંદિરની બાજુમાં જ એક કુટિર છે અને તેની સામે જ પીપળાનું એક ઘટાદાર વૃક્ષ છે. આજથી દસ-પંદર વર્ષ પહેલાં એક સાધુ આવ્યા હતા અને મંદિરમાં રાત્રિ-વિશ્રામ માટે રોકાયા હતા. તેમનું તેજસ્વી મુખારવિંદ જોઈને ગામના લોકોએ તેમને સાગ્રહ વિનંતિ કરી કે તેમણે અહીં જ રહીને ફરી હનુમાનજીની પૂજા કરવી. તેમણે તેનો સહર્ષ સ્વીકાર કર્યો.

ગામના ભાવિક ભક્તો દરરોજ પૂજારીજીને આટા, દાળ, ચોખા વિ. ભોજનની સામગ્રી આપી જાય છે. અને તેને રાંધીને તેઓ જીવન-નિર્વાહ ચલાવે છે. 'પૂજારીજી'ના ટૂંકા નામથી ગામનું નાનું છોકરું પણ તેમને ઓળખે. પૂજારીજી એટલે સૌમ્યતાની સાક્ષાત્ મૂર્તિ! તેમના દર્શનમાત્રથી જ ઉર-ઉદ્યાન ખીલી ઊઠતું. નાના બાળકો તો રોજ ત્યાં જ અડ્ડો જમાવતા. ગામના કોઈ પણ દુઃખીયા રોગીની પૂજારીજી ખૂબ પ્રેમપૂર્વક સેવા કરતા. ગામના તેઓ એકનિષ્ઠ લોકસેવક હતા.

વહેલી સવારે બ્રાહ્મમુહૂર્તમાં નિત્યક્રિયાથી નિવૃત્ત થઈને, સ્નાનાદિથી પરવારીને, તેઓ પૂજાના કાર્યમાં મશગૂલ થઈ જતા. બરોબર આઠ વાગે પૂજા પૂરી કરીને, શ્રી રામાયણનું પુસ્તક લઈને તેઓ પીપળાના ઝાડ નીચે આવીને બેસતા. ઉચ્ચ સ્વરે તેઓ ચોપાઈઓ લલકારી રહ્યા છે; વચમાં કોઈ ગામજન સાંભળવા આવે તો તેને તેનો અર્થ પણ સમજાવતા જાય છે. સુમારે મધ્યાહ્ને ભોજન બનાવવાની શરૂઆત કરે છે અને બે એક વાગે ભોગ લગાવે છે. પ્રસાદ સ્વીકારી, હાથમાં માળા લઈને તેઓ કુટિરની બહાર ખુલ્લી હવામાં બેસતા અને જે લોકો સત્સંગ માટે આવતા તેમની સાથે વિચાર-વિનિમય કરતા અને સાથે સાથે શ્વાસોચ્છ્વાસ દ્વારા અજપા જાપ પણ ચાલુ રાખતા. જરૂર જણાય તો, એ જ હાલતમાં, માળા લઈને ગામમાં પણ પહોંચી જતા.

ગામના લોકોને પૂજારીજી પ્રત્યે ખૂબ આદરભાવ હતો. તેમની જ પ્રેરણાથી દરરોજ સાંજે પીપળાના ઝાડ નીચે રામાયણનું સમૂહ-ગાન થતું હતું. પોતાના ઘર-

કામથી પરવારીને ગામનો ખેડુ-વર્ગ કુટિર પર આવતો અને ત્યાં પ્રેમપૂર્વક બે-ત્રણ શ્લોક રામાયણનો પાઠ કરતો. આ રીતે તે મંદિર ગામનું એક પવિત્ર અને પ્રતિષ્ઠિત ધાર્મિક કેન્દ્ર બની ગયું હતું. પૂજારીજી બહારગામના જાણીતા પ્રસિદ્ધ કીર્તનકારો અને સાધુ-સંતોને નિમંત્રીને ગામની જનતાને લાભ અપાવતા.

ગામના જમીનદાર સાહેબ જ્યારેજ્યારે પધારતા ત્યારે ત્યારે તેઓ પણ નિત્ય રામાયણની કથામાં હાજરી આપતા. તેમના આગમનથી તેમના 'જીહજૂરીયા' પણ ભાવે-અભાવે આવીને બેસતા તે દિવસો મહોત્સવના રૂપમાં ફેરવાઇ જતા હતા. પૂજારીજીને આપની કણીની માફક એ ખૂંચતું હતું કે આવો ભલો માણસ આવા દુર્વ્યસનોમાં ફસાઇ રહે. તેઓ ઘણીવાર તેના જીવન-પરિવર્તન માટે આર્ત સ્વરે ભગવાનને પ્રાર્થના પણ કરતા.

દુર્ગુણ કહો યા સદ્‌ગુણ, પરંતુ પૂજારીજી હતા બહુ સ્પષ્ટવાદી. ન તો કોઇની શરમમાં તેઓ તણાતા કે ન તો કોઇને માઠું લાગશે એવી આશંકા રાખતા. તેમને જે ન્યાયી અને વ્યાજબી લાગતું તે સ્પષ્ટ શબ્દોમાં બધાની રૂબરૂમાં કહી નાખતા. તેમણે ગિરધરલાલને અનેકવાર, રામાયણના પાઠની પૂર્ણાહુતિ પછી, ભરસભામાં, શબ્દોના ચાબખા માર્યા હતા. અસંદિગ્ધ ભાષામાં તેઓ કહેતા: 'તમે રામાયણની કથામાં કથા સાંભળવાના ઇરાદાથી આવો છો જ ક્યાં? તમે તો આવો છો કર્ણ-તૃપ્તિ અને મનોરંજન માટે!' પરંતુ વ્યાસપીઠ પર પૂજારીજીનો એવો અદ્‌ભુત પ્રભાવ હતો કે તેઓ તેમની વિરુદ્ધ એક શબ્દ પણ બોલવા શક્તિમાન નહોતા. નીચા મોંએ તેઓ કઠોર વાગ્બાણો સહન કરી લેતા.

(૨)

ઇશ્વરનો કોઇ સંકેત હશે, કે એકાએક ગિરધરલાલ ભયંકર રોગના હુમલાનો ભોગ થઇ પટકાઇ પડ્યા. અનેક જાણીતા વૈદ્ય, ડોક્ટરો અને હકીમો પાસે ચિકિત્સા-સારવાર કરી, પરંતુ ન મટ્યું તે ન જ મટ્યું. આખરે જીવનાની આશા છોડી દઇને હવા-પાણીના ફેર માટે તેઓ ગામમાં આવ્યા. જમીનદાર હોવાથી, સ્વાભાવિક રીતે જ, આમ તો ગામના ઘણાખરા માણસો તેમની ખબર કાઢવા આવતા; પરંતુ પૂજારીજી તો ચોવીસે કલાક, ખડે પગે, તેમની સેવા-શુશ્રૂષા કરતા.

પૂજારીજી તેમને ધીરજ ધરવાનું કહેતા, રામાયણનો મંગલકારી પાઠ સંભળાવતા અને ભગવાનને પ્રાર્થના કરવાનું કહેતા. ઇશ્વરકૃપાથી ધીરે ધીરે શરીર સુધરવા લાગ્યું. રોગગ્રસ્ત અવસ્થામાં પૂજારીજીના ઉપદેશે ધાર્યું કામ આપ્યું. એ એક અટલ સિદ્ધાંત છે કે માણસ જ્યાંસુધી સુખી હાલતમાં હોય છે ત્યારે તેને ગમે તેટલો ઉપદેશ આપીએ તો પણ ખાસ કંઇ અસર કરતો નથી. જ્યારે એનો એ જ ઉપદેશ દુ:ખી દશામાં આપવામાં આવે તો તેનું આશ્ચર્યજનક પરિણામ આવે છે. અહીં પણ એવું જ બન્યું. ગિરધરલાલે પ્રતિજ્ઞા કરી કે, 'જો મારું જીવન આ વખતે બચી જશે તો હું હવેથી કોઇ દિવસ શરાબ અને જુગારનો વિચાર સરખો પણ નહિ કરું.' સંપૂર્ણપણે સ્વસ્થ તો ન થયા. પરંતુ હરવા-ફરવા જેટલી શક્તિ આવી. પૂજારીજીએ તેમને બજરંગબલીને રામાયણનો પાઠ સંભળાવવાનું અને રામનામનો જપ કરવાનું સૂચન કર્યું.

શરીરનો મોહ શું નથી કરાવતો? ગિરધરલાલે હવે તમામ દોસ્તોનું દળ વિખેરી નાખ્યું. વહેલી સવારે સૂર્યોદય પહેલાં જ ઊઠીને સ્નાન-શૌચાદિથી નિવૃત્ત થઇ જતા. મહાવીરજીના મંદિરમાં તેમણે રામચરિતમાનસનું નવાહ્નપારાયણ શરૂ કર્યું. સવારે મંદિરમાં જતા તો બરોબર બપોરે કેવળ ભોજન માટે જ બહાર આવતા. રામ સિવાય બીજો કોઇ વિશ્રામ હતો નહિ. ભોજન-કાર્ય પતાવીને ફરીથી પાછા મંદિરમાં આવીને બેસી જતા. પાઠ પૂરો કરીને ભગવન્નામનો જપ કરતા. સાંજે રામાયણની કથા શ્રવણ કરવા માટે મંદિરની બહાર આવતા, અને બધાના ગયા પછી લગભગ રાત્રે દશેક વાગે પૂજારીજીને સાષ્ટાંગ પ્રણામ કરીને ગૃહ-ગમન કરતા.

દવાનો 'ડોઝ' લે અને જેમ ફેર પડતો જાય તેમ પાઠનો પ્રારંભ કર્યા પછી તરત જ તેમને ગુમાવેલી શારીરિક-સંપત્તિ પાછી મળવા લાગી. નવાહ્ન પૂરો થતાં તો તેમનો રોગ જડમૂળથી દૂર થઈ ગયો. શરીર સશક્ત અને સુલલિત બની ગયું. આવું સુસ્વસ્થ શરીર તેમનું કોઇ દિવસ હતું જ નહિ. આ બાજુ પાઠ અને જપમાં તેમને

ખૂબ આનંદ આવવા લાગ્યો. મનમાં એમ જ થતું કે આખો દિવસ આ જ કર્યા કરીએ! બીજી બધી ચર્ચાઓ તેમને માટે નીરસ બની ગઈ હતી. શહેરમાં જવાની તો ઈચ્છા જ થતી ન હોતી.

જમીનદારીનું ખટપટનું કામ હોવાથી શહેરમાં પણ અનેક કોયડા ઊભા થયા હતા. ન છૂટકે ગામમાંથી વિદાય લેવાની અનિવાર્યતા ઉપસ્થિત થઈ. જતી વેળાએ પૂજારીજીના ચરણો પકડીને, જેમ નાનું બાળક માના ખોળામાં લાજ-શરમ નેવે મૂકીને રડે છે તેમ, પેટ ભરીને પશ્ચાત્તાપપૂર્વક ખૂબ રડયા. તે પૂર્વે મહાવીરજીની સમક્ષ પણ પાપનો ઘડો ઠાલવીને રુદન કરવામાં કંઈ કચાશ ન હોતી રાખી. પૂજારીજીએ તેમને સમજાવીને મધુર શબ્દો વડે આશ્વાસન આપ્યું. વસમી વિદાય લઈને તેઓ શહેરમાં ઉપડયા.

તે જ સાથીદારો, તે જ સ્થાન અને તે જ વાતાવરણ હવે કરડવા દોડતાં હતા—ખાવા ધાતાં હતાં. એકે ય કામ રુચિથી થતું નથી. મનની દોડ કોઈ જુદી જ દિશામાં હતી. સ્વર્ગમાંથી નરકમાં આવી પડેલા માણસ જેવી તેમની સ્થિતિ હતી. દિવસનો ઘણોખરો ભાગ મોહન-માળામાં જ વીતતો હતો. ગમે તેમ કરીને પણ શહેરનું કામકાજ આટોપીને ગામમાં આવવા તેમનો જીવ તલસી રહ્યો હતો. આ બદલાયેલા સંજોગોમાં પૂર્વપરિચિત કહેવાતા સ્નેહીઓ તો આવે જ શેના! ઘરના લોકોને ચિંતા પેઠી કે કંઈ સાધુ ન થઈ જાય. જોયું ને, બન્ને બાજુ ઉપાધિ! દુરાચારી હોય તોય દુઃખ અને સદાચારી હોય તોય દુઃખ. જગતના પામર મનુષ્યો તો માત્ર એટલું જ ઈચ્છે છે કે તમે અમારા વાડાના એક બંદીવાન ઘેટા તરીકે રહો!

બધાની ઈચ્છાની ઉપરવટ જઈને પણ તે એક પખવાડિયા પછી પરાણે ગામમાં આવ્યા. અહીં આવ્યા પછી તેમના મનને શાંતિ વળી. કાળજાની ટાઢક મળી. બસ, પૂજારીજી પાસે બેસી રહેવામાં જ તેમને જીવન-લ્હાવ દેખાતો. હવે તેઓ તેમના એકનિષ્ઠ સેવક બની ગયા હતા. દિવસનો ઘણોખરો ભાગ ત્યાં જ પસાર થતો. રામાયણનો પાઠ અને જપનું કાર્ય તો અનાયાસે અભ્યાસ વડે ચાલ્યા જ કરતું હતું.

જમીનદારીના ઝગડાની જ્વાળાઓ અહીં સુધી પણ પહોંચી. શહેરમાંથી ઉપરાઉપરી તાકીદના પત્રો આવવા માંડયા; 'ખૂબ જરૂરનું કામ છે; આપ તાકીદે આવી જશો.' વિ. પત્રથી ન પતતાં તાર પર તાર છૂટવા લાગ્યા. તારથી કામ ન સરે તો માણસને રૂબરૂ મોકલવા લાગ્યા. આજે ભાઈ આવ્યો તો કાલે પુત્ર. આમ વારંવાર શહેરમાં આવવાનો એકધારો આગ્રહ ચાલુ રહ્યો. આવા પ્રકારનાં વિઘ્નો હવે તેમને માટે અસહ્ય થઈ ગયાં. હવે તો સર્વસ્વનો ત્યાગ કરીને—એકાંત સેવીને ભગવદ્ભજન કરવાની એકમાત્ર ઈચ્છા જ બાકી રહી હતી. બીજાં બધાં કાર્યો દુઃખદાયક જણાતાં હતાં.

વારંવાર ગિરધરલાલ સાગ્રહ પૂજારીને કહેવા લાગ્યાઃ 'ગુરુજી! મને આજ્ઞા આપો તો હવે આ જગત-જંજાળથી મુક્ત થઈને ઈશ્વર-સ્મરણ કરું. અહીં રહેવું એ હવે તો ખરેખર મુશ્કેલ બની ગયું છે.' પૂજારીજી તેમની વિચાર-ધારાને શાંત પાડતા અને આ બધી આપત્તિઓનો સામનો કરીને પ્રભુ-ભજન કરવાનો ઉપદેશ આપતા. પૂજારીજીને ગિરધરલાલ ગુરુ માનતા હોવાથી તેમની આજ્ઞા વિના એકે ય પગલું ભરતા નહિ.

સ્વજનોની અવરજવર અને આગ્રહ વધવા લાગ્યાં. આ તરફ પોતાનું વૈરાગ્ય-વૃક્ષ વધુ વિશાળ આકાર ધારણ કરી રહ્યું હતું. યોગ્ય પળ જોઈને પૂજારીજીએ તેમને કહ્યું કે, 'જો ભગવાનની એવી જ ઈચ્છા છે તો આપ અહીંથી જઈ શકો છો. કોઈ નિર્જન સ્થળે જઈને, વિરક્ત ભાવે રહીને, શ્રી કૌશલકિશોર-પરાત્પર બ્રહ્મ શ્રી રામચંદ્ર ભગવાનનું સ્મરણ કરજો. શ્રી હનુમાનદાદા આપની રક્ષા કરો!'

ગદ્ગદ્ થઈને તેઓ પૂજારી પાસે નત મસ્તકે ઊભા રહ્યા. જેટલાં વસ્ત્રો પહેર્યાં હતાં તેટલાં જ લઈને, બીજી કોઈ પણ પૂર્વતૈયારી વિના, મધ્યરાત્રિએ પોતાના ગુરુદેવને સપ્રેમ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તેમણે આ માયાવી જગતનો હંમેશને માટે ત્યાગ કર્યો અને ઉપડયા કોઈ અનુકૂળ સ્થાનની શોધમાં. સ્નેહીજનોના નસીબે તો સવારે શોધ કરવાનું જ બાકી રહી ગયું!

## (૩)

ચિત્રકૂટના વનમાં સુંદર-અનસૂયાજીથી થોડે દૂર ઉપસી આવેલી જમીનનો એક વિશાળ ભાગ છે. તે

સ્થળે કેટલીક ખાલી ઝૂંપડીઓ બંધાયેલી છે. જમીનની નીચે એક કૂવો છે અને ત્યાં એક સંત કુટિર બનાવીને રહે છે. તે સંતે બતાવ્યું કે, 'કોઈ કોઈ વખત સિદ્ધ મહાત્માઓ, રાત્રે ઉપસી આવેલી જમીનના ઉપરના ભાગમાં આવેલી ઝૂંપડીઓમાં રહે છે. વધુમાં તેમણે કહ્યું કે, 'તે ઝૂંપડીઓમાંથી વચલી ઝૂંપડીમાં રહેતા મહાત્મા એક પરમ પ્રભુ-ભક્ત હતા. તેઓ ધોતી અને ખમીસ પહેરીને રહેતા હતા. વનફળો પર તેઓ જીવન-નિર્ગમન કરતા હતા, અને રાત-દિવસ રામાયણનો પાઠ અને રામનામનો જપ કર્યા કરતા હતા. અવિરત અને સતત વહેતી અશ્રુધારાને લીધે તેમના કપોલપ્રદેશ પર એક રેખા અંકાઈ ગઈ હતી. કેટલાંક વર્ષો પહેલાં જ્યારે ચિત્રકૂટમાં ભગવાનનું વિમાન નીકળ્યું ત્યારે તેઓ તેના દર્શનાર્થે ગયા હતા. ત્યાં પૂર્વજન્મના શુભ સંસ્કારોને લીધે ભગવચ્ચરણમાં શિર ઝુકાવીને કાયમને માટે દેહ-ત્યાગ કર્યો. પ્રભુના વિમાનની પાછળ જ તેમનું વિમાન પણ નિકળ્યું હતું.'

---

# પ્રભાતનાં પુષ્પો

લેખક:
શ્રી. વજુ કોટક

[ અમુક કામ ઉચ્ચ કક્ષાનું છે અને તે કામ કરવાથી જ માણસ ઉચ્ચ અને મહાન બની શકે છે અને નીચ કક્ષાનું કામ કરવાથી માણસ હલકો બની જાય છે એવી માન્યતા સમાજમાં ઘણે સ્થળે પ્રસરેલી જોવામાં આવે છે. પરન્તુ આ માન્યતા સાચી નથી. કોઈનું ભૂંડું કરવું, ચોરી, જૂઠ, વ્યભિચાર-આવાં કામો જ હલકાં છે અને તે કરવાથી માણસ હીન બને છે. ઘરકામ કરવું, ગંદકી સાફ કરવી, કપડાં સીવવાં, જોડા સીવવા મજૂરી કરવી-એ કામ કરવાથી, જો માણસ જાતે ઉચ્ચ કક્ષાનો હોય તો તે નીચ કક્ષાનો બની જતો નથી અને નીચ કક્ષાનો હોય અને ઉચ્ચ કક્ષાનાં કામ કરવાનો પ્રયત્ન કરવાથી કે તેવો દેખાવ કરવાથી મનુષ્ય ઉચ્ચ કક્ષાનો બની જતો નથી. ગળામાં માળા પહેરવાથી બિલાડી ભગત બની જતી નથી. ખરી રીતે તો કોઈ કામ ઉચ્ચ કે નીચ કક્ષાનાં નથી. શરીરને ખાવું જેટલું જરૂરનું છે તેટલું જ ટટ્ટી જવું જરૂરનું છે. તેમ જ સમાજશરીરને દરેક કામો સરખાં જરૂરનાં છે. તેથી જેને સમાજની સેવા જ કરવી હશે તે કામ કરવા ઉપર જ લક્ષ્ય રાખશે, કામની કક્ષા ઉપર નહિં. કામની કક્ષાનો મોહ રાખનાર સેવા કરી શકતો નથી એ આ પુષ્પ ઉપરથી સ્પષ્ટ થાય છે. ]

## [ ૧ ]

સાબરમતી આશ્રમમાં ગાંધીજી ઘણું કામ કરતા હતા. કોઈપણ પ્રમાણિક કામ કરવામાં શરમ ન હોવી જોઈએ એવો એમનો સિદ્ધાંત છે. એ માને છે કે પુરુષોએ પણ સ્ત્રીની જેમ ઘરના કામમાં મદદ કરવી જોઈએ. એક વખત તે ઘઉં વીણતા હતા ત્યાં કોટ-પાટલુનમાં સજ્જ થયેલો એક યુવાન આવ્યો અને કહ્યું;

"બાપુજી હું બી. એ. પાસ થઈ ગયો છું અને હવે દેશને ચરણે જીવન ધરી દેવા માગું છું. આપ કાંઈ કામ બતાવો."

ગાંધીજીએ કહ્યું; "થોડા ઘઉં વીણો."

યુવાને આવી આશા રાખી ન હતી. કચવાતે મને તે ઘઉં વીણવા બેઠો અને મનમાં શરમ અનુભવવા લાગ્યો. ગાંધીજીએ એને બીજે દિવસે આવવાનું કહ્યું. બીજે દિવસે એ જ સમયે તે આવ્યો, ફરી ગાંધીજીએ એને ઘઉં વીણવા બેસાડ્યો અને પછી ત્રીજે દિવસે આવવાનું કહ્યું. ત્રીજે દિવસે પેલો જુવાન ન આવ્યો. બાજુમાં કસ્તુરબા બેઠાં હતાં. તેમણે પૂછ્યું, "આજે પેલો કેમ નથી આવ્યો?"

ગાંધીજીએ કહ્યું; "મને ખાત્રી જ હતી કે તે નહીં આવે. જેને સાદું કામ કરતાં સંકોચ થાય છે એ શું સેવા કરવાનો હતો. બધાને મંત્રી, પ્રમુખ, સેક્રેટરી કે એવા એવા હોદ્દા સંભાળવા ગમે છે, પણ કોઈને કામ કરવું ગમતું નથી. દરેકને સેનાપતિ થવું છે સૈનિક થવું કોઈને ફાવતું નથી. આવા ભણેલા માણસો કદિ-

પણ સાચી સેવા નહીં કરી શકે. આવા લોકોને તો માત્ર ચર્ચાઓ જ કરતી ગમે છે. રાજકારણની ફક્ત ચર્ચાઓ કરનારા બુદ્ધિશાળી જીવડાઓની દેશને જરૂર નથી. જેની જીભ છુટી છે અને હાથપગ બંધાએલા છે એવા જુવાનોથી આપણો ઉદ્ધાર નહિ થાય."

[૨]

ઘણાં માણસો જીંદગીમાં હાથે કરીને મુઝાયા કરે છે, મનમાં બળ્યા કરે છે અને વારંવાર કહે છે કે અમે દુઃખી છીએ. પણ ખરી વાતની એમને ખબર નથી પડતી કે તેઓ શા માટે દુઃખી છે. સાચી વાત તો એ છે કે કે જેની એ કલ્પના કરે છે એ દુઃખ જ નથી. સાચું દુઃખ જ્યારે આવે છે ત્યારે સામે ચાલીને આવે છે અને પોકાર પાડે છે કે 'સહન કરવા તૈયાર રહો, કમ્મર કસો અને તમારામાં રહેલી શક્તિના સૈનિકોને ભેગા કરીને મારી સામે લડવા તૈયાર થાઓ.'

જે સાચું દુઃખ છે એનો આવો સ્વભાવ છે. એ છુપી રીતે નથી આવતું પણ ઢોલ-નગારાં વગાડતું આવે છે. અગાઉથી જ એના ભણકારા વાગે છે અને આંગણામાં એનો પડછાયા પડે છે. ઓળખતાં શીખવું હોય, જીવનનો સંગ્રામ ખેડવો હોય તો આવા દુઃખને જાણતાં શીખો: મનમાં ને મનમાં કોઈ પણ જાતના કારણ વિના એવા લોકો જ જીવ બાળ્યા કરે છે કે જેમને ખબર પડતી નથી કે જીવનની કઈ દિશામાં પ્રકાશના ફુવારાઓ ઊડી રહ્યા છે. મનની પીંછી વડે દુઃખનું જે ચિત્ર દોરવામાં આવે છે એ દુઃખ જ નથી; ખોટી રીતે કલ્પી લીધેલાં આવાં ચિત્રો માનવીના અંતઃકરણને બેચેન બનાવે છે, અને એને ડરાવ્યા કરે છે.

જે લોકો પોતાની જાતને ઓળખી નથી શકતા, આ કરવું કે તે કરવું એની વિમાસણમાં સદા ભટક્યા કરે છે અને કોઈ પણ જાતના એક નિશ્ચય ઉપર નથી આવી શકતા એવા લોકો જ મનમાં ને મનમાં દુઃખના ભડકા સળગાવ્યા કરે છે અને જીવનની રૂંવાટીને બાળી નાખે છે. આવો જેમનો સ્વભાવ છે એ લોકો પાસે કુદરત જ્યારે રસનો થાળ લઈને આવે છે ત્યારે તેઓ બોલી ઊઠે છે:-

'અમે જે સુખની કલ્પના કરી હતી તે લાગે છે તો આ, પણ એમાં ઝેરનું ટીપું તો નહીં પડ્યું હોય!'

[૩]

શબ્દોની રચનાથી બીજાને બહુ જ સહેલાઈથી તમે જે કહેવા માગો છો તે કહી શકાય છે અને તમે જે કહો છો એ સાચું છે એમ સાબીત પણ કરી શકાય છે, પણ જીવનમાં એક હૃદય જ એવું છે કે જે તમારા શબ્દોથી છેતરતું નથી. એને છેતરવાનો જેમ જેમ પ્રયત્ન કરશો તેમ તેમ તે નાગની જેમ તમારી સામે ફુંફાડા માર્યા કરશે અને તમને સદા રડાવ્યા કરશે.

## ઈશ્વરભજન, પ્રાર્થના કેવી રીતે કરવાં?

ઈશ્વરભજન એટલે તેના ગુણનું ગાન, પ્રાર્થના એટલે આપણી અયોગ્યતાનો, આપણી અશક્તિનો સ્વીકાર. ઈશ્વરનાં સહસ્ર નામ છે, અથવા કહો કે તે નનામો છે. જે નામ આપણને ગમી જાય તે નામથી ઈશ્વરને આપણે ભજીએ-પ્રાર્થીએ. કોઈ તેને રામનામે ઓળખે છે. કોઈ તેને ગોડ કહે છે. આ બધા એક જ ચૈતન્યને ભજે છે. પણ જેમ બધા ખોરાક બધાંને રુચતા નથી, તેમ બધાં નામ બધાંને રુચતાં નથી. જેવો જેનો સહવાસ હોય છે તે તે જ નામે તે ઈશ્વરને ઓળખે છે. પ્રાર્થના કે ભજન જીભે ના થાય; પણ હૃદયથી થાય. તેથી જ મૂંગાં, તોતડાં અને મૂઢ પણ પ્રાર્થના કરી શકે છે. અને તે રીતે અંતર્યામી સર્વશક્તિમાન હોવાથી આપણા હૃદયના ભાવ ઓળખી આપણી યોગ્યતા પ્રમાણે આપણને જવાબ આપે છે.

હૃદયનો ભાવ જોઈએ. પછી ભલેને 'રામ રામ' ને બદલે 'મરા મરા' થાય એ જોવાનું નથી.

—મહાત્મા ગાંધીજી

# નવનાથ કથામૃત

લેખકઃ કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( ગતાંક પૃષ્ઠ ૪૮૭ થી ચાલુ )

મત્સ્યેન્દ્રનાથને આ પ્રમાણે બોલતા જોઈ હનુમાનજી બનાવટી ક્રોધ કરી મત્સ્યેન્દ્રનાથ ઉપર ચીઢાઈ ગયા અને ક્રોધ કરી કહે છે કે-તું મને એવો ઉપદેશ દેનાર કોણ છે, મત્સ્યેન્દ્ર આ વાનરની દુષ્ટતા જોઈ ઉપરથી હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે મારું નામ મત્સ્યેન્દ્ર યતિ છે. આથી હનુમાન હસીને કહે છે કે, રે મૂર્ખ ! દુનિયામાં યતિ તો બે છેઃ એક લક્ષ્મણ યતિ અને બીજો હનુમાન યતિ. ત્યાં તું ત્રીજો ક્યાંથી ફાટી નીકળ્યો? ત્યારે મત્સ્યેન્દ્ર કહે છે હવેથી જગતમાં ત્રીજા યતિ તરીકે મારી ગણતરી થવાની છે. હનુમાનજી કહે છે, હું એમ માનું નહિ, તારા જેવા તો ઘણા રખડે છે. જો મને તું તારા બળનો પરિચય કરાવે તો જ હું માનું. હનુમાનજી કહે છે મારા ઉપર થોડી હનુમાનની કૃપા છે તેથી હું મારું બળ બતાવું છું, તું તારું બળ અજમાવ. એમ કહી હનુમાનજી મોટા સાત ડુંગરો ઊઠાવી આવ્યા અને મત્સ્યેન્દ્રનાથ ઉપર નાખવાની તૈયારી કરી, પરન્તુ મત્સ્યેન્દ્રનાથે તુરત જ ઝોળીમાંથી ભસ્મ લઈ જય ગુરુદત્ત, જય અલખ નિરંજન એમ કહી વજ્રનો મંત્ર ભણી એ પર્વતો ઉપર નાખતાંની સાથે જ પર્વતો એ વજ્રાસ્ત્રથી ભાગી અને ભૂકો થઈ ગયા અને ઉલટા હનુમાનજી એમાં દટાઇ ગયા. આથી હનુમાનજીને વધુ ક્રોધ થયો અને તેઓ બીજા પર્વતો ઊઠાવી આવ્યા અને અદ્ધર આકાશગમન કરી મત્સ્યેન્દ્ર ઉપર નાખવાની તૈયારી કરી. મત્સ્યેન્દ્રનાથે પુનઃ ગુરુદેવદત્ત, ગુરુદેવ સમર્થ, અલખ નિરંજન એ મંત્રોના ઉચ્ચાર કરી વાતાકર્ષણ મંત્ર ભણી હનુમાનજી ઉપર ભસ્મ ફેંકી જેથી હનુમાનજી ત્યાંના ત્યાં સ્થિર થઈ ગયા. નથી તો હનુમાનજીથી હાલી ચાલી શકાતું નથી કે શ્વાસ લઈ શકાતો. અને ઉપરથી પર્વતોનુ વજન સહન કરવુ પડે છે, આથી હનુમાનજીએ પોતાના પિતા પવનદેવની પ્રાર્થના કરી ત્યારે પવનદેવ ઉપસ્થિત થઈ મત્સ્યેન્દ્રની પ્રાર્થના કરે છે. અને પુત્રને આકર્ષણમંત્રમાંથી મુક્ત કરાવ્યો. પછી મત્સ્યેન્દ્રને રમત કરતાં કરતાં પવનદેવ હનુમાનજીનો પરિચય કરાવે છે. આથી મત્સ્યેન્દ્રનાથને લજ્જા આવી ગઈ અને હનુમાનજીના પવિત્ર પાદારવિંદમાં દંડવત્ પ્રણામ કર્યા. અને પૂછ્યું કે પ્રભુ ! આમ કરવાની શી જરૂર પડી? ત્યારે હનુમાનજીએ હસીને મૂળ સ્વરૂપમાં આવીને કહ્યું; "મત્સ્યેન્દ્ર ! મેં, નાદ અશ્વત્થને પાણી પાઈ દેવોને પ્રસન્ન કરી તેં કેટલી શક્તિ મેળવી છે એ જોવાની ખાતર જ (પરીક્ષા લેવા માટે જ) બનાવટી રૂપ ધારણ કર્યું હતું. પરંતુ આજ મને ખાત્રી થઇ કે તું યતિપણાને જરૂર દીપાવીશ અને તને આશીર્વાદ આપું છું કે તું મને જ્યારે જ્યારે યાદ કરીશ ત્યારે ત્યારે હું તારી પાસે હાજર થઈશ (અર્થાત તારું કામ કરી આપીશ). આથી મત્સ્યેન્દ્રનાથ વધુ પ્રસન્ન થયા. અને પ્રેમથી હનુમાનજીને પુનઃ દંડવત્ પ્રણામ કર્યા. હનુમાનજી મત્સ્યેન્દ્રનાથને હૃદય સરસુ આલિંગન દઈ બોલ્યાઃ

> તેરી ભેટ ભઈ સો ઠીક ભયા,
> જાઓ યતિ અબ ત્રિયા રાજમેં,
> મેરે ઉપર કરકે દયા, તેરી...

ત્રિયા રાજ્યનું નામ સાંભળતાં જ મત્સ્યેન્દ્રનાથ ચમક્યા અને કહે છે, "પ્રભુ ! વળી તમે મને ત્યાં ક્યાં ફસાવો છો?" આથી હનુમાનજી હસીને કહે છે, "મત્સ્યેન્દ્રનાથ ! હું જાણું છું છતાં તમ પ્રાકૃતિક મનુષ્યની માફક અજાણ્યા બનીને મને પ્રશ્ન છો પૂછો તો હું તમને જણાવુ છું કે તમારો, મારો અને ભગવાન રામચંદ્રનો આ પહેલા જન્મ નથી, આ તો આપણા ત્રણેયના નવાણુંમી વખતના જન્મો છે અને તમને મેં અઠ્ઠાણું વખત ત્યાં મોકલ્યા છે અને આ નવ્વાણુંમી વખત મોકલવા તૈયાર થયો છું. માટે આપને જવું જ પડશે અને તમારા જેવા ઉદાસીન પુરુષને ત્યાં જવામાં હરકત નથી.

વ્હાલા વાચક ! મારા આ લેખમાં તમને ઘણા સંશય પડશે એ સ્વાભાવિક છે, પરન્તુ બાપલા ! મને એ ટેવ છે કે લેખ લખતાં પહેલાં એનો સંશયને પહેલો વિચારણ કરવો. જેથી હું હવે સંશયોની છણાવટ કરું છું.

પહેલો સંશય એ કે હનુમાનજી વેષપરિવર્તન કેવી રીતે કરી શક્યા ? પરંતુ ભાઈ !...

> યોગબળથી ઇન્દ્ર જેવા હામ હારી જાય છે,
> યોગબળ જો હોય તો સંસાર શરણે થાય છે.
> યોગવિદ્યા જેમના રચનાર છે પાતંજલિ.
> યોગબળથી સાધતા સામર સમાયે અંજની.

તદ્ અનુસાર યોગી પુરુષો સહજ માત્રમાં પોતાનું વેષપરિવર્તન કરી શકે છે. એનો પ્રસિદ્ધ દાખલો જગદ્ગુરુ કૃષ્ણ જ્યારે સાંદીપની ગુરુ આગળ અભ્યાસ કરવા બેઠા ત્યારે ગુરુપત્ની (માતાજી)એ બૂમ પાડી;

"બેટા ! કૃષ્ણુ ભાવ દેવાનું પાત્ર લાવ." ભગવાન સાદ સાંભળીને ગભરાયા અને વિચાર કરવા લાગ્યા કે ગુરુ પાઠ આપે છે એટલે ઊઠાય પણ નહી ને માતાજીની આજ્ઞા-માતાજીને પાત્ર આપ્યા સીવાય ચાલે પણ નહી. છતાં એમને પોતાનો પરિચય કરાવવાની ઇચ્છા ન હોવા છતાં ધર્મસંકટ આવી પડેલું હોવાથી ન છુટકે યોગની પ્રક્રિયાઓ વડે કરીને એમણે પોતાના હાથને લંબાવ્યો. એટલે અભ્યાસમાં પણ વિઘ્ન ન પડ્યું અને ગુરુપત્નીની આજ્ઞા પણ પળાઇ. જેથી કહેવાનું તાત્પર્ય એ છે કે યોગી પુરુષો જે કંઇ કરવા ધારે તે સહજ માત્રમાં કરી શકે છે, તેમાં કોઇ આશ્ચર્ય નથી.

બીજું આપને એમ લાગશે કે હનુમાનજી સાત પર્વત એકી સાથે કેવી રીતે ઊઠાવી શક્યા ? પણ ભાઇ ! હનુમાનજીના નૈષ્ઠિક બ્રહ્મચર્યતત્ત્વનું માપ કાઢવાનું જેની મતિમાં તાકાત ન હોય, એ હનુમાનને માટે ભલે ગમે તેવા શબ્દો બોલે. એની અમને તમા નથી. છતાં એક દાખલો સમજાવું. આપણા મહાભારતના એક પર્વમાં લખ્યું છે કે, "ધર્મક્ષેત્ર એવા કુરુક્ષેત્રમાં કૌરવો અને પાંડવોને યુદ્ધ થયું ત્યારે પાંડવોના અભિમન્યુ, ઘટોત્કચ વિગેરે વીરોનું મૃત્યુ થતાં મહાકાળ ભીમસેનને ક્રોધનો આવિર્ભાવ થયો. જેથી ભીમસેનની આંખ, કાન, નાક, માથામાંથી ધૂમાડા નીકળવા માંડ્યા અને તેણે કૌરવોનો નાશ કરવા માટે કૌરવોની સેનામાં દોટ મૂકી. ભીમસેનનું એ ભયાનક રૂપ જોઇ કૌરવોની સેના નાસભાગ કરવા લાગી, ત્યારે ભીમસેન વિચાર કરવા લાગ્યો કે સૈન્ય તો નાસવા માંડ્યુ એટલે ત્યાં ઊભેલા હાથીઓ અને રથોને ઊઠાવી ઊઠાવી તેણે આકાશમાં ફેંકવા માંડ્યા. આમાં આધુનિક જમાનાના ભાઇબ્હેનો બીચારા કે જેમની સ્થિતિ દયા ખાવા જેવી છે, એવાં નિર્માલ્યો ઉપહાસ કરીને બોલે છે કે કેવું ગપ્પું ! પણ ભાઇ ! એ ગપ્પુ નથી, પરન્તુ ભીમના બળનુ માપ કાઢવું એ રમત નથી. છતાં હું તમને દમથી, મારૂં સાચું માનો એમ કહેવા ઇચ્છતો નથી, છતાં એથી વધુ સપ્રમાણ કાલનો દાખલો રજુ કરૂં છું. કે ભાઇ ! તમ કલિયુગના ભીમ રામમૂર્તિ સેન્ડોના નામથી તો અજાણ્યા તો નહી જ હો. એ જ રામમૂર્તિનું જીવનચરિત્ર આપ વાંચી જુઓ, એટલે આપને ખ્યાલ થશે કે રામમૂર્તિની ઉંમર માત્ર દશ વર્ષની હતી ત્યારે એને ક્ષય (ટી. બી.) લાગુ પડ્યો હતો પરન્તુ તેની સમજુ માએ ભણવાનું છોડાવી દેરાવી યથેષ્ટ ફરવા જવાનો અને પદ્ધતિસર કસરતનો તેને આદેશ આપ્યો. માની આજ્ઞાને શિરોમાન્ય કરી તેણે પણ પોતાના શરીરને કસરતી બનાવ્યું. તે એટલે સુધી કે એના સરકસમાં એના ખેલોમાં એ ગમે તેવા જબરજસ્ત હાથીને પણ પોતાની છાતી ઉપર બેસાડતો. અને રામમૂર્તિ દુનિયામાં વિશ્વવિજય કરવા નીકળ્યા હતા અને ફરતાં ફરતાં જ્યારે જર્મનીમાં ગયા ત્યારે તેમણે જર્મનીના સેન્ડોને પણ મહાત કર્યો. જેથી જર્મનીના એક દેશપ્રેમી ભાઇએ આવેશમાં આવી જઇ કહ્યું; "અરે એક ગુલામ દેશનો સેન્ડો અમારા આઝાદ દેશના સેન્ડોને હરાવે !" એ એને પાલવ્યું નહી એટલે ખીસામાંથી તુરત જ રીવોલ્વર કાઢી એણે રામમૂર્તિ ઉપર શુટીંગ શરૂ કર્યું. રામમૂર્તિને એક બીજા ભાઇએ ચેતાવ્યા અને એ મહાબળી, એ મહાકાય રામમૂર્તિએ પણ જગતને પરિચય કરાવવા પોતાના મસલ્સ તૈયાર કરી, આવતી ગોળીને મસલ્સ ઉપર ઝીલી. પણ એ વજ્ર જેવા મસલ્સથી ગોળી અંદર ન પેસતાં પાછી પડી. આથી શુટીંગ કરનાર ભાઇ પણ ચિત્રવત્ થઇ ગયો અને રામમૂર્તિની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યો. એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે જે છોકરાને દશ વર્ષની ઉમરે ક્ષય થયો હતો જેને આધુનિક જમાનામાં કળિયુગના ભીમનું બીરુદ મલ્યું હતું એવો ક્ષયી છોકરો આટલું બળ ધરાવી પોતાની છાતી ઉપર હાથીને બેસાડી શકે અને ગોળીને પાછી પાડી શકે એ કળિયુગના ભીમ કરતાં લાખ્ખોગણું બળ ધરાવનાર ભીમસેન હાથી અને રથો ઉડાવીને આકાશમાં ફેંકે એમાં તમને આશ્ચર્ય શું થાય છે. અને ભીમ તો ગૃહસ્થી હતો અને એથી પણ વધુ બળ ધરાવનાર હનુમાન નૈષ્ઠિક બ્રહ્મચારી સાત પર્વતો સાથે ઊંચકે એમાં ઓ વ્હાલા વાચક ! તને આશ્ચર્ય શું થાય છે ? હનુમાનના સત્યસ્વરૂપને તું નહિં સમજતો હોય. પરન્તુ હનુમાન તો અગીઆરમા રુદ્ર હતા. એમનો રુદ્રાવતાર હનુમાન દાનવો સાથેના સંગ્રામની ખાતર અને ભગવાનની ભક્તિ કેવી રીતે થઇ શકે એનો ઉપદેશ આપવાની ખાતર એનો પ્રાદુર્ભાવ થયો હતો. પરન્તુ દુર્ભાગ્ય છે કે હાલના ભારતમાં આપણું ખોટું અને બીજાનું સાચું એમ માનવાની આદત પડી ગઇ છે. પણ હું તો મારા ભારતવાસી ભાઇબ્હેનોને કરબદ્ધ પ્રાર્થના કરૂં છું કે જો તમે ભારતી માતાના સાચા સુપુત્ર હો તો રામાયણ યા મહાભારત વાંચી વિચારી તેને આચરણ અને વર્તણુકમાં મૂકશો તો હાલ જે સ્ટેજ ઉપર છો એથી પણ વધુ ઉન્નતિના માર્ગે જશો. હવે ઊર્ધ્વરેતા પુરુષને બીજા જન્મમાં જવામાં કેમ હરકત નથી એ સંશય આવતા માસિકમાં રજુ કરવામાં આવશે. અપૂર્ણ

# દુર્ભાગી કોણ ?



લેખક :
શ્રી. "સ્નેહકુંજ"

આ સંસારમાં કેટકેટલાંય મનુષ્યો પોતાની જાતને દુર્ભાગી માની પ્રતિરોજ, અરે! પ્રતિક્ષણ ઉષ્ણ આહોથી ભરેલી મનુષ્ય જિંદગી વ્યતિત કરતાં જણાય છે. એમણે માની લીધેલા એમના એ દુર્ભાગ્યનું કારણ કેવળ એમનું અજ્ઞાન જ હોય છે. કારણને કોઇ શોધતું નથી અને કાર્યની પાછળ વલોપાતનાં આંસુ સારે છે. કોઇ પોતાની જાતને પ્રતિકુળ ભાર્યા (સ્ત્રી) સાંપડ્યાથી દુર્ભાગી માને છે; તો કોઇ સંસારમાં માતા-પિતા, પુત્ર-પુત્રી, ભાઇ-ભગિની અને એવાં બીજાં સ્વજનો વિહોણી પોતાની જાતને દુર્ભાગી માની દુઃખનાં છાનાં અશ્રુ વહાવે છે. વાસ્તવમાં એમના દુર્ભાગ્યનું આ સાચું કારણ નથી, મનુષ્ય જન્મ્યા પહેલાં તેનાં કોઇ સ્વજનો તેની સાથે હોતાં નથી અને તેના મરણ બાદ તેણે માનેલાં આ સંસારનાં કોઇ ઇષ્ટ સ્વજનો તેની સાથે રહેવાનાં નથી. વચગાળાનો આ સંબંધ માત્ર તેણે ધારણ કરેલા આ જન્મ પૂરતો જ છે અને ક્ષણિક છે. વળી કેટલાંક મનુષ્યો તેમને સ્ત્રી-પુત્ર, ભાઇ-ભગિની એ બધું સાનુકુળ હોવા છતાં આ જગતના ભૌતિક પદાર્થો જેવા કે:-દ્રવ્ય, ભવ્ય આગારો, જમીન-જાગીરો, વાડી-વજીફા અને એવી બીજી એની ઇચ્છામાં વસેલી એની કલ્પનાની વસ્તુઓનો એ એના સ્વામિત્વનો હક પ્રાપ્ત નથી કરી શકતો અને જેથી કરી જીવન જીવવાને એને એનાં પ્રારબ્ધ કર્મવશાત્ સાંપડેલાં સાધનો હોવા છતાં પણ પોતે પોતાની જાતને દુર્ભાગી માને છે; પરંતુ જ્ઞાન દૃષ્ટિએ જોતાં એમના દુર્ભાગ્યનું આ પણ વાસ્તવિક કારણ નથી; એના મન અને દૃષ્ટિનું સંકુચિતપણુંજ એ એના દુઃખનું મૂળ છે અને 'અજ્ઞાનની ક્લિષ્ટ ભૂમિકામાં એ મૂળ એવું તો પથરાએલું હોય છે કે જે એને નિજના વાસ્તવિક સ્વરૂપનું ભાન થવાજ નથી દેતું ત્યાં પછી સત્ય એને સમજાયજ શી રીતે ! અને જ્યાં સત્ય સમજાયજ નહિ ત્યાં એને એના દુર્ભાગ્યનું સાચું કારણ જડેજ ક્યાંથી ?

આમ નિજ સ્વરૂપના ભાન સિવાયના સંસારમાં અનેક મનુષ્યાત્માઓ પોતાને અભાગિ કિંવા દુર્ભાગી માની દુર્લભ એવા મનુષ્ય જન્મને વ્યર્થ ગૂમાવી દે છે, અખિલ બ્રહ્માંડના સર્જક અને નિયામક એકજ પ્રભુનો સઘળે પસારો છે. દરેક કૃત એક માત્ર કર્તાની અગાધ શક્તિની કરામત રૂપે છે. પાંચ મહતત્ત્વોના ઓછાવધતા ભાગ લઇ ચારે ખાણોના ઘાટમાં કર્તાએ નિજનો અંશ-આત્માનો પ્રકાશ પાથરી દરેક ઘાટને ચૈતન્ય બક્ષ્યું છે. એ ચૈતન્યે કરીને દરેક ઘાટ ક્રિયમાણ કરતા ( કર્મ કરતા -હાલતા ચાલતા ) કર્યા છે, તેમાંય ખાસ કરીને મનુષ્ય દેહરૂપી ઘાટમાં ચાર અંતઃકરણો (મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર) જ્ઞાનેન્દ્રિ (આંખ, કાન, વાણી નાક અને ત્વચા) અને પાંચ કર્મેન્દ્રિ (હાથ, પગ, મ્હોં, ગુદા અને પાંચ ગુહ્યેન્દ્રિ ) મળી ચૌદ કિંમતી રત્નોના સાજથી સજાવેલા મનુષ્ય દેહરૂપી ઘાટ-ઘરમાં વિભૂની વિભૂતિ રૂપ તખતપર નિજના અંશ-આત્માનું સ્થાન છે, જ્યાંથી એ સાક્ષીરૂપે દેહના અણું અને પરમાણું પર દૃષ્ટિ રાખી સ્થિત થએલ છે, અને એજ મનુષ્ય માત્રનું સાચું નિજ સ્વરૂપ છે એવા અતિ દુર્લભ મનુષ્યદેહને પામવું એજ એક માનવી માત્રનું પરમ સુભાગ્ય છે જ્યાં દુર્ભાગ્યને કિંચિત સ્થાન નથી. આ ભૌતિક જગતના દરેક ભૌતિક પદાર્થો નાશવાન છે. એ પદાર્થોની ઇચ્છાપૂર્તિમાં લોભ અને મોહ રહેલાં છે અને એની અપૂર્તિમાં ક્રોધ વસેલો છે. આ લોભ, મોહ અને ક્રોધ એ ત્રણેય મનુષ્યને પતનના માર્ગે ખેંચી જનારાં હોય એવા ભૌતિક પદાર્થો સહિત નિજદેહ અને એ દેહના દેહભાવે માનેલાં આ સંસારનાં ઇષ્ટ સ્વજનો સર્વ નાશવાન હોઇ એની અપ્રાપ્તીમાં કે પ્રાપ્ત થએલાં હોય તો એના નાશમાં પોતાને દુર્ભાગી કિંવા અભાગી માનવું એ બરાબર નથી કિન્તુ નિજ સ્વરૂપનું ભાન કરાવનાર સત્ય જ્ઞાન સિવાયનો મનુષ્યજ દુર્ભાગી છે. કોઇ પરમજ્ઞાની સંત પુરુષ સંસારના મનુષ્યજીવોને અતિ દુર્લભ એવા મહદ્ સુભાગ્યે સાંપડેલા મનુષ્ય જન્મ-દેહનું નિદાન કરી કહે છેઃ—

આત્મ ભ્રાન્તિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ
ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ નિદિધ્યાસન.

# ઉપાધિનું સ્વરૂપ

[ સત્સંગીઓ પ્રત્યેના સ્વામી શ્રી. માધવતીર્થજીના ઉપદેશમાંથી ]

એકવાર મુંડક ઉપનિષદનું વાચન ચાલતું હતું તેમાં એવું આવ્યું કે આત્મા જ્યારે ઉપાધિધર્મવાળો હોય ત્યારે પોતાને બરાબર જાણી શકતો નથી. એટલે ઉપાધિવાળો આત્મા સ્વયંપ્રકાશ નથી. તે વખતે કેટલાક જિજ્ઞાસુઓ બેઠા હતા તેથી નીચે પ્રમાણે પ્રશ્ન-ઉત્તર થયા હતાઃ—

જિજ્ઞાસુનો પ્રશ્નઃ— ઉપાધિનો અર્થ શો?

ઉત્તરઃ—તમને કોઈ જાતનું વ્યસન છે?

જિજ્ઞાસુઃ-તમાકુ સુંઘવાની બહુ ટેવ છે તેથી છીંકણીની ડબી વારંવાર યાદ આવે છે.

ઉત્તરઃ—એ ટેવ છોડી દો. એ ટેવ જ ઉપાધિનું સ્વરૂપ છે.

જિજ્ઞાસુઃ—એ ટેવ છૂટે તેવી નથી.

ઉત્તરઃ—અમને કેમ છીંકણી વગર ચાલે છે? માટે તમારી ડાબડી અમને આપી દો.

જિજ્ઞાસુઃ—એમ કરૂં તો પાછી નવી ડબી અને અને નવી છીંકણી લેવાનું મન થાય, કારણ કે મારો ડબીમાં જીવ જાય છે.

જેમ તેણે કહ્યું કે મારો જીવ ડબીમાં જાય છે તે જ પ્રમાણે માણસ એક શરીર છોડે તો પણ તેની વાસના જીવનું રૂપ લઈને બીજા શરીરરૂપી ડબીમાં જાય છે. માણસના જન્મનું કારણ આ જ છે. જો જીવતાં ડબીમાં જીવ જાય તો મરવા પછી પણ ડબીમાં જીવ જાય. ઊંઘી ગયા પછી સવારે ઉઠતાં જેમ ડબીમાં જીવ જાય છે તેમ મર્યા પછી શરીરરૂપી ડબી જીવ શોધે છે. એવી માયાની ડબી એક જાતની હોતી નથી. કોઈનો જીવ ન્યુસપેપર વાંચવામાં જાય છે. કોઈનો સ્ત્રી-પુત્રમાં જાય છે, કોઈનો જીવ ધનમાં જાય છે. તેથી જીવ પોતાને ઠેકાણે રહેતો નથી અને અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાન એ જીવનાં પ્રમાણ થઈ જાય છે. તેવા જ્ઞાનથી રાગદ્વેષ થાય છે, રાગદ્વેષથી કર્મ થાય છે, કર્મથી શરીર આવે છે અને શરીરથી દુઃખ થાય છે. પછી તે જિજ્ઞાસુએ એવો પ્રશ્ન કર્યો કે ભગવાને આવો સુંઘવાનો ડબો શા માટે કર્યો હશે? અમે તેમને પૂછ્યું કે છીંકણીનો ડબો ભગવાને કર્યો કે અમે કર્યો? જો ભગવાને છીંકણીનો ડબો કર્યો હોત તો બધાને છીંકણી સુંઘવાનું મન થાત, પણ બધાને તેવું મન થતું નથી તેથી જુદી જુદી જાતનાં વ્યસન અને તેથી ઉપજતાં જુદી જુદી જાતનાં જ્ઞાન એ નવી ટેવથી જીવનાં નવાં પ્રમાણ બની જાય છે. એ પ્રમાણથી જગતને જોતાં કંઈક સમજાય છે અને કંઈક નથી સમજાતું તેથી પહેલાં પ્રમાણ સાચું છે કે નહિ તે નક્કી કરી લેવું જોઈએ. અને તે માટે ખુબ સત્સંગની જરૂર છે. એક પ્રમાણથી બીજા પ્રમાણની વાત સમજાતી નથી.

દરજી અથવા મોચી પાસે એક જ પરમાણાનું અંગરખું કે પગરખું હોય તો બધા માણસ માટે તે પરમાણાં ચાલતાં નથી. તેવી જ રીતે આપણા મનનાં પરમાણાંથી આખું જગત માપી શકાતું નથી. છતાં મુંડક ઉપનિષદમાં કહેલ છે કે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે. તે જ્ઞાન માત્ર બ્રહ્મસ્વરૂપ છે. તે અબાધિત હોવાથી બ્રહ્મનું જ્ઞાન એક જ સાચું જ્ઞાન છે. તેની બહાર કોઈ વસ્તુ નથી તેથી તે અબાધિત જ્ઞાનમાં બધું સમાઈ જાય છે.

★

# સજ્જન—દુર્જન

: મનહર :

સત્ય, નિતી, દયા, દાન, વિવેક, વિચાર, વળી,
જપ, તપ, ઉદારતા, માનવ એંધાણ છે,

જીવે છે ઘણાય એવા જગતમાં જનમીને,
પરહિત કાજે જેનાં કાયા અને પ્રાણ છે.

પણ પુંછ શીંગ વિના પશુ જેવા હરે ફરે,
પરાયા ભુંડામાં જેનાં નીત પરિયાણ છે.

ગોવિંદ કહે છે ધન્ય જનુનીના જાયા જન
એવાથી તો સારા ધોબીઘાટના પાષાણ છે.

ભક્તકવિ શ્રી. ગોવિંદજી રામેશ્વર



# ભગવાન ભીષ્મ

લેખક : કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા.

सर्वज्ञतां यदि समिच्छसि सर्वमान्याम् ।
सद्ग्रन्थवाचनपरो भव मित्र नित्यम् ॥

હે, ભાઈ ! યથાર્થ અને સર્વને સંમત એવી સર્વજ્ઞતા પ્રાપ્ત કરવાની જો તારી ઇચ્છા હોય તો, સર્વજ્ઞ સત્પુરુષોના સદ્ગ્રન્થોન( સદ્પરમાત્માના રૂપગુણ-વર્ણન સહિત રચાયેલાં પુસ્તકો )-ના વાચનને વિષે નિરન્તર તત્પર થાઓ; તો જ ક્રમે સર્વજ્ઞતાનો લાભ થઈ શકશે. વ્યાવહારિક સર્વજ્ઞતા પણ તે વિષય સંબંધી ગ્રન્થોનો અભ્યાસ કરનારાઓમાં જ જે પ્રમાણે જણાઈ આવે છે તે જ પ્રમાણે તમે પણ જો પારમાર્થિક સદ્ગ્રન્થોનું વાચન ન રાખો તો તાત્વિક સર્વજ્ઞતા પણ શી રીતે પ્રાપ્ત થઈ શકવાની હતી ? નહિ જ. એટલા માટે, પરમાનંદની પ્રાપ્તિને અર્થે સદ્બોધગ્રથિત ગ્રંથોનું વાચન રાખવું.

ઈન્દ્રના શાપે કરીને હસ્તિનાપુરની ગાદી ઉપર શાન્તનુ રાજા તરીકે જે સમ્રાટ બન્યા તે પૂર્વજન્મના મહાભીષ હતા. એક દિવસ શાન્તનુ રાજા પતિતપાવન ગંગાના કિનારા ઉપર ઘોડેસ્વાર થઈ વિચરતા હતા તેવામાં બહુ જ દૂર નીકળી ગયા. ત્યાં ઇન્દ્રના શાપે ગંગાના અંશમાંથી ઉત્પન્ન થયેલી અંશાવતારી ગંગા મૃત્યુલોકની સ્ત્રીના જેવું રૂપ ધારણ કરી માર્ગમાં ઊભાં રહ્યાં. શાન્તનુ રાજા આ અદ્વિતીય સ્વરૂપવતી સ્ત્રીને જોઈને ચિત્રવત્ બની ગયા. અને તેની સમીપમાં જઈ શાન્તનુ પૂછે છે: તમે તો કોઈ સ્વર્ગમાંથી ઊતરી આવેલાં દેવી છો કે અપ્સરા છો ? કારણ કે મૃત્યુલોકની સુંદરીઓમાં આટલું રૂપલાવણ્ય મેં ક્યાંય ભાળ્યું નથી. શાન્તનુના પ્રશ્નથી ગંગા સ્મિત કરતી બોલી; "સમ્રાટ હું એક મૃત્યુલોકની સ્ત્રી છું અને મારા યોગ્ય પતિની શોધમાં ફરૂં છું." સજ્જનો ! જોયુ ને ? પહેલાંની સતીઓ પોતાના પતિની શોધ કરવા માટે સ્વયં પોતે બહાર નીકળતી.

"ઉન્નત થવા આ દેશમાં શુભ ભાવના ભરતી હતી.
નિજ સ્નેહજ્યોતિ સમર્પવા દેશાટનો કરતી હતી."

સજ્જનો ! પહેલાંની આવી, રમણીયો પોતાના યોગ્ય પતિને શોધતી છતાંય તે વર્ણાન્તર લગ્ન તો નહોતી કરતી. જુઓને, સતિ સાવિત્રી પણ સત્યવાનને શોધવા માટે નીકળી હતી અને મહાન ભગીરથ પ્રયત્ને તેને સત્યવાન પ્રાપ્ત થયો હતો. તદનુસાર ગંગાજીએ પણ શાન્તનુને જવાબ દીધો કે હું મૃત્યુલોકની સ્ત્રી છું અને મારા યોગ્ય પતિની શોધમાં ફરૂં છું. શાન્તનુ તો પહેલાંથી જ ગંગાજીને જોઈને મુગ્ધ થયો હતો અને તેમાં ગંગાજીના આવા શબ્દો સાંભળ્યા એટલે તો પ્રસન્ન ચિત્તે શાન્તનુએ ગંગાજીને કહ્યું; "જો તમે તમારા યોગ્ય પતિની શોધમાં નીકળ્યાં હો તો હું તમને કહું છું કે હું ભારતનો સમ્રાટ છું, મારૂં નામ શાન્તનુ છે અને તમને હરકત ન હોય તો મારી સાથે પાણીગ્રહણ કરી શકો છો." ગંગાજીને પણ એ જ જોઈતું હતું એટલે તેમણે કહ્યું; "મને તમારી સંગાથે પાણીગ્રહણ કરવામાં કોઈ હરકત નથી; છતાં મારી શરત કબુલવા આપ તૈયાર હો તો." શાન્તનુ કહે છે કે એ શરત કઈ છે ? ગંગાજી કહે છે; તમારાથી મારામાં જેટલા પુત્રો ઉત્પન્ન થાય એ પુત્રોને મારી મરજીમાં આવે તેમ હું કરૂં એમાં કોઈપણ જાતનો આપનો વિરોધ ન હોવો જોઈએ અને એ કાર્ય કરતાં મને જે દિવસે આપ અટકાવો તે જ સમયે મારો અને તમારો યોગ પૂર્ણ થશે. શાન્તનુ પણ બે ઘડી વિચારમાં તો ચઢી ગયો છતાં એને ખબર ન હતી કે એ પુત્રોને શું કરશે ! તો પણ ગંગાના રૂપમાં આસક્ત બનેલો શાન્તનુ સારાનરસાનો વિચાર કર્યા વિના શરતનો સ્વીકાર કરી ગંગાને પોતાને ત્યાં લઈ આવ્યો. હવે આધુનિક જમાનાના કોઈ ભાઈને સંદેહ પડશે કે શાન્તનુ કેટલો પ્રેમઘેલો ? પરન્તુ ભાઈ ! શાન્તનુ માટે તમે એટલો હલકો વિચાર ન બાંધતા. કુદરતનો જ એવો નિયમ છે કે આવા મહા-

પુરુષો પૂર્વના કોઈક સંસ્કારને લીધે અને આકર્ષણને લીધે મોહમાં ખેંચાય છે. જેમ કે રાજા રામચંદ્ર પુષ્પ-વાટિકામાં ગુરુને માટે પુષ્પો વીણવા ગયા હતા, એવા પરબ્રહ્મ રામ કે જગતને મર્યાદાધર્મનો ઉપદેશ આપવા જેમનો પ્રાદુર્ભાવ થયો હતો–તે રામ પણ પુષ્પવાટિકામાં જાનકીને આવેલી જોઈને મોહ પામ્યા હતા. જે રામે જગતને એકપત્નીવ્રત ધર્મનો પાઠ પઢાવ્યો તે રામ કદીયે કોઈ સ્ત્રીમાં આસક્ત ન બને છતાં જાનકીમાં એ મોહ પામ્યા હતા, તે, પરાપૂર્વના સબંધને લીધે, નહિ કે મોહના લીધે. તેમ અહીંયાં ગંગા માટે શાન્તનુનું પણ બન્યું. હવે બીજી વાત એ છે કે સતીઓને આવી શરત કરવાની શી જરૂર તો એના જવાબમાં જોઈએ: મહાસતી મૃદાલસા કે જેણે પહેલાંથીજ શર્ત કરી હતી:

થઈ ભૂપની કુમારી
મૃદાલસા થઈ ભૂપની કુમારી
જગમાં બની ગઈ ચાવી
મૃદાલસા થઈ થઈ ભૂપની કુમારી
ભણીગણીને બની સદ્‌ગુણી
શાસ્ત્ર શાસન સુખદાયી. મૃદાલસા...(૧)
કહે પિતાને હું વરૂં વૈષ્ણવ,
એકપત્નીવ્રત ધારી. મૃદાલસા...(૨)
ગરીબ–ધનિકની જરી ન પરવા
હોય શુચિ સંસ્કારી. મૃદાલસા...(૩)
વરવું પણ તરવું ને તારવું
એવું ચાહે અવતારી. મૃદાલસા...(૪)
જાયું જીવ તે જાય ન આડા
એવું ચહે સંસ્કારી. મૃદાલસા...(૫)

એટલે મહાસતી મૃદાલસાએ પણ એવી શર્ત કરી હતી કે મારા પુત્રોને યોગ્ય લાગે તેમ હું કરૂં. અરે હમણુનો જ પ્રસંગ હોયલેપલિનીનો: એણે પણ એવી શર્ત કરી હતી કે જે દિવસે તમે અને મારા સત્યસ્વરૂપમાં પ્રસિદ્ધ કરશો, તે દિવસે મારો અને તુમારો સંબધ પૂર્ણ થશે. તેવી જ રીતે પણ અહીંયાં ગંગાજીની શર્ત હતી. સજ્જનો, શાન્તનુ અને ગંગાનો ગૃહસંસાર ચાલુ થયો અને ગંગાએ મન-વચન-કર્મથી પતિભક્તિ આદરી અને શાન્તનુ પણ ગંગા કોઈ વાતે કચવાય નહી એવી રીતે, પતિપરાયણા ગંગાજીને મન–વચન–કર્મથી, તે પણ આધીન બન્યો.

એ તો જગતનો કાયદો છે કે આપણી પત્નીને જો આપણે જાનકી બનાવવી હોય તો પહેલાં આપણે રામ બનવાની જરૂર છે. અને જો આપણે રાવણ બનીશું તો મંદોદરી વિભીષણ સાથે જરૂર દ્વિતીય લગ્ન કરશે તે નક્કી માની લેવું. તેમજ ગંગા અને શાન્તનુ એકબીજાથી પરિપૂર્ણ રહેવા લાગ્યાં. પતિ સાથે ધર્મ પ્રમાણે વર્તનારી સતીગંગા ઈશ્વરકૃપાએ ગર્ભવતી થયાં અને દસમે માસે રત્ન સરીખો પુત્ર જન્મ્યો. પુત્ર જન્મતાની સાથેજ ગંગા પોતાના એ પુત્રને લઈને ગંગાકિનારે ગયાં, શાન્તનુ પણ તેમની પાછળ પાછળ ગયો, અને જોઈ રહ્યો કે ગંગા શું કરે છે. ગંગાજીએ ગંગા નદીના જળમાં જઈ પુત્રને જળ-સમાધિ દેવડાવી દીધી. આ કર્મ જોઈ શાન્તનુને ઘણો જ તિરસ્કાર અને ઘૃણા ઉત્પન્ન થઈ અને આવેશમાં તુરત જ રાજમહાલયમાં પાછો ફર્યો, પરન્તુ ગંગાજી જેવાં ઘેર આવ્યાં તેવાં જ તેમનું તેજસ્વી હસતું મુખડું જોઈ શાન્તનુનો ક્રોધ શમી ગયો.

સજ્જનો ! જોયું સ્ત્રીતત્ત્વ કેવું પ્રબળ છે?

અબળા પણ અદ્‌ભુત કરણી, નરવરને નાચ નચાવે.
તાબેદાર થઈને તરણી, તરણીથી તુચ્છ બનાવે. (નર)
બ્રહ્મા નાચ્યા, વિષ્ણુ નાચ્યા, ભીલડી શિવ ભરમાવે.
નારદ વિશ્વમોહિની માટે, કપિમુખ કરીને આવે રે. (નર)

સજ્જનો ! સ્ત્રીતત્ત્વમાં કેવી ગજબ શક્તિ છે ! ખેર, આ પ્રમાણે પતિપરાયણા સતી ગંગાને અનુક્રમે ફરી બીજા ૭ પુત્રો થયા, અને એકંદરે કુલ સાતેય પુત્રોને પહેલાંની માફક જળ-શાયી બનાવી દીધા, જ્યારેજ્યારે આવો પ્રસંગ આવતો ત્યારે ત્યારે દરેક વખતે શાન્તનુને બહુ જ ક્રોધ થતો. પરંતુ ગંગાના રૂપમાં આસક્ત બનેલો શાન્તનુ શરતની બીકથી એક શબ્દ પણ બોલી શક્તો નહીં. પરંતુ જ્યારે આઠમા પુત્રનો જન્મ થયો અને ગંગા એને જળશાયી બનાવવા તૈયાર થઈ ત્યારે શાન્તનુથી હવે સહન ન થઈ શક્યું અને હવે ગંગાનો અને તેનો સંબંધ તૂટવાનો પણ હતો. જેથી કર્મના અંતરાયે શાન્તનુ ક્રોધમાં આવી ગયો અને ગંગાને કહેવા લાગ્યો કે, ઓ બાળહત્યા કરનારી ચાંડાલિની ! તું કોણ છે એ તો કહે ! આજે સાતસાત પુત્રે મારી સમ્રાટગીરીની ગાદી ઉપર બેસનાર કોઈ નથી. માટે જ ઓ હત્યારી ! મને આ મારો આઠમો પુત્ર મને

પાછો આપ. ગંગાજી ત્યાં જ થોભી ગયાં પુત્રને નીચે સુવાડી દીધો અને શાન્તનુને કરબદ્ધ પ્રાર્થના કરીને કહ્યું; "શાન્તનુ ! મારી શર્ત પૂરી થાય છે. મારા કાર્યમાં તમે વિક્ષેપ નાખ્યો જેથી મારો અને તમારો સંબંધ–પતિ-પત્ની તરીકેનો પૂર્ણ થાય છે. એમ કહી ગંગા અંતર્ધાન હવાં.

સજ્જનો ! ગંગાજીના વિચિત્ર વહેવારથી તમને પણ એમ જ હશે કે ગંગાજીને આમ બ્રહ્મહત્યા બાળહત્યા ) કરવાની શી જરૂર ? પરંતુ એ એમ શા માટે કરતાં હતાં એ તમને સંક્ષિપ્તમાં સમજાવી દઉં.

એક વખત અષ્ટ વસુઓ ભારતની કર્મભૂમિ ઉપર આમોદ પ્રમોદ કરવા (વિહાર કરવા) કુટુંબ્ય સહિત આવેલા. જ્યાં એક દિવસ એવું બન્યું કે અષ્ટ વસુઓમાંનો એક આઠમો વસુ જેનું નામ દ્યૌ વસુ હતું તે તેની સ્ત્રી સાથે ક્રીડા કરી રહ્યો હતો. તેમાં દ્યૌ વસુની પત્નીએ ભગવાન વસિષ્ઠની નંદિની (કપિલા ગાય) ચરતી ચરતી ત્યાં આવી પહોંચી અને અદ્વિતીય કપિલાને જોઇને દ્યૌ વસુની પત્ની નંદિનીને જોઈ પ્રસન્ન થઇ ગઇ અને પોતાના પતિને કહે છેઃ દેવ ! આવી કપિલા આપણે ત્યાં હોય તો કેવું સુંદર? જ્યારે દ્યૌ કહે છેઃ દેવી ! એના ઉપર નજર નાખવા જેવો નથી. એ તો પરબ્રહ્મનિષ્ઠ ભગવાન વસિષ્ઠનાં નંદિની છે. આ શબ્દો પત્નીએ સાંભળ્યા એટલે એને ક્રોધ થયો અને ક્રોધના આવેશમાં પત્નીએ પતિને કઠોર વચનો સંભળાવી દીધાં,

હકે બસ હોકર કહા,
ચુડીયાં પહન ઘરમેં જાઓ,
એક વિપ્રસે ઇતના ડરતે હો,
ક્યાં મર્દ કહી તે શરમાઓ,
તાના સુન અપની પત્નીકા,
દ્યૌ વસુ ક્રોધસે ગરમાયા,
કુછ શુભ વ અશુભકા ધ્યાન ન કર,
જા શીઘ્ર ગાયકો હર લાયા,

સજ્જનો ! સ્ત્રીના શબ્દોમાં આ તાકાત છે. એક કવિએ કહ્યું છેઃ

શસ્ત્રવિના શબ્દે સંહરતી,
ઇચ્છા જે ધરતી, તે ખોદયા વિણ પણ
એ કરતી, એ બળવાન નારી.

દ્યૌ વસુ સારી રીતે સમજતો હતો કે ગાયની ચોરી એ મહાપાપ છે અને તેમાં ય પણ ભગવાન વસિષ્ઠની નંદિની. છતાંય સ્ત્રીના શબ્દોથી ક્રોધમાં આવેલો વસુ ભાન ભૂલ્યો અને નંદિનીને પોતાને ત્યાં લાવીને બાંધી દીધી.

સજ્જનો ! સાંજનો સમય થયો, પણ ભગવાન વસિષ્ઠને ત્યાં નંદિની આવી નહી. વસિષ્ઠ દેવને ચિંતા થવા લાગી એટલે ધ્યાનમગ્ન થઇ જોયું કે નંદિની ક્યાં છે ? તો ધ્યાનમાં તેમને સઘળું સમજાયું. એટલે સ્હેજ ક્રોધ થયો. જો કે ભગવાન વસિષ્ઠ પરમ બ્રહ્મનિષ્ઠ હતા, એટલે તેમને ક્રોધ થવો જ ન જોઇએ, છતાં ભાવિને સારી રીતે સમજતા હતા એટલે જ ક્રોધના આવેશમાં આવીને શાપ દીધો કે "અષ્ટ વસુઓ ! તમે આટલા મદાંધ બની ગયા કે બ્રાહ્મણની નંદિનીને પણ ચોરી ! માટે જ તમે તમારા વસુપણાથી ચ્યુત થાઓ અને મૃત્યુભૂમિની અંદર તમારા કર્મનો બદલો ભોગવો. આ બ્રહ્મશાપ વસુઓને લાગ્યો. જેથી અષ્ટ વસુઓ ગભરાઇ ગયા અને દોડતા ભગવાન વસિષ્ઠને આશ્રમે આવી અશ્રુભીની આંખે સ્તુતિ પ્રાર્થના કરવા લાગ્યા.

સજ્જનો જોયું, આ છે અમારા ભારતના ભૂદેવોની ભવ્યતા.

જે મંત્રવિદ્યા દ્વિજવરોને સર્વદા આધીન છે.
તે ભૂદેવ સામે સકળ બ્રહ્માંડ શક્તિહીન છે.

અને એટલા જ માટે આપણા વિષ્ણુસહસ્રમાં લખેલું છે કે

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्बीजाय कृष्णाय गोविन्दाय नमो नमः ॥

ગાય અને બ્રાહ્મણ ભારત વર્ષનું મોંઘામાં મોંઘું ધન છે, અને પૂર્વના બ્રાહ્મણો તો ભારતમાં વર્ચસ્વ ધરાવતા હતા તેમ આજના બ્રાહ્મણો પણ ભારતમાં વર્ચસ્વ ધરાવે છે. કદાચ આપને આ વાત ગળે નહિં ઊતરે, પરંતુ જુઓ, હિન્દુસ્તાનમાં કોંગ્રેસે સાત પ્રાંતો સર કર્યાં છે અને એના સાતેય વડા પ્રધાનો બ્રાહ્મણો છે અને હાલના નહેરૂ સરકાર પણ બ્રાહ્મણ જ છે. અને બીજી વાત એ છે કે એક ભારતના બ્રાહ્મણની નંદિની ચોર્યાની આટલી

મોટી ભયંકર શિક્ષા થાય છે; એ જ ભારતમાં ગોહત્યા કરનારાઓને કેટલી ભયંકર શિક્ષા થશે એ એક સમજવા જેવો પ્રસંગ છે. ભગવાન ગોપાલ કૃષ્ણચંદ્ર પણ આપણને સ્પષ્ટ શબ્દોમાં સમજાવી ગયા છે કે જ્યાંસુધી ભારતમાં ગોપાલનવિધિ યથાર્થ રીતે સચવાશે, ત્યાંસુધી ભારત સંપૂર્ણપણે આઝાદ રહેશે, અને એટલા જ માટે એક કવિએ પણ કહ્યું છે કેઃ

ગોપાલ થઈ ગોપાલજી ગૌ ચારતા ગુલતાનમાં,
હરતા હૃદય વ્રજ–ગોપિકાનું બંસરીના તાનમાં;
તે કર્મયોગી કૃષ્ણ શું કહેતા હતા છે ધ્યાનમાં?
ગોમાતની રક્ષા થવા દ્યો દેહને બલિદાનમાં.
અસંખ્ય રસ આ વિશ્વમાં ભરનાર તે ગોમાત છે,
કલ્યાણ આખા જગતનું કરનાર તે ગોમાત છે,
દેશના- જીવન તણો જેના ઉપર આધાર છે,
શીંગ પર સૃષ્ટિ તણો જેણે ઉપાડયો ભાર છે,
એક પણ અવગુણ નથી જે ગુણનો ભંડાર છે,
અમૃત તણી જેના ઉદરથી થઈ રહેલી ધાર છે;
ઘી–દૂધનો દરીયો ભર્યો જેના વિષે દિનરાત છે,
હિંદુઓ તેથી કહે જે ગૌ અમારી માત છે.

માટે સજ્જનો! હવે તો ભારતમેં અપને દેશમેં આપના રાજ હુઆ હે. ઇસલીયે ગોપાલનવિધિ હોના ચાહિયે, તભી ભારત સંપૂર્ણ આઝાદ હોગા ઔર સાધન-સંપન્ન હોગા. ઔર ભારત મેં કોઈ નંગે ઔર ભૂખે નહી હોગા. ઔર ઇસલીયે હમ હમારા નેતાઓંકો ભી કરબદ્ધ પ્રાર્થના કરતે હે કે હમારી એ નમ્ર વિનંતિ કો સ્વીકારે ઔર ભારતમેં ભારતી ગોવધ કભી ન હોગા ઐસા કાયદા પસાર કરે. અસ્તુ.

# ભગવન્નામ વિષેનાં ગાંધીજી સાથેનાં કેટલાંક પવિત્ર સંસ્મરણો

(લેખક: શ્રી હનુમાનપ્રસાદજી પોદાર)

## (૧)

બહુ જૂની વાત છે—'રામનામના આડતિયા' તરીકે જાણીતા થયેલા શ્રી બાબુરામજી મહારાજ મુંબઈમાં પધાર્યા હતા. તેઓ રામનામના જપ કરવાનો નિયમ લેવડાવતા અને પોતાના ચોપડામાં તેની સહી કરાવી લેતા. લાખોની સંખ્યામાં તેમણે સહીઓ મેળવી હતી. ઢગલાબંધ ચોપડા તેમની પાસે હતા. તેમના ચોપડામાં તમામ સમ્પ્રદાય અને ધર્મના માણસોના હસ્તાક્ષરો જોવા મળતા. એટલે સુધી કે મુસલમાન ખ્રિસ્તી, પારસી વિ. પાસે પણ, તેમની શ્રદ્ધા અને વિશ્વાસ મુજબ, પ્રતિદિન પ્રભુ–પ્રાર્થના કરવાની પ્રતિજ્ઞા લેવડાવતા. આ હતી તેમની દલાલી–આડત.

તે અરસામાં બે પૂજ્ય વ્યક્તિઓનું મુંબઈમાં આગમન થયું હતું–પૂ. મહામના માલવીયાજી મહારાજ અને પૂ. મહાત્મા ગાંધીજી. આડતિયાજીએ શેઠ જમનાલાલ બજાજ પાસેથી તો સહી મેળવી લીધી હતી; એટલે પોતાને પૂ. મહાત્માજી અને પૂ. માલવીયાજી મહારાજ પાસે લઈ જવાની તેમને વિનંતિ કરી. શ્રી જમનાલાલજીએ બાબુરામજીને બોલાવ્યા અને લેબરનમ રોડ પર મહાત્માજીની પાસે ગયા. શેઠજીએ આડતિયાજીનો પરિચય કરાવ્યો. ગાંધીજી ખૂબ ખુશ થયા અને સસ્મિત વદને ચોપરો જોઈને તેમના કાર્યની પ્રસંશા કરવા લાગ્યા. આડતિયાજીએ ચોપડો ખોલીને તેમની આગળ ધર્યો અને સહી કરવા માટે આગ્રહ કર્યો. હસતાં હસતાં ગાંધીજીએ કહ્યું; 'જ્યારે હું આફ્રિકામાં હતો ત્યારે રામનામની ખૂબ માળા ફેરવતો હતો, પરંતુ હવે તો રાત–દિવસ જે કંઈ કરું છું તે રામનામને માટે જ કરું છું એટલે હું અમુક સમય અને સંખ્યા માટે શામાટે હસ્તાક્ષર કરું?' ગાંધીજીની વાત સાંભળીને આડતિયાને સંતોષ થયો. ત્યાંથી અમે બધા પૂ. માલવિયાજી જ્યાં ઊતર્યા હતા ત્યાં શ્રી. ગોવિંદલાલ પિત્તીને ત્યાં ગયા. માલવીયાજી ખૂબ પ્રસન્ન થયા અને તેમણે આડતિયાજીના ચોપડામાં લખી દીધું–'હું જ્યારથી સમજણના ઘરમાં આવ્યો છું ત્યારથી નિયમિત રીતે નામ સ્મરણ કરું છું અને જ્યાં સુધી આ સંસાર–યાત્રા પૂરી નહિ થાય ત્યાંસુધી તેમ કરતો રહીશ.'

## (૨)

'કલ્યાણ' માસિકનો 'ભગવન્નામાંક' નીકળવાની

તૈયારીમાં હતો. રામનામના માહાત્મ્ય સંબંધી કંઈક લખાવવા માટે, શેઠ જમનાલાલજીને સાથે લઈને, હું ગાંધીજી પાસે ગયો. બાપુએ હસીને કહ્યું; 'જમનાલાલજીને કેમ સાથે લાવ્યા? શું તેમની ભલામણથી જ હું લખી આપીશ! આપ એકલા કેમ ન આવ્યા?' શેઠજી મનમાં હસ્યા. મેં કહ્યું; 'બાપુજી! એ તો એમ જ છે, આપ કંઈ લખી આપો એટલા માટે જ તેમને સાથે લાવ્યો છું.' ગાંધીજીએ હસીને કહ્યું; 'વારુ, આ વખતે જતા કરું છું; ભવિષ્યમાં આવો અવિશ્વાસ ન રાખશો.' તરત જ કલમ ઉપાડી અને નીચેનો સંદેશો લખી આપ્યો:

'નામ-માહાત્મ્ય સંબંધમાં પ્રાતઃસ્મરણીય ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ કહેવામાં કંઈ કચાશ રાખી નથી. એમાં જરાય શંકા નથી કે, દ્વાદશાક્ષર મંત્ર, અષ્ટાક્ષર ઈત્યાદિ મંત્રો મોહજાળમાં ફસાયેલા જીવો માટે શાંતિ આપનારા છે. જેને જેનાથી શાંતિ મળે તે મંત્રને તે પકડી રાખે. પરંતુ જેમને શાંતિનો અનુભવ જ નથી અને જે શાંતિની શોધમાં છે તેને માટે તો રામનામ ખરેખર પારસમણિની ગરજ સારે છે. ઈશ્વરનાં સહસ્ર નામ કહેવામાં આવે છે તેનો અર્થ એ છે કે તેનાં નામો અનંત છે—ગુણો પણ અનંત છે. માટે જ ઈશ્વર નામાતીત અને ગુણાતીત પણ છે. પરંતુ દેહધારી જીવોને માટે નામાશ્રય પરમ આવશ્યક છે અને આ યુગમાં તો મૂઢ અને નિરક્ષર માનવીઓ પણ રામનામ રૂપી મંત્રનો સહારો લઈ શકે છે. વસ્તુતઃ 'રામ' શબ્દના ઉચ્ચારણમાં એકાક્ષર જ છે અને 'ૐકાર' તેમજ 'રામ' માં કોઈ તફાવત નથી. **પરંતુ નામમહિમા બુદ્ધિવાદથી સિદ્ધ થઈ શકતો નથી. શ્રદ્ધાથી તે અનુભવસાધ્ય છે."**

સંદેશો લખી રહ્યા બાદ મંદ હાસ્ય કરીને ગાંધીજી બોલ્યા; 'જગતને ઉપદેશ આપવા માટે તમે મારી પાસેથી માત્ર સંદેશ જ લેવા આવ્યા છો કે તમે પણ તેનો અમલ કરો છો? રોજ નામજપનો નિયમ લો તો તમને આ સંદેશ મળશે, નહિ તો નહિ મળે.' જવાબમાં મેં કહ્યું: 'બાપુજી, થોડા જપ તો હું રોજ કરું છું જ, પરંતુ હવેથી હું વધારે કરીશ.' સંદેશ સુમત કરતી વખતે બાપુજીએ ટકોર કરી–'ભાઈ! આવી કિંમતી ચીજ વિનામૂલ્યે થોડી અપાય છે?' શેઠજીને થોડી વાત કરવાની હોવાથી તેઓ ત્યાં રોકાઈ ગયા. ચરણસ્પર્શ કરીને તેમની આજ્ઞા લઈને હું ચાલ્યો ગયો.

## ( ૩ )

હું મુંબઈથી રાજપૂતાના જઈ રહ્યો હતો. અમદાવાદમાં બાપુજીના દર્શનાર્થે રોકાઈ ગયો. વિશ્રામગૃહમાં સામાન મૂકીને સાબરમતી આશ્રમે પહોંચ્યો. બપોરનો સમય હતો, બાપુજી બેઠા બેઠા કંઈક લખી રહ્યા હતા. મેં જઈને ચરણોમાં પ્રણામ કર્યા. બાપુએ મસ્તકે હાથ મૂકી પાસે બેસાડ્યો. મારા હાથમાં 'કલ્યાણ'નો અંક હતો. તેઓ તેને લઈને જોવા લાગ્યા. 'કલ્યાણ' દ્વારા દર વર્ષે, અમુક નિશ્ચિત સમયે, સોળાક્ષર મંત્રના જાપ માટે ગ્રાહકોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે, અને જપનો સમય વીત્યા બાદ જપ કરનારાં ગામો યા શહેરોનાં નામો તથા જપની સંખ્યાનો આંકડો બહાર પાડવામાં આવે છે. આ અંકમાં તે સંખ્યા છપાઈ હતી. સંખ્યાનો ચોક્કસ આંકડો તો મને યાદ નથી પરંતુ દશ કરોડથી વધારે સંખ્યા હતી એ ચોક્કસ. બાપુજીએ તે જ વાંચ્યું અને બધી વાતો સાંભળી. સાંભળીને ખૂબ પ્રસન્ન થયા ને કહ્યું કે, 'તમે બહુ સારું કામ કરી રહ્યા છો. આટલા જપ કરનારાઓમાંથી થોડાક પણ હૃદયથી જપ કરનાર નીકળશે તો તેમનું અને દેશનું ખરેખર કલ્યાણ થઈ જશે.' પછી હસીને બોલ્યા; 'હું પણ જપ તો કરું છું, છતાં હું તમને સૂચના, નહિ મોકલું. જુઓ, આ રહી મારી માળા.' આટલું કહીને તકિયાની નીચેથી માળા કાઢીને મને બતાવી. વધુમાં તેમણે કહ્યું કે, 'રાત્રિના વખતે છાનોમાનો જપ્યા કરું છું.' માળા જીર્ણ થઈ ગઈ હતી, કેટલાક મણકા પણ તૂટી ગયા હતા. વૃંદાવનથી આવેલી બે માળા મારા ખિસ્સામાં હતી. મેં પ્રસન્નચિત્તે પ્રાર્થનાપૂર્વક કહ્યું–'બાપુજી! માળા તૂટી ગઈ છે; મારી પાસે વૃંદાવનથી આવેલી બે માળા પડી છે. આપ તેમાંથી એકનો સ્વીકાર કરવા કૃપા કરો.' બાપુએ કહ્યું; 'ત્યારે તો તમે માળા આપવા માટે જ આવ્યા હશો?' મેં કહ્યું; 'ના જી! હું તો દર્શનાર્થે જ આવ્યો હતો. આ તો પ્રાસંગિક વાત થઈ.' બાપુએ કૃપા કરીને માળા લઈ લીધી. થોડી વાર સુધી હું બેઠો. બાપુએ બીજી પણ ઘણી વાતો કહી. સમય ઘણો થવાથી મને ખાસ યાદ નથી. મારે તે જ દિવસે સાંજે જવાનું હોવાથી હું થોડી વાર પછી ત્યાંથી સ્ટેશન જવા ઉપડ્યો.

# કલ્યાણકુંજ

લેખક:
શ્રી. ભાઈલાલ વિ. બક્ષી

એક વાતનો સદા ખ્યાલ રાખોઃ પોતાના પુત્ર, ભાઈ, સેવક, અથવા કોઈ પણ બીજા તમારાથી નીચા પદ અથવા સ્થિતિવાળાનું પણ બીજાની સામે ક્યારે પણ અપમાન કરો નહિં. કોઈ પણ મનુષ્ય પોતાનું અપમાન ઇચ્છતો નથી. અપમાનિત મનુષ્ય ભલે બોલી ન શકે, પરંતુ એના દિલમાં મોટું દુઃખ થાય છે અને પોતાનું અપમાન કરવાવાળા ઉપર તેને બૂરી ભાવના જરૂર પેદા થાય છે. આને લઈને કોઈને સાવધાન કરવાને માટે કાંઈ કહેવું હોય તો, એકાંતમાં કહો. અને તે પણ બને ત્યાંસુધી સહાનુભૂતિ અને પ્રેમની ભાષામાં.

× × ×

તમે પોતાની સામે કોઈને, કાંઈ દોષ કરતાં જોઈ લો અને એ જાણી જાય કે તમે એના દોષને જોઈ લીધો છે તો એને પછીથી કાંઈપણ કહો નહિ. એ જાતે જ લજ્જિત બની રહ્યો હોય છે. કહી સંભળાવીને એનો સંકોચ તોડીને એને ઢીલો ઢીઠ ન બનાવો.

× × ×

જેવી રીતે પોતાની લાભ–હાનિનો ખ્યાલ રાખીએ છીએ, એવી જ રીતે બીજાઓની લાભ–હાનિનું પણ ધ્યાન રાખો. કોઈને ત્યાંથી માગીને આણેલી ચીજ ખરાબ ન થઈ જાય, તથા પોતાનું કામ નીકળી ગયા પછી એને ત્યાં સાવધાનીથી પહોંચી જાય, એ વાતની વિશેષ ચિન્તા રાખો, નહીં તો એને દુઃખ થશે અને ફરી કોઈને પણ માગેલી ચીજો આપવાનું તે બંધ કરી દેશે. આથી બીજાં ગરીબોની સગવડતા જતી રહેશે. અને જેવી રીતે તમે બીજાઓ પાસેથી ચીજ માંગી લો છો, તેવી રીતે પોતાની આપવામાં પણ ક્યારે પણ સંકોચ કરો નહીં. બની શકે ત્યાંસુધી કોઈની પાસેથી કોઈપણ ચીજ માગ્યા વગર પોતાનું કામ ચલાવો. માગીને સંકોચમાં પડો નહિ, તેમ કોઈને સંકોચમાં નાખો નહી.

દુઃખી–ગરીબ ભાઈબ્હેનોની સાથે વિશેષ પ્રેમ અને સરળતાનું વર્તન કરો. એવો ખ્યાલ ન કરો અથવા ક્યારે પણ એના ઉપર એવું ન પ્રકટ થવા દો કે એની સેવા કરવામાં તમે મોટા માણસ અને સમર્થ છો એથી એના ઉપર ઉપકાર કરી રહ્યા છો. તમારાથી ગરીબ ભાઈબ્હેનોની કોઈ વેળા કાંઈ સેવા બની જાય તો એમને ભૂલથી પણ કોઈ વખતે તેનું સ્મરણ કરાવવા નહી. બલ્કે તમારી સેવાનો એણે સ્વીકાર કર્યો એથી મનોમન એનો ઉપકાર માનો અને આ કૃતજ્ઞતાને પણ પોતાના મનમાં જ રાખો. એનો પ્રકાશ ન કરો. નહીં તો ઉલટું એ એવું સમજશે કે તમે તમારા ઉપકારની એને સ્મૃતિ કરાવી રહ્યા છો. આથી એને સંકોચ થશે અને પોતાની ગરીબીને સંભારીને તે દુઃખી બની જશે. જે નામનાને માટે કોઈની સહાય કરે છે એ તો એને બાળવાને માટે આગ પ્રકટાવે છે, એનો તાપ મટાવવાને નહીં. ગરીબ દુઃખી ગૃહસ્થોની સહાયતા યા સેવા કરવાનું ચાહો તો અત્યન્ત ગુપ્ત રૂપથી કરો. બની શકે તો એને પત્તો પણ ન લાગવા દો. અને સેવા કરીને એ સેવાને હંમેશને માટે ભૂલી જાઓ, માનો કે તમે ક્યારે પણ કાંઈ પણ કર્યું જ નથી.

× × ×

જેવું તમે તમારા વખતનું ધ્યાન રાખો છો, એવું જ બીજાના સમયનું ધ્યાન રાખો. કોઈ પણ ભલા માણસની પાસે વગર કામે જઈને ન બેસો. શિષ્ટાચારથી અથવા કોઈ કામને લીધે જવું હોય તો તેની સગવડતા જોઈને જાઓ, અને પોતાનું કામ પતી જતાં જ તરત ત્યાંથી ઊઠી જાઓ. જરૂર વગર બેસીને એને સંકોચમાં નાખો નહી. જો ત્યાં વધારે માણસો બેઠા હોય, તો પોતાની વાતચીત જલ્દી પૂરી કરી લો, જેથી બીજાઓને પણ વાત કરવાનો અવસર મળે.

× × ×

બે માણસો વાત કરતા હોય તો તેમની વાત સાંભળવાનો પ્રયત્ન ન કરો. ઉપરાંત તમારા ત્યાં રહેવાથી એમને સંકોચ થતો હોય તો ત્યાંથી અલગ થઈ જાઓ, અને પછીથી પણ એ એને વાત ચૂંથી–ચૂંથીને પૂછો નહી. જો એની કોઈ છાની વાત હશે તો તમારા આગ્રહ કરવાથી એને મોટા સંકોચમાં પડવું પડશે અથવા છુપાવવા માટે જુઠું બોલવું પડશે. જેથી આગળ ઉપર એથી પણ વધારે નુકસાન થશે.

\+ + +

વિપત્તિ વખતે કોઈ પાસેથી મદદ લેવાનું પોતાને આવશ્યક જ હોય અને એ ખુશીથી મદદ કરે તો આભારી થઈ તેનો સ્વીકાર કરો પરંતુ તેની પાસેથી અનુચિત લાભ ન ઉઠાવો. કોઈ મનુષ્ય દયાળુ છે, એણે તમને સહાયતા કરી છે, તો પછી વારંવાર એને દુઃખ સંભળાવીને તંગ ન કરો.

× × ×

કોઇ પણ મનુષ્ય સાથે વાત કરતાં પહેલાં એની વાત સાંભળો. દુઃખની વાત તો વધારે ધ્યાનથી સાંભળો. તમારી દૃષ્ટિમાં ભલે એ દુઃખ નાનું હોય પરંતુ એની દૃષ્ટિમાં તો એ મોટું છે, એને સાન્ત્વન આપો, સમજાવો, બની શકે તો સહાયતા કરો. પરંતુ તેનો તિરસ્કાર થાય તેવું વર્તન ન કરો. ખાસ કરીને ગરીબની વાત સાંભળવામાં તો ક્યારે પણ ભૂલ કરીને તેની સાથે તુચ્છતાથી કામ ન લો. એની સાથે એવું વર્તન કરો, જેથી એ સંકોચ અને ભય છોડીને ઓછામાં ઓછું પોતાનું દુઃખ તમને આસાનીથી સંભળાવી શકે અને તમને પોતાના સ્નેહી સમજવા લાગે.

× × ×

બીજાની સાથે વાત કરતી વખત પોતાની ચર્ચા છેડો નહિ, અને પોતાની અથવા તો પોતાના સબંધી અને ઘરવાળાઓની બડાઇ કરો નહી. તમારા સબંધની વાત સાંભળવામાં બીજાઓને એટલો રસ નથી આવતો, જેટલો એને એની પોતાની વાત સંભળાવવામાં આવે છે. તમે એની સાંભળો અને એની પાસે એના સબંધીની એવી પ્રિય વાત કરો, જેથી એને સુખ મળે અને એના હૃદયમાં તમારે માટે પ્રેમ અને સૌહાર્દ ઉપજે. એવી રીતે કે માની પાસે એના નાના બાળકની વાત કરવાથી એને સુખ મળે છે અને એનું હૃદય ખીલે છે.

× × ×

વાત કરવાવાળાઓની વચમાં બોલીને એમની વાતોનો એક તાર તોડો નહી. અને કોઇને કાંઇ કહેતી વખતે વચમાં એની વાતનું ખંડન કરો નહી. વગર બોલે કામ ચાલતું હોય તો બહુ સરસ વાત છે. જો ખંડન કરવું આવશ્યક હોય તો પછીથી શાંતિ અને આદર સહિત નમ્રતાપૂર્વક પોતાની વાત કહો.

× × ×

આજકાલ શિક્ષણપ્રચારમાં બહુ લોકોનું ધ્યાન ખેંચાયું છે, ખેંચાવું પણ જોઇએ. શિક્ષણથી જ મનુષ્યનું જીવન યથાર્થ જીવન બને છે. પરંતુ જેટલું ધ્યાન પરીક્ષામાં પાસ થવાને રહે છે, એટલું યથાર્થ યોગ્યતા વધારવાને વાસ્તે નથી રહેતું. પરિણામ એ છે કે આજકાલ બહુ મોટા પદવીધારી સજ્જનો એ વિષયના યથાર્થ જ્ઞાનથી શૂન્ય જ જોવામાં આવે છે. પરીક્ષાને વખતે પાઠ ભણીને પાસ થવાથી વાસ્તવિક યોગ્યતા વધતી નથી, એ પ્રત્યક્ષ જણાય છે.

× × ×

પરંતુ યથાર્થ સાચું જીવન તો કેવળ શિક્ષણથી પણ નથી બનતું. આજકાલ કળાઓ પર બહુ જોર છે. લેખનકલા, વક્તૃત્વકલા અને કાવ્યકલા આદિમાં નિપુણ થવાને બહુ મોટા પ્રયત્ન થાય છે. મહેનત કરવાવાળો પુરુષ સફળ પણ થાય છે, કોઇપણ વિષયપર લેખ લખીને, ભાષણ સંભળાવીને અને કાવ્ય-રચના કરીને એ લોકોને થોડા વખતને માટે મુગ્ધ અને પ્રભાવિત કરી શકે છે. પરંતુ વાસ્તવિક અનુભવ વિના કેવળ કળા એના જીવનનું કેવળ બાહ્ય પ્રદર્શન માત્ર બને છે., નિર્જીવ શરીરની માફક એથી કોઇ વાસ્તવિક લાભ નથી થતો.

× × ×

## મનન—નમન

મંદાક્રાંતા

વિચારી જો મનન શબ્દે વ્યુતપત્તિ કરીને,
એવી રીતે મનન શબ્દે નાખી જો દૃષ્ટિ વાતું.
બંને શબ્દે મન જ નહિ છે અર્થ એ સ્પષ્ટ થાતો
નાહવાં છું મન હૃદિતમાં જીવને ધ્યાન દેતો.
આપી ગાદી મન મૂરખને જો કદી હીલગાની
તો પસ્તાવા વિણ જીવનમાં અન્ય રંગો ન તારે
માટે વીરા નમને મનને ધા શરો મૂળથી તું
જેથી તારૂં હૃદય હળીને દીવ્ય શાંતિ લભે તું.
દુઃખે સિન્ધે સહુય વસતાં વાસના તે વિશ છે
તારા પોચા મન મહીં થકી ભ્રાંતિની એ ચિતા છે
ભાગે ભ્રાંતિ મન તણી પછી દીવ્ય આનંદ રંગો
મારી હેલા તુજ હૃદયમાં હેલતો નિશદિન
સુખો દુઃખો હૃદય સહુય ભ્રાંતિ પેદા કરશી
તારા પાપી મન, મૂરખની વિકૃના એ કૃતિ છે.

'રમણ' નાવલીકર

હાલમાં જીવનનો આદર્શ કેવો ઉત્પન્ન થયો છે તે તમારે જોવું હોય તો કોઈ આગળ પડતા શહેરમાં સહેલાઈથી જોઈ શકશો. કેટલાએક માણસો ઘુરદોડ અથવા ઘુરશરતમાં ચમચમ કરતા અને બીજાઓ ઉપર વટ પાડતા ચાલ્યા જતા હોય છે. કેટલાએક પોતાની સુન્દરી સ્ત્રીને સજાવી રસ્તા ઉપર પગપાળા જતા લોકોની વચ્ચે થઈને મોટરસાઈકલ ઉપર ફટ ફટ ફટ કરતા ઝડપથી પસાર થઈ જાય છે અને તેટલી વારમાં જે માણસોને પોતે દેખાય છે તેમાં પૈસા વસુલ થઈ જાય છે કેટલીક સ્ત્રીઓ લાકડાંના હેન્ડલવાળી શુન્યેલી થેલીઓ હાથમાં પકડીને પાછળની બાજુએ ઊંચી ખરીઓવાળા બુટ પહેરીને પોતાના જીવનની વિશિષ્ટતા બતાવતી ડગલાં ભરતી હોય છે. કેટલાક માણસો વરહીનતા લાગવાના ભયથી સીગારેટને હાથમાંથી છોડતા નથી. કેટલાક માણસો ઇંગ્લીશ ફેશનમાં ખમીસ અને ટાઈ પહેરીને ફરે છે. કેટલાક માણસો હિન્દી હોવા છતાં અને હિન્દમાં હિન્દી માણસોના વચ્ચે હોવા છતાં વિલાયતનો વેષ બનાવીને અપકાબંધ થઈને ફરે છે. ચોમાસામાં જેમ જુદી જુદી જાતની વિચિત્ર આકૃતિઓવાળાં પતંગિયાં પાંખો ફફડાવતાં નીકળી પડે છે તેમ મનુષ્યસમાજમાંથી પણ માણસો જુદી જુદી જાતની ફેશનમાં બંધાઈને નીકળી પડી મનુષ્યસમાજને ચકિત કરી નાખતા હોય છે. અને આમાં પોતાના જીવનનો આદર્શ તેઓ સિદ્ધ થતો સમજે છે.

કેટલાક માણસો પોતાના શરીરને જ પોતાનું અંગ માનતા નથી પરન્તુ આખા સમાજને પોતાનું અંગ માને છે. તેથી એક દૂબળા શરીર આગળ એક શરીરને અપકાબંધ બનાવીને તેઓ નચાવતા નથી; પરન્તુ સબળા શરીરથી દૂબળા શરીરની સેવા કરવામાં જ જીવનનો આદર્શ સમજે છે. દૂબળાઓની આગળ તેમને મોજશોખ કરવાનું કે ઠાઠમાં બજાર કરવાનું સૂઝતું નથી; તેમની સેવા માટે તેઓ 'અર્ધનગ્ન ફકીર' જેવા થઈને લાગ્યા રહે છે.

ભગવાન કહે છે:

બધા પ્રાણીઓમાં એકરૂપે રહેલા મને જે ભજે છે અને સર્વના હિતનો પ્રયત્ન કરે છે તે કદિ નાશ પામતો નથી અને હું તેને માટે નાશ પામતો નથી. ( મારું સ્વરૂપ તેને સર્વત્ર પ્રત્યક્ષ રહે છે )

 રઘુપતિ રાઘવ રાજારામ; પતિતપાવન સીતારામ. 

ૐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે


વાર્ષિક લવાજમ : રૂા. ૫—૪—૦ | તંત્રી : મગનલાલ છોટાભાઇ દેસાઇ | હિંદ બહાર રૂા. ૭—૮—૦


# વિષય સુચિ




શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ | મુદ્રક અને પ્રકાશક દેસાઈ મગનભાઈ છોટાભાઈ | શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસરોડ, મોતીવિલા—અમદાવાદ


## નિસ્વાર્થભાવે 'વિશ્વમંગલ' માસિકના ગ્રાહકો વધારી આપનાર સેવા ભાવિકો.

**ધી કેલીકો મીલ**
મગનલાલ દેવશંકર ત્રિવેદી કાપડ ખાતુ
વરસંગજી થાનાજી માસ્તર ફેમડેડલેબર

**ધી માસ્ટર મીલ**
પટેલ ભગવાનભાઈ કાનજીભાઈ શાળ ખાતુ
પરતાપજી અમરાજી ફ્રેમ ખાતું
મોતીભાઈ મિસ્ત્રી પ્રાંસલ ખાતું

**ધી રામકૃષ્ણ મીલ**
ચીમનલાલ ભુધાભાઇ ફ્રેમ ખાતું
વકાભાઈ નર્મદાભાઇ પ્રાંસલ ખાતું

**ધી રાયપુર મીલ**
ભઇ રતીલાલ મથુરભાઇ કાપડ ખાતુ

કાનજીભાઈ પ્રભુદાસ ,,
સોમાભાઇ ગણેશભાઇ પ્રાંસલ ખાતુ

**ધી વિવેકાનંદ મીલ**
મધુસુદન દોલતરામ ભટ્ટ તાણા ખાતું

**ધી સરસપુર મીલ**
દરગોવિંદભાઈ નરસિંહભાઈ હેડ જોબર
ભાવસિંહજી ભગવાનસિંહજી હેડ જોબર
ગફુરલાલ વીરચંદ પ્રાંસલ ખાતું

**ધી ન્યુ માણેકચોક મીલ**
ભાનુશંકર પુરુષોત્તમભાઈ ભટ્ટ

**ધી મોનોગ્રામ મીલ**
છવાભાઈ ફુલચંદ કાપડ ખાતું

**ધી વિક્રમ મીલ**
મોહનલાલ દાદાભાઈ શાળ ખાતું
હરિમણુદાસ સવજીભાઈ પાનવાળા

**ધી ન્યુ રાજપુર મીલ**
બાપુભાઈ કરુણાશંકર ઉપાધ્યાય
ચુનીલાલ બાલાજીભાઈ પ્રાંસલ ખાતું
નરસિંહદાસ ગંગારામ ,,

**ધી લાલ મીલ**
નીતીમત દેવપ્રસાદ મહેતા, સેલ્સ ઓફીસ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मापाकर्तुं जगदुर्गतिम् ॥

વર્ષ ૧૨ મું. : શ્રાવણ–૨૦૦૪ : ઓગસ્ટ–૧૯૪૮ : અંક ૫ મો.

# ક્યાં સુધી?

[ ભક્તિ તણાં જ્યાં પૂર ઊલટે, મોતની પરવા નથી……રાગ ]

પ્યારા પ્રભુ ! તલસાવ ના, રાહ જોઉં ક્યાં સુધી ?
અધીર બનતી આંખડી, આંસુ વહાવું ક્યાં સુધી ?…. પ્યારા…. ૧
સૂક્યાં અશ્રુ નયનથી, તુજ વિરહના અગ્નિ થકી,
ભડકા બધે ભડભડ બળે, જીગર જલાવું ક્યાં સુધી ?…. પ્યારા…. ૨
વ્યાપી રહ્યો તું વિશ્વમાં, એ શુષ્ક વાતો લાગતી,
પ્રગટમાં નીરખ્યા વિના, મનને મનાવું ક્યાં સુધી?…. પ્યારા…. ૩
'પુનિત'નું છે શાસ્ત્ર ટૂંકું, તું મળે તો સૌ મળ્યું,
તત્ત્વ જ્યાં મળતું નથી, પાણી વલોવું ક્યાં સુધી ?…. પ્યારા…. ૪

—શ્રી 'પુનિત'




## હિન્દુ કોડ

હિન્દી સંઘની ધારાસભામાં હિન્દુ કોડનું બીલ રજુ થયું છે. આમાં હિન્દુઓના કેટલાક રીતરિવાજોમાં નવીન દષ્ટિના કેટલાક વિદ્વાનોએ અમુક જાતના સુધારાઓ સુચવ્યા છે. હિન્દના પ્રાચીન દ્રષ્ટાઓએ તે વખતના અધિકારી સમાજને માટે જે ઉદાત્ત શ્વાસનો મૂક્યાં હતાં તે સર્વને તે વખતનો સમાજ પોતાના જીવન કરતાં પણ વધુ મહત્ત્વ આપી હૃદયથી અનુસરતો હતો એ આપણે ઇતિહાસ ઉપરથી જાણી શકીએ છીએ. ઋષિઓએ બતાવેલ એ ધર્મશાસન હાલ હિન્દુ સમાજમાં કેટલા પ્રમાણમાં અનુષ્ઠિત થાય છે તે પણ આપણે જાણીએ છીએ. રહસ્યજ્ઞાનપૂર્વક હૃદયથી કે મતલબપૂરતા પ્રમાણમાં રૂઢિના માળખારૂપે એ પણ આપણું અજાણ્યું નથી. વર્ણાશ્રમધર્મના વર્ણો કર્મથી નહિં તો માત્ર નામથી પણ હયાતિ ધરાવે છે એમ કહી શકાય. ચારે આશ્રમોનો ગૃહસ્થાશ્રમમાં સમાવેશ થઈ ગયો છે. વેદો દ્વિજોની પાસેથી જઈને વેદોમાં જ બેસી ગયા છે. આવી વસ્તુસ્થિતિ છે. છતાં આપણે હિન્દુ તો કહેવાઈએ જ, અને તો આપણા ઋષિમુનિપ્રણીત આચારોનું પાલન ભલે ન કરીએ પરન્તુ તેમાં થતા સુધારા-વધારામાં આપણા હાલના ધર્મને જે યોગ્ય હોય તેને અનુસરવું જોઈએ.

આપણા ધર્મના આદર્શથી વિરુદ્ધના સુધારાઓ ન થવા જોઈએ, અને હિન્દુ ધર્મનું યથાતથા પાલન કરનારાઓએ તેનો વિરોધ જરૂર કરવો જોઈએ એટલું જ બસ નથી, પરન્તુ જે દિવ્ય ધર્મના પાલનથી આપણા પૂર્વજો આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિના શિખરે પહોંચ્યા હતા તે ધર્મનું હૃદયથી પાલન કરવામાં પણ આપણે લક્ષ્ય આપવું જોઈએ. અને તે ધર્મપાલનનાં શુભ પરિણામોથી આકર્ષાઈને આખો સમાજ તેને અનુસરશે અને વિરોધી કાયદાઓ હાસ્યાસ્પદ બની જશે. જો આપણે સ્વાર્થી નહિ થઈએ અને સ્વાર્પણની ભાવનાથી એકબીજાને સુખી કરવામાં જ પોતાનું સુખ જોઈશું તો આપણું દામ્પત્ય અખંડિત જ રહેશે. સ્વાર્પણ વૈરીને પણ વશ કરે છે. અને છૂટાછેડાની છૂટ હશે તો પણ કોઈ તે તરફ જશે નહિં. પરન્તુ જો આપણે સ્વાર્થી બનીશું અને સ્વાર્પણથી વિમુખ થઈશું તો છૂટાછેડાની છૂટ નહિં હોય તોયે અનાચાર તો વધશે જ. ધર્મનું આચરણ એ તલવારની ધાર જેવું છે. ધર્મનું રક્ષણ કે નાશ એ કાયદાઓના હાથમાં નથી પણ તેનું પાલન કરનારાઓના હાથમાં છે. જો પાલન કરનારાઓ ધર્મનિષ્ઠ થશે તો કાયદાઓ એની મેળે વ્યર્થ બની જશે. તેથી આપણે વિરોધી કાયદાઓને નિષ્ફળ બનાવવા અને આપણા ધર્મના આદર્શોને કાર્યમાં મૂર્ત કરવા તત્પર થવું જોઈએ.

## વિશ્વમંગલના નવા થનારા ગ્રાહકોને

વિશ્વમંગલના સ્વધર્મપ્રેમી વાચકોએ વધુ સંખ્યામાં ગ્રાહકો કરી આપ્યા હોવાથી વિશ્વમંગલની બે આવૃત્તિઓ ખલાસ થઈ ગઇ છે અને ત્રીજી આવૃત્તિ છપાય છે. તેથી હાલમાં જે ભાઈઓએ નવા ગ્રાહકોનાં નામ મોકલી આપ્યાં હોય તેમને મહાભારતાંક મળવામાં થોડો વિલમ્બ થાય તો તેઓ સહન કરી લેશે. અમોએ ત્રીજા અંકમાં ગ્રાહકો વધારવાનાં કાર્ડ મોકલેલ તે ઘણા ગ્રાહકોએ નવા ગ્રાહકોનાં નામો ભરી અમોને મોકલાવ્યાં છે અને હજુ ઘણાની તેવાં કાર્ડની માગણી છે. પરન્તુ હવે તેમને અમારી પ્રાર્થના છે કે તે રીતે પોસ્ટકાર્ડમાં પણ નવા ગ્રાહકોનાં નામ-ઠેકાણાં ચોકખા અક્ષરે લખી મોકલાવી પોતાના આ માસિકને સહાય કરી શકશે. પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી વિશ્વમંગલના સેવાભાવી ગ્રાહકો હજુ પણ વધુ ગ્રાહકો કરી આપતા હોવાથી સેવાધર્મનું પુસ્તક મોડું બહાર પડશે. તો વાચકો તે માટે ધીરજ રાખશે.

## વિશ્વમંગલના અંકોનો સદુપયોગ

વિશ્વમંગલના ગ્રાહકોની સંખ્યા અધિક હો તેના વાચકો હજારો ઉપરાંત ઇછિશે. ઘણા ગ્રાહકોને ત્યાંથી બીજા લોકો વિશ્વમંગલના અંકો વાંચવા માટે લઈ જાય છે. અને મહાભારતાંકનો તો ગામોમાં મહોલ્લાઓમાં એક જણ વાંચે અને ઘણા માણસો સાંભળે એવી રીતે ઉપયોગ થાય છે. અને આમાં પણ આપણું એક ધર્મપ્રચારનું ધ્યેય સચવાતું હોવાથી વિશ્વમંગલના ગ્રાહકોને અમે વિનન્તી કરીએ છીએ કે તેઓ પોતાના અંકોનો શક્ય એટલા વધુ માણસોને વાંચવા દેવાનો લાભ આપે.

## ચતુર્માસ-મન્ત્રજપ

ચતુર્માસ માસ માટે જે ભાઈઓને મન્ત્રજપ કરવાની ઈચ્છા હોય તેમણે 'રઘુપતિ રાઘવ રાજારામ **પતિતપાવન સીતારામ'** ના મન્ત્રના ખાનાંવાળાં કાર્ડો પોસ્ટકાર્ડ લખી મંગાવવાં. પ્રત્યેકને પાંચથી વધુ કાર્ડ મોકલાશે નહિ.

## કલ્યાણ ગ્રંથમાલાના ગ્રાહકોને

શ્રી કલ્યાણ ગ્રંથમાલા કે જે વાર્ષિક રૂ. ૫-૦-૦ ના લવાજમમાં ૧૦૦૦ પૃષ્ઠનું વાચન પાંચ પુસ્તકો દ્વારા આપે છે તેનાં નીચે પ્રમાણેનાં પાંચ પુસ્તકો તૈયાર છે. તો નવા થનાર ગ્રાહકોએ રૂ. ૫-૦-૦ લવાજમ મોકલી પુસ્તકો મંગાવી લેવાં. ચાલુ ગ્રાહકોને બાકીનાં પુસ્તકો તુર્તમાં જ રવાના કરવામાં આવશે.

૧ સૌભાગ્ય સૂર્યોદય. ૨ એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન. ૩ રામકૃષ્ણ કથામૃત. ૪. શ્રી શ્રી માઁ આનંદમયી-સદ્‌વાણી અને ૫. ઉચ્ચ જીવન.

બધાં પુસ્તકોનું મળી, કુલ હજાર ઉપર બોત્તેર (૧૦૭૨) પૃષ્ઠોનું વાચન થાય છે.

## છુટક મહાભારતાંક

અત્યાર સુધી અમે વિશ્વમંગલના વાર્ષિક ગ્રાહકો વિશેષ પ્રમાણમાં થતા હોવાથી મહાભારતાંક-પ્રથમ ખંડની છુટક માગ અતિશય હોવા છતાં તેને છુટક આપી શકતા નહોતા, પણ હવે આ મહાભારતાંકની ત્રીજી આવૃત્તિ નીકળતી હોવાથી જે ભાઈઓને છુટક કેવલ મહાભારતાંક જોઈતો હશે તેમને તે મળી શકશે. તેનું છુટક મૂલ્ય રૂ ૩-૮-૦ રાખવામાં આવ્યું છે તથા પોસ્ટેજ રૂ. ૦-૮-૦ જુદું. પાકા બાઇન્ડીંગની કિંમત રૂ. ૪-૮-૦ તથા પોસ્ટેજ સાથે રૂ. ૫-૦-૦.

## વિશ્વમંગલના ગેરવલ્લે જતા અંકો

પ્રત્યેક ગ્રાહકોને અહિંથી દરેક અંગ્રેજી મહિનાની પાંચમી તારીખે અંકો પોસ્ટ કરવામાં આવે છે. છતાં ઘણા ગ્રાહકોને અંકો ન મળવાની ફરિયાદો આવ્યા કરે છે. અંકો ન મળવામાં મુખ્યત્વે આ પ્રમાણેનાં કારણો હોય છેઃ—

૧. ગ્રાહકની ગેરહાજરીમાં પોસ્ટમેન તેને ઘેર અંક નાખે તેને આજુબાજુના લોકોમાંથી કોઈ વાંચવા માટે લઇ જાય છે અને પછી તે ગ્રાહકને પાછો પહોંચાડતા નથી. ૨. કેટલીક વાર એક-બે ટપાલ દૂર આપવા જવાની હોય તો પોસ્ટમેન જાતે આપવા ન જતાં કોઇ જતા-આવતાને આપી દે છે અને તેમાંથી અંક વચ્ચે જ ગુમ થાય છે. ૩. વળી કેટલાક બીજા માણસો પોસ્ટમેન પાસેથી બારોબાર અંક લઈ લે છે. કેટલીક વાર ગ્રાહક મેડા ઉપર રહેતો હોય અને પોસ્ટમેન અંક નીચે નાખી ચાલ્યો જાય છે અને એમ તે બીજા માણસોના હાથમાં જતો રહે છે. ૪. આ ઉપરાન્ત રસ્તામાં અથડાવાથી અંકના રેપરો તૂટી જવાને લીધે કેટલાક અંકો કાર્યાલયમાં પાછા આવે છે. આવા અંકો રેપરો ન હોવાથી કોના પાછા આવ્યા છે એ અમારાથી જાણી શકાતું નથી અને તેથી તે ગ્રાહકોને અંકો ફરીથી મોકલી શકતા નથી.

આથી જે ગ્રાહકોને તા. ૧૦ સુધીમાં અંકો ન મળે તેઓએ પોતાની પોસ્ટ ઑફીસમાં ફરિયાદ કરવી, તથા પોસ્ટમેનને પોતાની ટપાલ હાથોહાથ આપવા સૂચના કરવી. આમ છતાં પણ જેમને અંકો ન મળે તેમણે પોતાના ગ્રાહક નંબર સાથે કાર્યાલયમાં ખબર આપવી. કાર્યાલયનો નિયમ અંક ફરી પોસ્ટ કરવાનો નથી, છતાં જેમનાં કારણો વાજબી જણાશે તેમને ફરીથી તે અંક રવાના કરવામાં આવશે. માસિકનો પહેલો-બીજો અંક એક મહાભારતખંડમાં આવી જાય છે. મહાભારતાંક પછી ત્રીજો અંક ગ્રાહકોને મળે છે તે બરાબર છે. તો મહાભારતાંક પછીના જુદા બીજા અંકની માગણી કરવી નહિ.

## પંચાંગ અને કેલેન્ડર

વિશ્વમંગલનો કાર્તિક અને નવેમ્બર માસનો (આઠમો) અંક નવેમ્બરની પાંચમી તારીખને બદલે ઓક્ટોબરની ૩૦ મી તારીખે વહેલો રવાના કરવામાં આવશે. જેથી તે અંક ગ્રાહકોને બેસતા વર્ષ પહેલાં દીવાળી ઉપર મળી જશે. આ અંકમાં સંવત્ ૨૦૦૫ની સાલનું પંચાગ તથા ભીંત ઉપર ચોઢવાનું વાર-તિથિ-તારીખનું, કેલેન્ડર સાથે ભેટ તરીકે મોકલવામાં આવશે.

## નવાં પ્રકાશનો

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયમાં નવાં પ્રકટ થએલ પુસ્તકો તથા ચતુર્માસમાં અર્ધી કિંમત માટે નવાં ઉમેરાએલાં પુસ્તકો મંગાવવાને તેનું નવું સૂચીપત્ર તૈયાર થએલ છે. મંગાવનારને તે વિના મૂલ્યે મોકલવામાં આવે છે. શ્રી હરિઃ

વિનમ્ર નિવેદક :
મગનભાઈ છોટાભાઈ દેસાઈ
તંત્રીઃ વિશ્વમંગલ

# હિન્દનો રાષ્ટ્રધર્મ

લે. શ્રી જયનારાયણ ભટ્ટ
વેદાન્તશાસ્ત્રી.

હાલમાં પ્રશ્ન ઊભો થયો છે કે એક રાષ્ટ્ર તરીકે હિંદુસ્થાનનો ધર્મ કયો ગણી શકાય? જેમ ચીન, જપાન, સીયામ ઇત્યાદિ બૌદ્ધ ધર્મનાં રાષ્ટ્રો કહેવાય છે, યુરોપ અને અમેરિકાનાં રાષ્ટ્રો ખ્રિસ્તી ધર્મનાં ગણાય છે અને અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, ઇજિપ્ત વગેરે રાષ્ટ્રો ઇસ્લામ ધર્મને પોતાનો ધર્મ ગણે છે તેમ હિન્દુસ્થાન રાષ્ટ્રનો ધર્મ કયો ગણવો?

ઉપરઉપરથી જોતાં પ્રશ્ન બરાબર લાગે છે, અને ઘણા લોકો કહે પણ છે કે બીજાં રાષ્ટ્રોને પોતાનો ધર્મ છે તેમ હિન્દને માટે પણ એક ધર્મ નક્કી કરી દેવો જોઇએ કે જેને હિન્દના રાષ્ટ્રધર્મ તરીકે ગણી શકાય.

પરન્તુ જેઓ ધર્મના સ્વરૂપને સમજે છે તેઓને માટે આ પ્રશ્ન જ નથી રહેતો કે હિન્દનો રાષ્ટ્રધર્મ કયો? કારણ કે જો ધર્મ જુદા જુદા હોય તો જ 'કયો?' એવો પ્રશ્ન રહી શકે છે. વળી જો ધર્મો જુદા-જુદા એમ અનેક હોય તો તેમને ધર્મો કહેવા એ પણ મૂર્ખાઇ છે. ધર્મો કદી એકબીજાથી જુદા પ્રકારના હોઇ શકતા નથી. અને જો જુદા હોય તો તે ધર્મો નથી પણ રૂઢિઓનાં ખોખાં છે, માન્યતાઓના વળગાડ છે, આત્મા વગરનાં ખોળીઆં છે. ધર્મનો અર્થ સામાન્યત્વ થાય છે. એટલે કે જે સમાન પ્રકારનો છે, જેનામાં બીજા કરતાં વિશેષતા નથી અને એને લીધે જ એ એક જ હોઇ શકે છે.

અને ધર્મ એક હોવાથી જ તે એકતામાં પ્રેરે છે, અભેદને–અદ્વૈતને પ્રાપ્ત કરાવે છે. જો ધર્મો જુદાજુદા હોય તો તેમનાથી પ્રાપ્ત થતાં લક્ષ્યો પણ જુદાં જુદાં હોય. અને જો ધર્મથી પ્રાપ્ત કરાતા લક્ષ્યમાં પણ જુદા-પણું–ભેદ રહે તો અદ્વૈત સિદ્ધ થાય નહિ. અને અદ્વૈત સિદ્ધ ન થાય તો અભય અથવા પૂર્ણ આનંદ પ્રાપ્ત થાય નહિ. જ્યાંસુધી ભેદ રહે છે ત્યાંસુધી ભય રહે છેઃ द्वितीयाद् वै भयं भवति ।

વળી જે ધર્મ છે તે નાશ પામતો નથી, તે પ્રાણીઓના સ્વભાવમાં ગૂંથી જ છે, તેનો ત્યાગ કરી શકાતો નથી તેમ તેને ધારણ કરી શકાતો નથી, બદલી શકાતો નથી. એક બાળક રસ્તા વચ્ચે ઊભું રહ્યું હોય અને તેને કોઈ સાંઢ મારવા આવતો હોય તો જે હિન્દુ હશે તે તેને રસ્તા વચ્ચેથી ઉપાડી લેશે, ખ્રિસ્તી હશે. તે પણ ઉપાડી લેશે, મુસલમાન હશે, પારસી હશે, બૌદ્ધ હશે. શૈવ હશે કે વૈષ્ણવ–ગમે તે કોઇ, તે બાળકને બચાવી લેશે. આમાં બાળકને બચાવવાની પ્રેરણા કરનાર જે વસ્તુ છે તે છે ધર્મ. એ ધર્મ સર્વકોઇમાં રહેલો છે. રહેલો હતો અને રહેવાનો છે. અને તેથી જ તે સનાતન છે, કાયમી છે, શાશ્વત છે.

આમ ધર્મ પ્રાણીઓના હૃદયમાં અનાદિ કાળથી રહેલો અને રહેવાનો પણ છે. છતાં પ્રાણીઓ જે શરીરમાં રહેલાં છે તે શરીરો વિષયવાસનાનાં ઘર છે. તે ઘરોમાં જ્યારે પ્રાણીઓ 'હું અને મારું' માનવા લાગે છે ત્યારે તે શરીરની હાજતો–વિષયવાસનાઓમાં બંધાય છે અને તે હાજતોને પૂરવા માટે–વિષયવાસનાઓને પૂરવા માટે પોતાના હૃદયના અવાજને–ધર્મના અવાજને તિરસ્કારીને પણ કામ કરવા લાગી જાય છે. જો કે વિષયવાસનાનાં ઘર એવાં શરીરોમાં પ્રાણીઓનો પ્રવેશ થએલો હોવાથી સામાન્ય રીતે જ–સ્વાભાવિક રીતે જ વિષયવાસનાનો નિર્વાહ કરવાનું પ્રાણીઓને માથે રહે છે જ. જો વિષયવાસનાનો નિર્વાહ કરવાનો ન હોય તો સૃષ્ટિમાં વિષયવાસનાનું કોઇ પ્રયોજન રહેતું નથી. તેથી વિષયવાસના જે પ્રાણીઓને શરીર સાથે પ્રાપ્ત થઈ છે તે પ્રાણીઓ પાસેથી પોતાનો નિર્વાહ માગવાને અધિકારી તો છે જ, અને તે જ તે પૂર્ણ થાય છે. પરન્તુ તે વિષયવાસનાનાં ઘરોમાં 'હું' અને વિષયભોગના પદાર્થોમાં 'મારું' માનવાથી પ્રાણીઓને વિષયવાસનાના શરીરથી પર એવા પોતાના વાસના રહિત ધર્મમય સ્વરૂપની વિસ્મૃતિ થવા લાગે છે.

વળી આ ધર્મમય સ્વરૂપની વિસ્મૃતિથી અને શરીર અને વિષયભોગમાં 'હું–મારું' માનવાથી પ્રાણી પોતાના શરીરની વાસનાઓને પોષવા માટે, બીજા પ્રાણીઓએ મહેનત કરીને મેળવેલા પદાર્થોને યુક્તિ–પ્રયુક્તિ અને છળ–કપટદ્વારા વગર મહેનતે મેળવી લેતાં પણ અચકાતો નથી. આનું પરિણામ એ આવે છે કે જડ શરીર અને પદાર્થોમાં 'હું–મારું' માનતો અને તેથી કરીને ધર્મના અવાજને તિરસ્કારીને અધર્મમય પ્રયોગોથી શરીરની વાસનાઓને પોષતો જીવ શરીરથી અને તેની વાસનાઓને પોષવાની ગુલામીમાંથી છૂટી શકતો નથી અને વાસનામય જડ શરીરમાં અહંભાવ ધરવાથી ક્રમે-ક્રમે જડતા તરફ અધોગતિને પ્રાપ્ત થતો જાય છે.

પશુ–પક્ષીઓ કરતાં મનુષ્યોમાં જે વિશેષ પ્રકાશ છે તે ધર્મનો જ છે. અને હિંસક પશુઓ પણ પોતાનાં બચ્ચાંને ખાઈ ન જતાં સંયમથી પાળી–પોષી ઉછેરે છે તેમાં ધર્મની જ અસર છે.

—છતાં આ ધર્મ સર્વ પ્રાણીઓના હૃદયમાં સનાતન કાળથી રહેલો છતાં—જે પ્રાણીઓ શરીર અને વિષયમાં બંધાઇ ગયા વગર હૃદયના નિર્મળ અવાજ તરફ સભાન રહીને શરીરનો નિર્વાહ કરે છે અને તેમ કરીને શરીરના નિર્વાહ માટે કોઈ અધર્મમય પદ્ધતિને અપનાવતા નથી, તેઓ તે રીતે ધર્મના પૂર્ણ સ્વરૂપનો અનુભવ કરે છે અને પરમ સુખરૂપ પરમ પુરુષાર્થને-મોક્ષને પ્રાપ્ત કરે છેઃ

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥
रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन्।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

આથી એ સ્પષ્ટ થાય છે કે શરીર અને વિષયોમાં આસક્ત રહી ભોગો ભોગવ્યે જવામાં જ ધર્મ નથી. અને તેમ કરવામાં પ્રાણીઓની ધર્મ તરફ પ્રગતિ નથી, તેમાં પશુઓ કરતાં કોઈ વિશેષતા નથી. મનુષ્યોની વિશેષતા એ યોગ્ય–અયોગ્યનો, ધર્મ અધર્મનો વિચાર કરીને વર્તવામાં રહેલી છે. વિચાર કર્યા વગર વિષયોનો ચારો ચરવામાં કે મારી–ફાડીને અધર્મથી-હિંસાથી ભોગો ભોગવવામાં કેવળ પશુતા તરફ અધોગતિ છે. આવા વર્તનમાં હૃદયના વિકાસનો અવકાશ નથી, પણ કામ, ક્રોધ. લોભ અને મોહમાં ડૂબવાનું છે કે જેથી મનુષ્યો મૂઢ–જડ બને છે, પશુતા તરફ જાય છે.

એટલે આ રીતે પશુતાથી બચીને જીવનનો પૂર્ણ વિકાસ મનુષ્ય જેના વડે પ્રાપ્ત કરી શકે છે તે ધર્મ છે. આ ધર્મ પોતે સાધનરૂપ હોવા સાથે સાધ્યરૂપ પણ છે. उद्धरेदात्मनात्मानम्। અર્થાત્ જે ધર્મના પ્રકાશને આપણે પશુતાથી–અધર્મથી બચવા માટે સાધન બનાવીએ છીએ, તે જ સાધન વડે આપણે તે ધર્મના પૂર્ણ પદને સાધ્યને આત્મસ્વરૂપે પ્રાપ્ત કરીએ છીએ. (પ્રથમતઃ પ્રાપ્ત લક્ષ્યને અધર્માવરણના મોક્ષના રૂપમાં પ્રાપ્ત કરીએ છીએ.

આ ધર્મને પ્રાપ્ત કરવાના માર્ગો અનેક વીતરાગ મહાપુરુષોએ બતાવ્યા છે. તે બધા માર્ગો એ ધર્મો નથી પણ ધર્મમાર્ગો છે. ધર્મ તો એક જ અનાદિ છે. માર્ગો અનેક હોઈ શકે છે, પણ લક્ષ્ય જો સાચું હોય તો તે એક જ છે કે જ્યાં સર્વ મનુષ્યો પોતાની બધી ભૂલ ભરેલી માન્યતાઓનો અન્ત આવતાં એકરૂપે પ્રવેશ પામે છે, અભેદ પામે છે. આર્યોએ જે માર્ગ બતાવ્યો છે, જે આચારનું વિધાન વેદોએ કરેલું છે, તે ધર્મમાર્ગને હિન્દુધર્મ કહે છે. ઇસુએ ઉપદેશેલી સભ્યતાને ખ્રિસ્તી ધર્મ કહે છે, મહંમદે દર્શાવેલી મર્યાદાઓને ઇસ્લામ ધર્મ કહે છે તેમજ બુદ્ધના બતાવેલા પૂર્ણપદના માર્ગને બૌદ્ધ ધર્મ કહે છે. પણ આ બધા એક સનાતન ધર્મને પ્રાપ્ત કરવાના માર્ગો છે.' જો આપણે કલકત્તા હોઇએ અને દિલ્હી જવું હોય તો ઇસ્ટ ઇંડિયા રેલ્વેમાં બેસવું પડે છે, મદ્રાસમાં હોઇએ અને દિલ્હી જવું હોય તો નોર્થ ઇન્ડિયા રેલ્વેમાં બેસવું પડે છે. વડોદરામાં હોઇએ તો બી. બી. ઍન્ડ સી. આઈ. રેલ્વેમાં બેસવું પડે છે. એટલે અમુક એક રેલ્વે એ જ સાચો માર્ગ છે એમ નથી; પણ બધી રેલ્વેઓ કે જે દિલ્હી (લક્ષ્ય તરફ) લઇ જાય છે તે જરૂરની છે. આ માર્ગો દેશ અને કાલના ફેરફાર અનુસાર જુદાજુદા ઉત્પન્ન થાય છે. મોહમુગ્ધ મનુષ્યો આગળ જગતમાં કોઇ દ્રષ્ટા આવીને તેમને યોગ્ય માર્ગનું દર્શન આપે છે અને તે દ્વારા મનુષ્યો વિકાસ તરફ પ્રગતિ કરે છે. એના એ માર્ગો હંમેશાં કામમાં આવતા નથી. અને આથી જ યુગેયુગે નવાનવા દ્રષ્ટા ઉત્પન્ન થાય છેઃ संभवामि युगेयुगे। તેથી તેતે દેશકાલાનુસાર તેતે દ્રષ્ટાનો માર્ગ યોગ્ય હોય છે. પરન્તુ એક જ દ્રષ્ટાનો માર્ગ સર્વકાળે સર્વ જનો માટે જરૂરનો હોઈ શકતો નથી, અથવા ગ્રાહ્ય થઇ શકતો નથી. જ્યારે મનુષ્યો ભૂખે મરતા હોય તે વખતે કોઇ પેગંબર તેમને અન્ન આપવાનો ધર્મમાર્ગ બતાવે છે, અને જ્યારે માણસો તરસે મરતા હોય તે વખતે કોઇ દ્રષ્ટા તેમને પાણી પાવાનું કહે છે. પણ માણસો તરસે મરતા હોય તે વખતે પહેલા દ્રષ્ટાનો અન્ન આપવાનો ધર્મમાર્ગ યોગ્ય બનતો નથી. આથી દ્રષ્ટાઓએ જે જે માર્ગો બતાવ્યા છે તે માર્ગોમાં જ પૂરેપૂરો ધર્મ આવી જતો નથી. કારણ કે માર્ગોનું શરીર દેશ અને કાળના આકારે ઘડાએલું હોય છે. માર્ગો એ તો ધર્માચરણના દાખલાઓ છે. તે દાખલાઓ પ્રકટ થવા પાછળનો જે આશય–હૃદય હોય છે તે ધર્મ છે. એ આશયના રહસ્યને જે પોતાના હૃદયમાં ઊતારે છે અને તે અનુસાર પોતાની આગળ ઊભી થએલ પરિસ્થિતિનો તોડ કાઢે છે–આશયના જ્ઞાનપૂર્વકના આચરણ વડે પરિસ્થિતિના દાખલા સચોટ રીતે ગણી આપે છે તે ખરો ધર્મવાન્ છે. કોઇએ ગણેલા ગણિતના દાખલાઓ યાદ કરી લેવાથી ગણિત આવડી જતું નથી; પરન્તુ ગુણાકાર, ભાગાકાર, ત્રિરાશિ,

ભૂમિતિ વગેરેના દાખલા ઉપરથી જે ગુણાકાર વગેરેનું રહસ્ય સમજી લે છે તે ગમે તે વખતે હિસાબ ગણવાનો આવતાં ગુણાકાર વગેરેથી નવીનવી જાતના દાખલાઓ સચોટ રીતે ગણી શકે છે. એટલે ધર્મના દાખલાઓનાં ખોખાં એ જ માત્ર ધર્મ નથી. તે દાખલાઓ ઉપરથી જે વિવેકી અને પવિત્ર બુદ્ધિવાળા હોંશિયાર મનુષ્યો છે તેઓ ધર્મનું રહસ્ય સમજી જાય છે, પરન્તુ જેઓ કામ–ક્રોધ–લોભના સ્વાર્થમાં મૂઢ બનેલા કોઠ બુદ્ધિના છે તેઓ ધર્મને બહાને બીજાએ ગણેલા દાખલાનાં ખોખાંની જ નકલ કરતા રહે છે. પરન્તુ ધર્માનુસારી આચરણ તો પ્રત્યેક સમયે અભિનવતાભર્યું અને સૌન્દર્યમય જ હોય છે.

ધર્મનું સ્વરૂપ શાસ્ત્રોના શબ્દોથી કે દાખલાઓથી પૂર્ણતઃ બતાવી શકાતું નથી. ધર્મ દશ્ય નથી પણ દ્રષ્ટા તેમજ દ્રષ્ટૃત્વનિરપેક્ષ છે. દશ્યમાત્ર નાશવન્ત છે, અને ધર્મ અવિનાશી–સનાતન છે. આથી જ દાખલા અથવા ખોખાના દશ્યરૂપને જ ધર્મ માની લેવાનું નથી. धर्मस्य तत्त्वं निहितं गुहायाम्। શાસ્ત્રોના શબ્દો ઉપરથી અને સત્પુરુષોનાં આચરણો ઉપરથી આપણે જેટલે અંશે કામ, ક્રોધ, લોભ અને જડ અહંકારનું આવરણ તોડીએ છીએ તેટલે અંશે આપણા હૃદયમાં સનાતન કાળથી રહેલા ધર્મના સ્વરૂપનો આપણને અનુભવ થાય છે. એ સિવાય તો બધું ભેંશ આગળ ભાગવત સમાન જ છે.

આ ઉપરથી સ્પષ્ટ થયું કે ધર્મને કોઈ નામ–રૂપ નથી. એ ધર્મના દાખલાઓ જેમણે દીધા છે, એ ધર્મ વિષે જેઓએ ઉપદેશ દીધા છે અને શાસ્ત્રો બનાવ્યાં છે તેઓનો જ કંઈ ધર્મ થઈ જતો નથી. તેઓએ તો ફક્ત ધર્મને સમજાવવાના ઉદ્દેશથી ઉપદેશ દીધા છે, આચરણો કર્યાં છે. ઈસુ, મહંમદ, બુદ્ધ વગેરેના જન્મ પહેલાં ધર્મ નહોતો એવું નથી. તેથી ખ્રિસ્તી ધર્મ જ ધર્મ છે અને બીજા અધર્મ છે, ઇસ્લામ ધર્મ જ ધર્મ છે અને બીજા અધર્મ છે, હિન્દુ ધર્મ જ ધર્મ છે અને બીજા અધર્મ છે, અથવા અમુક જ ધર્મ સાચો અને બીજા ખોટા એવું નથી. જે લોકો આવું સમજે છે તેઓ ફક્ત તેતે પેગંબરે કહેલા ધર્મના ખોખાને જ જુએ છે, તેના આશયને સમજતા નથી. અને ખોખાં જુદા જુદા આકારનાં હોવાથી ખોખાની રૂઢિઓમાં જ ધર્માંધ બનેલા લોકો ધર્મને નામે એકબીજાના અનુયાયીઓ વચ્ચે લોહી વહેવડાવે છે. પરન્તુ જે લોકો ખોખાને જ ન જોતાં પેગમ્બરોના આશયને સમજવાનો પ્રયત્ન કરે છે તેઓને બધામાં પ્રાણિમાત્રનું કલ્યાણ કરનાર એક જ ધર્મનાં દર્શન થાય છે. અને આમ આશયને સમજનાર કોઈનેય પોતાને માટે ધર્માન્તરનો પ્રશ્ન રહેતો નથી.

વળી કોઈ પણ પેગમ્બરે કે ધર્માચાર્યે એમ કહ્યું નથી કે હું બતાવું છું તે જ અને તેટલો જ ધર્મ છે અને તે ધર્મનું આ નામ છે. દરેક આચાર્યોએ એક જ સામાન્ય ધર્મનો પોતપોતાના સમયના પ્રસંગાનુસાર ઉપદેશ કરેલો છે. અને તે તે સમયની પ્રજાને તે ઉપદેશ સાચો લાગવાથી તેણે તેને ગ્રહણ કર્યો છે. પ્રભુએ કરેલા ધર્મોપદેશને લોકોએ ખ્રિસ્તી નામ આપ્યું અને મહંમદે કરેલા ઉપદેશને ઇસ્લામ નામ આપ્યું તેથી કંઈ ધર્મ બદલાઈ જતો નથી. તે ધર્મના ખોખાનાં નામ છે, કે જેના ઉપરથી મનુષ્યો ધર્મના આશયને સમજી શકે છે, ધર્મના તત્ત્વનો અનુભવ કરી શકે છે. માટે જેઓ માત્ર નામરૂપના ખોખામાં જ રાચનારા છે તેઓને જ ધર્મનું નામ પાડવાનો આગ્રહ રહે છે, અને ધર્મને નામે ધર્માન્ધતા પોષી બીજા માનવ બન્ધુઓ સાથે વૈર–વિરોધ અને રક્તપાતનાં કારણો ઊભાં કરે છે. કોઈ પણ પેગંબરે કે શાસ્ત્રકારે ધર્મનું નામ આપ્યું નથી પરન્તુ અનુયાયીઓએ પેગંબરના ઉપદેશ સાથે તેનું નામ જોડી દીધું હોય છે. છતાં આપણે જોયું છે કે આવાં નામોને લીધે ય લોકો આશયને ભૂલી ધર્માન્ધતામાં ફસાઈ જાય છે ને ધર્મના હેતુને નષ્ટ કરે છે. આથી જો શાસ્ત્રકારોએ ધર્મનું કોઈ નામ આપ્યું નથી તો ભારતના લોકોને તેમના દેશ માટે ધર્મનું કોઈ નામ રાખવાની જરૂર નથી. જે વિશ્વવ્યાપી અનાદિ–સનાતન ધર્મ છે, તે જ આશયરૂપ ધર્મને, ભારતવાસીઓ નામરૂપમાં બંધાયા વગર અનુસરે તે જ શ્રેયસ્કર થશે. અહિં એ યાદ રાખવું જોઈએ કે 'સનાતન' એ કોઈ નામ કે સંજ્ઞા નથી, તેમ જ ધર્મસામાન્યત્વનો વ્યાવર્તક નથી. 'સનાતન' એ ધર્મનું સ્વરૂપલક્ષણ છે. 'સનાતન ધર્મ' શબ્દનો અર્થ એવો થાય છે કે 'જે ધર્મ છે તે સનાતન છે–અવિનાશી છે.' 🙞

# માનવ કર્તવ્ય

લેખક : શ્રી વિષ્ણુપ્રસાદ પ્રેમશંકર ઠાકર

પૃથ્વી ઉપર જીવન ધારણ કરતાં પ્રાણીઓ પશુઓ, પક્ષીઓ, જીવજંતુઓ એવા એવા શબ્દોથી ઓળખાય છે, પરન્તુ મનુષ્ય પ્રાણી માનવ કહેવાય છે. મનુષ્ય પ્રાણી માનવ એટલા માટે કહેવાય છે કે તેની પાસે સર્વ પ્રાણીઓ કરતાં ઉત્તમ પ્રકારનું મન છે. બીજાં પ્રાણીઓ શરીર અને ઇન્દ્રિયોના આહાર–નિદ્રા–ભય–મૈથુન વગેરે ભોગોને આધીન છે અને તેમાં ડુબેલાં હોઇ કેવળ દૈવની–અદૃષ્ટની લાકડીથી હંકાય છે. જ્યારે મનુષ્ય પ્રાણી વિશિષ્ટ પ્રકારનું મન ધરાવતો હોઇ શરીર અને ઇન્દ્રિયોને પોતાને આધીન–વશ વર્તાવી શકે છે, સારા–ખોટાનો વિવેક કરી શકે છે. તેના મનમાં હિત–અહિતનો વિવેક કરનારી બુદ્ધિ હોય છે.

આવો મનુષ્ય જીવ અનેક પ્રકારની પશુપક્ષીઓની યોનિઓમાં અથડાતો ભોગવાસનાનાં કડવાં ફળ ચાખવાથી તેના પાશવ મનમાં કંઇક પ્રકાશ થતાં માનવતામાં આવ્યો હોય છે. હવે તે કેવળ પોતાના જ સ્વાર્થી પેટને ચારો આપવાનું છોડી કુટુમ્બભાવનાને ધારણ કરી પોતાના કુટુમ્બીઓને પોષે છે. તેના મનમાં વધુ વિશાળતા પ્રસરતી જાય છે અને તે સમાજહિતનાં, દેશહિતનાં તેમજ વિશ્વહિતનાં કાર્યો કરવાને પણ પ્રેરાય છે. આમ જેમ જેમ તેના મનનો વિકાસ વધતો જાય છે તેમ તેમ તે પોતાના પેટપૂરતા સ્વાર્થથી ઉપર આવતો જાય છે અને સર્વ પ્રાણીઓ પ્રત્યે આત્મભાવના વિસ્તારતો સર્વના હિતકર્મમાં રત રહી છેવટે શરીરની, સર્વ પાશની ભોગવાસનાઓથી મુક્ત થઈ પૂર્ણમાનવ–જીવમાંથી શિવ બને છે.

જે શિવતત્ત્વ સૃષ્ટિનું કલ્યાણ કરવાનું પોતાનું કર્મ નિરન્તર ચલાવ્યા કરે છે અને પોતે કશો પણ ઉપભોગ નથી કરતું, તે શિવતત્ત્વ સાથે તે પૂર્ણમાનવ એકરૂપતાને પામે છે; તેનાથી તે જુદો રહેતો નથી. અહિં કોઈએ એમ સમજવાનું નથી કે તે પૂર્ણ થએલ માનવ પણ ઇશ્વરની સાથે–શિવતત્ત્વની સાથે રહી સૃષ્ટિનું કલ્યાણ કરવામાં મદદગાર બને છે. કારણ કે ઇશ્વરનું કામ કોઈની મદદથી ચાલતું નથી; ઇશ્વરને કોઇ મદદગારની જરૂર નથી, માત્ર જે માનવ પૂર્ણ માનવ બન્યો હોય છે તેનો પોતાનો જુદો અહંકાર રહેતો નથી અને ઇશ્વરની ક્રિયાઓ જ તેને પોતાની ક્રિયાઓ જણાય છે. ઇશ્વર જે કરે છે તેમાં જ તેને ન્યાય લાગશે, ઇશ્વરના સૂરમાં જ તેનો સૂર વાગશે અને તેના અહંકારનું તરંગ સરખું અલ્પ અસ્તિત્વ સમુદ્રના રૂપમાં ફેરવાઇ જશે.

પરન્તુ પૂર્ણમાનવ થવાના આવા સરળ રીતે બતાવાએલા માર્ગમાં ભયસ્થાનો ઘણાં છે. ભોગવાસનાને છોડવી એ કંઈ નાનુંસૂનું કામ નથી. પશુ–પક્ષીઓને તો પાંચ ઇન્દ્રિયોની જ ભોગવાસના હોય છે, પરન્તુ આ મનુષ્ય થએલાં પ્રાણીઓને તો અનેક પ્રકારની નવી નવી વાસનાઓ જગતમાં ઊભી થાય છે. જેટલું પશુની ભોગવાસનામાંથી છૂટવું સહેલું છે તેટલું મનુષ્યની ભોગવાસનામાંથી છૂટવું સહેલું નથી. મનુષ્યને કીર્તિની વાસના હોય છે, મૂડી એકઠી કરવાની વાસના હોય છે, બંગલા બંધાવવાની વાસના હોય છે, ગાડી–ઘોડા વાડી–વજીફા, સમાજમાં આગળ પડતા થવું, સારા દેખાવું આવા પ્રકારની અનેક વાસનાઓ માનવને ઉત્પન્ન થાય છે કે જે પશુઓને હોતી નથી. અને તે અન્યાયી રીતે પૂરી કરવા જતાં મનુષ્ય તેમાં જ બંધાઇ જાય છે, કોડીની કિંમતનો બની જાય છે, અને ઉલટી અધોગતિને પણ પ્રાપ્ત થાય છે.

આમાંથી છૂટવાનો એક જ સરળ ઉપાય છે કે, મનુષ્યે પોતાના શરીર અને અહંકારની વાસનાઓનો ત્યાગ કરવો. ઈશ્વર જેમ અનેક પ્રકારના સ્વાદિષ્ટ અને સૌન્દર્યવાળા પદાર્થોને, જીવો માટે ઉત્પન્ન કરે છે અને પોતે જરા પણ ખાતો કે ભોગવવાની ઇચ્છા રાખતો નથી અને પોતાના ભૌતિક શરીર વડે જીવોનું હિત કરવાના કર્તવ્ય કર્મમાં લાગ્યો રહે છે:–સૂર્યચન્દ્ર ઊગાડે છે, વરસાદ વરસાવે છે, ધનધાન્ય ઉત્પન્ન કરે છે અને પ્રાણીઓને જીવનશક્તિ આપે છે અને તેમ કરવા છતાં જરા પણ અભિમાન ધરતો નથી, વખાણની ઈચ્છા રાખતો નથી અને એકસરખો નિર્લેપ રહીને આખા જગતનું કામ કર્યે જાય છે, તેમ મનુષ્યે પણ પોતાના અહંકારને શૂન્ય કરી દંભ રહિત થઇ પોતાના શરીર વડે કેવળ મનુષ્યોના હિતની એકનિષ્ઠાથી, કર્તવ્ય કર્મ કરવું જોઇએ. અને આમ કરતાં વાસનાના ભોગમાં જે અંધકારમય–તૃષ્ણામય સુખ છે તેના કરતાં વાસનાના ત્યાગપૂર્વકના કર્તવ્ય કર્મમાં જે સન્તોષમય સાત્ત્વિક આત્મતૃપ્તિ છે તેનો અનુભવ થવા લાગશે અને છેવટે તે નિર્બાધિત અખંડ સ્વાભાવિક સુખમાં જીવમાંથી શિવ થઈ સ્થિત થશે.

સ્વાર્થ, ભોગવાસના અને સંકુચિતતામાંથી છૂટી કર્તવ્ય કર્મ કરતાં પરમાર્થભાવના, ભોગવાસના ઉપર વૈરાગ્ય અને ભવ્યતા ધારણ કરી જીવનમાંથી શિવ થવું એ જ સર્વ માનવોનું પરમ કર્તવ્ય છે. ૐ.

# અધ્યાત્મ ભાગવત

લે:-સ્વામીશ્રી માધવતીર્થજી

## ભક્તિનું તેજ

## (૨)

[ ગતાંક પૃષ્ઠ ૧૯૬થી ચાલુ ].

પ્રાચીન કાળમાં રાજ્ય કરતાં ભક્તિની કિંમત માણસોને વધારે હતી. એ એમ બતાવે છે કે તે વખતે સત્ત્વગુણી માણસો વધારે પ્રમાણમાં આપણી પૃથ્વી ઉપર હતાં. હાલના કાળમાં ભક્તિ કરતાં રાજ્યની કિંમત માણસોને વધારે લાગે છે તેનું કારણ એ છે કે હાલના કાળમાં રજોગુણી અને તમોગુણી માણસો વધારે પ્રમાણમાં છે. તેઓને વિષયભોગ ગમે છે, તેથી વસ્તી વધી ગઈ છે, વળી તેમને એમ લાગે છે કે જ્યાં ખાવાપીવાનું સુખથી અને સહેલાઈથી મળતું નથી ત્યાં ભક્તિ શી રીતે થઈ શકે. લગભગ બધા દેશોમાં ખોટા સુખની કિંમત વધી ગઈ છે અને સંચાની શોધથી ઇંદ્રિયોના સુખને વધારે ઉત્તેજન મળેલ છે. તેનો એક ઉપાય માત્ર સાચી કેળવણીમાં રહેલો છે. જેમ આર્થિક ઉન્નતિ માટે ૫ કે ૧૦ વર્ષની યોજના કરવામાં આવે છે તેમ નૈતિક ઉન્નતિ માટે પણ ૫ વર્ષની યોજના કરવાની જરૂર છે. લડાઈ પછી સુલેહનાં કરારનામાં ઘણાં થાય છે પણ એ કરાર પાળવા જોઈએ એટલી નીતિ પણ રહી નથી. તેનું કારણ એ છે કે લોકોને ખબર નથી કે સુખ કેટલા પ્રકારનાં છે અને સાચું સુખ શેમાં છે. મીલો અને કારખાનાંઓ વધારવાથી પણ કાપડ અને ખોરાક પૂરાં થતાં નથી કારણ કે વસ્તી વધતી જાય છે અને સ્વાર્થ વધતો જાય છે. આપણા જીવન સાથે મુસ્લીમ ધર્મનો ગાઢ સંબંધ થયો છે. એ ધર્મમાં અમુક ફાયદા છે પણ તેની પાછળ તત્ત્વજ્ઞાન જણાતું નથી. જીવ બ્રહ્મરૂપ થઈ શકે એ વાત તેમના ધર્મમાં સંભળાતી નથી. વળી એ ધર્મવાળા પોતાની સાચી ટીકા પણ સહન કરી શકતા નથી. ક્રિશ્ચિઅન ધર્મમાં પણ તત્ત્વજ્ઞાન નથી.

જ્યારે એ લોકો વ્યાજબી ટીકા સહન કરી શકે છે. કેટલાક સારા વિદ્વાનો પણ કહે છે કે તેમના સંસ્કાર બગડતા જાય છે પણ મુસ્લીમ ધર્મવાળા એ બાબત કબુલ કરતા નથી. પશ્ચિમના ધર્મવાળા દેશના અભિમાનને ધર્મ માનવા લાગ્યા છે. પણ ખરો ધર્મ એ છે કે જે બધા પ્રકારનું અભિમાન છોડાવે છે. ઘણાને નેતા થવું ગમે છે અને નેતાપણું અભિમાનથી આવે છે. જ્યાં દુશ્મનાવટ ઉત્પન્ન થાય છે ત્યાં તેના સંસ્કાર લાંબો વખત રહે છે. જે ઈતિહાસ વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે તેમાં હંમેશાં દુશ્મન દેશની નિંદા જ ભરેલી હોય છે, તેમાં સત્ય હોતું નથી. તેથી વિદ્યાર્થીઓ અસત્ય શીખે છે. રાજ્યોની લડાઈના ઇતિહાસને બદલે નીતિ અને સંસ્કારના ઇતિહાસની વધારે જરૂર છે. માણસ જાતમાંથી અજ્ઞાન કાઢવું બહુ મુશ્કેલ છે. અજ્ઞાનમાંથી અનેક જાતની વાસનાઓ નીકળે છે અને એવી વાસનાવાળા ઘણા દુર્વાસા માણસજાતને હાલમાં હેરાન કરવા નીકળે છે. એવા એક દુર્વાસાની વાત અમ્બરીષની કથામાં શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે.

એક વખત અમ્બરીષ રાજાએ પોતાની રાણી સહિત એક વર્ષપર્યંત દ્વાદશીવ્રત ધારણ કરવાનો નિયમ લીધો. વ્રતની સમાપ્તિ થતાં કાર્તિક માસમાં ત્રણ રાત્રિ સુધી ઉપવાસ કરીને તેઓએ શ્રી યમુનાજીમાં સ્નાન કર્યું. અને મધુવનમાં શ્રીકૃષ્ણની પૂજા કરી. પછી બ્રાહ્મણોનો સત્કાર કર્યો, તેમને સ્વાદિષ્ટ ભોજન કરાવ્યું અને ઘણી ગાયો ભેટ આપી. પછી રાજાએ પારણું કરવાની તૈયારી કરી તે વખતે દુર્વાસા મુનિ તેના અતિથિ થયા. રાજાએ તે મુનિની પૂજા કરી અને તેમને પ્રણામ કરીને ભોજન લેવાની વિનંતી કરી. દુર્વાસાએ તેમની માગણી સ્વીકારી અને પોતે યમુનાજીમાં સ્નાન કરવા માટે ગયા. હવે પાછળ દ્વાદશીને માત્ર અરધું મુહૂર્ત બાકી રહ્યું. તે વખતે નિયમ પ્રમાણે અમ્બરીષે પારણું કરી લેવું જોઈએ, પણ દુર્વાસા મુનિ

સ્નાન કરીને પાછા આવ્યા નહોતા તેથી એ ધર્મ-સંકટમાં શો ઉપાય લેવો તે માટે રાજા અમ્બરીષે બ્રાહ્મણોને પૂછ્યું. તેણે બ્રાહ્મણોને કહ્યું કે; "કેવળ જળ-પાન કરી લેવું એ ભોજન કરવું અને ન કરવું એની સમાન છે એમ શ્રુતિમાં કહેલ છે તેથી હું માત્ર જળ-પાનથી પારણું કરી લઉં છું." એવો વિચાર કરી રાજર્ષિ અંબરીષ માત્ર જળપીને મનમાં ભગવાન અચ્યુતનું ચિંતન કરી દુર્વાસાજીની રાહ જોતા બેઠા. એટલામાં દુર્વાસાજી પોતાના સ્નાન વગેરે કર્મથી નિવૃત્ત થઈ, યમુનાજીથી પાછા આવ્યા. તે વખતે તેમને બહુ ભૂખ લાગી હતી અને જ્યારે તેમણે જાણ્યું કે રાજાએ મારા વગર ભોજન કરી લીધું ત્યારે તેમનું શરીર ક્રોધથી વ્યાપી ગયું, તેમનું મુખ વિકરાળ થઈ ગયું અને તેમણે કહ્યું કે; "અરે, ભક્તિથી શૂન્ય પોતાને મોટો માનવાવાળા આ રાજાનો અન્યાય તો જુઓ, મને અતિથિરૂપે આવ-કાર આપ્યા છતાં મારી ગેરહાજરીમાં આને ભોજન કરી લેવામાં શરમ આવી નહિ, હવે હું તેને તરત તેના દોષનું ફળ ચખાડું છું." એમ કહી ક્રોધથી બળ-તરા થતાં દુર્વાસાએ પોતાની એક જટા ઉખેડી અને તેમાંથી અમ્બરીષને મારવા માટે પ્રલય કાળના અગ્નિની સમાન એક પ્રચણ્ડ કૃત્યા ઉત્પન્ન કરી. એવી કૃત્યા હાથમાં ખડ્ગ લઈ અમ્બરીષ રાજા તરફ ધસી આવી, પણ રાજા અમ્બરીષ પોતાના સ્થાનથી જરા પણ ડગ્યા નહિ. કારણ કે ભગવાને પોતાના ભક્તની રક્ષાને માટે પહેલેથી જ સુદર્શનચક્ર રાખ્યું હતું. તે ચક્રે આવીને તે કૃત્યાને બાળી નાખી. સમ્યક્ દર્શન પ્રાપ્ત થાય ત્યારે કર્મ બળી જાય છે. દુર્વાસા પોતાનો પ્રયાસ નિષ્ફળ ગયો દેખીને અને સુદર્શનચક્રને પોતાની તરફ આવતું દેખીને પોતાના પ્રાણ બચાવવા માટે દશે દિશામાં દોડવા લાગ્યા. જેમ સર્પની પછવાડે દાવાનળ દોડે તેમ દુર્વાસાની પછવાડે સુદર્શનચક્ર દોડવા લાગ્યું.

દુર્વાસા એ ક્રોધનું સ્વરૂપ છે. ઘણા માણસો કહે છે કે ક્રોધ જીતવો બહુ અઘરો છે. તેમને માટે સુદર્શન અથવા સમ્યક્ દર્શન કેળવવું એ ખાસ જરૂરનું છે. મ. ગાંધીજીએ એવું દર્શન કેળવ્યું હતું તેથી અંગ્રેજોનો ક્રોધ તેમના ઉપર કાંઈ અસર કરી શક્યો નહિ. અમ્બ-રીષ રાજાની ભગવાનની ભક્તિને લીધે તેનામાં સમ્યક્ દર્શન કાયમ રહેતું હતું. ઘણા રાગીની વચમાં રહી વૈરાગ્ય કેળવવો એ અઘરૂં કામ છે. કેટલાકને એમ લાગે છે કે જે માણસો નકામા છે અને નિર્દોષને મારે છે તેમને ભગવાન કેમ જીવવા દે છે? સર્પ, વાઘ, ઝેરી જંતુઓ અને હુલ્લડખોરો એ કોઈ સમાજનું ભલું કરતા નથી છતાં ભગવાનની સૃષ્ટિમાં નિર્ભય ફર્યા કરે છે. તેનો એક જવાબ એ છે કે કેટલાકને ભગવાન તરફ વળવાની ઇચ્છા થાય છે, પણ એ બધાનાં સાધન આગળથી નક્કી થયાં નથી. તેથી દરેકને પોતાનું સાધન બરાબર લાગે છે. અમ્બરીષને એક સાધન ઠીક લાગતું હતું. દુર્વાસાને બીજું ઠીક લાગતું હતું. મ. ગાંધીજીને ત્રીજું ઠીક લાગતું હતું, મુસલમાનોને ચોથું ઠીક લાગતું હતું. સાધનમાં ફેર પડી જાય છે અને તેથી ઝગડા થાય છે. મુસલમાનો મસ્જીદમાં નિમાજ પઢતા હોય ત્યારે હિંદુઓ ત્યાંથી ધાર્મિક સરઘસનો અવાજ કરે તો બંને સાધન ભગવદ્પ્રાપ્તિનાં હોવા છતાં તેમાંથી હુલ્લડ થાય છે. તેથી ધર્મ એવો જોઈએ કે તેમાં સંજોગો પ્રમાણે થોડાક ફેરફાર થઈ શકે. મુસલમાન ધર્મમાં એવું નથી. તેઓ કુરાનને વળગી રહે છે. હિંદુઓનાં શાસ્ત્રો એવાં છે કે જેમ જેમ માણસ આગળ વધે તેમ તેમ જુના કાયદામાંથી તે છૂટતો જાય છે અને નવા કાયદા નીચે આવતો જાય છે. જેને પૂર્ણ સમ્યક્ દર્શન પ્રાપ્ત થાય છે તે રાજ્યની ખટપટના દ્વૈતમાં પડી શકતો નથી. તેનામાં નવું ચેતન આવે છે. તે ચેતન કહે તેમ તેને કરવું પડે છે. રાજ્યની ખટપટમાં ઉત્તમ ચૈતન્ય પ્રગટ થતું નથી. તેમાં માણસની બુદ્ધિ જેમ સુઝાડે તેમ કરવું પડે છે. એ બુદ્ધિ પોતે પોતાની ભૂલ જોઈ શકતી નથી.

દુર્વાસા આકાશ, પૃથ્વી, સમુદ્ર, સમ્પૂર્ણ લોક અને સ્વર્ગમાં ગયા પણ બધી જગ્યાએ તેમનાથી સહન ન થાય તેવું સુદર્શન ચક્ર તેમની પાછળ લાગ્યું હતું. જ્યારે એમની રક્ષા કરનાર કોઈ ન મળ્યું ત્યારે તે બ્રહ્માજીની પાસે આવ્યા અને કહ્યું કે "હે વિધાતા! આ વિષ્ણુ ભગવાનના તેજથી આપ મારી રક્ષા કરો"

બ્રહ્માજીએ કહ્યું જ્યારે બે પરાર્ધનો સમય થશે અને ભગવાનની લીલાનો અંત થશે ત્યારે જગતને

જાણનાર કાળસ્વરૂપ શ્રી હરિની દાઢમાત્રથી સંપૂર્ણ વિશ્વ સહિત મારૂં આ સ્થાન પણ લય પામશે. જેના નિયમમાં હું, મહાદેવજી, દક્ષ અને ભૃગુ વગેરે પ્રજાપતિ છીએ અને ભૂતેશ્વર અને દેવગણ જેની આજ્ઞાને માથે ચઢાવી લોકહિતમાં તત્પર રહીએ છીએ તે વિષ્ણુ ભગવાનના ભક્તનો દ્રોહ કરનારની રક્ષા કરવા અમે સમર્થ નથી.

પછી દુર્વાસા ત્યાંથી નીકળી કૈલાસવાસી મહાદેવજીના શરણમાં ગયા મહાદેવજીએ કહ્યું; કે "જે પરમાત્માની અંદર અમારા જેવા હજારો લોકપાલ ભટક્યા કરે છે એવાં અનેક બ્રહ્માંડ જેની અંદર ઉત્પન્ન થાય છે અને લય પામે છે તેના ચક્રથી રક્ષા કરવામાં અમે સમર્થ નથી. અમે પણ માયામાં છીએ. તેમનું ચક્ર અમારે માટે અસહ્ય છે. માટે તમે શ્રીહરિને શરણે જાઓ. શ્રીહરિ અવશ્ય તમારૂં કલ્યાણ કરશે.

છેવટે દુર્વાસા નિરાશ થઈ ભગવાનના વૈકુંઠમાં ગયા ત્યાં શ્રી લક્ષ્મીપતિ લક્ષ્મીજી સહિત બિરાજમાન હતા. ત્યાં દુર્વાસા ભગવાનના ચરણમાં પડ્યા અને કહ્યું; "હે અચ્યુત ! હે અનન્ત, હે ભક્તપ્રિય, હું કે જે અપરાધી છું તેને બચાવો." આપનો પ્રભાવ જાણ્યા વગર મેં આપના ભક્તનો અપરાધ કર્યો છે. આપ મને એ અપરાધથી છોડાવો, કારણ કે આપના નામસ્મરણથી નારકી જીવ પણ મુક્ત થાય છે.

શ્રી ભગવાને કહ્યું કે:-

अहं भक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विज ।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥

(૯-૪-૬૩)

અર્થ-હે બ્રાહ્મણ, હું અસ્વતંત્રની માફક ભક્તોને આધીન છું. સાધુ ભક્તોએ મારા હૃદય ઉપર અધિકાર કરી લીધો છે અને હું એ ભક્તોને અત્યન્ત પ્રિય છું.

नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना ।
श्रियं चात्यन्तिकीं ब्रह्मन्येषां गतिरहं परा ॥

(૯-૪-૬૪)

અર્થ-જેને હું એકમાત્ર પરમ આશ્રય છું એવા સાધુસ્વભાવવાળા ભક્તોને છોડીને મારો આત્મા તથા અનપાયિની લક્ષ્મી પણ મને પ્રિય લાગતી નથી.

ये दारागारपुत्राप्तान्प्राणान्वित्तमिमं परम् ।
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥

(૯-૪-૬૫)

અર્થ-જે પોતાની સ્ત્રી, પુત્ર, ઘર, પરમ પ્રિય પ્રાણ, ધન, આ લોક અને પરલોકને છોડી મારા શરણમાં આવેલ છે, એવા ભક્તજનોને હું કેવી રીતે છોડી શકું.

मयि निर्बद्धहृदयाः साधवः समदर्शनाः ।
वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा ॥

(૯-૪-૬૬)

અર્થ-જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રી પોતાના સાધુ સ્વભાવવાળા પતિને વશ કરી લે છે તે પ્રમાણે જેણે મારામાં હૃદય પરોવેલું છે એવા સમદર્શી સાધુ પુરૂષ મને પોતાને આધીન કરી લે છે.

मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम् ।
नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ॥

(૯-૪-૬૭)

અર્થ-મારા અનન્ય ભક્ત મારી સેવાથી આપ્તકામ રહીને સેવાના પ્રભાવથી જ પ્રાપ્ત થવાવાળી સાલોક્ય, સારૂપ્ય, સાર્ષ્ટિ અને સાયુજ્ય નામની ચાર પ્રકારની મુક્તિની પણ ઇચ્છા કરતા નથી. તો કાલક્રમથી નષ્ટ થવાવાળા બીજા ભોગોની તો વાત જ ક્યાં કરવી !

ભક્ત લોકો મુક્તિ માગતા નથી પણ ભક્તિ માગે છે. તેનું કારણ એ છે કે તેઓ માયામાં-ભગવાનમાં હૃદય જોડી દે છે અને જગત અભિન્ન ભાવે જુએ છે. જ્ઞાની પુરુષો મુક્તિ માગે છે, તેમાં આત્મા તો મુક્ત છે તેથી આત્માને મુક્ત કરવાનો નથી પણ કલ્પિત આવરણની મુક્તિ માગે છે. ભક્તોને ભગવાન સાથે હૃદયથી સંબંધ રહે છે. તેનું સ્વરૂપ હવે કહે છે:-

साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम् ।
मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि ॥

(૯-૪-૬૮)

અર્થ-એ સાધુ પુરુષ સાક્ષાત્ મારું હૃદય છે અને હું એ સાધુ જનોનું હૃદય છું, કારણ કે તે મારા સિવાય બીજી કોઈ વસ્તુને પ્રિય સમજતા નથી અને મને તેના સિવાય બીજી કોઈ વસ્તુ પ્રિય નથી.

માટે હવે હે વિપ્ર! હું તમને એક ઉપાય બતાવું છું. જેના ઉપર કૃત્યાનો પ્રયોગ કરવાથી તમને આ વિપરીત ફળ આપનાર અભિચાર પ્રાપ્ત થએલ છે તે ભક્ત અમ્બરીષની પાસે તમે જાઓ, કારણ કે નિરપરાધ સાધુ-પુરુષો ઉપર કરેલા પ્રયોગ, પ્રયોગ કરનારનું જ અહિત કરે છે. તપ અને વિદ્યા એ બન્ને બ્રાહ્મણોનું કલ્યાણ કરનાર છે. એ જ અન્યાય કરનાર બ્રાહ્મણને વિપરીત ફળ આપે છે, માટે તમે અમ્બરીષની પાસે જઈ તેની ક્ષમા માગો. તેનાથી તમને શાંતિ થશે.

આ ઉપદેશમાં ભગવાને ભક્તોનો મહિમા ગાયો છે. આટલી બધી ભક્તોની કીર્તિ હોવા છતાં ઘણા માણસોને ભક્તિ ગમતી નથી એ શોચનીય છે. ભક્તો ભગવાન સિવાય બીજું કંઈ જોતા નથી તેથી તેમની દૃષ્ટિમાં સર્વાત્મભાવ રહે છે. તેને જ સુદર્શન અથવા સમ્યક્દર્શન કહે છે. દુર્વાસારૂપી વાસનાવાળા માણસો ભક્તોની દૃષ્ટિ સહન કરી શકતા નથી. કામ અને ક્રોધને રૂપ નથી છતાં કામીની આંખમાં કામ અને ક્રોધીની આંખમાં ક્રોધ જણાઈ આવે છે. તેવીજ રીતે આત્માને રૂપ નથી છતાં નિષ્ઠાવાળા ભક્ત પુરુષોની આંખમાં ભગવાનના તેજની ઝાંખી થઈ શકે છે. તેથી દર્શન અથવા દૃષ્ટિ ઉપર ઘણો આધાર છે. આપણે જેવી દૃષ્ટિથી જગતને જોઈએ છીએ તેવી આપણી આંખ બની જાય છે. તમોગુણી માણસની આંખ જુદા પ્રકારની હોય છે, રજોગુણીની જુદા પ્રકારની હોય છે, સત્ત્વગુણી માણસની આંખમાં ફેરફાર હોય છે. જેઓ બધે પરમાત્માને જુએ છે તેમની આંખો પણ જુદા પ્રકારની હોય છે. શુકદેવજીની આંખો એવી નિષ્ઠાવાળી હતી કે તેમને જોઈને જે સ્ત્રીઓ નગ્ન અવસ્થામાં ન્હાતી હતી તેમણે કપડાં પણ પહેર્યાં નહિ.

જ્યાંસુધી સાધકની દૃષ્ટિમાં બીજા દેખાય છે ત્યાંસુધી સમ્યક્ દર્શનવાળી દૃષ્ટિ પ્રાપ્ત થતી નથી. સાધારણ માણસો વિષયો જોઈને આંખ બગાડી નાખે છે. તેથી દૃષ્ટિ સુધારવા માટે કેટલાક માણસો મંદિરે ભગવાનનાં દર્શન કરવા માટે જાય છે. ઉપનિષદોમાં કોઈ જગ્યાએ શાંતિપાઠમાં એવી પ્રાર્થના કરવામાં આવે છે કે "હે પ્રભુ! અમારા કાન એવા કરો કે જેથી અમારું કલ્યાણ થાય એવું જ અમે સાંભળીએ, અમારી આંખો એવી કરો કે જેથી અમારું કલ્યાણ થાય એવું જ આંખથી દેખાય."

ભક્ત અમ્બરીષની આંખમાં સુદર્શન હતું. તે દુર્વાસા સહન કરી શક્યા નહિ. છેવટે તેની શાંતિને માટે ભગવાને તેમને અમ્બરીષની પાસે પાછા મોકલ્યા. દુર્વાસાએ અમ્બરીષની પાસે પાછા આવીને તેમના ચરણ પકડ્યા. રાજા અમ્બરીષને તેથી લજ્જા આવી અને કરુણાથી અત્યન્ત દ્રવીભૂત થઈ એ સુદર્શનરૂપી ભગવાનના શસ્ત્રની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યાઃ-

त्वमग्निर्भगवान्सूर्यस्त्वं सोमो ज्योतिषां पतिः ।
त्वमापस्त्वं क्षितिर्व्योम वायुर्मात्रेन्द्रियाणि च ॥
(૯-૫-૩)

અર્થ-હે સુદર્શન! તમે અગ્નિ છો. તમે ભગવાન સૂર્ય છો. તમે નક્ષત્રનાથ ચન્દ્રમા છો અને તમે જ જળ, પૃથ્વી, આકાશ, વાયુ, તન્માત્રા અને સંપૂર્ણ ઇન્દ્રિયો છો.

त्वं धर्मस्त्वमृतं सत्यं त्वं यज्ञोऽखिलयज्ञभुक् ।
त्वं लोकपालः सर्वात्मा त्वं तेजः पौरुषं परम् ॥
(૯-૫-૫)

અર્થ-તમે ધર્મ છો, ઋત અને સત્ય છો, તમે યજ્ઞ છો તથા સંપૂર્ણ યજ્ઞોના ભોક્તા યજ્ઞપુરુષ છો, તમે બધા લોકોના રક્ષક અને સર્વસ્વરૂપ છો તથા પરમ પુરુષ નારાયણનું ઉત્કૃષ્ટ તેજ છો.

त्वं तेजसा धर्ममयेन संहृतं
तमः प्रकाशश्च धृतो महात्मनाम् ।
दुरत्ययस्ते महिमा गिरां पते
त्वद्रूपमेतत्सदसत्परावरम् ॥
(૯-૫-૭)

અર્થ—તમારા ધર્મમય તેજથી મહાપુરુષોનું અજ્ઞાન નષ્ટ થાય છે, તમે સૂર્ય વગેરે તેજને ધારણ કરી રાખેલ છે, તમારા મહિમાનો અંત મળવો અત્યન્ત કઠણ છે, આ કાર્યકારણાત્મક સંપૂર્ણ ચરાચર જગત તમારું જ સ્વરૂપ છે.

ભગવાનનું હથીઆર સુદર્શન ચક્ર છે. ભકતોનું રક્ષણ કરનાર પણ સુદર્શન ચક્ર છે. એ તેજનો મહિમા ઘણો મોટો છે. એક સાધારણ રેડીઓના જડ તેજમાંથી પણ કેટલી જાતનાં ગાયનો અને કેટલાં રૂપ નીકળે છે તો ચેતનના તેજની શક્તિ કોણ માપી શકે!

स त्वं जगत्त्राणखलप्रहाणये
निरूपितः सर्वसहो गदाभृता ।
विप्रस्य चास्मत्कुलदैवहेतवे
विधेहि भद्रं तदनुग्रहो हि नः ॥

(૯-૫-૯)

અર્થ-હે વિશ્વરક્ષક! તમે યુદ્ધમાં બધા શત્રુઓનો સંહાર કરવાવાળા છો, ભગવાન ગદાધરે તમને દુષ્ટોનું દમન કરવા માટે નિયુક્ત કરેલ છે માટે તમે અમારા કુળના ભાગ્યોદયને માટે આ બ્રાહ્મણનું કલ્યાણ કરો.

यदि नो भगवान्प्रीतः एकः सर्वगुणाश्रयः ।
सर्वभूतात्मभावेन द्विजो भवतु विज्वरः ॥

(૯-૫-૧૧)

અર્થ-જો સર્વ પ્રાણીઓમાં પરમેશ્વરને આત્મરૂપે રહેલા અમે જોતા હોય અને સંપૂર્ણ ગુણોના આશ્રય સ્થાન શ્રી ભગવાન અમારા ઉપર પ્રસન્ન હોય તો આ બ્રાહ્મણદેવ દુઃખ વગરના થાય.

આ છેલ્લા શ્લોકમાં સુદર્શન ચક્રનું અધ્યાત્મ સ્વરૂપ બહુ જ સ્પષ્ટ થાય છે. એટલે જો અમે સર્વાત્મભાવ રાખ્યો હોય તો આ બ્રાહ્મણ દુઃખ વગરનો થાઓ. સર્વાત્મભાવ એ જ સુદર્શન અથવા સમ્યક્ દર્શનનું સ્વરૂપ છે. તે ભાવમાં નિષ્ઠા થાય તો બધાં કામ સફળ થાય છે. યોગસૂત્રમાં પણ કહેલ છે કે सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् એટલે જેની સત્યમાં પ્રતિષ્ઠા થઈ હોય તેની બધી ક્રિયા સફળ થાય છે. અંબરીષે પણ આ પ્રમાણે સુદર્શનની સ્તુતિ કરી એટલે દુર્વાસાને ચારે તરફથી બાળતું સુદર્શન ચક્ર શાન્ત થઈ ગયું.

સર્વ પ્રાણીમાં પરમેશ્વરને જોવા એટલે જે કામી હોય, ક્રોધી હોય, દુરાચારી હોય તેમાં પણ ભગવાનને જોવા. એ અઘરૂં કામ છે, છતાં સાચા ભકતો એવી દશા પ્રાપ્ત કરી શકે છે.

વળી, જેનામાં ભક્તિનું તેજ હોય છે તેનો વિરોધ કરવો જોઈએ નહિ. ૧૫ વર્ષ પહેલાં એક વખત એક બ્હેન કે જેનામાં ક્રોધ હતો તે શ્રી અરવિંદના આશ્રમમાં દર્શન માટે ગઈ હતી. તેની ઇચ્છા શ્રી અરવિંદ સાથે વાત કરવાની હતી, પણ શ્રી અરવિંદે તે માટે લખીને ના પાડી, પણ દર્શન માટે હા પાડી. દર્શન વખતે તે બાઈએ કહ્યું કે મારે વાત કરવી છે. શ્રી અરવિંદે માથું હલાવીને ના પાડી. તેની અસર તે બાઈ ઉપર એવી થઈ કે તે બાઈને એમ લાગ્યું કે શ્રી અરવિંદ મને નડે છે. તેમાં શ્રી અરવિંદનો દોષ નહોતો પણ તે બાઈનો ક્રોધ જ તે બાઈને નડયો. બે વર્ષ સુધી એવી ભાવનાથી રહેવાથી તેના શરીરના પરમાણુ એવા થઇ ગયા કે તે બાઈએ તળાવમાં પડીને આપઘાત કર્યો. આ પ્રસંગ દુર્વાસાના જેવો હતો. શ્રી અરવિંદનું તે જ અમ્બરીષના જેવું હતું. શ્રી અરવિંદનાં લખાણોમાં પણ શ્રીમદ્ ભાગવતની માફક જ સુદર્શનનું વર્ણન આવે છે.

દુર્વાસા એ દુર્વાસનાનું સ્વરૂપ છે, ભકતોની અને જ્ઞાની પુરુષોની તેમાં કસોટી થાય છે. સાધારણ માણસો તો વાસનાથી દબાય છે છતાં તેમાંથી રસ્તો શોધી શકતા નથી. રાજકીય ચળવળમાં પડેલા કેટલાક માણસોને જીવન કરતાં શક્તિ ગમે છે. એ પણ દુર્વાસાનું સ્વરૂપ છે. તેઓ એમ માને છે કે સારા જીવન કરતાં સારૂં મરણ એ વધારે ઠીક છે અને ગમે તેવું જીવન હોય છતાં દેશને માટે મરવાની શક્તિ બતાવીએ એટલે દોષ ધોવાઈ જાય છે. પણ સારા જીવનની કિમત ઘણી છે. આપણા જીવનમાં અગવડો તો આવ્યા જ કરે છે પણ ઉત્તમ જીવન માટે તે અગવડો સહન કરવામાં આવે તો ઉત્તમ જીવન પ્રાપ્ત થાય છે.

હવે દુર્વાસાજી અમ્બરીષ રાજાની સ્તુતિ કરતા કહે છે કે "મેં આજે ભગવાન અનન્તના દાસોનું મહત્ત્વ જાણ્યું કે મેં અપરાધ કર્યો છતાં તમે મારા મંગળની જ ઇચ્છા કરી. જે ભક્તોએ પરમ આરાધ્ય ભગવાન હરિને દૃઢતાપૂર્વક પકડી લીધા છે એવા સાધુપુરુષોને માટે શું અસાધ્ય છે? એ મહાત્મા કઈ વસ્તુનો ત્યાગ કરી શકતા નથી? (અર્થાત્ બધું છોડી શકે છે). જેના નામશ્રવણમાત્રથી પુરુષ નિર્મળ થઈ જાય છે એવા તીર્થપાદ શ્રીહરિના દાસ માટે કયું કર્તવ્ય બાકી રહી જાય છે! (અર્થાત્ કોઈ કર્તવ્ય બાકી રહેતું નથી.) હે રાજા! પરમ કલ્યાણમય સ્વભાવવાળા તમે મારા અપરાધ તરફ દૃષ્ટિ ન રાખતાં મારા પ્રાણની રક્ષા કરી તેથી તમે મારા ઉપર બહુ જ ઉપકાર કરેલ છે."

આટલું કહી દુર્વાસાજી પાછા જવાની તૈયારી કરતા હતા એટલામાં અમ્બરીષે આવીને તેમના પગ પકડી લીધા અને કહ્યું કે, "હવે તમે પણ ભોજન કરો." તમે ભગવાનના પરમ ભક્ત છો, અને તમારો અનુગ્રહ થયો છે. તમારાં દર્શન, સ્પર્શ, વાર્તાલાપ અને આતિથ્યથી હું અત્યન્ત પ્રસન્ન થયો છું. તમારા આ પવિત્ર કર્મનું દેવાંગનાઓ પણ વારંવાર ગાન કરશે અને આ પૃથિવી પણ તમારી પરમ પાવન કીર્તિનાં વખાણ કરશે."

તે પછી દુર્વાસા રાજા અમ્બરીષના ગુણ ગાતા, તેમની આજ્ઞા લઈને આકાશમાર્ગે બ્રહ્મલોકમાં ગયા કે જે લોક માત્ર નિષ્કામ કર્મથી જ પ્રાપ્ત થાય છે. જેટલા વખતમાં સુદર્શન ચક્રની બીકથી દુર્વાસા બ્રહ્મા, શંકર વગેરે પાસે ગયા હતા તેને એક વર્ષ થયું હતું પણ તેમના દર્શન માટે આતુર અમ્બરીષે ભોજન કર્યું ન હોતું અને માત્ર પાણી પીને રહ્યા હતા. દુર્વાસા ગયા પછી મહારાજ અમ્બરીષે બ્રાહ્મણભોજન કરાવ્યા પછી બાકી રહેલ પવિત્ર અન્ન ગ્રહણ કર્યું અને ઋષિને જે કષ્ટ પડ્યું અને પછી કષ્ટની નિવૃત્તિ થઈ તેમાં જે પોતાની ભક્તિનો પ્રભાવ જણાયો તે શ્રી પરમાત્માનો જ પ્રભાવ હતો એમ તેમણે માન્યું.

આ પ્રમાણે અનેકગુણસંપન્ન રાજાએ ભગવાન વાસુદેવમાં પોતાની ભક્તિ વધારી. તેના પરિણામે તેમને બ્રહ્મલોક સહિત સંપૂર્ણ લોક નરક જેવા લાગ્યા. જ્ઞાન અને વૈરાગ્ય એ બન્ને ભક્તિના દીકરા છે. તે બન્ને દીકરા બુઢ્ઢા થઈ ગયા હોવાથી ૭ દિવસમાં તેમને જુવાન કરવાના છે. અમ્બરીષ રાજાની કથા ચોથે દિવસે આવે છે. આહીં ભક્તિની સાથે વૈરાગ્ય બતાવ્યો છે અને સુદર્શનરૂપી સર્વાત્મભાવમાં જ્ઞાન પણ બતાવ્યું છે. છેવટે અમ્બરીષ રાજા પોતાના સમાન સ્વભાવવાળા પુત્રોને રાજ્ય સોંપી વનમાં ચાલ્યા ગયા અને ભગવાન વાસુદેવમાં ચિત્ત લગાવી ગુણોના પ્રવાહરૂપ સંસારથી મુક્ત થઈ ગયા. (૯-૫-૨૬).

ભક્તિમાર્ગ-એ પ્રેમથી ભગવાન સાથે એક્તા પામવાનો માર્ગ છે. તેથી તે માર્ગ અદ્વૈત જ્ઞાનના માર્ગથી કદાપિ વિરુદ્ધ નથી. પ્રેમલક્ષણા ભક્તિનું પર્યવસાન અદ્વૈતમાં જ થાય છે. પ્રેમી પોતાના પ્રિયતમથી દ્વૈતભાવ કદાપિ સહન કરી શકતો નથી. એકતામાં આનંદ છે, રસ છે. ભેદમાં દોષ અને નીરસતા છે. જીવ-જગત ભગવાનથી ભિન્ન નથી છતાં તેમને ભિન્ન જોવાં એ ચિત્તના વિક્ષેપનું મુખ્ય કારણ છે. સામાન્ય માણસની વૃત્તિ વ્યવહારમાં ગુંચવાયેલી રહે છે. તેની સાથે અજ્ઞાન હોય તો તેને દેહનું, જાતિનું, કુળનું, કુટુમ્બનું, દેશનું વિગેરે અનેક જાતનું અભિમાન હોવાથી પહેલાં ધર્મીનો અધ્યાસ થાય છે અને પછી ધર્મનો અધ્યાસ થાય છે. અજાણ્યા માણસો એકબીજાને મળતાં શરૂઆતમાં જ પૂછે છે કે "તમારે ક્યાં રહેવું, તમારું નામ શું?" વિગેરે પ્રશ્નો ધર્મનો અધ્યાસ કરાવે છે. પછી ધર્મીનો અધ્યાસ તરત થઈ જાય છે અને જીવનું ખરૂં સ્વરૂપ લક્ષ્યમાં રહેતું નથી. પણ જે જીવ-જગતમાં ગોવિંદનું અનુસંધાન કરી શકે છે તેનો ગુણમય સૂક્ષ્મ દેહ ક્ષીણ થઈ જાય છે અને દ્રવીભૂત થયેલ ચિત્ત ભગવદાકારે થાય છે. ત્યારે કોઈક નવા સંસ્કાર હૃદયમાં જરૂર પડે છે. તે સંસ્કાર સ્વરૂપપ્રાપ્તિનું સાધન બને છે.

ભક્તિમાર્ગમાં અતિથિસેવા એ એક મુખ્ય સાધન છે. હાલના કાળમાં અનાજની મોંઘવારીને લઈને અતિથિસેવા કરવાનું ઘણાથી બની શકતું નથી. યુરોપ અને અમેરીકામાં નજીકનાં સગાં મ્હેમાન થાય તો પણ તેમને એક દિવસ જમવાનું અપાય છે અને બીજા દિવસથી જમવાનું બીલ આપવામાં આવે છે. હાલની કેળવણી

એવી છે કે ભગવાનના અસ્તિત્વ ઉપરથી પણ ઘણાની શ્રદ્ધા જતી રહી છે. ભગવાન સાક્ષાત્ દર્શન દેવા આવે તો પણ હાલના માણસ તેને પૂછે કે તમે ભગવાન છો તેની ખાત્રી શી ? '

ભક્તિનું સાધન શરૂ કર્યા પછી પણ પહેલાંના સંસ્કાર તરત જતા નથી અને ઘણાં વિઘ્નો આવે છે. પ્રેમમાં જરાપણ આડ રહે તો મિલન થઈ શકતું નથી. જ્યાંસુધી પ્રેમની જ્વાલામાં અભિમાન સંપૂર્ણ ભસ્મ કરી દેવામાં ન આવે ત્યાંસુધી પ્રેમ અને સમર્પણ બન્ને અપૂર્ણ રહી જાય છે. ઘણા સાધકને ભગવાન જોઈએ છે પણ સંસારનું સુખ છોડવું નથી. એ દ્વિવિધ દશા છે. જ્યારે ખરો પ્રેમ જાગે છે ત્યારે પોતાના ઇષ્ટ સિવાય બીજું જે કાંઈ દેખાય તે બળી જાય છે. સાચો પ્રેમ અસત્‌ને સત્ કરે છે, બંધનને તોડે છે અને બિંદુને સાગર બનાવે છે. ભગવાનનો સ્વભાવ પણ એવો છે કે કોઈ ભક્ત એકવાર પણ સાચા હૃદયથી કહી દે કે "હું તમારો છું." અને તે ભાવમાં વિચ્છિત્તિ થવા ન પામે તો ભગવાન ભક્તને અભયપદ આપી પોતાનો કરી લે છે. જ્યારે ભગવાનનો અનુગ્રહ થશે ત્યારે અંદર આ પ્રકારની આત્મિક દશા ઉત્પન્ન થશે. તે પછી જીવ સંસારના સુખથી વિમુખ થઈને ભગવાનની સન્મુખ થશે. ભગવાન પાસે હોય એવું તેને લાગે છે, અને તે ભગવાનને પોતાની મુશ્કેલી મનથી નિવેદિત થાય તો તે મુશ્કેલી દૂર થવા લાગે છે.

---

# રામનામ-મહિમા વિષે ગાંધીજી

૧. 'લાખો અને કરોડો હૃદયોનું અનુસંધાન (જોડાણ) કરવા અને તેમાં ઐક્યભાવ ઉત્પન્ન કરવા માટે ભગવન્નામના સમૂહસંકીર્તન જેવું સુંદર, સુલભ અને સબળ બીજું કોઈ સાધન નથી.' 'સુધરેલા' કહેવાતા કેટલાક નવયુવકો વિરોધ કરે છે, કે જો હૃદયમાં રામનામનું રટણ ન હોય તો, કેવળ મુખથી રામનામનો ઉચ્ચાર કરવાથી શું ફાયદો ? પરંતુ જેમ સંગીતશાસ્ત્રવિશારદને જ્યાંસુધી સૂર મળતા નથી ત્યાંસુધી તાર મેળવવા કોશિશ કરે છે અને એમ કરતાં અચાનક તેને યોગ્ય સ્વર મળી જાય છે, તેમ ભાવપૂર્ણ હૃદયથી આપણે રામનામનું રટણ કરીએ તો, કોઈનેકોઈ દિવસ હૃદય-પ્રદેશમાં અસ્તવ્યસ્ત દશામાં પડેલા તારો સંધાઈ જશે અને દિવ્ય સૂર નીકળશે. આ અનુભવ મારા એકલાનો નથી; બીજા કેટલાકનો પણ છે. હું પોતે એ હકીકતનો સાક્ષી છું, કે રામનામના પ્રભાવથી ઘણા મસ્તીખોર છોકરાના તોફાની સ્વભાવમાં અદ્ભુત પલટો આવ્યો છે અને તેઓ ચૂસ્ત રામભક્ત બની ગયા છે. અલબત, તેને માટે એક શરત છે. મુખથી રામનામનો જપ કરતી વેળા વાણીને હૃદયનો સહયોગ મળવો જોઈએ. કારણ કે ભાવનાના સંમિશ્રણ સિવાયનો શબ્દ ઈશ્વરના દરબાર સુધી પહોંચતો નથી.'

૨ 'રામનામના પ્રતાપથી પત્થર તરવા લાગ્યા, રામનામના બળથી વાનરસેનાએ રાવણને તોબાહ પોકરાવી, રામનામના સહારે હનુમાનજી પર્વત ઊઠાવી લાવ્યા, અને વર્ષો પર્યંત રાક્ષસોને ઘેર રહેવાં છતાં પણ સીતા માતા પોતાના પવિત્ર સતીત્વનું સંરક્ષણ કરી શક્યાં. ભરતે લાગલાગટ ચૌદ વર્ષ સુધી પ્રાણ ટકાવી રાખ્યા, કારણ કે તેમના કંઠમાંથી રામનામ સિવાય બીજો કોઈ શબ્દ નહોતો નીકળતો. માટે જ પ્રાતઃસ્મરણીય તુલસીદાસજીએ કહ્યું છે, કે આ કળિયુગનો મેલ ધોવા માટે રામનામની ગંગામાં સ્નાન કરો.

આ પ્રમાણે પ્રાકૃત અને સંસ્કૃત બંને પ્રકારના મનુષ્યો રામનામ લઈને પાવન બની છે પરંતુ પાવન બનવા માટે રામનામ હૃદયથી લેવું જોઈએ. જીભ અને હૃદયને એકરસ બનાવવાં જોઈએ. જો હું આ સંસારમાં વ્યભિચારી બનતો અટક્યો હોઉં તો તે રામનામને આભારી છે. મેં દાવા તો મોટા મોટા કર્યા છે પરંતુ જો મારી પાસે રામનામની મૂઠી ન હોત તો ત્રણ સ્ત્રીઓને 'બહેન' કહેવાની લાયકાત મેં ગુમાવી દીધી હોત. જ્યારેજ્યારે મારી સમક્ષ વિકટ પ્રસંગ ઊભા થયા છે, ત્યારેત્યારે

મેં રામનામનો આશરો લીધો છે. અને હું ઊગરી ગયો છું. સંકટનાં અનેક બાણો સામે રામનામે મારે માટે બખ્તરની ગરજ સારી છે.'

૩. 'હું મારા એ પાડોશીને પણ રામનામની ભલામણ કરું છું કે જેમની દષ્ટિ અંધકારથી છવાઈ ગઇ ન હોય અને જેમની શ્રદ્ધા વધુ પડતી વિદ્વત્તાને- લીધે મંદ ન થઇ ગઈ હોય. વિદ્વત્તા આપણને જીવનના અનેક પ્રસંગોએ સફળતા અપાવે છે એ સાચું, પરંતુ સંકટ અને પ્રલોભનના સમયે તે લાચાર બને છે. તે વખતે તો એકલી શ્રદ્ધા જ કામ આવે છે. રામનામ એ લોકો માટે નથી, કે જેઓ દરેક રીતે, નાના બાળકની માફક, ઈશ્વરને ફોસલાવે છે અને હંમેશાં પોતાની રક્ષા માટે આશા રાખે છે. તે તો તેમને માટે છે, કે જેઓ ઇશ્વરથી ડરીને ચાલે છે અને જેઓ સંયમપૂર્વક જીવન વીતાવવા ઇચ્છે છે પરંતુ પોતાની નિર્બળતાને લીધે તેનું પાલન કરવામાં અસમર્થ નીવડે છે.'

૪ 'રામનામનાં ગીતો ગાવાનું કોઈ મને કહે તો પેટ ભરીને ગાઉં. માટે જો તમે તમારી જાતને દુઃખી અને પતિત માનતા હો અને આપણે બધા ખચિત પતિત છીએ જ તો સવારે, સાંજે અને રાત્રે સૂતી વખતે રામનામનું સ્મરણ કરો અને પાવન બનો.'

૫ 'માટે પાઠક સારી રીતે સમજી લે કે રામનામ એ હૃદયનો ખેલ છે. જ્યાં વાણી અને વિચારની એકતા નથી ત્યાં વાચા એ કેવળ મિથ્યાપણું છે, દંભ છે, શબ્દજાળ છે. એવા ઉચ્ચારણથી જગતની આંખમાં ભલે ધૂળ નાખી શકાય, પરંતુ અંતર્યામી રામ થોડો છેતરાવાનો છે? જગજ્જનની સીતાએ આપેલ માળાના મણકા આદર્શ સેવક હનુમાનજીએ ભાંગી નાખ્યા; કારણ કે 'અંદર રામરામ છે કે નહિ' એ તેઓ જોવા માગતા હતા. પોતાને ડાહ્યા ગણતા સુભટોએ પૂછ્યું; 'સીતામાતાની મણિમાળાનો આવો અનાદર?' હનુમાનજીએ તરત જવાબ આપ્યો; 'જો એની અંદર રામનામ ન હોય તો સીતાજીએ આપેલો આ હાર પણ મને તો ભારરૂપ જ છે.' ત્યારે ડાહ્યા ગણાતા સુભટોએ પૂછ્યું; 'શું તમારા હૃદયમાં રામનામ છે?' હનુમાનજીએ છરી વડે પોતાનું હૃદય ચીરીને બતાવ્યું અને કહ્યું– 'હવે અંદર જુઓ, રામનામ સિવાય બીજું કાંઈ દેખાય તો કહેજો.' સૌ ચૂપ થઇ ગયા. હનુમાનજી પર પુષ્પવૃષ્ટિ થઈ અને તે દિવસથી રામકથા વખતે હનુમાનજીનું આવાહન કરવાની પ્રથા શરૂ થઇ.'

૬ 'પરમાત્માનાં અનેક નામ છે. પોતપોતાની શ્રદ્ધા અનુસાર ગમે તે નામ લેવાની દરેકને છૂટ છે. ઇશ્વર, અલ્લાહ, ખુદા, ગૉડનું તાત્પર્ય એક જ છે. પરંતુ જપ પોપટની જેમ ન કરવા જોઇએ. જપની સાથે હંમેશાં શ્રદ્ધાનો સુયોગ હોવો જોઇએ અને તે પણ સક્રિય.'

૭ 'કબીરજીએ પણ કહ્યું છે ને, 'साहेब मिले सबूरीमें' તે ધૈર્ય અને તે સબૂરી આપણને કેવળ નામ સ્મરણથી જ મળે છે. શરીરનો ખોરાક જેમ અનાજ છે, તેમ શરીરમાં રહેલા આત્માનો ખોરાક રામનામ છે. ગાયત્રીપાઠ, સંધ્યા–વંદન, નમાજ, 'પ્રેયર' (પ્રાર્થના) વિ. માટે તો અમુક સમય નક્કી કરવામાં આવ્યો હોય છે. રામનામ પ્રત્યેક મર્યાદાથી પર છે. જેમના શ્વાસોચ્છ્વાસની સાથે રામનામનો જપ ચાલે છે તેમની બલિહારી છે.'

૮ 'પ્રાર્થના યા ભજન જીભથી નહિ, હૃદયથી થવું જોઇએ. માટે જ મુંગા, તોતડા અને મૂઢ માણસો પણ પ્રાર્થના કરી શકે છે. જીભના ટેરવે અમૃત હોય અને હૃદય હળાહળથી છલોછલ ભરેલું હોય તો તે જીભ પરનું અમૃત શું કામનું? કાગળના બનાવટી ગુલાબમાંથી સુગંધી કેવી રીતે મળી શકે!'

૯ 'આપણે ખાઇએ છીએ, પીએ છીએ, ચાલીએ છીએ અને બેસીએ છીએ એ જેટલું સાચું છે, તેટલું જ બલ્કે તેથી પણ વધારે સાચી વાત એ છે કે સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના વિ.. અંધ વિશ્વાસનું કારણ નથી. ખરૂં પૂછો તો એમ કહેવામાં પણ જરાય અતિશયોક્તિ નથી કે એ જ એકમાત્ર સાચું છે. બીજી બધી વાતો જૂઠી છે, મિથ્યા છે.'×

---

× ભગવન્નામપ્રચારના ઉદ્દેશથી અમે એક સંસ્થાની સ્થાપના કરી છે. તેનું નામ છે 'શ્રી રામનામ બેંક' તેના દ્વારા. રામ, કૃષ્ણ, હરિ, મા, અંબા વિ. ગમે તે ઇષ્ટનું નામ લખી શકાય એવાં ખાનાંવાળી નોટો મળે છે. ૫૬૦૦૦) મંત્રવાળી નોટની કિંમત ૦-૪-૦ છે. બહારગામવાળાઓએ ૦-૬-૦ ની ટીકીટો બીડવી. વધુ માહિતી માટે પૂછાવો.

# ભગવાન ભીષ્મ



લેખક :
કીર્તનાચાર્ય
શ્રીસીતારામ શર્મા

[ ગતાંક પૃષ્ઠ ૫૪૧ થી ચાલુ ]

આ જગતમાં અનેક પ્રકારનાં શાસ્ત્ર છે અને તેમાં પ્રતિપાદન પણ ઘણા પદાર્થોનું કરવામાં આવેલું છે. મનુષ્યનું આયુષ્ય બહુ ટુંકું છે અને તે પણ આધિ, વ્યાધિ તેમજ બીજાં અનેક પ્રકારનાં વિઘ્નોથી સદૈવ યુક્ત છે. તેટલા માટે મુમુક્ષુએ હંસ પક્ષીની પેઠે સારભૂતનું જ ગ્રહણ કરવું. હંસ પક્ષી જળ તથા દૂધ એકત્ર થયાં હોય છે, તો ત્હેમાંથી અસાર એવા જળને છોડી દઈ, સારભૂત દૂધનું જ ગ્રહણ કરે છે. તેજ પ્રમાણે શાસ્ત્રના જડાંશને છોડી સાર અંશને જ ગ્રહણ કરી લેવો. સજ્જનો! ભગવાન વશિષ્ઠના શાપે અષ્ટવસુઓ વશિષ્ઠ મુનિની પાસે આવ્યા અને પ્રાર્થનાપૂર્વક કહેવા લાગ્યા કે ભગવાન એક દ્યૌ વસુના માટે અમને ચારેય જણને શાપ લાગે છે તો કૃપાનાથ! શાપનો અનુગ્રહ કરો. ભગવાન વશિષ્ટ કહે છે ભાઇ! ब्रह्मवाक्यं जनार्दनम् । હવે મારાં વચનો મિથ્યા ન થઇ શકે. છતાં ય તમારા ઉદ્ધારની એક વસ્તુ બતાવું, કે તમે પતીતપાવની ગંગાજી પાસે જાઓ. હમણાં જ સ્વર્ગમાં મહાભિષ અને ગંગાજીને ઇન્દ્રનો શાપ થયો છે એટલે મહાભિષ શાન્તનુ રાજા તરીકે જન્મશે અને પતિતપાવની ગંગાનો અંશાવતાર તેની પત્ની તરીકે થશે. એટલે એવાં પવિત્ર માતાપીતાથી ઉત્પન્ન થવામાં તમને હરકત નથી અને તમે ગંગાજીને પ્રાર્થના કરો કે મા! જન્મતાંની સાથે જ જો તું અમને જળશાયી બનાવીશ તો અમે તારો ઉપકાર માનીશું. એટલે ગંગાજી અનુક્રમે જન્મતાંની સાથે જ તમને જળશાયી બનાવશે એટલે તમે પાછા પૂર્વવત્ વસુ તરીકે જન્મશો. સજ્જનો, જોયું બ્રાહ્મણોનું બ્રહ્મતત્ત્વ!

આ વિશ્વને બ્રહ્મતેજથી ઉજ્વાળનારા બ્રાહ્મણો,
ભવના બધા સંતાપને સૌ ટાળનારા બ્રાહ્મણો.
સિંચી સુધામય જ્ઞાન જગને પાળનારા બ્રાહ્મણો,
નવજીવન અર્પી પાપને છે બાળનારા બ્રાહ્મણો.
ભારતતણા ભાનુ તરીકે શોભતા સૌ બ્રાહ્મણો,
તેની જ આવી અવનતિ આંખો ઉઘાડો બ્રાહ્મણો.

વ્હાલા વાંચક, ભગવાન વશિષ્ઠના ઉપદેશે કરીને અષ્ટવસુઓ ગંગાજીની પાસે ગયા. અને પ્રાર્થના કરવા લાગ્યા.

જય ગંગે માતા, હર જય ગંગે માતા;
જો જન તુજકો ધ્યાતા,
તો મનવાંચ્છિત પાતા. હરજય.

વસુઓની પ્રાર્થનાથી ગંગાજી પ્રસન્ન થયાં અને કહ્યું: માગો શી ઇચ્છાથી આવ્યા છો? વસુઓએ ભગવાન વશિષ્ઠના શાપની સર્વ બીના સમજાવી અને અનુગ્રહની વાત પણ સંભળાવી. માટે વસુઓ કહે છે: માતાજી, અમે તમારામાંથી શાન્તનુથી ઉત્પન્ન થઇશું, પરંતુ અમને જન્મતાંની સાથે જ તમારે અમને જળશાયી બનાવવા, જો કે વસુઓની આ માગણી ગંગાજીને ઠીક ન લાગી. કારણ કે જન્મતા બાળકને જળશાયી કરવા એ ઠીક ન હતું, છતાંય વસુઓની પ્રાર્થનાથી માતાજીએ તેમને જળશાયી બનાવવાનું કબુલ કર્યું, અને એટલા જ માટે શાન્તનુ-પત્ની ગંગાજીએ પોતાના સાત પુત્રોને જળશાયી બનાવ્યા હતા. હવે જ્યારે આઠમો પુત્ર જન્મ્યો ત્યારે શાન્તનુએ એને અટકાવી. એ વૃત્તાંત ગતાંકમાં આવી ગયો છે. અને હવે દ્યૌ વસુએ તો ગાય ચોરી હતી એટલે ગાયચોરીનું મહા પાપ એને ભોગવવાનું જ હતું, એટલા માટે શાન્તનુથી બોલાઈ ગયું કે ઓ બ્રહ્મહત્યા કરનારી ચાંડાલિની! તું કોણ છે? જ્યારે ગંગાજીએ તુરત જ કહ્યું શાન્તનુ! લ્યો આ રહ્યો તમારો પુત્ર, અને આપણી શરત પ્રમાણે મારો અને તમારો સંબંધ પૂર્ણ થાય છે. એમ કહી ગંગાજી અંતર્ધાન થયાં.

ગંગાજીના અંતર્ધાન થવા પછી ગંગા જેવી મન-વચન-કર્મથી પતિવ્રત-ધર્મનું પાલન કરનારી

સતીનો વિયોગ શાન્તનુ સહન ન કરી શક્યો, અને સતીના વિયોગે શાન્તનુ દુઃખીદુઃખી થઈ ગયો. સજ્જનો! કાલના યુગનો પતિ એની પત્નીનો વિયોગ સહન નથી કરી શકતો, તો પછી શાન્તનુ ગંગા જેવી પતિપરાયણા સતીનો વિયોગ કેમ સહન કેમ કરી શકે? તુલસી ગુસાંઈ કે જેણે રામચરિતમાનસ જેવો અદ્વિતીય ગ્રંથ લખી ભારતવર્ષને માનવતાના પાઠ પઢાવ્યા છે એવો મહાસંત પણ પોતાની પત્નીનો ચોવીસ કલાક વિયોગ સહન નહોતો કરી શક્યો અને રાતોરાત પોતાની પત્ની પાસે ગયો હતો. રસ્તામાં નદી આવતી હતી. હવે નદીપાર કેવી રીતે જવું? એટલામાં એક મડદું તણાતું આવ્યું, ત્યારે તુલસીદાસ હસીને કહે છે કે ઓહો! મારી સતીએ મારા આવવા માટે કાષ્ઠ મોકલ્યું છે! એમ કહી તુરત જ મડદા ઉપર ચઢી બેઠા. સજ્જનો! જોયુ કામદેવનું કેવું પ્રબળ જોર છે! ત્યાં અમોને એક કવિની પંક્તિ યાદ આવે છેઃ कामान्धो नैव पश्यति ।

છે વશીકરણ વનિતામાં.
ઈન્દ્ર–ચન્દ્ર સરખા લલચાયા ગૌતમની ભામામાં
છે વશીકરણ વનિતામાં.
શંકર જેવા ભાન ભૂલીને ભમ્યા ભીલ રાણીમાં
છે વશીકરણ વનિતામાં.

ખરેખર જગતની અંદર કામિની અને કંચનથી બચવું મહાદુષ્કર છે. આ જગતમાં જેણે કામ અને ક્રોધ જીત્યો તેણે સારૂં જગત જીત્યું ગણાય છે.

તુલસીદાસજી, રાતોરાત મડદાને પણ લાકડું સમજી નદીપાર થયા, અને જઈને રાત્રિના બાર–બે વાગે સસરાના મકાનને ખખડાવ્યું. આજ ઘણા દિવસે મા અને દીકરી ભેગાં થયાં હતાં. એટલે મોડી રાત સુધી મા–દીકરીએ સુખદુઃખની વાતો કરી, પછી સૂતાં સૂતાં મા ઊંઘી ગઈ પરન્તુ દીકરી (તુલસી–પત્ની) ને તુરતજ તુલસીદાસજી યાદ આવ્યા. અરે, એ શું કરતા હશે! ત્યાં જ કમાડ ખખડયાં, અને અવાજ પણ સંભળાયો.

"શૂન્ય હવેલી બંગલી, ને સ્હેજ પણ ખાલી થઇ."

એ વાત સાંભળતા સતી ચમક્યાં કે ગોસાંઈદેવ! અને તુરત જ કમાડ ઉઘાડી બહાર નીકળ્યાં તો ગોસાંઇ દેવને ભાળ્યા. ગોસાંઇ દેવ રડતાં રડતાં વિરહના વિયોગે પુનઃ પંક્તિ બોલ્યા.

"શૂન્ય હવેલી બંગલી, ને સ્હેજ પણ ખાલી થઈ,
આવી બઈ આવી બઈ દુઃખ દૂર શું બ્હાલી થઈ,"

ગોસાંઇ દેવની આ સ્થિતિ જોઈને સતીને પણ દુઃખ થયું. ઓ હો! મારો પતિ, મારો ચોવીસ કલાકનો વિયોગ સહન ન કરી શક્યો. અરેરે, જેટલો એ રમાવશ થયો છે, એટલો રામવશ થયો હોત તો શાશ્વત કલ્યાણ થઈ જાત, તુરત જ સતી બોલી: દેવ, પ્રભો, ભગવંત!

અસ્થી–ચર્મમય દેહ મમ, તામેં જૈસી પ્રીતિ,
એસી હોત શ્રી રામમેં, તો હોત તન તો નવ ભીતિ.

સજ્જનો! તેજીને તો ટકોરો બસ. તુલસી આપણા જેવો ન હતો, એ તો પૂર્વજન્મનો વાલ્મીકિ. સંસ્કૃત ભાષાનો દિનપ્રતિદિન મોગલોના સમયમાં વિનાશ થઇ રહ્યો હતો, અને સંસ્કૃત જાણનાર દુનિયામાં બહુ ઓછા હતા જેથી ભગવાન વાલ્મીકિ, જગતને માનવતાનો પાઠ પઢાવવા માટે તુલસી તરીકે જન્મ્યા અને પ્રાકૃત ભાષામાં પુનઃ રામચરિતમાનસ રચ્યું, અને જગતને અમૃતપાન કરાવી જીવંત રાખવાનો એમણે સફળ પ્રયત્ન કર્યો. આજ તમે હિન્દુસ્તાનમાં જાઓ તો ત્યાં આપણા પાકીસ્તાની ભાઈઓ પણ તુલસીની ચોપાઈ ગાઈને રાચે છે! ખેર, તદ્‌–અનુસાર ગંગાજીના વિયોગે પણ શાન્તનુની તેવી જ સ્થિતિ થઇ. શાન્તનુની આ સ્થિતિ ગંગાજીથી જોઈ જવાઈ નહી, એટલે પુનઃ પ્રગટ થયાં અને શાન્તનુને આશ્વાસનપૂર્વક સઘળી પુનર્જન્મની વાત સમજાવી અને કહ્યું કે હે પૂર્વના મિત્ર! ઇન્દ્રના શાપે કરી આપણો આ સંબંધ થોડા વખતના માટે જ હતો, અને અષ્ટ વસુઓએ મારી પાસે, આવી રીતે માગણી કરેલી, માટે જ મેં સાત પુત્રો જળશાયી બનાવ્યા હતા અને આ આઠમો દ્યા વસુ, એણે તો ભગવાન વશિષ્ઠની નંદીની, ઓના શબ્દોથી ઉત્તેજિત થઈને ચોરી હતી માટે એને તો થોડો વખત અહીં રહેવું જોઇએ, એટલે તમે મને રોકી હતી, હવે તમારો આ અતિ તેજસ્વી પુત્ર દુનિયાની અંદર નામના કરશે અને જગતને પીતૃભક્તિના પાઠ પઢાવશે. એ મહાન ધનુર્વેદ વિશારદ બનશે. પણ શાન્તનુ! હમણાં એ નાના બાળકને તમે સાચવી નહિં શકો. માટે જો આપ આજ્ઞા કરતા હો તો એ તમારાથી મારામાં ઉત્પન્ન થયેલા પુત્રને હું મારી સાથે લઇ જાઉં અને તેને યોગ્ય સંસ્કાર દેઈ એને પાંચ વર્ષે તમને પાછો આપી જઈશ. શાન્તનુએ પણ સર્વ સ્થિતિ સાંભળ્યા બાદ શાન્ત સ્થિતિએ લઇ જવાની રજા દીધી અને ગંગાજીએ પોતાના પુત્રને લઇને અંતર્ધાન થયાં. (અપૂર્ણ)



# વેરની વસુલાત

મૂળ હિન્દી લેખક: શ્રી 'ચક્ર'

ભાષાંતરકાર: શ્રી 'પ્રભુપ્રેમપ્યાસી'

' जिमि बुध तजहिं मोह मद जाना '

[ ૧ ]

'જોઈ લઈશ; નાશવંત લક્ષ્મીનો એને એટલો બધો ફાંકો છે, કે મારી એક સાધારણ વાત પણ તે ન સાંભળે અને...મારૂં આવું હડહડતું અપમાન કરે ! બસ, કોઈ પણ ભોગે એનો બદલો લેવો જ પડશે. એને પણ ખબર પાડી દઉં !'

મનમાં ને મનમાં રાતો-પીળો થતો વિનોદ આ પ્રમાણે બબડી રહ્યો હતો. તે ક્યાં પગલાં માંડી રહ્યો છે તેનું તને ભાન નહોતું. જ્યારે ભગવાન વિશ્વનાથનાં દર્શન કરીને પાછાં ફરતાં ભાવિક ભક્તોનું ટોળું સામે મળ્યું, ત્યારે જ કંઈક ખ્યાલ આવ્યો કે તે અન્નપૂર્ણાજીની ગલીમાં ઊભો છે.

જન્મથી જ વિનોદ માઈ-ભક્ત હતો. નજીક આવીને દર્શન કર્યા વગર પાછા જવું એને ઠીક ન લાગ્યું. મંદિરમાં દર્શન કરીને, પ્રેમપૂર્વક પ્રણામ કરીને તે એક બાજુ ઊભો રહ્યો. હજુ પણ તેના આવેશનો આવેગ શમ્યો નહોતો.

'મા ! મમતાળુ મા !! તારા પુત્રને થોડા પૈસા માટે આટલી હદ સુધી અપમાન સહન કરવું પડે, આટલો માર ખાવો પડે ! અન્નપૂર્ણા ! શું બાળક પર તારી અમીદૃષ્ટિ નથી ! મારી શરીરરક્ષા માટે પણ મારે શા માટે બીજા પાસે હાથ ધરવો પડે છે ! મારા ભાગ્યમાં જે લખ્યું હશે તે ભોગવીશ, તેની કોઈ ચિંતા નહિ; પરંતુ મા ! મને શક્તિ આપો. પ્રમોદે કરેલા આજના આ અપમાનનું વેર તો વાળવું જ છે.'

આ ભાવિક યુવકની આંખોમાંથી પ્રાર્થના કરતાં કરતાં શ્રાવણ-ભાદરવો ચાલી રહ્યો હતો. મંદિરમાં બીજું કોઈ છે કે નહિ, એનો પણ એને ખ્યાલ ન રહ્યો. ખરેખર, આજે તેની અકળામણની અવધિ આવી ગઈ હતી; તેની પ્રાર્થના પણ સાચી હતી.

'વિનોદ ! તું શું વિચારી રહ્યો છે ! અરે ! આ સમસ્ત સંસારના જડ-ચેતન જીવો મારું જ અંગ છે. તેમને પૂજા કરીને જાણે અજાણે શું તું મને જ દુઃખ દેવા ઇચ્છે છે ! તારો એક ભાઈ કર્તવ્યભ્રષ્ટ થાય અને તારો અનાદર કરે તો તે તારી દયાને પાત્ર છે, ક્રોધને નહિ. પાગલ ! દરેક જીવો પોતપોતાનું પ્રારબ્ધ ભોગવી રહ્યા છે. કોઈ કોઈને સુખ-દુઃખ યા માન-અપમાન નથી આપતું. મારી સન્મુખ, મારા જ એક ભૂલેલા બાળકને દુઃખી કરવાની પ્રતિજ્ઞા લે છે અને ઇચ્છે છે મારી પ્રસન્નતા ! આ તો પરસ્પર વિરોધી કહેવાય. ન્યાયાધીશની સત્તા પટાવાળો ન લઈ શકે. બદલો લેવો જ હોય તો તેનો સાચો માર્ગ છે પ્રેમ.'

હૃદયમાં બેઠેલી અન્નપૂર્ણા જ જાણે આ શબ્દો ન કહી રહી હોય ! વિનોદ ચોંકી ઊઠ્યો.

**ક્રોધથી** અથવા દ્વેષને લીધે ધર્મનો ત્યાગ ન કરવો જોઈએ. પ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં હર્ષથી ફૂલાઈ ન જવું તથા પોતાને ન ગમતી કોઈ વસ્તુ બને તો દુઃખી ન બનવું, આર્થિક સંકટ આવતાં ગભરાવું નહિ અને કોઈ પણ અવસ્થામાં પોતાનો ધર્મ ન છોડવો. જો એક વખત ભૂલથી વિપરીત કામ થઈ જાય તો ફરીથી ન થાય તે માટે સાવધાન રહેવું. વિચાર કરતાં જે કામ પોતાને અને બીજાને હિતકારી હોય તે કામ કરવાં. ભૂરૂં કરનારનું પણ ભૂરૂં ન કરવું. પોતાની સજ્જનતા કદી ન છોડવી. જે બીજાઓનું ખરાબ ઇચ્છે છે તે પોતાની મેળે જ નષ્ટ થઈ જાય છે.

મંદિરની ઘડિયાળમાં એ જ સમયે અગિયારના ટકોરા થયા. માતાને પ્રણામ કરીને સંક્ષોભયુક્ત હૃદયે તે બહાર આવ્યો.

[૨]

વિનોદ અને પ્રમોદ બંને એક જ કૉલેજના સહાધ્યાયી છે. વિનોદ એક વકીલનો પુત્ર હતો અને પ્રમોદના પિતા હતા ડૉક્ટર. બંને મૈત્રીની મજબૂત સાંકળથી બંધાયા હતા.

વિનોદની માતા અચાનક રોગનો ભોગ થઇ પડી. પાણીની માફક પૈસા વેરવા છતાં પણ, સારું ન થયું તે ન જ થયું. ઊલટું, તેની સેવા-ચાકરી કરવા જતા તે પણ રોગી બની ગયા. કૉલેજનો અભ્યાસ અધૂરો મૂકીને માત-પિતાની સેવામાં વિનોદને સંલગ્ન થવું પડ્યું. દુર્દૈવને ક્યાં દયા છે? વિનોદને એકલવાયો ને નોધારો મૂકીને માતા-પિતા પરલોકનાં પ્રવાસી બન્યાં.

અંગ્રેજીમાં એક કહેવત છે-' Misfortunes never come singly, but in battalions' અર્થાત્ આફત આવી પડે છે ત્યારે એક બાજુથી નહિ પરંતુ ચારે બાજુથી તૂટી પડે છે. દિનપ્રતિદિન વિનોદના મનની મુંઝવણ વધવા લાગી. કહ્યું પણ છે કે—

વ્હાલાના વિયોગ કેરા, યોગ કદી આવો નહિ,<br>
બે હૃદયના સંયોગને, કોઇ તોડાવો નહિ.

—'શ્રી પુનિત'

માતા-પિતાના અકાળ મૃત્યુના વિયોગનો વજ્રાઘાત તો ગમે તેમ સહી લીધો, પરંતુ પેટના પ્રત્યાઘાતનું શું? જઠરાગ્નિની જ્વાળાઓ તો કોઈપણ ભોગે ઓલવવી જ પડશે—પેટનો ખાડો તો પૂરવો જ પડશે. ખૂબ મહેનતને અંતે પણ તેને નોકરી ન મળી. વળી કોઈ 'ટ્યુશન' પણ ન મળ્યું. ઘરવખરી વેચીને ક્યાં સુધી ચલાવવું? નિરાંત ફક્ત એટલી જ હતી કે તે એકલો જ હતો. જો તેણે પ્રભુતામાં પગલાં માંડ્યા હોત તો કદાચ કૂવો-હવાડો પૂરવો પડત યા ઝેરને અમૃત ગણી તેનું પ્રાશન કરવું પડત!

પ્રમોદના પિતા હોમિયોપથિક ડાક્ટર હતા. પુત્રને કૉલેજમાંથી ઊઠાડી લઈને તેમણે પોતે જ તેને પોતાની ચિકિત્સાપદ્ધતિ શીખવાડી દીધી. પૈસાના જોરે અમેરિકાથી 'ડૉક્ટર'ની એક પદવી પણ ખરીદી લીધી. પ્રમોદ હતો પ્રતિભાશાળી; પિતાની માફક તેણે પણ ધંધામાં ઝળકતી કારકીર્દિ સંપાદન કરી. ઇશ્વરની અકળિત લીલાનો કોણ પાર પામી શકે! એ જ અરસામાં તેના પિતા પર પણ મૃત્યુનો ક્રૂર પંજો ફરી વળ્યો. અઢળક ધન પિતા પાછળ મૂકી ગયેલા એટલે પ્રમોદને આગળ-પાછળની ચિંતા નહોતી. એક વસ્તુ ખાસ યાદ રાખવી કે પૈસાદારના છોકરાના ભાઇબંધ વધારે થાય છે. કારણ કે જ્યાં મધપૂડો હોય ત્યાં જ મધમાખીઓ આવે ને! દોસ્તોનું દળ જેટલું વધારે, તેટલી ખીસ્સામાં હડતાલ વહેલી પડવાની. લક્ષ્મીનું બીજું નામ 'દૌલત છે. 'દૌ-લત' એટલે બે લાત. લક્ષ્મી આવે ત્યારે પણ લાત મારે અને જાય ત્યારે પણ. જો કે તેના લાત મારવાનાં સ્થાન જુદાં જુદાં છે. જ્યારે તે આવે છે ત્યારે બરડામાં (વાંસમાં) લાત લગાવે છે અને જ્યારે જાય છે ત્યારે છાતીમાં પાદપ્રહાર કરે છે. બરડામાં લાત વાગવાથી માણસ અક્કડ અને ફક્કડ બને છે; છાતીમાં લાત વાગવાથી જુવાનજોધ જેવો હોય તો પણ 'ઓસમનો ઘરડો' બની જાય છે. પ્રમોદને પહેલા પ્રકારની લાત વાગવાથી તે દુરાચારી મિત્રોની સોબતમાં સપડાઇને કુમાર્ગગામી બન્યો. સારો યા ખોટો, પણ સંગતિનો પાશ લાગ્યા વગર રહેતો જ નથી—' A man is influenced by the company he keeps.'

> જે મનુષ્ય પોતાનાથી પાપકર્મ થઇ જતાં સાચા હૃદયથી પશ્ચાત્તાપ કરે છે, તે તે પાપમાંથી છૂટી જાય છે. તથા ફરી આવું કર્મ કદી નહિ કરું એવો દૃઢ નિશ્ચય કરી લેવાથી તે ભવિષ્યમાં થનારાં બીજાં પાપોથી બચી જાય છે. લોભ જ પાપનું ઘર છે. લોભી મનુષ્યો જ પાપ કરવાના વિચારો કરે છે. જેમ ઘાસથી ઢંકાયેલો કૂવો હોય તેમ પાપી પુરુષો ઉપર-ઉપરથી દંભ કરે છે. તેઓમાં બહારની પવિત્રતા, ધર્મસંબંધી વાતો વગેરે હોય છે, પરન્તુ ધર્માત્મા પુરુષોના જેવો શિષ્ટાચાર હોતો નથી.'

અર્થાત્ 'જેવો સંગ, તેવો રંગ' ધનના મદને લીધે તેણે આચાર-વિચારને દેશવટો દીધો. તે શરાબનો શિકાર થઇ પડયો.

આટલું હોવા છતાં પણ પ્રમોદના હૃદયમાં કોમળતાના ધબકારા વાગતા હતા. પોતાની પત્ની પર પ્રેમ રાખતો હતો અને તેનો ત્રણ વર્ષનો એકનો એક પુત્ર તો તેને પ્રાણાધિક પ્રિય હતો. હજુ પણ તેના હૃદયમાં સહૃદયતાનો વાસ હતો. હા, એટલું ખરું કે શરાબની પ્યાલીના નશામાં જ્યારે તે ચકચૂર હોય ત્યારે તે આંધળી ભીંત બની જતો.

[૩]

આર્થિક અકળામણથી અકળાઇને વિનોદ પોતાના જૂના મિત્રને મળવા ગયો. પ્રમોદ પોતાના દીવાનખાનામાં બેઠો હતો દારૂના દૈત્યે તેના હૃદયમાં પૂર્ણપણે પ્રવેશ કર્યો હતો. વિનોદને જોઇને સામાન્ય શિષ્ટાચાર તરીકે તે ઊઠયો જ નહિ છતાં તેની ઉપેક્ષા કરીને અને મન મોટું રાખીને વિનોદ એક ખુરશી ઉપર બેસી ગયો.

વિનોદને ત્રણ દિવસથી અન્ન અને દાંતને વેર બંધાયું હતું. સહનશક્તિની પણ હવે સીમા આવી ગઈ હતી. જો કે સફળતાની આશા બહુ જ થોડી હતી. છતાં આશા તો અમર છે ને! ખૂબ નમ્રભાવે પ્રમોદ આગળ તેણે આપવીતીની યથાર્થ રજૂઆત કરીને કંઇક સહાય માટે યાચના કરી.

પ્રમોદ જુદી જ દુનિયામાં હતો. તેની મસ્તી તે વખતે નિરાળી હતી. કોણ જાણે, એના માનસ-પટમાં ક્યા વિચારો દોડી રહ્યા હશે? એકાએક એનો પિત્તો ગયો અને પાસે પડેલી નેતરની સોટી ઉઠાવીને વિનોદ પર વરસાદની જેમ તૂટી પડયો.

'જ્યારે જુઓ ત્યારે આ લોકો હેરાન કરે છે. શું હું એમના બાપનો નોકર છું! જાઓ નહિ તો ચામડી ઉતારી નાખીશ!' આશ્ચર્ય અને ભયનો માર્યો વિનોદ ત્યાંથી મૂઠીઓ વાળીને નાઠો. નાસતાં નાસતાં પણ પ્રમોદે એને બે-ચાર સોટીઓ ચોડી દીધી—કેમ જાણે અધૂરું ન રહી ગયું હોય!

'અપમાનનો ઘૂંટડો ગળવાનો વિનોદના જીવનમાં આ પહેલો જ પ્રસંગ હતો. આમ તો વિનોદ સાહસિકતાને વરેલો હતો, પરંતુ આજે એનો સમય નહોતો. જો કોઈ સારો સમય હોત તો તે પ્રમોદનાં હાડકાં ખોખરાં કરી નાખત!

**પત્ની** તેને કહે છે, જે ઘરના કામકાજમાં ચતુર હોય, પુત્રવતી હોય, પતિને પ્રાણ સમાન માનતી હોય અને પતિવ્રતા હોય. પત્ની પતિનું અર્ધું અંગ છે, તેનો એક ઉત્તમ સખા છે. પત્ની દ્વારા ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ થાય છે. અને મોક્ષ માટે યોગ્ય બનવામાં બહુ સહાયતા મળે છે. પત્નીની સહાયતાથી જ સારાં કામો થઈ શકે છે, ગૃહસ્થાશ્રમ ચાલે છે, સુખ મળે છે અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. પત્ની જ એકાન્તમાં મધુર વિનોદ આપનાર સાચો સખા, ધર્મકાર્યમાં પિતાનું અને દુઃખ આવી પડતાં માતાનું કામ કરે છે. ઘોર જંગલમાં પણ પત્ની વિશ્રામસ્થાન બને છે. પત્ની જ મનુષ્યને વિદ્યામાં અને અવિદ્યામાં પ્રેરનારી અબળા કહેવાતી છતાં એક સબળ શક્તિ છે.

મકાનની બહાર આવીને તે સાવધાન થઇ ગયો. એકવાર વક્ર દૃષ્ટિએ તેના મકાન તરફ તેણે પીઠ ફેરવીને જોયું; અને પછી વેરની વસુલાત કરવાના અનેક ઘાટ ઘડતો ઘડતો ત્યાંથી અદશ્ય થયો.

[૪]

ડૉકટર પ્રમોદચંદ્રના વિશાળ મકાનમાં આગ લાગવાથી ધૂમાડાના ગોટેગોટા નીકળી રહ્યા હતા. મકાનના એક ભાગમાં જાપાનીસ રમકડાંનો એક વેપારી ભાડે રહેતો હતો. તેના સામાનમાં અગ્નિનો તણખારો પડવાથી આગ લાગી હતી. અને ક્યકડાના માલને તારાજ થતાં કેટલીક વાર!

આખાયે મકાનમાં અગ્નિદેવનું તાંડવનૃત્ય થઈ રહ્યું હતું, છતાં કેવળ ધૂમાડો જ નજરે પડતો હતો, જ્વાળાઓ નજરે પડતી નહોતી. જલવર્ષક યંત્રદ્વારા પાણીનો એક ધારો મારો ચાલુ રહેવા છતાં પરિસ્થિતિમાં કંઈ ફેર જણાતો નહોતો. ધૂમાડાને લીધે અગ્નિની જ્વાળાઓ ક્યાં છે અને ક્યાં પાણીનો મારો ચલાવવો જોઈએ, તેની ખબર પડતી નહોતી. જે અંદર જવાની ચેષ્ટા કરતો તે તરત જ મૂર્છિત થઈને ઢળી પડતો. અનુમાનને આધારે જ જલવર્ષા થઈ રહી હતી.

મકાનની બહાર ઊભા રહીને ડૉક્ટર અને તેમની ધર્મપત્ની બંને બોર બોર જેવડાં આંસુ સારીને કરુણ આક્રંદ કરી રહ્યાં હતાં. તેમને સૌથી વધારે દુઃખ એનું હતું કે તેમનો પ્રાણપ્યારો પુત્ર અંદર જ રહી ગયો હતો. આ સંજોગમાં બીજે માળથી બાળકને લઈ આવવાનું સાહસ કરવું એ મૃત્યુને આવાહન આપવા જેવી નરી મૂર્ખાઈ હતી.

એવામાં નમ્ર જેવી હાલતનો એક ગૌરવર્ણ યુવક આવીને વિદ્યુતવેગે તે બળતા મકાનમાં ઘૂસી ગયો. લોકોએ તેને અટકાવવાનો પ્રયાસ કર્યો પરંતુ નિષ્ફળતા મળી.

થોડી જ ક્ષણમાં ડૉક્ટરના બાળકને ગોદમાં લઈને તે જ યુવકે પાણીનો મારો કરી રહેલા માણસની પીઠ પર બીજે માળથી પડતું મૂક્યું. આથી નીચેના માણસને સખત ફટકો લાગ્યો. પેલો યુવક તો નીચે પડતાં જ બેહોશ બની ગયો. બાળક સુરક્ષિત હતું. તેને સ્હેજ પણ ઈજા થઈ નહોતી.

[૫]

'આહ...' આખો દિવસ બેભાન રહ્યા બાદ રોગીએ આંખો ઉઘાડી. 'હું ક્યાં છું!'

'ભાઈ વિનોદ! તમે મને ભૂલી ગયા! તમે આપણા ઘરમાં જ છો. આ ઘર તમારું જ છે.'

'અરે ડૉક્ટર સાહેબ! આપ આ ભિખારી માટે આટલો બધો પરિશ્રમ શા માટે ઉઠાવી રહ્યા છો! રોગી ફરીથી શ્રમ અને ભાવાવેશને લીધે મૂર્છિત થઈ ગયો.

રાત્રિદિવસ ઉજાગરા વેઠીને પણ ડૉક્ટર પ્રમોદચંદ્ર સજોડે વિનોદની શુશ્રૂષા કરી રહ્યા છે. ત્રણ–ચાર ડૉક્ટરો ચિકિત્સા કરી રહ્યા છે. ધીરે ધીરે પ્રકૃતિ સુધારા પર આવવા લાગી.

વિનોદ જ્યારેજ્યારે પ્રમોદચંદ્રને જોતો ત્યારે તે માત્ર એટલું જ કહેતોઃ 'હું ભિખારી છું, મને સરકારી દવાખાનામાં મોકલી આપો. આપ શા માટે નાહકની તકલીફ લો છો?' આટલું કહેતાં તો તેની આંખો આંસુથી છલકાઈ જતી. પ્રત્યુત્તરમાં પ્રમોદચંદ્ર ચૂપચાપ રોતો બીજા ઓરડામાં ચાલ્યો જતો.

હવે વિનોદની સેવામાં માત્ર ડૉક્ટરનાં ધર્મપત્ની જ રહેતાં. વિનોદને તો ડૉક્ટરનાં દર્શન પણ નહોતાં થતાં. જ્યારે વિનોદ ઊંઘી જતો ત્યારે હળવા પગે આવીને ડૉક્ટર તેના ઓશિકા આગળ બેસી જતા. તે જાગવાની તૈયારીમાં હોય ત્યારે ત્યાંથી ચાલ્યા જાય.

વિનોદ હવે સંપૂર્ણ સાજો થઈ ગયો. ડૉક્ટરની પત્નીના આગ્રહને વશ થઈને હજુ પણ તે ક્યાંય જતો નહોતો. તે વિચારમાં પડી ગયો કે ડૉક્ટર સાહેબ કેમ દેખાતા નથી! તેઓ ઘેર કેમ આવતા નથી!'

એક દિવસ ડૉક્ટર સાહેબ આવ્યા. હાથ ઝાલીને તેઓ વિનોદને પોતાના ઓરડામાં લઈ ગયા. અંદરથી સાંકળ વાસીને તેમણે વિનોદને ખુરશી પર બેસાડ્યો. વિનોદ વિસ્મયમાં પડી ગયો કે ટેબલ પર શરાબની બાટલી, પ્યાલો અને મોટી સોટી કેમ રાખી છે!

ડૉક્ટરે કહ્યું: 'વિનોદભાઈ! તે દિવસે આ જ બાટલી અને પ્યાલાએ મારી પાસે તે નીચ અને અધમ કાર્ય કરાવ્યું હતું. તેણે જ મને માનવમાંથી દાનવ બનાવ્યો હતો. તેણે જ નરમાંથી નરપિશાચ બનાવ્યો હતો.'

**મનુષ્યે ક્રોધને વશ ન થતાં ક્રોધને પોતાને વશ કરવો જોઈએ.** જેણે ક્રોધ પર વિજય મેળવી લીધો છે તેણે કલ્યાણ પ્રાપ્ત કરી લીધું છે. ક્રોધને લીધે મનુષ્યોનો નાશ થતો પ્રત્યક્ષ જોવામાં આવે છે, એવા અવનતિકારક ક્રોધને વશ કદી થવું ન જોઈએ. ક્રોધી મનુષ્ય પાપ કરે છે, ગુરુજનોને મારી નાખે છે, શ્રેષ્ઠ પુરુષોને અને કલ્યાણકારક વસ્તુઓને પણ તે કઠોર વાણીથી તિરસ્કારે છે અને પરિણામે વિપત્તિમાં પડી જાય છે. ક્રોધી મનુષ્યને તેનું ભાન નથી રહેતું કે શું કહેવું જોઈએ અને શું ન કહેવું જોઈએ. તે જીવાડવા યોગ્યને મારી નાખે છે અને મારી નાખવા યોગ્યની પૂજા કરે છે. અને ક્રોધને વશ થવા રૂપ આત્મહત્યા કરી પોતાને નરકમાં નાખે છે. ક્રોધ દીપેલું ઘર છે. માટે બુદ્ધિમાન પુરુષોએ આ લોકમાં પોતાની ઉન્નતિ, પરલોકમાં સુખ અને મુક્તિ પ્રાપ્ત કરવા માટે ક્રોધ પર વિજય મેળવવો જોઈએ.

એમ કહીને રોષપૂર્વક તે બાટલી અને પ્યાલાને તેમણે બહાર ચોકમાં પથ્થર પર પછાડયાં. બાટલીના ટુકડેટુકડા થઇ ગયા; શરાબ ઢોળાઈ ગયો.

'આજથી કોઇ દિવસ તેને હાથ નહિ અડાડું, ભાઇ! લો આ સોટી અને તે દિવસની માફક મને ફટકારીને ઘરની બહાર કાઢી મૂકો. આ ઘર પર હવે મારો કોઈ અધિકાર નથી. સંભાળી લો આપના આ કાગળો.' વિનોદના હાથમાં નેતરની સોટી અને કાગળોનું એક બંડલ આપતી વેળાએ ખૂબ આવેશમાં આવી જઈને પ્રમોદે કહ્યું. તેમાં માલમિલ્કત, દર-દાગીના, ડૉક્ટરની દુકાન તેમજ સમસ્ત સંપત્તિનો વિનોદને નામે દસ્તાવેજ કરી અપેલો હતો. બેંકનો બે લાખ રૂપિયાનો ચેક પણ હતો.

'તમે તમારું ઘર સંભાળી લો. મારી પત્ની અને બાળકોના જીવનનિર્વાહ માટે બેંકમાં પચાસ હજાર રૂપિયા જમે રાખેલા છે. તેમની પણ સંભાળ રાખશો. મને ધક્કો મારીને હાલને હાલ કાઢો.' ડૉક્ટર ફરીથી વિનોદના હાથમાં સોટી આપતા બોલ્યા.

'ભાઇ પ્રમોદ! તમે ગાંડા તો નથી થઇ ગયા ને? મેં તમારો એકેય બોલ ઊથાપ્યો નથી. જો આપનો જ આગ્રહ હશે તો તે પાર પડશે, પરંતુ હું પાછો આવું ત્યાંસુધી મારા વતી મારી સંપત્તિ સાચવો. એક આવશ્યક કાર્ય અંગે બહાર જઇને હું હમણાં જ આવું છું.'

ભારે હૈયે મિત્રને શાંત પાડીને વિનોદે તે કાગળોનું ડૉક્ટરના પુત્ર મહેન્દ્રને નામે પરિવર્તન કરી નાખ્યું. પોતાના હસ્તાક્ષરોવાળા કાગળો ત્યાં જ મૂકીને તે ઓરડાની બહાર નીકળી ગયો. પ્રમોદને તો તે દરમિયાન બોલાવવાની તક જ ન મળી.

[ ૬ ]

વિનોદ ગયો તે ગયો; કાયમને માટે ગયો. પ્રમોદચંદ્રે તેની શોધ માટે ખૂબ પૈસા વેર્યા, ખૂબ પરીશ્રમ વેઠયો; પરંતુ તેનો પત્તો ન લાગ્યો. લગભગ બાર વર્ષના લાંબા ગાળા પછી વિનોદ જેવો કોઇ ત્યાગી સાધુ કનખલમાં રહે છે એવી તેમને માહિતી મળી. તેઓ સપરિવાર ત્યાં ગયા. તેમના પહોંચતા પહેલાં માત્ર એક જ સપ્તાહ પહેલાં તે મહાત્માનો દેહાંત થઈ ચૂક્યો હતો.

લોકો પાસેથી જાણવા મળ્યું કે તે એક વિરક્ત મહાપુરુષ હતા. ખુલ્લા આકાશમાં કનખલની અસહ્ય ઠંડીમાં માત્ર એક કોપીન જ તે ધારણ કરતા હતા. યદ-ચ્છયા-અનાયાસે જે કાંઇ ભોજન મળતું તેને પ્રભુનો પ્રસાદ સમજી સ્વીકારી લેતા, કોઇની પાસે હાથ લાંબો નહોતા કરતા. જ્યારથી તે આવ્યા ત્યારથી લાગલગાટ બાર વર્ષ સુધી તે પથ્થરના આસન પર જ પડી રહ્યા હતા.

લોકોએ વધુમાં એ પણ કહ્યું હતું કે તેઓ ખૂબ ઊંચા અવાજે 'મા! મમતાળુ મા!! દયાળુ અન્નપૂર્ણા!!!' એમ પોકારતા હતા. જરૂર કરતાં પણ ખૂબ ઓછું બોલતા. કોઇ સાધન-ભજનની પૂછપરછ કરે અને ખૂબ પ્રસન્ન થઇ જાય ત્યારે '**બદલો લેતાં શીખો**' એટલું જ બોલીને ચૂપ થઇ જતા.

ડૉક્ટર પ્રમોદચંદ્રે સહકુટુંબ જઇને જે પથ્થર પર મહાત્માનું આસન હતું તેનાં દર્શન કર્યાં, ભાવ-ભક્તિપૂર્વક તેને પ્રણામ કર્યા, તેની સપ્રેમ આદર-પૂજા કરી. ત્યાં તેમણે એક નાનકડું સમાધિસ્થાન પણ બનાવડાવ્યું.

જીર્ણ-વિશીર્ણ હાલતમાં આજે પણ આ સમાધિમંદિર કનખલ હરિદ્વારની મધ્યમાં મોજૂદ છે. હવે કોઇને ખબર પણ નથી કે આ કોની સમાધ છે.

## ક્ષમામૂર્તિ

— પૃથ્વી —

ભૂલ્યા સહુ ય માનવી નિજતણો **સુધર્મ** અને
બન્યા છ સહુ મર્ત્યની, તિમિરના જ કૂડા પટે
ફટાય પછડાય છે પણ ન ભાન રે'તું કશું!
અબુદ્ધ સઘળા જનો પરમ લક્ષ્ય ચૂકી જતા.
ફરે છ પરિતોષવા દિલની કામના ને પછી
અનર્થ અતિશે કરી, જગતના પિતાને ભૂલી,
ફૂલી સહુ ય ફાલતાં, પરમ આત્માનું જ તે
શું સાચવું ચૂકી જતા નથી કલ્યાણ? મૂર્ખો જનો!
છતાં જનક તો સદા જગતનાં જનોના પ્રતિ
દયાળુ જ રહે છ, માફ કરતાં ધરાતો નથી
અને પરમ ચેતના દઇ, સહુ જનોના પરે
કરે છ અમિતા કૃપા, ચરણમાં સમેટી અને.
ભલે સહુ ય ભૂલતા તમસમાં ડૂબીને જનો
છતાં સમજશે તદા-જનક આવશે દોડતો.

—શ્રી 'રમણુ' નાવલીકર

# ધર્મરથ

(શ્રી તુલસીકૃત માનસ રામાયણમાંથી અવતરણ)

હરિગીત

સંગ્રામ દારુણ જામિયો રાવણ અને શ્રી રામનો,
જય રામ, જય રાવણ, કહી ગૂંજ્યા કપિને દાનવો;
શ્રીરામ પગપાળા અને રાવણ રથારૂઢ દિખતાં,
કર જોડીને બોલ્યો વિભીષણ હૃદયમાં શંકા થતાં. ૧

હે નાથ! રથ વિણુ આપ ખુલ્લે અંગ ઊભા છો રણે,
શી રીત જીતીશું પ્રભુ! બળવાન રિપુને આપણે;
હસીને વ । શ્રી રામ હે લંકેશ!× શંકા ના કરો,
આ રથ નહિ, રથ અન્ય છે, જેથી વિજય થાયે ખરો. ૨

છે શૌર્ય, ધીરજ રૂપ બે એ રથતણાં પૈડાં ખરે,
ને સત્ય-સદ્આચારરૂપી ધ્વજ-પતાકા ફરફરે;
મન-દમન, બળ, સુવિવેક ને પરહિતરૂપી અશ્વ છે,
કરુણા, ક્ષમા, સમતારૂપી રજ્જુ વડે બાંધ્યા દિસે. ૩

ઈશ્વરભજનરૂપ સારથી રથ હાંકનાર સુજાણ છે,
વૈરાગ્યરૂપી ઢાલ ને સંતોષરૂપ કૃપાણ છે;
છે દાનરૂપી પરશુ ને સદ્બુદ્ધિ શક્તિ પ્રચંડ છે;
નિજ સ્વરૂપનો દૃઢ જ્ઞાનરૂપી અતિ કઠિન કોદંડ છે. ૪

નિશ્ચળ વિમળ મન અખૂટ ભાથો, યમનિયમરૂપ બાણ છે.
દ્વિજચરણ-વંદન-પૂજન તેહ અભેદ્ય કવચ સમાન છે;
હે સખા! આવો ધર્મરૂપી પ્રાપ્ત છે રથ જેહને,
સંગ્રામમાં દુશ્મન કદી જીતી શકે નહિ તેહને. ૫

રાવણ થકી પણ અતિ પ્રબળ શત્રુરૂપી સંસાર છે,
જીતવો મહા મુશ્કેલ, જેની શક્તિ પારાવાર છે.
હે સખા પરમ સુજાણ! આવો ધર્મરથ જેને હશે,
જીતી શકે નહિ કોઇ તેને વિજયવંતો તે થશે. ૬

—શ્રી ગુલાબીરામ પંડ્યા.

× વિભીષણ



# પ્રથમ વેદ

## મોહ અને મમતાનું બંધન

આલેખકઃ— શ્રી 'પુનિત' મહારાજ

**ભ**ગવાન વિષ્ણુ બપોરના સમયે રાજભોગ કરીને આરામ કરી રહ્યા છે; દાસ-દાસીઓ, સેવક-સેવિકાઓ વિ. વાયુ ઢોળી રહ્યાં છે; રાણીઓ ચતુર્ભુજની ચરણ-ચંપી કરી રહી છે; સર્વત્ર નિઃસ્તબ્ધ શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે. ભગવાનની મુખાકૃતિ એવું અનુમાન કરવા પ્રેરી રહી હતી કે જાણે તેઓ કોઈ ઊંડા વિચારવારિધિમાં ડૂબી ન ગયા હોય!

જેમણે પીળું પીતાંબર અને એક ઉપવસ્ત્ર પહેર્યું છે, હાથમાં તંબુરો ધારણ કર્યો છે, તેજસ્વી મુખમંડળ ચમકારા મારી રહ્યું છે, એવી એક વ્યક્તિ, સુરમ્ય શાંતિનો ભંગ કરીને ભગવન્નામની ધૂન મચાવતી મચાવતી ત્યાં પ્રવેશી. તે બીજું કોઈ નહિ, પરંતુ ભગવાનના રહસ્યમંત્રી *(Private Secretary)* નારદજી પોતે જ હતા.

તેમનો પ્રાથમિક સત્કાર કરીને ભગવાને પૂછ્યું: 'કેમ નારદજી! ઘણે દિવસે આ તરફ પગલાં કર્યાં; આટલા દિવસ સુધી ક્યાં ગૂમ થઈ ગયા હતા? આપની ત્રિલોકપ્રસિદ્ધ 'નારદ-વિદ્યા' ના પ્રચારપ્રવાસે તો ન-હોતા ઊપડ્યા ને? કેમ, તબીયત તો સારી છે ને? આજકાલ આપ ખૂબ કામકાજમાં પડી ગયા હો એમ જણાય છે. બોલો, મૃત્યુલોકની આપની મુલાકાતનો શું અહેવાલ ( Report ) છે?'

**શરીરો** અનિત્ય છે, વૈભવો કાયમના નથી, મરણ હંમેશાં પાસે જ ઝઝૂમી રહ્યું છે એમ સમજીને દરેક પુરુષે આ અનિત્ય સાધનોનો ઉપયોગ નિત્યસુખ આપનાર ધર્મને એકઠો કરવામાં કરવો.

નારદજીએ કહ્યું: 'ભગવન્! કોઈ દિવસ નહિ અને આજે આપ કોઈ ગંભીર વિચારણા ચલાવી રહ્યા હો એમ લાગે છે. જો આપને હરકત ન હોય તો નિવેદન કરવા કૃપા કરશો!'

પ્રભુએ પ્રત્યુત્તર આપતાં કહ્યું: 'નારદજી! અત્યારે ઘોર કળિયુગ ચાલી રહ્યો છે. ધોડાપૂરની માફક, લોકો આજે 'નીતિનાશને માર્ગે' ધસી રહ્યાં છે. અને જે અનીતિમય આચરણ આચરે તે મારા ધામમાં આવવા ક્યાંથી ભાગ્યશાળી થાય? હું એ કોયડો ઉકેલવાના કાર્યમાં ગુંચાઈ-ગુંચાઈ ગયો હતો કે, મારા વિષ્ણુલોકની 'વસ્તી' માં કેમ મંદીનું મોજું ફરી વળ્યું છે?'

'પ્રભો! આપનું કહેવું તદ્દન યથાર્થ છે. આજકાલ યમરાજાને ત્યાં તેજીનો 'ટોન' છે. યમપુરીના કારકુનો અને અમલદારો-બધાને માથે કામનો બોજો ખૂબ વધી રહ્યો છે. ( Overwork ) વધારાનું કામ કરવા છતાં પણ ત્યાં કામ ખૂટતું જ નથી. થોડાક દિવસ પહેલાં યમરાજ પણ ફરિયાદ કરતા હતા કે, જો આ પ્રમાણે વધુ વખત સુધી ચાલશે તો, મને ભય છે કે, આખા

**હે પરલોક જનારા પંથી!** જુદાજુદા, ચાલ્યા જનારા અને તુચ્છ એવા બંધુ, શરીર અને પૈસાથી તું શું મોહ પામે છે! આ વખતે તારા સુખમાં વધારો કરે એવા ખરેખરા ઉપાયો ક્યા છે તે જ વિચાર કર.

**પ્રાણી** એકલો જ ઉત્પન્ન થાય છે, એકલો જ નાશ પામે છે અને એકલો જ પોતાનાં સારાં-ખોટાં કર્મો ભોગવે છે. પરલોકમાં સહાય કરવા માટે પિતા માતા, પુત્ર, સ્ત્રી કે જ્ઞાતિ કોઈ પણ રહેતાં નથી; ફક્ત ધર્મ જ રહે છે.

વહીવટી તંત્રમાં ગેરવ્યવસ્થા અને અરાજકતા ( Maladministration ) પથરાઈ જશે.' ભગવાનના પ્રશ્નના ઉત્તરમાં નારદજીએ કહ્યું.

ભગવાને પૂછ્યું: ' કહો નારદજી! તલવારની ધાર જેવી આપની તીક્ષ્ણ બુદ્ધિ આનો ઉકેલ લાવી શકશે ખરી? ગમે તેમ કરીને પણ કંઈ રસ્તો તો શોધવો જ રહ્યો.'

નારદે કહ્યું: ' પ્રભો! એક રસ્તો મને સૂઝે છે. સંભવ છે કે તે રસ્તો આપને કદાચ પ્રતિકૂળ જણાય અને આપની અબાધિત સત્તામાં થોડો કાપ પણ પડે! તેમ છતાં આપની આજ્ઞા હોય તો યથામતિ આપની સેવામાં રજુ કરું.'

' નારદજી! આપ વિનાસંકોચે કહો. મને ગળે ઊતરશે તો હું જરૂર આપની સલાહને માન્ય રાખીશ.' પ્રભુએ ઉત્સુકતા બતાવતાં કહ્યું.

નારદે કહ્યું: ' પ્રભો! સ્વર્ગના કાયદાઓનો કડક અમલ કરશો તો મને દહેશત છે કે, જ્યાં અત્યારે આપનો પડતો બોલ ઊંડાવી લેવાય છે એવા ચૌદ લોકમાંથી આપનું નામનિશાન ભૂંસાઈ જશે. અને ' ચૌદ લોકના નાથ'નું આપનું બિરુદ આપે ગુમાવવું પડશે. આપને મારી એવી વિનંતિ છે કે, જગતના જે જીવો રાજીખુશીથી વૈકુંઠલોકમાં આવવા ઇચ્છતા હોય તેમને અહીં લઈ આવવાની મને પરવાનગી(Permission ) આપો તો હું ઘરાકી વધારવાની હામ ભીડું; કારણ કે, સેલ્સમૅન સંપૂર્ણ સત્તા ધરાવતો હોય તો જ વેપાર ધમધોકાર ચાલેને? શેઠની ચડતીપડતી સેલ્સમૅનને આભારી હોય છે.'

' વાહ, નારદજી! વાહ, આપની બુદ્ધિની પણ બલિહારી છે. આપે બહુ સારું માર્ગદર્શન કરાવ્યું. આટલી છૂટ આપતાં ય જો માયાની જાળમાં ફસાયેલા મૃત્યુલોકના માનવીઓ અહીં આવવા તૈયારી બતાવતા હોય તો મારા કરતાં વધુ આનંદ ભાગ્યે જ બીજા કોઈને થશે. જાઓ, આજથી તમને હું સત્તા આપું છું કે, તેમ કરવાની તમને ખાસ છૂટ (Power of Attorney) છે. તે બાબતનો હુકમ ( Circular ) પણ આજે જ મારી આફિસમાં રવાના કરું છું. આજથી આપનું ' ના-રદ ' નામ સાર્થક થશે. તમે જે કરો તે રદ ના થાય એવી ગોઠવણ કરું છું. લો, આ અધિકારપત્ર ( Authority Letter ) પણ સાથે રાખો, નહિ તો આજના ' સુધરેલા ' યુગમાં આપની દાદ કોઈ નહિ સાંભળે.'

' હવે જુઓ પ્રભુ! કે કાલથી જ ઘરાકોની કેવી ગીરદી જામે છે? એવો કોણ મૂર્ખ હશે કે વગર મહેનતે ભગવદ્-દર્શનનો મળતો લાભ ગુમાવે!' એમ કહીને આકાશના આકાશમાં ઊડતા નારદજીએ ભગવાનના શુભાશીર્વાદ મેળવીને મૃત્યુલોક તરફ પ્રયાણ કર્યું.

× × ×

' હે પરભુ! હવે તો આ ઘડપણનું દુઃખ જીરવાતું નથી. આ જગતમાં આપના સિવાય હવે કોઈ આશરો નથી. દયા કરીને તારી માટી તું સંઘરી લે તો આ દુઃખ-દરિયામાંથી ઉગરી જઉં.' જેને માથે વિપત્તિઓની અનેક વિજળીઓ તૂટી પડી હતી એવાં એક વયોવૃદ્ધ ડોશીમા - આ પ્રમાણે પ્રભુ પાસે મોતની માગણી કરી રહ્યાં હતાં.

એટલામાં દૂરદૂરથી ભગવન્નામ-ધૂનની રમઝટ મચાવતા મચાવતા નારદજી ત્યાં આવી ચડયા. નારદજીએ મનમાં વિચાર્યું; " શુકન તો સારા થતા હોય એમ લાગે છે. તેમણે વિનમ્રભાવે ડોશીમાને કહ્યું: ' માજી! ચિંતાની ઘંટીમાં દળાવાની હવે જરાય જરૂર નથી. આપની પ્રાર્થના સાંભળીને જ ભગવાને મને અહીં મોકલ્યો છે. ચાલો, આપને વૈકુંઠ-લોકમાં મંગલમય ભગવાનનાં મંગલકારી દર્શન કરાવું. ભગવાને મને આપેલી ખાસ સત્તાની રૂએ હું આ વાત કરી રહ્યો છું.'

ડોશીમાએ આંખે હાથ મૂકીને, ઝીણી નજરે જોઈને, નારદજીને કહ્યું: ' ભાઈ! એ તો બધું ખાલી કહેવાનું! એમ તે કંઈ થોડું મરી જવાય? ભગવાનનાં દર્શન તો થાય પણ હું મરી જાઉં ત્યારે ને? મારે એવી રીતે ભગવાન નથી મેળવવા. કરમમાં લખ્યું હોય ત્યાંસુધી દેહનાં દુઃખ ભોગવ્યા વિના ક્યાં આરો છે?'

નારદજીને તો બિચારાને ' પ્રથમ-ગ્રાસે મક્ષિકા ' જેવું થયું. દેહત્યાગના દાઉને લીધે વૈકુંઠ અને વૈકુંઠાધિપતિના દર્શનના આમંત્રણનો સાફ અસ્વીકાર થયો. નારદજી ત્યાંથી આગળ વધ્યા.

× × ×

કોઈ એક મોટા શહેરનો ભરચક રસ્તો હતો. હજારો માણસોની દોડધામ થઈ રહી હતી. લાખોના સોદાઓ

ખોવાઈ રહ્યા હતા.' કાપડની એક જાણીતી પેઢીમાં એક વણિક શેઠ, કોઈ ભાકે એવડું મોટું તિલક તાણી, બેઠા હતા. ઉપર વિજળીના પંખા ફરી રહ્યા હતા. નોકરો પર વટહુકમો પર વટહુકમો છૂટી રહ્યા હતા. ચા-પાણીની મિજલસ જામી હતી.

એવામાં ભગવાનનું ત્રિલોક-પાવન નામ લેતા લેતા નારદજી ત્યાં પધાર્યા. શેઠને જોતાં જ નારદજીએ નક્કી કરી લીધું કે, આ શેઠ લાગે છે તો પરમ વૈષ્ણવ જેવા! અહીં આપણે જરૂર સફળ થઈશું. આમ વિચારી રહ્યા હતા ત્યાં તો નારદજીનો 'રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક' જોઈને શેઠજીએ નતમસ્તકે કરસંપુટ કરીને કહ્યું: 'પધારો, પ્રભુ! આજે આપે આ દીન સેવક પર અનહદ અનુગ્રહ કર્યો. આજે મારા ભાગ્યનું પાંદડું ખરેખર ફરી ગયું. બોલો પ્રભુ! જે કાંઈ આજ્ઞા હોય તે આ દાસને સુખેથી ફરમાવો.'

'શેઠજી! હું કંઈ લેવાનો નહિ પરંતુ આપવાની ઇચ્છાથી જ અહીં આવ્યો છું. આપની ઉંમર હવે લગભગ પૂરી થવા આવી, તો જીવનનું કંઈ સાર્થક કરી લો! અત્યારે આપ લગભગ 'જીવતું મરણ' ભોગવી રહ્યા છો, જીવન-સંધ્યાના અનેરા રંગો નિહાળી રહ્યા છો; માટે આ મોંઘો માનવ દેહ ધૂળમાં મળે તે પહેલાં તેનો સદુપયોગ કરી લો! જ્યાંસુધી માણસને ભગવદ્દર્શન નથી થતું ત્યાંસુધી એ ખરેખર પૃથ્વી માતાને ભારરૂપ છે. મારી એવી ભાવના છે કે આપ મારી સાથે ચાલો. હું આપને પ્રભુનાં દર્શનનો લાભ અપાવું.' આમ કહી નારદજી મૂળ મુદ્દા પર આવ્યા.

આ વાણિયો હતો જમાનાનો ખાધેલ. તેણે દુનિયાની અનેક લીલી-સૂકી અનુભવી હતી, અનેક આસમાની સુલતાની જોઈ હતી. તેણે ઠંડે કલેજે જવાબ આપ્યો; "બાપજી! આપનું કહેવું તો એકસો ને એક ટકા સાચું છે. પ્રભુનાં દર્શન કરવાની કોની ઇચ્છા ન હોય? અને...તેમાં ય અમે તો વેપારી; અને વળી પાછા વાણિયા! વગર મહેનતે આવો લાભ મળતો હોય તો અમે તક ગુમાવીએ એમ તમે માનો છો ખરા? પરંતુ...એમ છે ને, બાપજી! આ નાના છોકરાએ હમણાં જ મનુતામાં પગલાં માંડ્યાં છે. સત્સંગ, ભજન-કીર્તન, કથા-શ્રવણ વિ. સત્કાર્યો આપની કૃપાથી ચાલુ જ છે, છતાં માયાનો જીવ ખરો ને! એટલે મનમાં એમ રહે છે કે 'વ્યાજનું વ્યાજ' (પૌત્ર-છોકરાને ઘેર છોકરો) જોઈને જઈએ તો જરા ઠીક. પછી તો બાપજી! તમારી 'હા' એ 'હા' ને તમારી 'ના' એ 'ના.'"

નારદજી સ્વગત વિચારે છે કે, 'આણે તો દીવાની કોર્ટની મુદત નાખી.' નારદજી પણ એક બાહોશ સેલ્સમેન હતા, અને સેલ્સમેન અકળાઈ જાય તો કામ ઢંગ ચાલે! આપેલી મુદત સુધી રાહ જોવી પડે તો ભલે, પરંતુ હાથમાં આવેલો ઘરાક જવા ન દેવો, એવો નારદજીએ નિશ્ચય કર્યો.

× × ×

આ પ્રમાણે કાળક્રમાનુસાર દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા. એવામાં બે-ચાર મહિના પછી ઈશ્વરેચ્છાએ 'હાર્ટફેઈલ'થી શેઠનું અવસાન થયું. નારદજી ફરતા ફરતા પાછા ત્યાં આવ્યા. આવીને

કોઈ અતિશય વખાણ કરે તો જાણવું કે આ માણસ તમારી પાસેથી કાંઈ વાત કઢાવવા માગે છે. હંમેશાં બહુ વખાણ અને ખુશામત કરનારાઓ સ્વાર્થી અને પ્રપંચી હોય છે તે યાદ રાખવું. પ્રશંસા સાંભળી બીલકુલ ભોળવાઈ જવું નહિ.

મનુષ્યે પોતાના હાથે કરેલું ખોટું અથવા સારું કર્મ ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી. સુખની ઇચ્છા રાખનારાઓએ પરમ સન્તોષ ધારણ કરીને પોતાનું કર્તવ્ય કરવું, કારણ કે સન્તોષ-પૂર્વક કર્તવ્ય કરવાથી જ સુખ પ્રાપ્ત થાય છે, અસન્તોષ ધારણ કરી કર્તવ્ય કર્મનો ત્યાગ કરવાથી કદિ સુખ મળતું નથી.

એક કપરકાબી જેટલા અન્નને દસ માણસો સુખશાન્તિપૂર્વક ખાઈ લેશે પણ એક આખું મુડદું મોટા આખા પડેલું હશે અને કૂતરાઓ માત્ર બે જ હશે તો પણ લડ્યા વિના નહિ રહે. તે જ પ્રમાણે અજ્ઞાની માણસ પાસે ભલેને આખી દુનિયાનું ધન ભેગું થયું હોય, પણ તે તો સદા ભૂખ્યો જ રહેવાનો, અને સમજુ માણસ તો માત્ર એક રોટલેથી પણ સંતોષ મેળવીને પ્રભુનો આભાર માનવાનો.

શેઠ વિષે પૂછપરછ કરતાં માહિતી મળી કે શેઠ તો 'પરલોકના પ્રવાસે' ઉપડી ગયા છે. નારદજી તો અનુભવી સંત હતા. તેમને વિશ્વાસ હતો કે, માનો ન માનો પણ શેઠ હતો માયાનો જીવ! તે બીજે ક્યાંય ગયો નહિ હોય પરંતુ અહીં આટલામાં જ કોઈ બીજા સ્વરૂપે હાજર હોવો જોઈએ. તેમણે દિવ્ય દષ્ટિથી જોયું તો શેઠ કાપડના તાકાઓ પર બિલાડો બનીને બેઠેલો. નારદજીએ કહ્યું: 'શેઠજી! હવે તો માણસ મટીને બિલાડા બન્યા. બોલો, હજી કંઈ વિચાર થાય છે?'

'મહારાજ! આ શરીર કંઇ લાંબો સમય થોડું ટકવાનું છે? જાઓ, મહારાજ! આ યોનિ પૂરી થાય કે તરત જ હું આપની સાથે જરૂર આવીશ.' નારદજીએ વિચાર્યું કે, ભલે એની ઇચ્છા આવવાની હોય તો એને એક વધુ તક આપવી. નારદજીએ પાછી ધીરજ ધરી.

એમ કરતાં કરતાં એ બિલાડારૂપી શેઠ કોઈ કાળિયા કૂતરાનો શિકાર બની ગયો અને એનું પ્રાણ-પંખેરૂં ઊડી ગયું. આપણામાં એક કહેણી છે કે, 'અંત સમયની જેવી મતિ, તેવી ગતિ.' તેનો બીજો અવતાર કૂતરાનો થયો. ગમે તેવી ઠંડી પ્રકૃતિવાળા માણસની પણ ધીરજ ખૂટી જાય એટલી બધી મુદતો પડવા છતાં પણ નારદજીએ ફરીથી આવીને કહ્યું: 'કેમ, શેઠજી! હવે તો આપેલા વચનનું પાલન કરો! આ છોકરાની વહુઓ લાકડીના ડંડા મારે છે છતાંય સાન ઠેકાણે આવતી નથી!'

કૂતરાના રૂપે શેઠે કહ્યું: 'નારદજી! તમે તો ઘરબાર છોડીને બાવા બની ગયા છો. સંસારીઓના સુખની આપને શું ગમ પડે? ડંડા મારે છે તો પણ છે તો 'મારાં' ને!' આવો નફ્ફટ અને નિર્લજ્જ જવાબ સાંભળીને નારદજીની આશાની દોરી તૂટી ગઈ.

નારદ જેવા પ્રભુના પ્યારા સંતનું અપમાન કરવાના અપરાધ બદલ કૂતરાની યોનિમાંથી છૂટીને તે શેઠ ખાજરૂંડીનો કીડો બન્યો. નારદજી તો સાચા સંત હતા. માન-અપમાનના દ્વંદ્વોથી વિમુક્ત હતા. સંત-સહજ દયાળુ સ્વભાવથી તેમણે છેલ્લી વિનવણી કરતાં કહ્યું: 'કેમ શેઠજી! ઊગરવાની બારી હજુય આપને માટે ખુલ્લી છે. હજી તક આપું છું. શાણા હો તો મારું કહેવું માની લો!'

> **મારી** જીંદગી દિનપ્રતિદિન ઓછી થતી જાય છે અને દિલમાં દિલગીરી રહે છે. અફસોસ થાય છે કે જ્યારે શક્તિ હતી ત્યારે ઇશ્વરને ઓળખી શક્યો નહિં. અને હવે ઘડપણમાં ઇચ્છા થઈ ત્યારે ઓળખવાની શક્તિ ન રહી તેથી ઓળખી શકતો નથી.

શેઠે જવાબ આપ્યો; 'નારદજી! હવે હું આપની સાથે આવવા બિલકુલ તૈયાર છું. પરંતુ મારી એક શરત છે: આપના સ્વર્ગમાં આવો 'ખુશબોનો ખજાનો' છે?'

નારદજી નિરાશ થઈને ભગવાન પાસે ગયા અને અથથી ઇતિ આખી કથા કહી સંભળાવી. ભગવાને કહ્યું: 'નારદજી! આ પરિણામની મેં પહેલેથી જ આગાહી કરી રાખી હતી. હવે તો આપને પણ ખાત્રી થઇ ગઇ કે-

માયા તણા સામ્રાજ્યમાં બસ,
મોહનો અધિકાર છે,
મૃગલા સમા જગ-માનવી,
એ મોહનો શિકાર છે.

આજે જગતના પ્રેમ એ,
સૌ મોહમાં પરિણમતા,
નરકના કીડા સદા
નરકે જ આનંદ માનતા.

**બોધપાઠ:-**

આ તો એક દૃષ્ટાંત છે. એનો સારાંશ એ છે કે જે જન્મે છે તે જરૂર મરે છે અને જે મરે છે તે જરૂર જન્મે છે. 'जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च'

સાચું કહો તો, દરેક માણસ મરવા માટે જ જન્મ ધારણ કરે છે.

જેમ મુસાફરખાનામાં અમુક નક્કી કરેલા દિવસ સુધી જ રહેવા દેવામાં આવે છે તેમ આ જગતરૂપી વિશાળ મુસાફરખાનામાં આયુષ્યની દોરી જ્યાંસુધી પહોંચતી હશે ત્યાંસુધી જ રહેવા દેવામાં આવે છે. કોઈપણ માણસ કાયમ માટે રહેવાનો દુરાગ્રહ કરે તો એ ગેરવ્યાજબી છે. યથા-સમયે બીસ્રા-પોટલા બાંધીને અહીંથી ઉપડવાની તૈયારી કરવી જ જોઈએ.

**સમરક્ષેત્રમાં લાખો અને કરોડો માણસ પર વિજય મેળવવો એનું નામ સાચી વીરતા નથી, પરંતુ મૃત્યુ પર વિજય મેળવવો એ જ સાચી વીરતા છે. સંત-મહાત્માઓ મૃત્યુથી**

મરતા નથી પરંતુ મૃત્યુ એમ-નાથી મરે છે.

એનાથી કોઈ એમ ન માની બેસે કે જો મરી જવાનું છે તો પછી બીજું કામ કરવાની શી જરૂર? મરણને જ્યારે આવવું હોય ત્યારે ભલે આવે, આપણે તો તેને માટેની પૂર્વતૈયારી કરીને નિશ્ચિત મને બેસવું જોઈએ; જેમ રેલ્વે આવતાં પહેલાં ગાડીની અગાઉથી રાહ જોઈને ઊભા રહીએ છીએ તેમ.

'મરવું છે' એમ બધાં કહે છે, પરંતુ જ્યારે ખરેખર મૃત્યુ સામે જ આવીને ઊભું રહે છે ત્યારે એમનાં આંચો ઢીલાં થઈ જાય છે, હોશકોશ ઊડી જાય છે.

જેમ પોપટ 'ખરું' પાન' હોવા છતાં પણ મોહ અને મમતાનાં બંધનમાં બંધાઈને ભગવદ્દર્શન કરવા તૈયાર ન થયો, તેમ 'મરવાની' વાતો કરનારાં માનવીઓ મૃત્યુના મહા-ભયંકર અને બિહામણા પાછળથી ઘેરાયેલા હોય છે. ઊંડા ઊતરીને વિચારવામાં આવે તો મૃત્યુ એ એક આશીર્વાદ સમાન છે. કારણ કે જો મૃત્યુનું અસ્તિત્વ ન હોત તો દુઃખોથી ભરપૂર ભરેલા આ જગતની પારાવાર યંત્રણાઓમાંથી કોઈનો છુટકારો થાત ખરો? એટલા માટે જ ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર ગીતામાં કહે છે કે—

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णानि
अन्यानि संयाति नवानि देही॥

અર્થાત્ જેમ જૂનાં વસ્ત્રો બદલીને મનુષ્ય નવાં વસ્ત્રો પરિધાન કરે છે, તેમ આ આત્મા પણ જીર્ણ કલેવરો છોડીને નવાં ઘરોમાં પ્રવેશે છે. જૂનાં કપડાં બદલીને જેને નવાં કપડાં પહેરવાનાં હોય તેને આનંદ હોવો જોઈએ કે શોક?

બીજો મુદ્દો એ છે કે માયાનો મૂઢ માર ખાવા છતાં પણ માનવી

> જેમને આપણે સારા મનુષ્યો કહીએ છીએ તેઓ આપણે શું કરવું જોઈએ તે શીખવે છે. જેમને આપણે ખરાબ કહીએ છીએ તે આપણને શું ન કરવું જોઈએ તે શીખવે છે. બન્ને સહાયભૂત છે. બન્નેનો ઉપયોગ કરતાં આવડવું જોઈએ.

માયાનો મોહ છોડતો નથી.

પેલા શેઠ ઉત્તરોત્તર અધોગતિને પામતા ગયા—માણસમાંથી બિલાડા, બિલાડામાંથી કૂતરા, કૂતરામાંથી કીડા થયા, તો પણ માયાના અંધાપાને લીધે તેની આંખોનાં પડળ ન ખસ્યાં. વાત પણ સાવ સાચી છે. આંખોના અંધા કરતાં અંતરના અંધા વધારે ખત્તા ખાય છે. માયા-નગરના મુસાફરોને પ્રેમનગરનો પ્રવાસ કરવો કેમ પાલવે? અંગ્રેજીમાં એક કહેવત છે કે –Sad souls are slain in merry company.

એક સંતે કહ્યું છે કે, 'માયાને કાં તો રાણી બનાવો, કાં તો દાસી બનાવો. રાણી બનાવીને તેની આજ્ઞાને આધીન થઈને આગળ વધશો તો તે તમને દુઃખના દરિયામાં ડુબાવી દેશે અને દાસી બનાવીને તેને તમારી આજ્ઞામાં રાખશો તો શાશ્વત સુખોના સાગર આત્મસ્વરૂપને પ્રાપ્ત થશો. એ બન્નેમાંથી કોની વરણી કરવી તેની સંપૂર્ણ મુખત્યારી આપને બક્ષવામાં આવી છે.

'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया,' 'अघटितघटनापटीयसी' વિ. વાક્યો દ્વારા ભગવાને પોતે પણ માયાની પ્રબળતાનો મુક્તકંઠે સ્વીકાર કર્યો છે, છતાં એ જ ગીતામાં એને વશ કરવાનો સચોટ ઉપાય બતાવ્યો છે:– અભ્યાસનો અને વૈરાગ્યનો. આ બે જ એવાં અસરકારક શસ્ત્રો છે, કે જે માયાની મહામંથીઓનું સફળ વિચ્છેદન કરી શકે.

એક વસ્તુ ખાસ લક્ષમાં રાખવી કે આ માયાને ભલે બધા 'મારી-મારી' કરતા હોય પરંતુ તે કોઈની થઈ નથી અને કાળાન્તે થવાની પણ નથી. એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે તમે એને છોડશો યા એ તમને છોડશે. તમે સ્વેચ્છાએ એનો પરિત્યાગ કરશો તો તમને તે સુખ આપશે અને તમારી ઇચ્છાની ઉપરવટ જઈને તે તમારો ત્યાગ કરશે તો આપને અપાર દુઃખ થશે. માટે વિવેક અને જ્ઞાનનો આશ્રય લઈ તેના પર કાબૂ મેળવવો.

*

# સતી સુકલા *

અનુવાદક:
શ્રી "પુનિતપદરેણુ"

( ગતાંક પૃષ્ઠ ૫૧૯ થી ચાલુ )

આ સુદેવા કોણ હતી, એ જાણવાની સખીઓના મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. તેમના આગ્રહને વશ થઈ સુકલાએ કહેવા માંડયું: 'તે અરસામાં સર્વધર્મજ્ઞ મનુ રાજાના પુત્ર ઇક્ષ્વાકુ અયોધ્યાના રાજા હતા. તેઓ જ્ઞાનવાન અને ધર્માત્મા હતા. તેમની માફક, તેમની પત્ની સુદેવા પણ પરમ પતિવ્રતા સ્ત્રી હતી. આ સુદેવા કાશીનરેશ વેદરાજની પુત્રી હતી. સ્વરૂપની સાથે સદ્ગુણનો સુભગ સંયોગ સધાયો હતો. કહો કે, સોનામાં સુગંધ મળી હતી. મહારાજ ઇક્ષ્વાકુને પત્ની પર અધિક પ્રેમ હતો. તેઓ હંમેશાં તેને પોતાની સાથે રાખતા અને સુદેવા પણ, છાયાની માફક, તેમનું અનુસરણ કરતી. એક વખત સુદેવાની સાથે ઇક્ષ્વાકુ જંગલમાં શિકારની શોધમાં ઊપડયા. ઘણા વખત સુધી તેઓ શિકાર શોધવા લાગ્યા પરંતુ તેમાં સફળતા ન મળી. છેવટે એક વૃક્ષ નીચે તે વિશ્રામ કરવા બેઠા. તે વખતે એક ભૂંડ પર તેમની નજર પડી. પુત્રપૌત્રો વડે તે ઘેરાયેલું હતું; તેની પત્ની પણ તેની સાથે જ હતી. રાજા ઇક્ષ્વાકુને જોઈને તે વૃદ્ધ ભૂંડ સપરિવાર પહાડના કોઈ એક સુરક્ષિત સ્થળે ચાલ્યો ગયો અને પોતાના પરિવારનો વિચાર કરીને પત્નીને કહેવા લાગ્યો: 'પ્રિયે! બીજા શિકારીઓને જોઈને તો તમે દૂર-સુદૂર જંગલમાં ભાગી જતાં હતાં અને આજે જાણે મૃત્યુની પ્રતીક્ષા કરી રહ્યાં હો તેમ નિશ્ચિંત મને કેમ બેસી રહ્યાં છો?' ભૂંડે જવાબ આપ્યો કે, 'પ્રિયે! સાંભળ, બીજા શિકારીઓથી હું કેમ ડરું છું અને મહારાજા ઇક્ષ્વાકુને જોઈને હું કેમ ભયભીત થતો નથી, તે બતાવું છું. અહીં ઘણા ભૂંડ રહે છે, એમ જાણીને બીજા શિકારીઓ આવે છે. તેઓ પાપી અને દુષ્ટ છે. આ પાપીઓના હાથે હું મરણને શરણ ન થાઉં એટલા માટે જ હું નાસી જાઉં છું; કારણ કે તેમના હાથે મરવાથી મારી સદ્ગતિ નહિ થાય અને ફરીથી પાપનો આશ્રય લેવો પડશે. અપમૃત્યુના ભયથી જ હું પહેલાં નાસી જતો હતો, પરંતુ આજે મહારાજનાં દર્શન થયાં છે. તેઓ પ્રભુના પરમ ભક્ત છે. મારી તમામ તાકાત અને શક્તિ વડે હું તેમની સાથે સંગ્રામ કરીશ. મારા પરાક્રમથી જો તેમને પરાજય આપી શકીશ તો જગતભરમાં મારો જયજયકાર થશે અને જો હું કદાચ માર્યો જઈશ તો વિષ્ણુલોકમાં સ્થાન મેળવીશ. મારે માટે તો બંને હાથમાં લાડવો છે. ગયા જન્મમાં કોણ જાણે કેવાય પાપ કર્યાં હશે કે જેથી મને ભૂંડની નીચ યોનિ પ્રાપ્ત થઈ છે. આજે મારાં સમસ્ત પાપો રાજાની બાણવર્ષાથી ધોવાઈ જશે. માટે મારી મમતા છોડીને સપરિવાર તમે કોઈ સ્થળે ચાલ્યાં જાઓ. જુઓ! સાક્ષાત્ વિષ્ણુરૂપ રાજા આ તરફ આવી રહ્યા છે. તેમને હાથે મરીને હું સદ્ગતિ પ્રાપ્ત કરીશ. આજે મારા સદ્ભાગ્યે સ્વર્ગનાં દ્વાર ખૂલી ગયાં છે. આવી સોનેરી તકને જતી કરવી એ મૂર્ખાઈ છે.'

સુકલા બોલી: સખીઓ! ભૂંડની વાત સાંભળીને, તેની પત્નીને, સ્વાભાવિક રીતે જ, આઘાત લાગ્યો. તેણે કહ્યું:-'ઘરરૂપી કચેરીના તમે 'જજ' છો-ઘરરૂપી આકાશના તમે ચંદ્ર છો. જેમ સાહેબને લીધે નોકરની અને ચંદ્રને લીધે તારાઓની શોભા છે તેમ આપને લીધે જ અમારી શોભા છે. તમારી તાકાતને જાણવાથી જ તમારા આ પુત્રો (ભૂંડો) ગર્જના કરી રહ્યા છે. તમારા ત્યાગ કરવાથી તેઓ દીન, હીન અને જ્ઞાનશૂન્ય થઈ જશે. પતિહીન નારી, ચંદ્રહીન રજની, પુત્રહીન કુળ અને દીપહીન ઘર શોભા આપતું નથી, તેમ આ પરિવારની દશા થશે. આચાર વિનાના માનવીની, જ્ઞાન વિનાના પતિની અને મંત્રી વિનાના રાજાની જે સ્થિતિ થાય છે તે જ સ્થિતિ અમારી થશે. હે પ્રિય! તમારા વિના હું પ્રાણ ટકાવી નહિ શકું. સ્વર્ગ, મૃત્યુ અને નરકમાં પણ તમારી અનુગામિની થઈશ. માટે ચાલો, જલદીથી ભાગી જઈએ.'

ભૂંડની પત્નીએ અનેક રીતે પતિને સમજાવ્યો પરંતુ તે એકનો બે ન થયો. તેણે કહ્યું-'પ્રિયે! કાયર બનીને ધર્મથી ચ્યુત થવું એ ઉચિત નથી. વીરધર્મથી અજ્ઞાત હોવાથી જ તું આવી વાત કરી રહી છે. આવા ધર્માત્મા રાજાને હાથે જીવનયાત્રાની પૂર્ણાહુતિ થવાથી મારો ઉદ્ધાર થઈ જશે.' ભૂંડે વિસ્તારપૂર્વક વીરધર્મનું વર્ણન કર્યું અને યુદ્ધ માટે તૈયાર થઈ ગયો. ભૂંડણીએ કહ્યું કે 'હું પણ તમારી પડખે રહીને તમારું પરાક્રમ નિહાળીશ.'

ત્યારબાદ તેણીએ પુત્ર—પૌત્રોને બોલાવીને ઘણી રીતે સમજાવ્યા અને દૂર દૂર નાસી જવા કહ્યું. પરંતુ તેઓએ તેમ કરવાનો સાફ ઇનકાર કર્યો. તેમણે કહ્યું—'જે પુત્ર માતા-પિતાને વિપત્તિમાં એકલાં મૂકીને નાસી જાય છે તેને ધિક્કાર છે. તેણે પોતાની જનેતાની કૂખને લજાવી છે. તે જરૂર નરકગામી બને છે. હે માતા! આપ બંનેને છોડી અમે ક્યાંય પણ જવા માગતા નથી.' પછી બધાએ સાથે મળીને વ્યૂહરચના કરી અને રાજાના આગમનની રાહ જોઈ રહ્યા.

સુશ્લા બોલી—'આ રીતે આખું કુટુંબ લડવા તૈયાર થઈ ગયું. રાજાના નોકરોએ રાજાને બધા સમાચાર કહ્યા. મહારાજા ઇક્ષ્વાકુએ આજ્ઞા આપી કે તેમને વિંધી નાખો અને પકડી લો. રાજાની આજ્ઞા થતાં તેઓ યુદ્ધનો સાજ સજીને, શિકારી કૂતરાઓને સાથે લઈને, આગળ વધ્યા. રાજા પણ, જેની શોભા અવર્ણનીય હતી, એવા ગંગા-તટે આવ્યા. આખુંય વન સુવાસિત પુષ્પોની સૌરભથી મહેકી રહ્યું હતું. મધુર ફળ આપનારાં અનેકવિધ વૃક્ષો શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યાં હતાં. વનની અદ્ભુત શોભા જોતા જોતા ઇક્ષ્વાકુ રાજા, પોતાની પત્ની સુદેવા સાથે, શૂકરયૂથની સમીપ જવા લાગ્યા. રાજાના હુકમને માથે ચડાવીને શિકાર ખેલવાની કળામાં નિપુણ એવા વ્યાધો (શિકારીઓ) એ ભૂંડો પર ભયંકર આક્રમણ કર્યું. જેવી રીતે મેઘનો સમૂહ પર્વત પર પાણી વરસાવે છે, તેવી રીતે વ્યાધોએ ભૂંડના સમૂહ પર બાણવર્ષા ચલાવવા માંડી. ક્રોધે ભરાયેલા ભૂંડો બહાર નીકળ્યા અને પ્રચંડ વેગથી શત્રુદળ પર તૂટી પડ્યા. તેમના તીક્ષ્ણ દાંતોના પ્રહારથી ઘવાઈને સૈનિકો એક પછી એક ધરાશાયી થવા લાગ્યા. લશ્કરની આ સ્થિતિ જોઈને રાજાએ હાથી અને ઘોડાની સેના રવાના કરી; પરંતુ ક્રોધિત થયેલા ભૂંડો સાક્ષાત્ કાલ સમાન હાથી, ઘોડા અને સૈનિકોનો ખોડો કાઢવા લાગ્યા. તેમની આંખો લાલ થઈ રહી હતી. વિજળીની માફક તેમના દાંત ચમકી રહ્યા હતા, તેમની ચોતરફ હાથી, ઘોડા વિ.ની લાશોનો ગંજ ખડકાયો હતો. ભૂંડની પત્ની અને ચાર-પાંચ પુત્રો જ બચ્યાં હતાં. તે વખતે પત્નીએ નાસી જવાનો ફરી આગ્રહ કર્યો, ત્યારે ભૂંડે જવાબ આપ્યો—'પ્રિયે! ભાગીને હું ક્યાં જાઉં! આપણી વીરતાની પરંપરાનું સ્મરણ કરો. **બે સિંહોની વચ્ચે એક ભૂંડ સુખેથી જળપાન કરી શકે છે, પરંતુ બે ભૂંડોની વચ્ચે એક સિંહની તાકાત નથી કે પાણી પી શકે.** આ છે ભૂંડનો પ્રભાવ! જો હું નાસી જાઉં તો આબરૂના કાંકરા થશે. લોભ અને ભયથી યોદ્ધો કદી ભાગે નહિ; અને ભાગે તો એ સાચો યોદ્ધો નથી. રણતીર્થને છોડીને જે નાસી જાય છે તે ખરેખર પાપી છે.' આ રીતે તેણે વીરધર્મની ઘણી પ્રશંસા કરી. છેવટે કહ્યું કે, 'યુદ્ધક્ષેત્રમાંથી ભાગવાની તો હું કલ્પના પણ કરી શકતો નથી. હું તો મહારાજા સાથે જંગ ખેલવાનો જ, પછી ભલે ગમે તે પરિણામ આવે. તું બાળકોને લઈને અહીંથી જતી રહે અને સુખેથી જીવન વ્યતીત કર.' આવી પ્રતિકૂળ સલાહ સાંભળીને ભૂંડણીએ જવાબ આપ્યો: 'સ્વામીનાથ! હું તમારા પ્રેમબંધનમાં બંધાયેલી છું. હું પુત્રો સહિત આપની સમક્ષ પ્રાણત્યાગ કરીશ.' આમ કહીને તે પણ લડવા તૈયાર થઈ ગઈ. વર્ષાઋતુમાં આકાશમાં જેમ વિજળીના ચમકારા સાથે વાદળોની ગર્જના થાય છે તેમ પોતાની સ્ત્રી સહિત ભૂંડ ગર્જવા લાગ્યો અને મહારાજા ઇક્ષ્વાકુને યુદ્ધનું આવાહન આપવા લાગ્યો. મહારાજે તેના આવાહનનો સ્વીકાર કર્યો. પોતાના મજબૂત સૈન્યનો શૂકરના હાથે ગંભીર પરાજય થતો જોઈને રાજાને તેના પર ક્રોધ ચડ્યો અને ઘોડી પર સ્વાર થઈને તેના પર તૂટી પડ્યા. રાજાને પોતાના તરફ ધસી આવતા જોઈને ભૂંડ પણ તેમના પર ત્રાટક્યો. બાણથી ઘાયલ થવાને લીધે ભૂંડ ક્રોધથી દાંત કચકચાવી રહ્યું હતું. બાણોના સતત વરસાદથી ઘવાયા છતાં પણ તે ત્યાંથી હટતો નહોતો. પોતાના ધારદાર દાંતો વડે તેણે ઘોડાને ભૂમિ પર પછાડી દીધો. રાજાએ તેના પર ગદાનો જોરદાર પ્રહાર કર્યો. આ વખતે તે ચોટ સહન ન કરી શક્યો અને તેની જીવન-લીલા સમાપ્ત થઈ. દેવતાઓએ વ્યોમમાંથી પુષ્પવૃષ્ટિ કરી. મૃત્યુ બાદ રાજાના સ્પર્શથી તેણે ચતુર્ભુજ રૂપ ધારણ કરીને દેવલોકમાં પ્રયાણ કર્યું. ત્યાં ઇન્દ્ર વિ. દેવતાઓએ તેનું પૂજન-અર્ચન કર્યું. પૂર્વશરીર છોડીને તે પુનઃ ગંધર્વરાજના રૂપમાં વિરાજમાન થયો.

સુશ્લાએ કહ્યું—'શૂકરરાજની આ સદ્ગતિ જોઈને તેની પત્નીએ પણ પતિનું અનુસરણ કરવાનો નિશ્ચય

કર્યો. તેની સાથે તેના ચાર પુત્રો પણ હજુ જીવિત હતા. તેણી (સ્વગત) વિચારે છે—જો તેઓ (પુત્રો)બચી જશે તો તેમના દ્વારા પતિના વંશની રક્ષા થશે. આમ વિચારીને તેમાંના સૌથી મોટા પુત્રને, નાના ત્રણ ભાઈઓ સહિત, નાસી જવાની સૂચના કરી. જ્યેષ્ઠ પુત્રે વીરતાપૂર્વક જવાબ આપ્યો કે, 'મા! જીવનની આશાથી આ સંજોગોમાં જનનીનો ત્યાગ કરનાર પુત્રને લાખો વાર ધિક્કાર છે. પિતાના દુશ્મનનો હું સંહાર કરીશ.' આખરે ખૂબ આગ્રહ થયો ત્યારે નાના ત્રણ છોકરા ત્યાંથી દૂર બીજા કોઈ જંગલમાં જતા રહ્યા અને માતા-પુત્ર સમરાંગણમાં આવીને હુંકાર કરવા લાગ્યાં. રાજાની આજ્ઞાથી ઘણા વીર યોદ્ધાઓ તેમની સાથે લડાઈમાં ઊતર્યા પરંતુ એકેય યોદ્ધો ટકી શક્યો નહિ. પૃથ્વી તો જાણે રુધિરના રંગે રંગાઈ ગઈ હોય એમ લાગતું હતું. છેવટે મહારાજા જાતે શૂકર-પુત્ર સાથે યુદ્ધ કરવા મેદાને પડ્યા. ઘોર સંગ્રામ જામ્યો. અંતે રાજાએ અર્ધચંદ્રાકાર બાણનો પ્રયોગ કરીને તેમનો વિનાશ કર્યો. વક્ષઃસ્થળમાં બાણ વાગવાથી તે જમીન પર ઢળી પડ્યો અને તેની જીવન-જ્યોત બુઝાઈ ગઈ. પુત્ર-મૃત્યુના વજ્રાઘાતને લીધે તેની માતાએ તેની લાશ પર પછાડ ખાધી. પુનઃ સ્વસ્થ થઈને તેણે એવું યુદ્ધ ખેલ્યું કે સૈનિકો અને સેનાનીઓ તોબાહ પોકારી ગયા. આ દશ્ય જોઈને રાણી સુદેવાએ પતિને પૂછ્યું—'મહારાજ! આ ભૂંડણી રણ-ચંડી સમાન બનીને આપણી સેનાનો વિનાશ કરી રહી છે, છતાં તમે તેની ઉપેક્ષા કેમ કરી રહ્યા છો! એને કેમ મારી નથી નાખતા?' મહારાજે જવાબ આપ્યો; 'પ્રિયે! તે સ્ત્રી હોવાથી હું તેનો વધ નહિ કરું. શાસ્ત્ર-કારોએ તેને મહાપાપ ગણાવ્યું છે. હું એને મારીશ નહિ એટલું જ નહિ, પરંતુ તેની પ્રેરણા પણ કરી શકું તેમ નથી.' આ બાજુ રાજા આ વાત કરી રહ્યા હતા ત્યાં તો ઝર્ઝર નામના એક શિકારીએ એક તીક્ષ્ણ બાણ વડે તેના પર સખત પ્રહાર કર્યો. ઘાયલ થયેલી ભૂંડણી બમણા વેગથી તેના પર ત્રાટકી અને તેને ભોંય-ભેગો કરી દીધો. પડતાં પડતાં ઝર્ઝરે તેને પ્રાણઘાતક ફટકો લગાવ્યો. ભૂંડણી બેહોશ થઈને ઢળી પડી.

પુત્રવત્સલ ભૂંડણીને બેહોશ બનેલી જોઈને રાણી સુદેવા તેની પાસે દોડી ગઈ અને તેના ઘાને સાફ કર્યા તેમજ તેના મુખમાં ઠંડું પાણી રેડ્યું. રાણીનો સ્પર્શ થવાથી અને મુખમાં જળ પડવાથી ભૂંડણી ભાનમાં આવી અને મનુષ્યની ભાષામાં બોલી—'દેવી! તમે મને જળ-સિંચન દ્વારા જીવન-દાન આપ્યું છે તે બદલ આપની હું ઋણી છું. તમારા સ્પર્શને લીધે મારાં સઘળાં પાપો આજે બળીને ખાખ થઈ ગયાં.' પશુના મુખે શુદ્ધ દેવવાણી જોઈને રાણી ચકિત થઈ ગઈ અને પતિને કહ્યું—'મહારાજ! આવી આશ્ચર્યજનક ઘટના તો મેં કોઈ દિવસ જોઈ નથી. પશુયોનિમાં જન્મ લેવા છતાં આ શૂકરી શુદ્ધ દેવવાણીમાં વાત કરી શકે છે.' રાજા પણ વિચારમાં પડી ગયા. રાણીએ શૂકરીને પૂછ્યું; 'તમે કોણ છો? પશુ હોવા છતાં આપ માનવ ભાષામાં વાત કરી રહ્યાં છો તે જોઈને મને ખૂબ આશ્ચર્ય થયું છે. જરૂર, આમાં કોઈ રહસ્ય હોવું જોઈએ. જો આપને હરકત ન હોય તો, તમારી અને તમારા સ્વર્ગસ્થ વીર પતિના પૂર્વજન્મની કથા મને સંભળાવો'.

'રાણીના આગ્રહને લીધે શૂકરીએ કહેવાનું શરુ કર્યું: 'મારા પતિ દિગ્ગજ વિદ્વાન અને સંગીતશાસ્ત્ર-પ્રવીણ ગંધર્વ હતા. તેમનું નામ રંગ વિદ્યાધર હતું; તેઓ સર્વ શાસ્ત્રોના જાણકાર હતા.

એક વારની વાત છે, કે મનોહર મેરુ પર્વતની એક ગુફામાં પુલસ્ત્ય મુનિ એકાગ્ર ચિત્તે તપશ્ચર્યા કરી રહ્યા હતા. તે જ વખતે મારા પતિ રંગ-વિદ્યાધર ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા અને ત્યાં બેસીને સંગીતનો અભ્યાસ કરવા લાગ્યા. તેમના સુરીલા કંઠમાંથી નીકળતા સ્વરો વડે આકર્ષાઈને આજુબાજુનો આખો પ્રદેશ મુગ્ધ બની જતો, મુનિનું મન પણ તે તરફ ખેંચાયું. તેમનું મન વિચલિત થવાથી તેમણે ગાયકને કહ્યું; 'આપનું સંગીત ખૂબ ઊંચા પ્રકારનું છે એમાં બે મત નથી; પરંતુ મારી સાધનામાં તે આડખીલીરૂપ છે. માટે મારી આપને સાગ્રહ વિનંતિ છે, કે આપ આ સ્થળ છોડીને બીજે સ્થળે ચાલ્યા જાઓ તો સારું.' વિદ્યાધરે ઉત્તર આપ્યો; 'બ્રાહ્મણ દેવતા! સંગીત, આત્મજ્ઞાનથી જરાય ઊતરતું નથી. મારા ગાયનથી હું કોઈનું દિલ દુભાવતો નથી, બલ્કે બધાંનું મનોરંજન કરું છું. માટે બીજા સ્થાનમાં જવાની કોઈ આવશ્યકતા હું જોતો નથી. આપને કદાચ ખબર નહિ હોય તો કહી દઉં, કે પ્રભુ ભગવાન પણ

મારા સંગીત પર મુગ્ધ છે. સંગીતમાં બધા જ રસ છે. વધુ શું કહું, આ સંગીતને લીધે જ ચારે વેદોની શોભા છે. આટલું હોવા છતાં આપ સંગીતની નિંદા કરો છો અને મને બીજે ખસેડો છો, એ શું આપનો સ્પષ્ટ અન્યાય નથી ?'

પુલસ્ત્યે કહ્યું: ભાઈ! 'સંગીત આનંદમદ છે' એવા તમારા કથન સાથે હું સંપૂર્ણ સંમત થાઉં છું. મને લાગે છે કે મારા કહેવાનો ભાવાર્થ ન સમજવાથી આપ સ્હેજ ઉશ્કેરાઈ ગયા. આપની માફક હું પણ સંગીતનો પ્રશંસક છું. આપ જાણતા જ હશો, કે વિદ્યા ચૌદ પ્રકારની છે. પણ એકનિષ્ઠ થયા વિના તેમાંની એકેય ફળ આપતી નથી. જ્યારે મન નિશ્ચળ બને છે ત્યારે જ તે પ્રાણીઓને સિદ્ધિ પ્રદાન કરે છે. આપથી અજાણ્યું નથી કે ઇન્દ્રિયો ચંચળ છે. મનને જબરજસ્તી ધ્યાનમાંથી હટાવીને તે વિષય-વાસનાઓમાં ખેંચી જાય છે. માટે જ જ્યાં શબ્દ, રૂપ અને કામનાનો અભાવ હોય છે ત્યાં જ એકાંત સેવીને યોગી—મુનિઓ જપ—તપ કરે છે. તમારો સ્વર મીઠો અને સુખદાયક હોવા છતાં તેને લીધે મારા મનના તારનું ઈશ્વર સાથે સંધાન કરવામાં મુશ્કેલી પડે છે, માટે મારે માટે તે પ્રતિકૂળ છે. મારી વિનંતિ આપ ધ્યાનમાં લેશો એવી હું આશા રાખું છું. અગર જો આપ તેમ નહિ કરો તો, મારે ન છૂટકે અહીંથી ચાલ્યા જવું પડશે.' વિદ્યાધરે કહ્યું: 'મુનિશ્રેષ્ઠ! જેણે ઈન્દ્રિયોના આવગન રોક્યા છે તે જ વિજયી, યોગી, ધીર અને સાધક કહેવાય છે. શબ્દ સાંભળીને અથવા રૂપ જોઈને જે અવિચળ રહે છે, તે જ તપસ્વી છે. આપ ઇન્દ્રિયોના વશમાં છો, માટે જ નિસ્તેજ છો. મારા ગાયનનો તિરસ્કાર કરવાની શક્તિ સ્વર્ગમાં પણ કોઈ ધરાવતું નથી. વળી જે નિર્બળ છે તે જ વનનો ત્યાગ કરે છે. વનપ્રદેશ પર બધાનો એક સરખો જ અધિકાર છે. માટે હું વન છોડવા માટે લાચાર છું. આપ જાઓ કે રહો, તેની સાથે મારે સ્હેજે નિસ્બત નથી.'

આવા દુરાગ્રહી સાથે વધુ વાદવિવાદ કરવા નિરર્થક સમજીને વિદ્યાધરને ક્ષમા આપી મુનિ બીજે કોઈ સ્થળે ચાલ્યા ગયા અને ત્યાં સર્વ ઈન્દ્રિયોના સંયમ રાખીને તપ કરવા લાગ્યા.

મુનિના જતા રહ્યા પછી એક દિવસ વિદ્યાધરને તેમનું સ્મરણ થઈ આવ્યું. તેણે વિચાર્યું કે મારા બળથી જ તેઓ સ્થળાંતર કરી ગયા છે, હવે આ બાજુ નજરે પડતા નથી. તેઓ ક્યાં ગયા, શું કરે છે તેનો કંઈ પત્તો નથી. વિદ્યાધરના માનસ—પટમાં અભિમાનનો પવન ભરાયો અને કાળની પ્રેરણા પ્રમાણે તે અધર્મના માર્ગે ઘસડાવા લાગ્યો. મુનિ જે સ્થળે રહેતા હતા તે સ્થળની તેણે તપાસ શરુ કરી, જ્યારે ચોક્કસ બાતમી મળી ત્યારે શૂકર (ભૂંડ)નું રૂપ ધારણ કરીને તે મહાત્મા પુલસ્ત્યના આશ્રમમાં ગયો. તેણે જોયું કે મુનિ ધ્યાનમગ્ન અવસ્થામાં છે. 'विनाशकाले विपरीत बुद्धि' એ લોકોક્તિ અનુસાર મુનિના ધ્યાનમાં ભંગાણ પાડવા માટે તેણે કમર કસી. મુનિના શરીર સાથે તે તેનું મોં ઘસવા લાગ્યો. છતાંય પણ સમજીને મુનિએ તેને માફી આપી; પરંતુ તેનું કંઈ પરિણામ ન આવ્યું. મુનિની સ્વાભાવિક દયાળુતાનો શૂકરરૂપધારી મારા પતિએ કેવળ દુરુપયોગ કર્યો. મુનિની આંખ સામે જ મળ-મૂત્રનો ત્યાગ કરીને તે નાચવા કૂદવા લાગ્યો. કદી ગાજતો, કદી ભયાનક શબ્દ કરતો, છતાં પણ મુનિએ તે તમામ દુષ્કૃત્યો સહન કરી લીધાં. એ એક નિયમ થઈ ગયો છે, કે લાયકાત યા પાત્રતા વિના આપવામાં આવતી છૂટછાટનો હંમેશાં દુરુપયોગ જ થાય છે. મારા પતિ પર ક્ષમાનો કોઈ પ્રભાવ ન પડયો; ઊલટો તેમના પ્રમાદમાં વધારો થતો ગયો. તે દિવસે તો તેઓ પાછા ગયા પરંતુ થોડા દિવસ પછી ફરી મુનિના આશ્રમમાં જઈને ઉત્પાત મચાવવા માંડયા. કોઈવાર અટ્ટહાસ્ય કરતા, આક્રંદ કરતા અને કોઈવાર સુંદર અને મધુર કંઠે ગાયન ગાતા. તેમના આવા વર્તનને લીધે મુનિના મનમાં શંકા ગઈ અને ધ્યાન કરીને જોયું તો ખબર પડી કે આ વરાહ (ભૂંડ) નથી પરંતુ તે જ નીચ ગંધર્વ છે, અને મને અહીંથી પણ ભગાડવા માગે છે. મુનિની ધીરજનો હવે અંત આવી ગયો. તેમણે તેને શાપ આપ્યો, કે 'શૂકરરૂપ ધારણ કરીને તેં મને વિચલિત કર્યો છે માટે તારો જન્મ નીચ શૂકર યોનિમાં થશે.' મુનિના શાપથી ભયભીત થઈને મારા પતિ ઇંદ્રની પાસે ગયા અને ધ્રુજતાં ધ્રુજતાં જણાવ્યું કે, 'દેવરાજ! મેં તો આપનું જ કામ કર્યું છે. કારણ કે પોતાની ઉગ્ર તપસ્યા દ્વારા તે મુનિ આપને માટે ભયરૂપ બની રહ્યા હતા, તેથી મેં તેમના તપમાં ભંગ પાડયો છે. મુનિના શાપથી મને પશુયોનિ પ્રાપ્ત થઈ છે. માટે આપ મારી રક્ષા

કરો !' વિદ્યાધરની આ વાત સાંભળીને ઇન્દ્રને પણ દુઃખ થયું. તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીને તેઓ તેને મુનિ પાસે લઇ ગયા. તેના વતી વિનંતિ-પ્રાર્થના કરતાં ઇંદ્રે મુનિને કહ્યું કે, 'આ અજ્ઞાન ગંધર્વનો અપરાધ આપ ક્ષમા કરો. આપ સિદ્ધ છો; તપ અને શાંતિમાં જ આપની શોભા છે. અજ્ઞાનના નશામાં તેણે આ પાપચરણ કર્યું હોવાથી તે આપની કરુણા અને દયાને પાત્ર છે. માટે જેનાથી શાપનું નિવારણ થઈ શકતું હોય તેવો ઉપાય બતાવશો.'

આખરે તો સંતહૃદય ને ! સંતોનો ક્રોધ પાણીમાં લીટા જેવો હોય છે; અર્થાત્ તે ક્રોધ-જેવો દેખાય છે પરંતુ વાસ્તવિક રીતે તો તેમાં કરુણા જ ઊભરાતી હોય છે. ઇન્દ્રની પ્રાર્થનાથી મુનિને દયા આવી અને કહ્યું: 'ઇન્દ્ર ! આગળ ઇક્ષ્વાકુ નામનો રાજા જન્મ લેશે. જ્યારે તેને હાથે શિકાર ખેલતી વખતે વિદ્યાધરનું મૃત્યુ થશે ત્યારે તે ફરીથી પોતાના અસલ સ્વરૂપને પ્રાપ્ત કરશે.'

શકરીના મુખે આ રહસ્યમય કથા સાંભળીને રાણી સુલેખાએ તેને ફરીથી પૂછ્યું-'પ્રિયે ! તમે પશુયોનમાં હોવા છતાં સરસ સંસ્કૃત ભાષા બોલો છો. તમે આવું જ્ઞાન કેવી રીતે સંપાદન કર્યું અને તમને તમારું તેમજ તમારા પતિનું ચરિત્ર કેવી રીતે માલુમ પડ્યું તે બધું સાંભળવાની મારી ખાસ ઇચ્છા છે.'

શકરી બોલી મહાદેવી ! તલવારની અણીથી ઘાયલ થઈને હું અહીં પડી છું. મૂર્ચ્છાને લીધે મારા જ્ઞાનનો લોપ થયો છે. આવી દશામાં આપે આપના વરદ હસ્તે મારા મુખમાં શીતળ જળ છાંટવાથી મારો મોહ દૂર થઇ ગયો છે. જેમ સૂર્યનારાયણના પ્રકાશથી અંધકાર અદશ્ય થઇ જાય છે તેવી જ રીતે તમારા સ્પર્શથી અને અભિષેકથી મારાં સમસ્ત પાપો બળીને ખાખ થઇ ગયાં છે. સુંદરી ! તમારી કૃપાથી મને પૂર્વજ્ઞાનની પુનઃ પ્રાપ્તિ થઇ છે. હવે મને શ્રદ્ધા છે કે, હું દિવ્ય ગતિને પામીશ. મેં પૂર્વજન્મમાં અનેક પાપ કર્યાં હતાં તે અથથી ઇતિ સુધી આપને કહી સંભળાવું છું.

(આગળ આવતા અંકે)

# પ્રભાતનાં પુષ્પો

લેખક:
શ્રી વજુ કોટક

અનંત મહાસાગરના અમે મુસાફરો છીએ. ઘૂઘવતી સપાટી અમારી શય્યા છે અને આકાશ માથે ઓઢવાની શાલ છે. અમારી નૌકાની ચાલનો તાલ પણ કમાલ છે અને સઢમાં જ્યારે પવન ભરાઈ જાય છે ત્યારે તે અમારો મઢ બની રહે છે. આ વખતે દુશ્મન જેવાં ભયંકર મોજાંઓ પણ અમને કંઇ કરી શકતાં નથી અને મુશ્કેલીઓના પહાડો પણ આ વખતે અમને આગળ વધતાં રોકી શકતા નથી. પ્રભાત પડે છે અને નવો સૂર્યોદય નિહાળીએ છીએ. રાત પડે છે અને નવા તારલાઓના દર્શન કરીએ છીએ.

આનંદ, અદ્ભુત આનંદ એ અમારો રોજનો ખોરાક છે. આફતમાં પણ આનંદનાં જ દર્શન થાય છે. કારણ કે અમે મહાસાગરના મુસાફરો છીએ. એક વખત અમારી નૌકા કોઇ નવા જ કિનારે આવી પહોંચી અને કડિ ઊભેલા પર્વતની ટોચ ઉપર તમે ઊભા હતા. તમારી આંખમાં અમે નિહાળ્યું કે આ નિર્જન ભૂમિમાં જીવન બાળી બાળીને તમે ખરેખર જીવ વિનાના થઇ ગયા છો, અમે તમને અમારી નૌકામાં કૂદી પડવાનું આમંત્રણ કર્યું. પણ તમારા અહંભાવે તમને રોક્યા; સલામ ભરીને અમે ચાલી નીકળ્યા. કારણ કે સઢમાં પવન ભરાઇ ચૂક્યો હતો અને ભરતી પર અમારી નૌકા ધનગની રહી હતી.

અમને નવો કિનારો સાદ પાડી રહ્યો હતો, અને અમે જેવા થોડા આગળ વધ્યા કે તમે અમારી પાછળ આવ્યા અને અમારી નાકામાં કૂદી પડતાં કહ્યું:

'મુસાફર, ના પાડતાં તો ના પાડી દીધી પણ હવે મને સમજાયું કે જેની હું વર્ષોથી રાહ જોતી હતી તે તું જ છે. એકલવાયા જીવનથી મારો આત્મા થાકી ગયો છે, મારે તારા સાથની જરૂર છે અને તારી નૌકામાં બેસીને મારે પણ નવી ભૂમનાં દર્શન કરવાં છે. તું મારો

સ્વીકાર કર. જો તું મારો ત્યાગ કરીશ તો હું જીવી નહિ શકું.

અમે જવાબ આપ્યો, 'દયાભાવે નહિ, પણ પ્રેમભાવે અમે તમારો સ્વીકાર કરીએ છીએ. તમે આ નૌકાના સરખા ભાગીદાર બનીને રહો, કારણ કે અમે સમાનતાની ભૂમિકા ઉપર ઉપર ઊછરેલા જીવ છીએ. સાગરની આ સપાટી ઉપર નથી કોઈ નાનું કે નથી કોઈ મોટું! જેને હલેસાં મારતાં આવડે છે એનો આ સાગર છે.

પણ એવામાં તો ઘૂઘવાતા મહાસાગરે કાનમાં કહ્યું; 'પર્વતની પાછળ આવેલા સરોવરની આ ડરપોક માછલી તમારો સહવાસ નહીં જીરવી શકે; તમે પિત્તળને સોનું માની બેઠા છો, અને તૂટેલા તુંબડાને વીણા માની બેઠા છો. એમાં કદીપણ સંગીત પ્રગટ નહિ થાય."

મહાસાગરની સલાહ અમે માન્ય ન રાખી. એવામાં તમે કહ્યું, 'મુસાફર' મારી એક પ્રાર્થના છે; " આપ થોડો વખત મારી નૌકાને કિનારે લાંગરો. કિનારે ઊભેલા પહાડો અને વૃક્ષો સાથે મેં માયા બાંધી છે. એમની છેલ્લી વિદાય લઈને હું પછી સદાને માટે આપની સાથે સફર કરવા આવી પહોંચીશ.'

નૌકાને કિનારે રાખવામાં આવી અને પછી તો રોજ સાંજે કિનારા ઉપર આવીને તને મીઠીમીઠી વાતો કરવા લાગ્યા; નૌકાને કેવી રીતે શણગારવી જોઈએ એનાં સૂચનો આપવા માંડયાં. અમને શબ્દેશબ્દમાં પ્રેમ દેખાવા લાગ્યો અને આપનાં વચનોમાં વિશ્વાસ જાગી ઊઠ્યો. થોડો સમય પસાર થયો ત્યારે એક વખત ફરી મહાસાગર ઘૂઘવી ઊઠ્યો અને તેણે અમને ક્રોધમાં કહ્યું;

પ્યારા યાત્રિક! તું જે કિનારાની શોધમાં ઉપડ્યો છે, જે ભૂમિ ઉપર તારે પગલાં માંડવાં છે એ આ નથી. આ ભૂમિના પત્થરેપત્થરે છેતરપિંડી, ડરપોકપણું અને અવિશ્વાસના અક્ષરો લખાયા છે. મીઠાંમીઠાં વચનો ઉચ્ચારનારા અહીંના ભીરુ આત્માઓ સદા વચન-ભંગ કરતા જ આવ્યા છે. એમના કપાળે વિધાતાએ દુઃખ જ લખ્યું છે અને તેથી તેઓ દુઃખી થઈને બીજાઓને પણ દુઃખી કરવા જ સર્જાયા છે. નૂતન પ્રકાશ અને નવા સંગીતને ઓળખતાં અહીંના માનવીઓને આવડતું નથી. તું જલદી આ કિનારાનો ત્યાગ કર.

અમે મહાસાગરને જવાબ આપ્યો; 'સાગરદેવ! આપની સલાહમાં અમને શ્રદ્ધા નથી. બધાની સમક્ષ જેણે વચન આપ્યું છે એ શું પાછળથી ફરી જાય! એના વચન પછી તો આપણે સૌએ ઉત્સવ ઉજવ્યો એ શું તે ભૂલી જશો?'

મહાસાગર ચુપ થઈ ગયો; હોડી કિનારે જ પડી હતી અને અમે તમારા આગમનની રાહ જોવા લાગ્યા. જે સમય આપ્યો હતો એ પૂરો થવા આવ્યો પણ તમારાં દર્શન ન થયાં.

અને...અને...ફરી ભરતી આવી કે સાગરે ગુસ્સામાં કહ્યું; 'યાત્રિક! ઊઠાવ લંગર અને ઉપાડી જા નૌકાને દૂર દૂર. જ્યાં ભય છે ત્યાં પ્રેમનો જય નથી. તેં તારા વચનનું પાલન કર્યું છે, તારું હૃદય સ્વચ્છ છે અને તેથી જ આકાશના અનેક તેજસ્વી તારલાઓ તારી બંસરીનું સંગીત સાંભળવા આતુર બનીને બેઠા છે. જેમાં પ્રાણ નથી, જીવ નથી, સ્થિર નથી અને વચનનું પાલન કરવાની શક્તિ નથી એવી વ્યક્તિને જો તું નૌકામાં બેસાડીશ તો તારી નૌકા તળિયે ડૂબી જશે અને તું અંધકારમાં અટવાઈ જઈશ.'

સાગરના શબ્દોમાં રહેલું સત્ય સમજાયું અને અમે નૌકા ઊપાડી; જતાં જતાં કિનારે ઊભેલાં વૃક્ષોને અમે સંદેશો આપ્યો:

'વૃક્ષો! એમને અમારા છેલ્લા સલામ કહેજો. અમે હૃદયમાં દુઃખ નહિ પણ સુખ ભરીને વિદાય લઈએ છીએ. એમણે આપેલાં મીઠાં ચુંબનો અને મધુર શબ્દોના સંસ્મરણોનો ભાર અમે અમારી અમારી નૌકાના એક ખૂણે મૂકીને આગળ વધીએ છીએ. અમારી નૌકા થંભાવીને તેમણે અમને પારાવાર મુશ્કેલીમાં મૂક્યા છે. કારણ કે અમારી પાસે જે હતું તે દૂર થઈ ગયું છે. પણ એનું અમને દુઃખ નથી; કારણ કે અમે સાગરના સૈનિકો છીએ. ફરી લડી લઈશું. પણ એમને કહેજો કે ભાવિમાં અમારા જેવા કોઈ મુસાફરો નૌકા લઈને નીકળે તો એમની સાથે આવી ક્રૂર રમત ન રમે. ક્ષણભરમાં ચાલ્યા જતા યાત્રિકોની નૌકા થંભાવીને, થોડો મોજશોખ કરીને પછી દૂર થઈ જવું એના જેવું કોઈ પાપ નથી. હવે ફરી અમે કિનારે આવવાના નથી. આંસુઓની દુનિયામાં રહેનારને કહી દેજો કે સાગરના પુત્રો ઘૂઘવતા જળ ઉપર એમની નૌકાને દૂર દૂર ઉપાડી ગયા છે. ફરી સાદ ન પાડે.'

# નવનાથ કથામૃત

લેખક :
કીર્તનાચાર્ય
શ્રી સીતારામ શર્મા



[ ગતાંક પૃષ્ઠ ૫૩૫ થી ચાલુ ]

निष्ठितो मूत्रितो वाऽज्ञैर्बहुधैव प्रकंपितः ।
श्रेयस्कामः कृच्छ्रगत आत्मनात्मानमुद्धरेत ॥

આત્મપ્રાપ્તિની ઇચ્છા કરનારા પુરુષનો દુષ્ટ લોકોએ તિરસ્કાર કર્યો હોય, તેની મશ્કરી અગર નિન્દા કરી હોય, મારપીટ કે બંધન કર્યું હોય અથવા તેની ઉપજીવિકાનું સાધન નષ્ટ કર્યું હોય, મૂઢ લોકોએ શરીરપર થૂંક અગર મૂત્ર નાખ્યું હોય, એ પ્રમાણે બહુબહુ પ્રકારે તેનું મન આત્મચિંતનમાંથી ભ્રષ્ટ થાય તેવો પ્રયત્ન કર્યો હોય, ભારે સંકટનો પ્રસંગ આવી પડ્યો હોય તો પણ તેને વિવેકબુદ્ધિથી સહન કરીને મુમુક્ષુએ આત્મનિષ્ઠાથી પોતાની જાતનો સંસારબંધનમાંથી છુટકો કરી લેવો. તાત્પર્ય એ છે કે લોકવાસના તત્ત્વજ્ઞાનપ્રતિબંધક છે, માટે તેની ઇચ્છા તો કરવી જ નહિ, પરંતુ લોકોએ ખૂબ પજવણી કરી હોય, તો પણ તેની જરાએ પરવા રાખ્યા વગર સાધનાભ્યાસને વિષે નિરંતર રત રહેવું.

વ્હાલા આત્માનંદો ! આપણા સંશયનિવારણનું કાર્ય હવે શરૂ થાય છે પહેલો સંશય એ છે, કે હનુમાનજીને મત્સ્યેન્દ્રનાથે હરાવ્યા તે ઉપરથી વાચકને જરૂર એમ થાય કે હનુમાન કરતાં મત્સ્યેન્દ્રનાથ શ્રેષ્ઠ હતા પણ ના, તેવું કંઈ નથી. હનુમાનજીમાં તો અમોઘ શક્તિ હતી. અને એ તો અગિયારમા રુદ્રાવતાર હતા. એટલે એમને કોઈ બંધન બાંધી શકે એમ હતું જ નહીં. છતાં એ બંધાયા તેનું મૂળ કારણ માત્ર મત્સ્યેન્દ્રનાથે નાખેલા વજ્રાસ્ત્રથી તેમના ઇષ્ટદેવના માનની ખાતર જ બંધાયેલા. જેમ કે મેઘનાદે હનુમાનજીને લંકામાં બાંધેલા અને જ્યારે રામ ને રાવણનું યુદ્ધ થયું ત્યારે ભગવાન રામચંદ્ર પણ નાગાસ્ત્રથી બંધાયા હતા. જ્યારે નારદ મુનિએ ગરુડજીને જઈને કહ્યું કે ભગવાનને નાગપાશથી બંધન બાંધ્યા છે માટે તમે જાઓ અને તેમને છોડાવો, ત્યારે ગરુડજીને હસવું આવ્યું હતું કે મારો પ્રભુ નાગાસ્ત્રથી બંધાય ને હું છોડાવું તો તે ભગવાન કેમ કહેવાય. પણ ગરુડને બીચારાને ખ્યાલ ન હોતો કે નાગાસ્ત્રના ઇષ્ટદેવ બ્રહ્માજી હતા એટલે માત્ર બ્રહ્માના માનની ખાતર ભગવાન બંધાયેલા હતા.

એટલા માટે તો બ્રહ્માના અંશાવતાર જાંબવાનને નાગાસ્ત્ર બંધન નહોતું બાંધી શક્યું. એ એટલા છૂટા હતા. તદ્અનુસાર મત્સ્યેન્દ્રનાથજીથી હનુમાનજી હાર્યા પણ તે હાર્યા ન હતા પણ દેવતાના માનની ખાતર બંધાયા હતા.

સંશય બીજો:. હનુમાનજીએ મત્સ્યેન્દ્રનાથને કહ્યું કે તમે સ્ત્રીયા રાજ્યમાં જાઓ. એ પ્રસંગની છણાવટ ગતાંકમાં થઈ ગઈ છે. એમાં હનુમાનજીએ કહ્યું છે કે મત્સ્યેન્દ્ર ! તમે પ્રાકૃતિક મનુષ્યની માફક લીલા કરો છો અને જાગતા હોવા છતાં અજાણ્યા બનો છો. બાકી તમારો, મારો અને ભગવાન રામનો અવતાર તો આ નવ્વાણુંમો છે અને તમને ઊર્ધ્વરેતા પુરુષને ત્યાં જવામાં કોઈ જાતની હરકત નથી.

ઊર્ધ્વરેતાનો (સંપૂર્ણ અષ્ટાંગયોગીનો) એક નાનો સરખો દાખલો ટાંકું છું. તો વાચક એ ઉપરથી સમજી શકશે. એક વખત જગદ્ગુરુ કૃષ્ણની પાસે યમુનાના પવિત્ર કિનારા ઉપર વ્રજાંગનાઓ સહસ્રાવધિ થાળો જમાડવાને માટે લઈ આવી અને ભગવાનને પ્રેમપૂર્વક કહ્યું કે અમારા આ લાવેલા થાળો તમે પ્રેમપૂર્વક જમો. જ્યારે ભગવાનને ગોપાંગનાઓનો સ્નેહ મરાડવો હતો; એની ખાતર ભગવાને સ્મિત કરી કહ્યું; આજે તો નંદ બાવાએ મને પરાણે પરાણે

એટલું બધું તો જમાડયું છે કે જુઓને મારૂં પેટ તણાઇ જાય છે. એટલે મારાથી તો આજે એક ગ્રાસ પણ જમી શકાય તેમ નથી. ભગવાનના આવા જવાબથી ગોપાંગનાઓને માઠું લાગ્યું. કેટલીક તો રડવા લાગી, કેટલીકોએ ભગવાનને કટુ વચન પણ સંભળાવી દીધાં અને કેટલીકોએ પૂછ્યું કે અમે આ થાળોને લાવ્યાં છીએ તેને શું કરીએ ? ત્યારે ભગવાને હસીને કહ્યું કે યમુનાના પેલે કિનારે ઊર્ધ્વરેતા મુનિ દુર્વાસા બિરાજે છે (પૂર્ણ યોગી) તેમને જઈને જમાડો. ગોપાંગનાઓ તુરત જ ભગવાનની આજ્ઞાને શિરોમાન્ય કરી ચાલવા માંડી. ચાલતાં ચાલતાં પુનઃ વિચાર થયો કે વચ્ચે તો યમુના (નદી) પડી છે એટલે પેલે પાર જઈ શકાય કેવી રીતે ? એટલે તે પાછી ફરી. ભગવાને પૂછ્યું કેમ પાછી આવો છો ? ત્યારે ગોપાંગનાઓ કહે છે; પ્રભુ ! યમુનાની પેલેપાર કેમ કરીને જવાય ? ભગવાન સ્મિત કરી કહે છે કે, જાઓ જાઓ. યમુનાને એટલું કહો કે, "કૃષ્ણ જો બાળબ્રહ્મચારી હોય તો અમને જવાનો માર્ગ આપ" જેથી ગોપાંગનાઓ વિસ્મયમાં આવી ગઇ અને વિચાર કરવા લાગી કે કૃષ્ણ શું બોલે છે ! છતાં ભગવદ્આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય એમ માની યમુનાના કિનારા ઉપર ગઇ અને કરબદ્ધ પ્રાર્થના કરી કહે છે કે "યમુના મહારાણી ! કૃષ્ણ બાળબ્રહ્મચારી હોય તો અમોને જવાનો માર્ગ આપો." તુરત જ આ શબ્દો સાંભળતાની વાર જ યમુનાનાં નીર સ્થંભી ગયાં અને વચ્ચે જવાનો રસ્તો પડયો. ગોપીઓ તો ચિત્રવત્ બની ગઇ. એમને તો એમાં કંઇ સમજ જ ન પડી. કારણ કે એમની તો પ્રેમલક્ષણા ભક્તિ હતી એટલે ઊર્ધ્વરેતા પુરુષની કઇ સ્થિતિ હોય છે તે બિચારી વ્રજાંગનાઓ શું સમજે ! ગોપીઓ પેલા કિનારે ગઇ એટલે યમુનાનાં નીર પૂર્વવત્ વહેતાં થયાં અને ગોપીઓ ભગવાન દુર્વાસાને પ્રાર્થનાપૂર્વક કહે છે કે, "પ્રભુ અમારા થાળ આપ જમો." દુર્વાસા મુનિએ પણ બધા થાળો એકસામટા કરી દેવડાવ્યા અને બધા ભોજનને જમી ગયા. પાછી ગોપાંગનાઓને આશીર્વાદ દીધો કે, "બેટાઓ ! જાઓ તમે તમારા સ્થાનકે." તુરત જ ગોપાંગનાઓ પોતાના ખાલી થાળો લઇને પાછી ફરી તો યમુનાનાં નીર તો ચાલુ થઇ ગયાં હતાં. એટલે દુર્વાસાને આવી પ્રાર્થના કરી કે અમે પાછી જઈએ કેવી રીતે ? ત્યારે દુર્વાસાએ પૂછ્યું કે આવી કેવી રીતે હતી ? જ્યારે ગોપાંગનાઓએ કહ્યું. કે, યમુનાને અમે પ્રાર્થના કરી હતી કે જો કૃષ્ણ બાળબ્રહ્મચારી હોય તો જવાનો માર્ગ આપ. એટલે યમુનાએ અમને માર્ગ દીધો હતો. દુર્વાસા પ્રસન્નચિત્તે બોલ્યા; "ધન્ય પ્રભુ ધન્ય"

गिरिवर धरियो जेणे,
रासविहारी छतां ब्रह्मचारी
ते श्रीकृष्ण कृपानिधिने
पदकमले रहो मति मारी।

દુર્વાસા બોલ્યા; "તો યમુનાને પ્રાર્થના કરો કે દુર્વાસા નિરાહારી હોય તો જવાનો માર્ગ આપ." ગોપીઓ વિચાર કરવા લાગી કે હાલ જ આટલા બધા થાળો જમી ગયા છે ને નિરાહારી કહેવાય કેમ ? છતાં કુતુહલતાથી પાછી ફરી અને યમુનાને પ્રાર્થના કરી કે, "દુર્વાસા નિરાહારી હોય તો જવાનો માર્ગ આપ." એટલે પૂર્વવત્ જ એમને માટે જગા થઇ ગઇ અને ગોપાંગનાઓ પેલે કિનારે ગઈ. સજ્જનો ! આવી જ રીતે અગસ્ત્ય મુનિનું સમુદ્રપાન હતું અને એટલા જ માટે અમે વારંવાર કહીએ છીએ કે,

યોગવિદ્યા જેહના રચનાર છે પાતંજલ
યોગબળથી સાધતાં સાગર સમાયે અંજલિ

ઓહો ! યોગની પ્રક્રિયાઓમાં કેટલી મહાન શક્તિ છે. પરંતુ દુર્ભાગ્ય છે હાલના ભારતવાસીઓનાં, કે કોઇને આવું આધ્યાત્મિક જ્ઞાન મેળવવાની ઇચ્છા સરખી પણ થતી નથી. હાલની દુનિયા તો કેવળ પેટ ભરવાનું ભણતર ભણી, આહાર, નિદ્રા અને મૈથુનકર્મમાં પ્રવૃત્ત રહી કેવળ પશુમય જીવન ગુજારી રહી છે. હે ભારત, તારી આ દશા ! સજ્જનો ! જાગો, જુઓ, વાંચો, વિચારો કે પૂર્વનો ભારત કેવો હતો અને હાલ તમારી શી સ્થિતિ થઈ રહી છે. માટે હવે તો ખોટા વિતંડાવાદમાં પડવા વિના ભગવાનને પ્રાર્થના કરો કે ભારતને પૂર્વવત્ બનાવે.

ભારતમેં ફીરસે આજા, ગિરિવર ઊઠાને વાલે,
સોતોંકો ફીર જગા જા, ગીતાકે ગાને વાલે,

ગૂંજા યા જીસસે મધુવન, નાચાયા જીસમેં ત્રિભુવન
વહ તાન ફીર સુના જા, બંસી બજાને વાલે!
દુઃખદર્દ બઢ રહે હૈ, દુષ્કાળ પડ રહે હૈ,
ફીર કષ્ટ સબ મીટા જા, ગૌએં ચરાને વાલે.

સજ્જનો! જે ભારત ઉન્નતિના ઊંચા શીખર પર આરોહણ કરતું હતું, તે ભારતની આજ કેવી વિષમ પરિસ્થિતિ છે! એક કવિએ લખ્યું છેઃ

**પૃથ્વીસે પાપ-ભાર ઊઠાયા નહિં જાતા,**
**દેવોસે ઠીક કષ્ટ સુનાયા નહિં જાતા,**
**દેવાલયોંમેં કટ રહે ગૌ-બૈલ ધાડાધડ,**
**દીનોકા બુરા હાલ દીખાયા નહિં જાતા,**
**મુહ બન્ધ, કલમ બન્ધ, સભી બંધ કારબાર,**
**રોનેકે બહાનેસે ભીગાયા નહિં જાતા.**
**મતલબકે કાયદે બને, કાનુન ગરજ કે,**
**અપના હી કમાયા હુઆ, ખાયા નહી જાતા.**

ખરેખર આજે ભારતની આ વિષમ પરિસ્થિતિ છે. હવે એ દુઃખ આપણે કોને અને ક્યાં જઇને સંભળાવવું. હવે તો એક શ્રીહરિ છે. માટે સજ્જનો! સાંજસવાર ભગવાનને ભારતને પૂર્વવત્ બનાવવાની પ્રાર્થના કરો એટલી મારી તમને નમ્ર વિનંતી છે. હવે આપણે આપણી મૂળ વાત ઉપર આવીએ છીએ, કે ભગવાન કૃષ્ણ અને દુર્વાસા જેવા જ મત્સ્યેન્દ્રનાથ હતા. મત્સ્યેન્દ્રનાથ ઊર્ધ્વરેતા પુરુષ હતા. એટલે હનુમાનજીએ તેમને એમ કહ્યું કે તમારા જેવાને સ્ત્રીયા રાજ્યમાં જવાને કોઇ હરકત નથી. એ તમને મત્સ્યેન્દ્રનાથના છેવટના પ્રસંગમાં આપોઆપ સમજાઇ જશે કે મત્સ્યેન્દ્રનાથને સ્ત્રીયા રાજ્યમાંથી એમનો શિષ્ય ગોરક્ષ પાછા લઇને ફરે છે, ત્યારે છેક આશ્રમની સમીપ આવતાં ભગવાન મત્સ્યેન્દ્રનાથ અદૃશ્ય થયા છે. ગોરક્ષ શોધતોશોધતો ગુરુ-આશ્રમે જઈ ચઢે છે. ત્યાં તો આશ્રમમાં સહસ્રાવધિ શિષ્યો ગુરુદેવની આરતી ઊતારે છે અને ઘંટાના નાદો થઈ રહ્યા છે. ગોરક્ષ ઘંટારવથી બહાર ફરતા કેટલાક શીષ્યોને પૂછે છે; "આજે આશ્રમમાં શું ઉત્સવ છે?" એટલે શિષ્યો હસીને કહે છે, કે ગુરુદેવ મત્સ્યેન્દ્રનાથ બાર વર્ષથી સમાધિસ્થ હતા, જે આજે જ હમણાં જ જાગૃત થયા છે. આથી ગોરક્ષને આશ્ચર્ય થયું કે હું સ્ત્રીયા રાજ્યમાંથી લઈ આવ્યો તે કોણ? જ્યારે આશ્રમમાં જઇને જોયું તો ખરેખર ગુરુદેવ જાગ્રત જ થયા હતા અને ગોરક્ષને આશ્ચર્યમાં દિંમૂઢ થયેલો જોઇને હસીને બોલ્યા; "બેટા ગોરક્ષ! ક્યાં જઈ આવ્યો? અને આમ ચિત્રવત્ કેમ થઈ ગયો છે?" ત્યાં જ ગોરક્ષનો ગર્વ ગળી ગયો. સહજ માત્રમાં તે સઘળું સમજી ગયા અને ગુરુના પવિત્ર પાદારવિંદમાં દંડવત્ પ્રણામ કરી ગદ્‌ગદિત કંઠે બોલ્યા.

માયા આપકી પ્રભો!
દિસતી અધોગતિ કૈસી, જ્ઞાનવાન કો...
માયા આપકી પ્રભો.

સજ્જનો! એટલે ઊર્ધ્વરેતા મત્સ્યેન્દ્રનાથને સ્ત્રીયા રાજ્યમાં જવાની કોઇ પણ જાતની હરકત ન હતી. એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે જે ગિરિરાજને ધારણ કરી શકે, દાવાગ્નિનું પાન કરી શકે તે એવા રાસોત્સવ કરી શકે છે. અને ગોસાંઇ દેવના શબ્દોમાં કહું તોઃ—"સમર્થકું નહી દોષ ગોસાંઇ" તદ્‌અનુસાર હનુમાનજીએ મત્સ્યેન્દ્રને સ્ત્રીયા રાજ્યમાં જવાની સૂચના કરેલી, જેથી મત્સ્યેન્દ્રનાથે હનુમાનજીને કહ્યું કે હમણાં તો પુણ્યપવિત્ર ભારતની કર્મભૂમિના તીર્થાટને હું નીકળ્યો છું એટલે હવે પુનઃ હું બાર વર્ષે આપને મલીશ. ત્યારપછી આપની ઇચ્છાને પૂર્ણ કરીશ.

એમ કહી તીર્થાટને ગયા. અને ફરતાં ફરતાં કેટલાક સમયે ચંદ્રગિરિ નગરમાં પાછા આવી ચડયા. આવ્યા પછી એમને ખ્યાલ થયો કે મેં માતા સરસ્વતીને પુત્રકામના માટે ભસ્મ આપેલી તે સ્થળ આ જ છે. માટે લાવ તે મહાસતીનાં દર્શન કરું અને ભગવદ્-કૃપાએ તેના થયેલા પુત્રને પણ જોઉં. મત્સ્યેન્દ્રનાથ ગાતા ગાતા જાય છેઃ

ભજ ભજ ભજ મન, નાથ નિરંજન.
કામ-મદાદિક અરિગણગંજન.-ભજ.
ઓમ્ એકાક્ષર ઋષિમુનિ ગાવેં,
છોડી બીજા સહુ સ્વર ને વ્યંજન.-ભજ.

ભગવાન મત્સ્યેન્દ્રનાથનો અવાજ સરસ્વતીએ સાંભળ્યો અને ગભરાઇ કે બાર વર્ષ પૂર્વે જે મહાપુરુષે મને પુત્રપ્રાપ્તિ અર્થે ભસ્મ આપી હતી તે મહાપુરુષનો જ અવાજ લાગે છે. જેથી અત્યન્ત ગભરાઇ ગઇ કે હવે મારે એ મહાપુરુષને મોઢું કેવી રીતે દેખાડવું. કારણ

કે ભસ્મ તો મેં ફેંકી દીધી હતી. એમ મનમાં સંકલ્પ-વિકલ્પ કરી રહી છે ત્યાં તો મહાપુરુષ મત્સ્યેન્દ્રનાથ સરસ્વતી માતાના પ્રાંગણમાં આવી ઊભા રહ્યા. સરસ્વતી પણ અશ્રુભીની આંખે દોડતી બહાર આવી અને દંડવત પ્રણામ કરી કહે છેઃ

પાવન કીધું અમારૂં આંગણું
દર્શનથી દૂર થયાં દુઃખ જો,
વંદન હોજો તમારા ચરણમાં પ્રભો.

સરસ્વતીનો આ ભાવ જોઇ મત્સ્યેન્દ્રનાથે મહાસતીને પ્રણામ કરીને કહ્યું; "માતા! ધન્ય છે તને અને તારી ધર્મભાવનાને. અને ભારતનાં મહાભાગ્ય છે કે તમારા જેવી મન-વચન-કર્મથી પતિવ્રતનું પાલન કરનારી આર્ય રમણીઓ વસે છે. પણ મા! આજથી બાર વર્ષ પૂર્વે મેં પુત્રકામનાર્થે ભસ્મ દીધેલી તે તારા પુત્રને હું જોવા માટે આવ્યો છું, તો બતાવ તારો એ લાલ ક્યાં છે! આથી સરસ્વતી ભયભીત થઈ ગઈ અને તેનાં ગાત્રો થરથર કંપવા લાગ્યાં. અને મત્સ્યેન્દ્રનાથના ચરણમાં પડી અશ્રુજળથી અભિષેક કીધો. ત્યારે મત્સ્યેન્દ્રનાથે પુનઃ કહ્યું; "બેટા! તારો લાલ ક્યાં છે? ત્યારે સતીએ ઘોર આક્રોષપૂર્વક કહ્યું; "પ્રભુ મને પુત્ર નથી જન્મ્યો." મત્સ્યેન્દ્રનાથ કહે, "બેટા! એવું કદી બને જ નહી, છતાં પૂછું છું કે તેં ભસ્મને ખાધેલી કે નહી?" સતીએ રડતાં રડતાં પોતાનો બધો ઇતિહાસ સમજાવ્યો કે પ્રભુ! કેટલીક અજ્ઞાન સ્ત્રીઓના કહેવાથી મેં એ ભસ્મને અગ્નિમાં ફેંકી દીધી અને પછી એ ચૂલાના અગ્નિની ભસ્મ આવના-છાણના એકઠા કરેલા ઉકરડામાં નાખી દીધી છે." સરસ્વતીના શબ્દોથી મત્સ્યેન્દ્રનાથને બહુ દુઃખ થયું. અને કહ્યું કે "બેટા! એ ઉકારડો બતાવ, મત્સ્યેન્દ્રનાથ ઉકરડાની પાસે ઊભા રહીને આદેશ કરે છેઃ

" આદેશ અલખ નિરંજન
આદેશ ગુરુ દત્તાત્રયનાથ
આદેશ ગુરુ પિનાકીનાથ"

તો ઉકરડામાંથી અવાજ થયો કે
"આદેશ ગુરુ મત્સ્યેન્દ્રનાથ."

આથી મત્સ્યેન્દ્રનાથનો આત્મા થનગની ઉઠ્યો, ચિત્ત પ્રસન્ન થઈ ગયું અને હર્ષિત વદને કમંડલુમાંથી ભસ્મ લઇ ઉકરડા ઉપર ફેંકી તો ઉકરડાના બે વિભાગ થઇ ગયા અને અંદર બાર વર્ષનો બાલભાસ્કર સમો શાંભવી મુદ્રા કરીને યોગાસને આરૂઢ બનેલો પૃથ્વીથી અદ્ધર ગોરક્ષને બેઠેલો જોયો. (ગાયના છાણમાંથી ઉત્પન્ન થયેલો માટે તેનું નામ ગોરક્ષ રાખવામાં આવ્યું હતું.)

ભગવાન મત્સ્યેન્દ્રનાથે આ બાલ યોગીને જોતાં જ દ્રષ્ટિ દીધી અને તેનાં મસ્તક પર પોતાનો વરદ હસ્ત મૂક્યો અને તેને જાગ્રત કરવા શીંગીનાદ કર્યો. જેમ ધ્રુવને જાગ્રત કરવાને માટે ભગવાન નારાયણે શંખધ્વનિ કર્યો હતો અને ધ્રુવના કપોલપ્રદેશ પર શંખને સ્પર્શ કરાવતાં જેમ ધ્રુવજી ધ્યાનમાંથી ચ્યુત થયા તદ્અનુસાર અહીંયાં ગુરુના શીંગીનાદથી ગોરક્ષ પણ જાગ્રત થયો અને ગુરુ મત્સ્યેન્દ્રનાથના ચરણારવિંદમાં દંડવત્ પ્રણામ કર્યા.

(અપૂર્ણ)

# કલ્યાણકુંજ

અનુવાદક:
પ્રો. ભાઈલાલ વિ. બક્ષી

વેદાન્તની પરીક્ષામાં ઉત્તીર્ણ વિદ્વાન્ વેદાંત પર લખવામાં અને બોલવામાં દરેક પદાર્થનું સૂક્ષ્મથી પણ વધારે સૂક્ષ્મતમ વિવેચન કરી આપશે, પરંતુ ક્રિયારૂપમાં એની પાસે કાંઈપણ મળશે નહી, એ પોતે જ શોક-સાગરમાં ડૂબેલો મળશે, એનું વેદાંત કેવળ અધ્યયન, શાસ્ત્રાર્થ અથવા લોકપ્રદર્શનની વસ્તુ હશે. એવું જ હાલ ઉપાધિ ધારણ કરવાવાળા વક્તૃત્વ અને લેખન-કળામાં કુશળ ભક્તનામધારીઓનું જણાશે. પણ એ બાહ્ય જીવન છે.

× × ×

તુલસી, સૂર, દાદૂ, કબીર, મીરાં આદિની રચનાઓમાં અને કેવળ કવિતાના ભાવ અને સૌન્દર્યની દૃષ્ટિથી કાવ્ય-રચના કરવાવાળાઓનાં મહાકાવ્યોમાં પણ એ જ બહુ ભારે અંતર છે કે એની કવિતા-કલાની દૃષ્ટિથી તુલસી-સૂરની ટક્કરની હોય, અથવા દાદૂ, કબીર, મીરાં આદિ સંતોની કવિતાથી ઘણી જ ચઢીઆતી હોય પરંતુ દાદૂ-કબીર-મીરાંના જેવું હૃદય અને અનુભવ એમાં ક્યાંથી મળશે?

× × ×

જ્ઞાન, ભક્તિ, યોગ, વૈરાગ્ય, ધર્મ અને વિજ્ઞાન આદિ વિષયોમાં આને લીધે આ સહુ વિષયો ગુરુ-મુખથી ભણવાનું મનાયું છે; લેખ અથવા વ્યાખ્યાન દ્વારા નહી. જ્યારથી અનુભવ રહિત લોકો એ કેવળ પુસ્તકિયા જ્ઞાનના આધાર પર અહીંતહીંથી મસાલો એકઠો કરી લખવાનું અને ઉપદેશ દેવાનું શરૂ કર્યું, જ્યારથી એ બજારૂ વસ્તુઓ થઈ ગઈ, ત્યારથી એનું મહત્ત્વ ઓછું થઈ ગયું. કારણ કે અનુભવશૂન્ય લેખો અને વ્યાખ્યાનો અનુસાર આચરણ કરવાવાળાઓને કોઈ વિશેષ લાભ નથી થયો, એથી એની શ્રદ્ધા ઘટી ગઈ.

× × ×

વર્ષો સુધી તપસ્યા અને સાધના કરીને ગુરુ-કૃપા અને ભગવત્કૃપાથી જેમણે તત્ત્વની પ્રાપ્તિ કરી છે એ જ એ તત્ત્વનો ઉપદેશ આપવાને અધિકારી છે, અને જે તપ અને સાધના દ્વારા એ તત્ત્વને પામવાનો સાચો અભિલાષી છે એ જ ગુરુ અને હરિનો ભક્ત મનુષ્ય સાંભળવાનો અધિકારી છે, આજ પ્રાયઃ આ બન્નેનો અભાવ છે, આથી અસલી લાભ થતો નથી,

× × ×

સર્વ વાતોમાં દેખાવનું મહત્ત્વ આવી જવાથી લોકો ફક્ત ઉપરની વાતો જુએ છે, કારણ કે તેઓ પણ ઊંડે પ્રવેશ કરવાનું ઇચ્છતા નથી. કોણ કેવું લખી શકે છે, કોણ કેવું બોલી શકે છે, કોની રચના કેવી છે એ જ લોકોનું વધારે ધ્યાન ખેંચે છે. પરંતુ નિયમ એ છે કે સાચા અનુભવી વિના યથાર્થ તત્ત્વનો પત્તો લાગી શકતો નથી. જે જે વિષયનો તત્ત્વજ્ઞ હોય છે, એ ભલે બીજા વિષયમાં બિલકુલ અનભિજ્ઞ હોય, ભલે બીજાની દૃષ્ટિથી દૂષિત ભાષામાં જ બોલતો હોય, પરંતુ એ તત્ત્વનો પત્તો એની પાસેથી મળી શકે છે. ચિત્રકાર કે સંગીતકાર અથવા અન્ય કોઈ કલાકાર ભલે શુદ્ધ સંસ્કૃત કે અંગ્રેજીમાં પોતાના વિષયનું પ્રતિપાદન ન કરી શકતો હોય, ભલે એ વિષય પર સુંદર કવિતા ન લખી શકતો હોય, પરંતુ એ વિદ્યા શીખવાને સારૂ મોટા મોટા વિદ્વાનોને પણ એજ અનુભવીઓની પાસે જવું પડશે. મોટામાં મોટા મહારાજા અને મહાન કવિ પણ, રોગની ચિકિત્સાને સારૂ અનુભવી વૈદ્યનું જ શરણ લે છે. વસ્તુતઃ અનુભવ જ મોટો છે. એની સાથે વિદ્યા કે કળા હોય તો સોનું અને સુગંધ બન્ને છે. તુલસી, સૂર આદિમાં બન્ને વસ્તુ હતી.

× × ×

પરંતુ જેને અનુભવ હોય અને વિદ્યા ન હોય તો, ભલે એ બીજાઓને એટલો લાભ ન પહોંચાડી શકે, ભલે એ બીજાઓને આકર્ષિત ન કરી શકે, પરંતુ એને તો એ તત્ત્વની પ્રાપ્તિ થઈ જ ગઈ. અનુભવહીનની વિદ્યા કે કળા પ્રાણહીન શરીરની માફક નિરર્થક હોય છે.

× × ×

જે પુરુષ વેદને પૂરો ભણી ગયો, વેદમાં પારંગત થઈ ગયો, પરંતુ જેણે બ્રહ્મને જાણ્યું નહી, એને વાંઝણી ગાયને પાળવાવાળાની માફક કેવળ પરિશ્રમ જ હાથ લાગે છે, એ જ હાલ અનુભવહીન વિદ્વાનોના છે. વિદ્યા ન હોવા છતાં જેની પાસે અનુભવ છે-વસ્તુ છે, એની સેવા કરીને માન સહિત એની પાસેથી એ વસ્તુને મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. કળાહીન સમજીને એની ઉપેક્ષા ન કરવી જોઈએ.

× × ×

| વાર્ષિક લવાજમ : | | હિંદ બહાર |
|---|---|---|
| રૂા. ૫—૪—૦ | તંત્રી : | રૂા. ૭—૮—૦ |
| પાકું બાઈન્ડીંગ | મગનભાઈ છોટાભાઈ દેસાઈ | પાકું બાઈન્ડીંગ |
| રૂા. ૬-૪-૦ | | રૂા. ૮-૮-૦ |

# વિષય સૂચિ



જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાયપારકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને રોજ મહીને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની અવરમાં શ્રમ વિશેષ પડે છે.

અંક. તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટ કાર્ડ લખી મંગાવી લેવો.

લખો—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૧ અમદાવાદ.

શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપસ રોડ, અમદાવાદ | મુદ્રક અને પ્રકાશક દેસાઈ મગનભાઈ છોટાભાઈ | શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ રોડ, પોતીશિયા—અમદાવાદ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगळ'–भापाकवुं जगद्गविम् ॥

વર્ષ ૧૨ મું. : ભાદ્રપદ–૨૦૦૪ : સપ્ટેમ્બર–૧૯૪૮ : અંક ૯ મો.

# શરણાગતિની ભીખ

( આવજો । સંદેશો કહેજો શ્યામને......રાગ )

અણસમજુ હું બાળક બેઠો અંકમાં,
હવે બધો છે તારે માથે ભાર જો....અણસમજુ....(૧)
વાણી મારી સાચી કંઇ ખૂલી નથી,
રડી–રડીને મૂંગો છે પોકાર જો....અણસમજુ....(૨)
ચાલવા માટે પગ હજુ આવ્યા નથી,
તેડીને તું લઈ જજે તુજ દ્વાર જો....અણસમજુ....(૩)
ફાવે તો તું ખવડાવી પીવડાવજે,
જીવન–મરણનો તુજ પર છે આધાર જો....અણસમજુ....(૪)
'પુનિત' પરવશ પૂર્ણપણે તુજ આશરે,
હૈયે ચાંપી કરજે કરુણાધાર જો....અણસમજુ....(૫)

—શ્રી 'પુનિત'




વિશ્વમંગલના સુજ્ઞ વાચકોની સેવામાં આ છઠ્ઠો અંક નિવેદિત થાય છે. મહાભારતાંક (પ્રથમખંડ) ની ત્રીજી આવૃત્તિ છપાવાનું કામ ચાલુ છે. જે નવા થનાર ગ્રાહકોએ મનીઑર્ડરો મોકલાવ્યા છે અને જેઓએ વી. પી. થી મોકલવાના ઑર્ડરો નોંધાવ્યા છે તે સર્વને લગભગ ચાલુ માસના અન્તમાં પ્રકટ થએલ અંકો સહિત મહાભારતાંક રવાના કરવામાં આવશે. તો હવે તેઓને એક માસથી વધુ વખત રાહ જોવાની નહિં રહે.

મહાભારતાંકમાં અમે જે શૈલીથી મહાભારતને રજુ કર્યું છે, તે ખરેખર મહાગુજરાતનું એક આકર્ષણ બન્યું છે. જનતા તેને દિનપ્રતિદિન સારા પ્રમાણમાં અપનાવતી જાય છે. આથી તેનો બીજો ખંડ આવી રીતે જ પ્રવાહી અને પ્રાસાદિક રીતે તૈયાર કરવાના અમારા ઉત્સાહને વેગ મળ્યો છે. મહાભારતનું અતિશય ઉત્કૃષ્ટ હદય તેની દિવ્ય કાવ્યકથાઓ દ્વારા જનતાને શીઘ્ર હૃદયગ્રાહી બની જાય એવી જ સાદી, સચોટ અને ભાવમય શૈલીથી તેનો અક્ષરદેહ રચવો હવે શરૂ કરવામાં આવશે. તેમજ મહાભારતના અર્થગંભીર સ્થળો ઉપર આવતા અંકથી તેનું વિભાજન આપવાનું ચાલુ કરવામાં આવશે. ચાલુ અંકો સહિત મહાભારતની આ રસગંગાનું પાન કરવા માટે અમે સંસારયાત્રાના પુનિત યાત્રાળુઓને આમન્ત્રીએ છીએ.

વિશ્વમંગલના વિશેષાંક-મહાભારતાંકમાં પહેલા અને બીજા, એમ બે અંકોનો સમાવેશ કરેલ છે. તેથી મહાભારતાંક પછીનો અંક એ ત્રીજા અંક તરીકે ગ્રાહકોને મળે છે. તેમાં એક અંક રહી જતો નથી. ચાલુ અંકો ન મળવાની ફરિયાદ કરનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

## શ્રી કલ્યાણ ગ્રન્થમાલાના ગ્રાહકોને

કલ્યાણ ગ્રંથમાલાના પાંચ પુસ્તકો ૧. સૌભાગ્યસૂર્યોદય ૨. એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન ૩. રામકૃષ્ણ કથામૃત, ૪. શ્રી મા આનંદમયી-સદ્‌વાણી અને ૫. ઉચ્ચ જીવન-તૈયાર થઇ ગયેલ હોવાથી નવા થનાર ગ્રાહકોને તે બધા એક સામટા રૂા. ૫-૦-૦ માં મળી શકશે. ચાલુ ગ્રાહકોને બાકીનાં પુસ્તકો તાજેતરમાં જ રવાના કરવાનું શરૂ કરવામાં આવેલ છે. ગ્રન્થમાળાનું નવું વર્ષ સંવત્ ૨૦૦૫ આવતો કાર્તિકથી શરૂ થશે. આ વર્ષના પ્રથમ પુસ્તક તરીકે શ્રી શાન્તિલાલ ઠાકર M. A નું લખેલું પુસ્તક 'સ્ફુલિંગ' ભાગ ૨. નિશ્ચિત કરવામાં આવ્યું છે. શ્રી શાન્તિલાલ ઠાકર તત્ત્વજ્ઞાનના ખૂબ અભ્યાસી છે. તેમણે પાંડીચેરી જઇને હાલના મહાન્ યોગિરાજ શ્રી અરવિન્દના વિજ્ઞાનનો પણ સારો પરિચય સાધેલો છે. 'સ્ફુલિંગમાં જ્ઞાન, વિજ્ઞાન યોગ, સાહિત્ય, વિવેચન તેમજ ભક્તિ વિષેના તેમના જુદાજુદા સ્વતંત્ર લેખોનો સમાવેશ થાય છે. ચાલુ રહેનાર અને નવા થનાર ગ્રાહકોને પોતાનું લવાજમ વેળાસર મોકલી આપવા વિનન્તી છે.

વિનમ્ર નિવેદકઃ
મગનભાઈ પ્રભુભાઈ દેસાઈ
તંત્રી : વિશ્વમંગલ

# મનોમંથન

લેખકઃ—શ્રી "સ્નેહકુંજ"

એક એ પણ સમય હતો; કે જે સમયે મારી આસપાસ વસનારા જગતના મનુષ્યાત્માઓ મને સુખની પરિસીમાએ પહોંચેલો જોતા. શું હું વાસ્તવિક રીતે સુખી હતો? ના, સુખ તો અંતઃકરણોના આનંદમાંથી જન્મે છે, અને અંતઃકરણોનો આનંદ તો સદ્‌વિચાર અને સદ્‌વર્તનમાંથી પોખાય છે. એવા વિચાર–વર્તન દ્વારા પોસાયલા અને વૃદ્ધિ પામેલા આનંદમાંથી જન્મેલા સુખનો સ્વાનુભવ હું ક્યારેય નથી કરી શક્યો.

× × ×

મારા ગત્ જીવનની વર્ષો પહેલાંની વાત છે. શ્રાવણ માસના શુક્લ પક્ષની સપ્તમીનો એ દિવસ હતો. મારી જિંદગીનાં સુડતાલીસ વર્ષો સમયના વહન સાથે કાળની ગર્તામાં સદાનાં વિલીન થઈ જઈ, પીસ્તાલીસમા વર્ષનો એ મારો (જન્મદિવસ) પ્રારંભ દિન હતો. મારા ગત્ જીવનના પ્રત્યેક જન્મદિવસને એક સુભાગી દિવસ તરીકે પ્રથમ મારાં માતા પિતા અને ત્યારપછી હું મારી સહધર્મચારિણી–પત્નીના હૃદયના અપ્રતિમ આનંદના સહકારથી ઉજવતો હતો. પરંતુ કમનસીબ મારા ચુંવાલીસમા વર્ષમાં મારી પત્ની ત્રણ દિવસની ટૂંકી માંદગી ભોગવી પોતાની જીવનલીલા સમાપ્ત કરી ચાલી ગઈ. તેના ગયા પછી મારો જન્મદિવસ ઉજવવાનો આનંદ ઓસરી ગયો હતો, પરંતુ અઠવાડિયા પહેલાં મુંબઈથી વસંતનો (મારા પુત્રનો) પત્ર આવ્યો જેમાં તેણે મને ઉદ્દેશી લખ્યું હતું કેઃ—

"પૂજ્ય પિતાજી,

આપના જન્મદિવસની યાદ આપવાની મારે ના હોય. એ આપના અપ્રતિમ ઉત્સાહનો દિવસ મારી માતાના સ્વર્ગવાસ પછી સદંતર શુષ્ક અને કેવળ ઉદાસીનતામાં ચાલ્યો ના જાય તે માટે હું અગાઉથી આપને આ પત્ર લખું છું કે તે દિવસ રાબેતા મુજબ આપણા કુટુંબનાં સર્વ આબાલવૃદ્ધોને આમંત્રી ઉજવશો, અને હું પણ તે દિવસે રજા લઈ ઘેર આવીશ. વળી આજે એક પત્ર કોકિલાને (મારીપુત્ર વધૂ) પણ લખ્યો છે, તે પણ તે દિવસે સવારથી જ તેના બાપને ઘેરથી આપણા ઘેર આવી જશે."

વસંતના પત્રે મારા જન્મદિવસના વિલાતા ઉત્સાહને પ્રોત્સાહન આપી વિકસાવ્યો. અને કોકિલાની યાદે તો સુષુપ્તીમાં પોઢેલા મારા હૃદયતારો ઝંકાર કરી ઊઠ્યા. શ્રાવણ માસની શુક્લ સપ્તમીનો મારો એ જન્મદિવસ યથોચીત ઉજવવાનો મેં નિશ્ચય કરી વસંતને તેની જાણ કરતો પત્ર લખી તેને પણ અવશ્ય આવવા જણાવ્યું. રસોયા સહિત ઘરના નોકર–ચાકરો તે દિવસની તૈયારીના કામે વળગી ગયા, અને એ યાદગાર સાતેમનો દિવસ ઉજવવાને ફક્ત થોડા કલાકો જ બાકી રહ્યા, જે મેં નિદ્રામાં વ્યતિત કર્યા. અને એ મં......! દિવસના પ્રભાતે પાછલા પ્રહરના સુમધુર સ્વપ્નની યાદ સહિત જ્યારે જાગૃત થઈ શૈય્યામાં બેઠો થયો કે તુરત જ સ્વપ્નની મુરત કોકિલા તેના સ્મીત વદને સન્મુખ આવી બોલીઃ— "બાપુજી! આપની કોકિલા આપને વંદન કરે છે." ઘુંટણીએ પડી, બે હાથ જોડી તેણે મારા ખોળામાં તેનું મસ્તક નમાવ્યું.

"સતમ્ શરદ જીવો. કોકિલા! તારું સૌભાગ્ય પ્રભુ અખંડ રાખો. સે......! શું તું આવી ગઈ? મને વસંતે મારા ઉપરના તેના પત્રમાં જણાવ્યું તો હતું જ કે તે દિવસે કોકિલા આવશે." કહી હું શૈય્યામાંથી ઉભો થયો, અને કોકિલા "બાપુજી! હું આપના પ્રાતઃકર્મનાં સાધનોની તૈયારી કરું." કહી ત્યાંથી ચાલી ગઈ.

"અહાહા! શું તેનો મીઠો–સુમધુર મંજુલ સ્વર." સ્વગત (મનમાં) બોલી હું એક વિરામાસન પર બેઠો. જાણે મારા શયનખંડની ચારે દિવાલો વચ્ચે એ સ્વર પુનરપિ ઉચ્ચાર કરીને મારા હૃદયને આનંદથી સભર–ભરી દેતો ના હોય તેવો મને ભાસ થતો હતો. એ આનંદના અતિરેકમાં ક્ષણિક નિર્વિકલ્પ બની જઈ પુનઃ પાછો વિચારતરંગોમાં જીવનના વાણા-તાણાને લઈ ભાવિ જીવનની જાણે ચાદર વણતો ના હોઉં તેમ અહાહા કોકિલા! તારી અનુપમ લાવણ્યમય દેહલતાએ ઉપગી રૂપ વિકસેલી કળીઓનો પરાગ ચુંબનાર મધુકર આજે હું જ હોત અને મારા હૃદયકાનનની કોકિલા બની તું જ ટહૂકતી હોત; પરંતુ થોડા જ દિવસોનાં સમયાંતર મારા રસદ હૃદયને સહરાના રણ સમું બનાવી ગયો. ખેર! પણ તું છો તો મારા જ ઘરમાં. (મહા જનનની પરાકાષ્ટાએ લઈ જનારી કેટલી મેલી મુરાદ!)



વાચક. વસંતની માના અને મારી અર્ધાંગિનાના દેહોત્સર્ગ પહેલાં ફક્ત સત્તર દિવસ અગાઉ જ કોકિલાનાં લગ્ન વસંત સાથે થયાં હતાં. વસંત અને કોકિલા બંને લગભગ સમવયસ્ક હતાં કોકિલાના પિતાના આગ્રહથી મેં એ લગ્નને બહાલી આપી હતી. જો કોકિલાના લગ્ન પહેલાં હું વિધુર બન્યો હોત તો જરૂર કોકિલાનાં લગ્ન મારી સાથે જ થાત એમ હું તે વખતે માનતો હતો. પરંતુ મારૂં એ મંતવ્ય સદંતર ભૂલભરેલું હતું એમ મને પાછળથી જણાયું હતું. કેમકે કોકિલા અને વસંત વચ્ચે તેમની કૌમાર્ય અવસ્થામાં જ પ્રેમની ગાંઠ બંધાઈ હતી.)

વળી વિચારપ્રવાહ આગળ ચાલ્યો. કોકિલા! મારો આજ સુધન્ય દિવસ છે. તારા યૌવનબાગનો આજ હું રસરાજ બની......!

"બાપુજી! ચાલો, પ્રાતઃકર્મનાં સર્વ સાધનો તૈયાર છે." મારા શયનખંડના દ્વાર બહારથી કોકિલાએ આવી ટહુકો કર્યો, મારી વિચારમંથી તૂટી અને હું...!

"હા, ચાલો હું આ આવ્યો." કહી શયનખંડમાંથી બહાર ચોકમાં આવી ઊભો. કોકિલા ઘરની અનુચરી સાથે સ્નાનસામગ્રી અને દંતધાવનના સાધનો સહિત ઉભી હતી. હું મારા પ્રાતઃકર્મમાં પ્રવૃત્ત થયો તે સમય દરમિયાન મારા કુટુંબનાં એક પછી એક આવતાં સ્ત્રી પુરુષોથી મારૂં વિશાળ સદન ભરાઇ ગયું.

એક મારા જન્મદિવસથી ખુશાલીનો આનંદ જાણે સર્વના વદનપર લસી રહ્યો હતો. બપોરના સદ્કુટુંબ ભોજન સમયે વસંતનો તાર આવ્યો તેમાં ફક્ત એટલું જ લખ્યું હતું–"પિતાજી! આપના જન્મદિવસના આજના માંગલિક પ્રસંગે હું અવશ્ય આવનાર હતો પરંતુ અનિવાર્ય-સંજોગોવશાત્ આવી શકતો નથી; આપ સર્વ કોઇ મારી રાહ ન જોતાં આનંદથી દિવસ નિર્ગમન કરજો."

ભોજનકાર્યથી પરવાર્યા બાદ આખો દિવસ સંગીત અને બીજા આનંદપ્રમોદનાં કાર્યોમાં પસાર કર્યો અને સાંજના સર્વ અલ્પાહાર લઇ વિદાય થયાં. ફક્ત કોકિલા અને ઘરનાં નોકર-ચાકરો મારા હુકમની રાહ જોતાં ઉભાં હતાં. તેમને જોઇ મેં કહ્યું–"કોકિલા! તું અને રાધા આજે અહિં રહો અને આ બીજાં બધાં આજના મંગળ દિવસે પોત-પોતાના ઘેર જઇ આનંદ કરો. (અત્રે મારે જણાવવું જોઇએ કે રાધા મારી ખાસ વિશ્વાસુ નોકર હતી એટલું જ નહિ પરંતુ મારા હૃદયના સંપૂર્ણ ભાવોને એકમાત્ર આંખના ઇશારે સમજી જનાર ચાલાક સ્ત્રી હતી.)

મારા ઉક્ત કથનને સાંભળી બધાં જ સ્મીત વદને મને વંદન કરી એક પછી એક વિદાય થઇ ગયાં. રહ્યાં ફક્ત હું, રાધા અને કોકિલા, અમો ત્રિપુટી વચ્ચે થોડિક ક્ષણો મૌન પથરાયું. કોકિલાના વદનપરના ભાવો સ્પષ્ટ કહી રહ્યા હતા કે મારી તેને રોકાવાની આજ્ઞા અરુચિકર લાગતી હતી. મારી આજ્ઞાનો પ્રતિકાર કરવા જેટલી ધૃષ્ટતા તે કરી શકે તેમ ન્હોતું જેથી તે બનાવટી નિસ્તેજ વદને ઊભી હતી. મેં નિમીષ માત્રમાં તેની એ આંતર વ્યથાનું માપ કાઢી લીધું અને એ સ્થિતિમાં વધુ ટાઇમ પસાર ના થાય તે હેતુએ એ ગંભીર મૌનની શાન્તિનો ભંગ કરતાં હું બોલ્યોઃ– "રાધા! હું હવે ફરવા જાઉં છું......!" અને ત્યાંથી ખસી ઉપરના મજલે કપડાં બદલવા ચાલ્યો ગયો. જતાં જતાં મેં સાંભળ્યું, અને દાદરાનાં પગથિયાં ચડતાં થોભ્યો. રાધા કોકીલાને સંબોધી કહી રહી હતી...

"કોકિલાબ્હેન! બાપુજી તો ફરવાજશે એટલે મોડી રાતના આવવાના. પણ મને ખબર છે કે તમને પીયાનો બહુ સુંદર વગાડતાં આવડે છે. ચાલો ને જરા વગાડો. પીયાનો સાંભળ્યાં બહુ દિવસ થયા, છોટા બાપુજી (વસંત) મે વેકેશનમાં ગઈ સાલ આવ્યા ત્યારે તે વગાડતા હતા. કહેતા હતા "કોકિલા બહુ સુંદર વગાડે છે તેમજ ગાય પણ છે."

અને રાધાના મુખે વસંતના થતા નામનિર્દેશે કોકિલાના વદનપરની વિચારકાલિમા દૂર થઈ ગઇ ને તે સ્મીત વદને સાનંદાશ્ચર્ય બોલીઃ

"શું છોટા બાપુજી કહેતા હતા? રાધા, તું અહીં કેટલા વખતથી રહે છે?"

"હા, છોટા બાપુજી કહેતા હતા. છોટા બાપુજીને તો હું આ આપણા ઉદ્યાન (બાગમાં) માં બાબાગાડીમાં સવાર-સાંજ ફેરવતી હતી. હું તો તેમનાં સાસુમાં પીયરથી આ

ઘેર આવ્યાં ત્યારથી તેમની સાથે આવેલી. મારી ઉપર બા સાહેબનું ખૂબ જ વ્હાલ હતું. હું તેમનાથી ફક્ત બે વર્ષ જ નાની હતી.'' આટલું કહી રાધા બોલતી ચૂપ થઈ.

"ત્યારે તો મારે તમને બહુવચનથી બોલાવવાં જોઈએ કેમ ખરૂંને રાધા બા !" કોકિલા જરા મજાક પર જતી હોય તેમ જણાઈ.

નારે બા ! મારે એવાં માન નથી જોઈતાં પણ આમ મને વાને વળગાડી મારી વિનંતીને ઠોકરાવો ના. ચાલો પીવાનો વગાડો." રાધાએ કહ્યું.

અને તે જ વખતે હું કપડાં બદલી ઘર બહાર નીકળી ગયો. મોડી રાતના અગિઆર વાગવાના સુમારે જ્યારે હું પાછો ફર્યો ત્યારે પીવાનાના મધુર સરોદો સાથે કોકિલાના મંજુલ કંઠેથી ગવાતું મોહક ગીત સંભળાઈ રહ્યું હતું. આધુનિક યુગનું એ ગાયન નહોતું પરંતુ ભજન હતું, આલાપ સાથે પલટાનો ગમગ રવ વાતાવરણમાં અનેરો આહ્લાદ જમાવતો હતો. રાત્રિ પણ શાંત હતી. થોડી નીચેની પંક્તિઓ સાંભળતો હું કમ્પાઉંડના ઝાંપામાં થોભ્યો.

ક્યોં છોડ દીઆ.........આ...... !
જુઠ ન છોડા, લોભ ન છોડા.........ઔર
સત્ય બચન ક્યોં છોડ દીઆ,
તૂને રામ જપનકો ક્યોં છોડ દીઆ.
કોડી કો તો ખૂબ સમાલા.........ઔર
લાલ રતન ક્યોં છોડ દીઆ. તૂને રામ૦

જો કે ખૂબજ ભાવવાળી એ ભજન હતું. કિન્તુ વિષયાશક્ત મારા હૃદયને તે લેશમાત્ર સ્પર્શ ના કરી શક્યું. ભજન પૂરૂં થયું અને તેનો પડઘો શાંત રાત્રિના સમયે ક્યાંય સુધી જાણે ગૂંજતો હોય તેમ લાગતું. બે એક મીનીટ બાદ મેં મુખ્ય દ્વાર પરથી આલાર્મનું બટન દબાવ્યું અને બીજી જ પળે રાધા દાદરનાં પગથિયાં ઉતરતી સંભળાઈ. તેણે દ્વાર ઉઘાડતાં ધીમેથી કોકિલાના હૃદય શાંતનની વાત કરી દીધી અને બેફીકર રહો–ના ભાવને વ્યક્ત કરતાં મારા હાથને દબાવ્યો. બન્ને ઉપર ગયાં અને હું મારા શયનખંડ તરફ નજરના ગયો;

"રાધા ! હવે તમો બન્ને સુઈ જાવ, અગિયાર વાગી ગયા છે. મોડી રાત સુધી ઉજાગરો કરશો તો કોકિલાની તબીયત બગ...... !"

'બાપુજી ! આપ અમારી ચીંતા ના કરશો, અમો બંને સુઈ જઈએ છીએ. કહી રાધાએ તેમના એ ખંડનું દ્વાર બંધ કરી અંદરથી સાંકળ વાસી દીધી. બંનેએ સુવાનો ત્યાંજ નિર્ધાર કર્યો હશે. એ ખંડ મારા ખંડની બીલકુલ બાજુમાં જ હતો. દશેક મીનીટ બાદ મને મારા ખંડમાંથી સમજાયું કે બેઉ સુઈ ગયાં. હું પણ મારા પલંગમાં રાધાની ચાતુરીની પ્રસંશા કરતો સૂતો. પરંતુ કામાતુર મનુષ્યને નિદ્રા આવે જ ક્યાંથી ? કોકિલાના સૌન્દર્યોપભોગના વિચારોમાં પર્યંકના કરવટો બદલતો વિરહની વ્યાકુળ અવસ્થામાં તડપતો હતો. મધ્યરાત્રિ વ્યતિત થઈ ગયા બાદ બાજુના ખંડનું દ્વાર ધીમેથી ઉઘડતું હોય તેવો મને ભાસ થયો ને હું સતેજ બની પલંગમાં બેઠો થયો. બીજી જ મીનીટે મારા ખંડનું દ્વાર ધીમેથી ઉઘાડી રાધા અંદર દાખલ થઈ. મેં તો મારા ખંડનાં દ્વાર અંદરની સાંકળ દીધાં સીવાયનાં જ બંધ કીધાં હતાં. રાધાએ દાખલ થતાંની સાથે જ મને ઇસારો કર્યો અને હું ઉઠી મારા ખંડમાંથી બાજુના ખંડમાં કે જ્યાં કોકિલાને ઉંઘતી છોડી રાધા ચાલી આવી હતી તેમાં દાખલ થયો અને દ્વારને અંદરથી બંધ કરી દીધાં

વાંચક, તે પછીની હકીકત નિર્જીવ શબ્દો દ્વારા વ્યક્ત કરતાં પણ આજ મારૂં પિશાચ હૃદય રડી ઉઠે છે. એટલુંજ કહેવું બસ છે કે એ રાત્રિ મારા સર્વનાશની કાળરાત્રિ હતી. મારા ભાવિ જીવનમાં પ્રબળ ઝંઝાપાતની શરુઆતની ઘડી હતી.

બીજા દિવસના પ્રભાતે એ ભીષણ રાત્રિના અંત ભાગે જ્યારે હું જાગ્યો ત્યારે મારૂં સદન કોકિલાવિહીન સૂનું હતું. કોને ખબર એ ક્યારે ઉઠી ચાલી ગઈ હશે! રાત્રિના મારા પાશવી અત્યાચારે મારા હૃદયને શંકાશીલ બનાવ્યું. 'કોકિલા તેના બાપના જ ઘેર ગઈ હશે ને, બીજે ક્યાંય તો નહિ ગઈ હોયને !' આવા આવા અનેક તર્કવિતર્કો મારા હૃદયને થવા લાગ્યા. આખરે મેં શામાને કોકિલાની છુપી રીતે તે તેના બાપને ઘેર મોક

છે કે નહિ તેની તપાસ કરી લાવવા ગોઠવી. અને જ્યારે રાધાએ કોકિલા તેના બાપના ઘેર સહી સલામત પહોંચી ગયાની આવીને મને જાણ. કરી ત્યારે જ મારા ચિત્તને શાંતિ વળી. એ આખો દિવસ પસાર થઈ ગયો. એ દિવસ દરમિયાન મને કોકિલાના બાપ જગમોહનદાસ અચાનક મળ્યા, પરંતુ તેમના મારી સાથેના વર્તાવથી મને પરિસ્થિતિમાં કશો જ ફેરફાર થયો હોવાનું ના જણાયું. જાણે કંઈજ બન્યું નથી. અને ખરેજ, કોકિલાએ પોતાના પર ગુજરેલી મારા અત્યાચારની કહાણી તેના બાપના ઘેર ગયા બાદ ઘરના કોઈ પણ માણસને કહી પણ ન્હોતી.

બીજા દિવસે....

સવારે સાતેક વાગ્યાના સુમારે કોકિલાનો નાનો ભાઈ આંસુ નિગળતી આંખે આવી બોલ્યો; "કોકિલા મરી ગઈ."

"હેં...એં...શું કોકિલા મરી ગ...!"

મારા મસ્તકે જાણે વીજળીનો એ શબ્દોએ આઘાત થયો હોય એમ હું ચોંકી ઉઠી બોલ્યો. કોકિલાનો ભાઈ તો મને ખબર આપી તુરત જ પાછો ફરી ગયો હતો. એક દિવાનાની હાલતે હું મારા વેવાઈના ઘેર ગયો, ને અચાનક શું થયું એમ પૂછ્યું. જવાબમાં ફક્ત "કોકિલા મરી ગઈ."ના થોડા શબ્દો જ સંભળાવા. કોકિલાના મૃત્યુનું કશુંજ કારણ કોઈ જાણી ન શક્યું. વેવાઈના ઘેર છૂટા મ્હોંનું મારૂં કરુણ આક્રંદ પત્થરનાં હૃદય પીગળાવે તેવું હતું. કોકિલાના બાપ સહિત તેમના કુટુંબનો પુરુષવર્ગ મને સાંત્વન આપતો હતો. દસેકના સુમારે કોકિલાની સ્મશાનયાત્રા નીકળી. સ્મશાનભૂમિમાં કાષ્ટની ચીતા ખડકાઈ અને તે પર કોકિલાના દેહને સુવાડી અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. ચીતાનો અગ્નિ કોકિલાના મૃદુ દેહને ઘડીના છઠ્ઠા ભાગમાં ચારે બાજુથી વીંટળાઈ વળ્યો. એટલામાં દૂરથી સાયકલ પર પોસ્ટમેનને સ્મશાન ભૂમિ તરફ આવતો મેં જોયો. આંખના પલકારામાં તો પોસ્ટમેન મારી સામે આવી ઉભો અને હાથમાંનું તારનું કવર તથા પેન સાથે સહીનું ફોર્મ મને સુપ્રત કર્યાં. મેં સહી કરી આપી અને તે વીદાય થયો. કોકિલાના દેહને અગ્નિસંસ્કાર કરાવવા આવેલા બધા તારની હકીકત જાણવા મારા જેટલાજ આતુર હતા. મેં કવર ફોડયું અને અંદરના કાગળને કાઢી વાંચવાની શરૂઆત કરતાં હું ચોધાર આંસુએ રડી કપાળ કૂટતો હાથમાંનો પત્ર ફેંકી દેતો ઉભો થયો. બે ત્રણ જણે મને સખ્ત પકડી રાખ્યો. બીજા એકે તારના ફોર્મને ઉઠાવી વાંચવા માંડ્યું. હોસ્ટેલના પ્રીન્સીપાલનો એ તાર હતો. તેમાં વસંત હાર્ટફેઈલ થયાની હકીકત સાથે એકદમ આવો એમ જણાવ્યું હતું.

અને એ હકીકતથી ત્યાં હાજર રહેલા બધાજ મારા દુર્ભાગ્ય પર આંસુ સારવા લાગ્યા. હું રોતો કકળતો સ્મશાનભૂમિ છોડી ઘેર આવ્યો અને તુરતજ નોકરને લઈ પહેલીજ ટ્રેનમાં મુંબઈ જવા નીકળ્યો. સ્ટેશનેથી મેં એક અર્જન્ટ તારદ્વારા હું આવું છું એમ હોસ્ટેલના પ્રીન્સીપાલને જણાવ્યું. રાતના નવ વાગે ફાસ્ટ મને લઈ મુંબઈના સેન્ટ્રલ સ્ટેશને પહોંચી ગયો. સ્ટેશને ઉતરી હું તથા નોકર ભાડાની ટેક્સીમાં વસંતની હોસ્ટેલે પહોંચ્યા. વસંતના મિત્રો સાથે હોસ્ટેલના પ્રીન્સી. મારા આગમનની રાહ જોતા બેઠા હતા. મારા ગયા બાદ વસંતના મૃત દેહની અંતિમક્રિયા માટે તૈયાર રાખેલાં સાધનોદ્વારા વસંતના મૃતદેહને સોનાપુર લઈ જવામાં આવ્યો અને મારા હાથે મેં અગ્નિસંસ્કાર કર્યો.

કુદરતના મારા પર ઉતરેલા પ્રકોપથી ક્ષુધા, પિપાસા અને નિદ્રા ત્રણેય મને ત્યજી ચાલ્યાં ગયાં હતાં.

બીજા દિવસે વસંતની રૂમમાં તેના સરસામાનને સમેટતાં તેના ટેબલના ખાનામાંથી ઉપરજ મૂકેલું એક કવર મારા હાથમાં આવ્યું. કવર પરના સરનામાંના અક્ષર કોકિલાના હતા. મેં એ ફોડેલા કવરમાંથી પત્ર કાઢી ઉપર મથાળે લખેલી પહેલીજ મીતીની લાઈન વાંચી-શ્રાવણ સુદી ૮ને શનીવાર. કાગળનો મજકૂર વાંચવા મીતી વાંચી જિજ્ઞાસા ખૂબજ વધી ગઈ. પત્ર નીચે મુજબ હતો,

વ્હાલા વસંત !

પત્રને વાંચવાની શરૂઆત પ્હેલાં ત્હારા લાગણી-પ્રધાન હૃદયને ખૂબજ નિષ્ઠુર બનાવી દેજે. જ્યારે આ પત્ર તું વાંચતો હોઈશ ત્યારે મારો દિવ્ય આત્મા કો અજ્ઞાત ભોમમાં વિહાર કરી ચૂક્યો હશે અને મારો ભૌતિક દેહ સ્મશાનગૃહે અગ્નિશિખાઓને ભેટી ચૂક્યો હશે.

વ્હાલા વસંત ! ત્હારા મુખચંદ્રના દર્શનની મારા અંતરમાં ખૂબજ અભિલાષા હતી. પરંતુ પવિત્રમૂર્તિ વસંતની પવિત્ર દષ્ટિને મારા ભ્રષ્ટ દેહથી અભડાવવા હૃદય ના પાડતું. કદાચ ત્હારા હૃદયને શંકા થશે કે હું ભ્રષ્ટ કેમ થઈ, તેનો જવાબ ફક્ત તારી આજ્ઞાનું પાલન અને તારી હાજરી વીહોણું શ્વસુરગૃહે મારૂં જવું. ખેર ! વીધિના વિધાન કોણ ફેરવી શકવા સમર્થ છે? જે બનવાનું હતું તે બની ગયું, હું પવિત્રમૂર્તિ વસંતને યોગ્ય ના રહી; પછી જીવન રહ્યાથી શું રહ્યું; જેથી હું જાઉં છું. વ્હાલા વસંત એક ત્હારી યાદને લેઈ.

લી. ત્હારી પૂજારણ-કોકિલા.

પત્ર પૂરો વંચાઇ રહેતા પહેલા તો મારી આંખે અંધારા આવ્યા ને હું મૂર્છિત થઇ ઢળી પડયો. એ અચેતન દશામાં હું કેટલો સમય રહ્યો તેની મને યાદ ન્હોતી પરંતુ મારા નોકરે જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે કહ્યું બાબુજી ! આપ દોઢ કલાક બેશુદ્ધ રહ્યા. તે દોઢ કલાકના સમય દરમિયાન તો મને શુદ્ધિમાં લાવવા હોસ્ટેલના પ્રીન્સીપાલે નિષ્ણાત ડોક્ટરો દ્વારા સારવાર કરાવી હતી અને જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે ડોક્ટર મારી પાસેજ બેઠા હતા.

× × ×

રાતની ગાડીમાં સરસામાન સાથે હું મુંબઇથી મારા ઘેર આવવા નીકળ્યો. કલાકના પાંત્રીસ માઇલની ઝડપે ગુજરાત મેઇલ દોડતો હતો અને તેથી હજાર ઘણી ઝડપ મારા મનની હતી. મારા નાનકડા મગજમાં વિચારોનું દ્વંદ્વ શરૂ થઇ ચૂક્યું હતું. મારા ગત જીવનનો ભૂતકાળ દષ્ટિ સમક્ષ ખડો થયો. મારા ગામની હાઇસ્કૂલના મારા વિદ્યાર્થીજીવનમાંથી મારા ભાવિ જીવનનું ઘડતર શરૂ થયું હતું. વીસમી સદી એટલે પ્રગતિમાન યુગ. જુનવાણી સમાજના કલેવર પર આ યુગના વજ્ર હથોડા પડવા શરૂ થઇ ચૂક્યા હતા. સમાજની સેવા કરવા બહાર પડેલા સમાજસુધારકોએ સમાજ સુધારાના નામે વણમાગી સ્ત્રીજગતની વકીલાત કરવી શરૂ કરી દીધી હતી. સ્ત્રી પુરૂષસમોવડીની ઝુંબેશે કહેવાતાં ઉચ્ચ કુટુંબોની સ્ત્રીઓમાં 'સ્ત્રી-પુરુષ સમોવડી'ની ભાવના આકાર લેતી હતી. કાયદા ઘડનારાં ધારામંડળો (ધારાસભા)માં પણ સ્ત્રીઓના હક્કોનું રક્ષણ કરવા સારૂ સ્ત્રીસભ્યની સીટ અનામત રખાવા માંડી હતી અને સ્ત્રી-પુરૂષ સમોવડીની ભાવનાને કેળવવા સહશિક્ષણથી જાણે તેની શરૂઆત થતી હતી. જ્યારે હું મેટ્રિકના કલાસમાં હતો ત્યારે મારા કલાસમાં છથી સાત છોકરીઓ ભણતી હતી. સુધારાના પવને સ્વતંત્રતાના નામે સ્વચ્છંદતા આચરાતી હતી. મારી સાથે ભણનારી વિદ્યાર્થીનીઓમાંની બે ત્રણ છોકરીઓના મનોગત ભાવો સહાધ્યાયી વિદ્યાર્થીઓને પોતા તરફ આકર્ષી તેમના ખેંચાયા બાદ તેમની ભીડી મજાક ઉડાવવા અને પાગલ બનાવવાના હોય તેમ મને તેમની પ્રત્યેક ચેષ્ટાઓ પરથી જણાતું હતું. દિવસમાં બે વખત બ્યુટીવર્ધક પાશ્ચાત્ય સાધનોથી કુદરતી સૌન્દર્યને ઓપાવી પોશાક બદલવા અને વિદ્યાર્થીઓને ચગાવવા એજ જાણે તેમનું કર્તવ્ય હોય તેમ લાગતું. અને વિદ્યાર્થીઓ પણ ખરેજ, પાગલ બનતા અને સ્વયં જલતા. જ્યારે મારી વર્તણુંક સર્વથી નિરાળી હતી. ભણવામાં ચિત્તની એકાગ્રતા, વાણીમાં વિવેક, દષ્ટિમાં સંયમ અને વર્તનમાં વિનય-આ મારૂં વિદ્યાર્થી જીવનનું બાહ્ય સ્વરૂપ; જે દરેક શિક્ષક, વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓનું પ્રીતીભાજન બન્યું. એ જીવનમાં મેં કદિએ કોઈ વિદ્યાર્થીનીની સામે મીંટ માંડીને દષ્ટિ કરી ન્હોતી, કે અધરોમાં ફિક્કા કૃત્રિમ હાસ્યને વહેતું ન્હોતું મૂક્યું. સ્કૂલમાં હું બહુજ થોડું બોલતો અને તે પણ જરૂર પુરતું. મારા આ જાતના વર્તનથી મારી સાથે ભણનારી છોકરીઓ કે જે છોકરાઓને પોતા તરફ આકર્ષવા મથતી હતી તે ખૂદ મારા તરફ આકર્ષાતી અને મારી મૈત્રી સાધવા અનેક પ્રયત્નો કરતી. શરૂઆતમાં હું તેમની તરફ ખૂબ જ બેદરકારી બતાવતો અને તેમના મારા તરફના હૃદયવેગને વધારી મૂકતો અને પછી એક પછી એક વિદ્યાર્થીનીને રજાના દિવસોમાં મારા ઘેર બોલાવતો અને મારા અભ્યાસખંડમાં મારાં માતા-પિતા મારી આ કુચેષ્ટા જાણી ના જાય એ રીતે તેની સાથે મૂક્ત વિહારી બની રાચતો.

આમ મારા વિદ્યાર્થીજીવનમાંજ મારૂં બાહ્ય અને આંતરિક જીવન ભિન્ન હતું. કૉલેજ જીવન પણ એજ રીતે પ્રસંશનિય પૂરૂં કરી જ્યારે હું એલ. એલ. બી.માં પાસ થયો અને મારા ગામમાં જ મેં વકીલાતનો




# દુર્વાસા અથવા દુર્વાસનાનું સ્વરૂપ

[ ગતાંક પૃષ્ઠ ૫૫૯ થી ચાલુ ]

જેમજેમ શ્રીમદ્‌ભાગવતની કથા આગળ ચાલે છે તેમતેમ શુકદેવજી પરીક્ષિત રાજાને ભગવાનનો મહિમા સમજાવતા જાય છે અને ભક્તની સાધનામાં કેવાકેવાં વિઘ્નો આવે છે તે પણ સમજાવતા જાય છે. બધાં વિઘ્નોમાં મુખ્ય વિઘ્ન પ્રાણના સ્વભાવમાંથી આવે છે. પ્રાણ ખોટી દશામાં હોય ત્યારે સારૂંસારૂં ખાવાનું માગે છે અને કામવાસનાને સંતોષ કરવાના ઉપાય શોધે છે. છતાં જીવને તૃપ્તિ થતી નથી, એ બાબત હવે સમજાવે છે.

કેટલાંક માણસો એમ માને છે કે જ્યાંસુધી શ્રુતિ-વિહિત માર્ગથી અર્થાત્ ન્યાયપૂર્વક કર્મો કરી ભોગસુખો ભોગવ્યાં નથી ત્યાંસુધી કદાપિ તેમની વાસનાનાં બીજો નષ્ટ થતાં નથી અને તેઓ વૈરાગ્યના અધિકારી બનતા નથી. તેથી મનુષ્યોએ ધર્મમાં પ્રવૃત્ત રહી ન્યાયી રીતે ભોગસમૃદ્ધિ પ્રાપ્ત કરવી, એવું જગન્નિયન્તાએ ઘડેલું સંસારનું સ્વાભાવિક બંધારણ છે. એટલે અર્થ-કામ સિદ્ધ થયા વગર કોઈ જીવો મોક્ષના અધિકારી થઈ શકતા નથી, અને અર્થકામ પ્રાપ્ત કર્યા વગર વાસનાનાં બીજો દગ્ધ થતાં નથી. બીજા કેટલાકનું માનવું એવું છે કે અર્થ અને કામના ભોગથી ઇચ્છા વધતી જાય છે. આ બાબતમાં માણસની સમજણ વધારે શુદ્ધ કરવા માટે હવે પરીક્ષિત રાજાને શુકદેવજી સૌભરી, યયાતિ વગેરેનાં દૃષ્ટાંત આપી કથા આગળ ચલાવે છે. જો સાત દિવસમાં મોક્ષ મેળવવાની ઇચ્છા હોય તો અર્થ-કામની તૃપ્તિ કર્યા પછી વૈરાગ્ય આવે અને પછી મોક્ષ મળે એવું સાત દિવસમાં બની શકે તેવું નથી. તેથી ભક્તિની સાથે અર્થ અને કામમાં સંપૂર્ણ વૈરાગ્ય અને તે સાથે બ્રહ્મજ્ઞાનનું ખરૂં જોર પણ વારંવાર શુકદેવજી પરિક્ષિત રાજા પાસે મૂકતા જાય છે. નવમા સ્કંધમાં ખાસ કરીને ભક્તિના પુત્ર વૈરાગ્યને જગાડવાની કથા વિશેષ કરીને આવે છે. અમારા ઉપર કેટલાક જિજ્ઞાસુઓના એવા પત્રો આવેલ છે કે તેમાં તેઓ લખે છે કે તેઓ શાસ્ત્ર પ્રમાણે એટલે ધર્મ પ્રમાણે અર્થ અને કામનું સેવન કરે છે તો પણ તેમની ઇચ્છા અર્થ માટે અને કામ માટે તૃપ્ત થતી નથી.

કામવાસના જીતવામાં એક મુખ્ય બાબત એ સમજવાની છે કે માણસનું શરીર માબાપની કામવાસનાના પરિણામરૂપ વીર્ય અને રજનું બનેલું છે. તેથી જેનાં માબાપ કામી હોય છે તેનાં પુત્ર-પુત્રીઓ પણ કામી રહે છે. જેઓ માબાપ થવાના હોય તેઓ સંયમથી રહે તો તેમની પ્રજાને સંયમ પાળવા માટે યોગ્ય શરીર મળી શકે. આ બાબતમાં હાલમાં ઘણી પરતંત્રતા રહે છે. વળી જેટલાં બાળકોની સંભાળ લઈ શકાય તે કરતાં વધારે થાય તો પૈસાની ચિંતા રહે અને તેમને મોટાં કરવાની ચિંતા એટલી વધી પડે છે કે શુદ્ધ ભક્તિ માટે બિલકુલ વખત રહેતો નથી.

હવે શુકદેવજી અમ્બરીષના વંશનું વર્ણન આપે છે, અને તે પછી ઇક્ષ્વાકુના વંશનું વર્ણન આપે છે. એક વાર મનુ ભગવાનને છીંક આવી એટલે તેમના નાકમાંથી ઇક્ષ્વાકુ નામનો પુત્ર થયો. તે ઇક્ષ્વાકુને સો પુત્ર થયા. છીંકમાંથી પુત્ર થાય કે કેમ એ બાબત તરત સમજાય તેવી નથી. પણ છીંક એ પ્રાણનો વિકાર છે એમ સમજી શકાય છે અને પ્રાણમાં વિકાર થાય ત્યારે તેમાંથી અનેક જાતના ફણગા ફૂટે છે. તેથી તેના વંશનો વિસ્તાર કેવી રીતે થયો તે શુકદેવજી સંભળાવે છે. તેના વંશમાં એક માન્ધાતા રાજા થયો. તે આખી પૃથ્વી ઉપર રાજ કરતો હતો. માંધાતાને બિન્દુમતીથી ૩ પુત્ર થયા. તેની ૫૦ બ્હેનોએ સૌભરિ ઋષિને પોતાના પતિ રૂપે સ્વીકાર્યા હતા.

એકવાર સૌભરિ મુનિ જમના નદીમાં ન્હાઈને તપ કરતા હતા ત્યાં એક માછલા-માછલીની મૈથુન ક્રિયા તેમના જોવામાં આવી. તેમનું સુખ જોઈ સૌભરી ઋષિને પણ વિવાહ કરવાની ઇચ્છા થઈ. તેથી તેમણે રાજાની

પાસે જઈ એક કન્યા માગી. રાજાએ કહ્યું; "હે બ્રહ્મન્! જ્યારે કન્યાઓનો સ્વયંવર થાય ત્યારે આપ પ્રસન્નતાથી એક કન્યા પસન્દ કરી લેજો. ઋષિએ એવો વિચાર કર્યો કે રાજાએ જાણ્યું કે આ બુઢ્ઢો છે તેથી સ્ત્રીઓને પ્રિય લાગશે નહિ. તેના શરીરમાં કરચલીઓ પડી ગઈ છે, તેના વાળ ધોળા થઈ ગયા છે અને શરીર કંપે છે તેથી તેને કોઈ પસંદ કરશે નહિ તેથી એવો જવાબ આપી દીધો છે. તેથી હવે હું મને યોગબળથી એવો સુંદર બનાવું કે રાજ્યાહિલા અને દેવસુંદરીઓ પણ મારા ઉપર મોહ પામે. એમ નિશ્ચય કરી સૌભરિ ઋષિએ નવું, જુવાન અને તેજસ્વી સ્વરૂપ યોગબળથી ધારણ કર્યું અને જ્યાં ૫૦ કન્યાઓનો સ્વયંવર થવાનો હતો ત્યાં પહોંચ્યા. તેમનું રૂપ જોઈને બધી કન્યાઓએ તેમને જ પતિરૂપે સ્વીકાર્યા. વળી તેમના રૂપમાં દરેક કન્યાનું મન મોહિત થવાથી કન્યાઓ પણ અંદરઅંદર કલેશ કરવા લાગી કે આ મારે લાયક છે, તારે લાયક નથી. વિવાહ પછી સૌભરિ ઋષિએ પોતાના અપાર તપના પ્રભાવથી ઘણા સારા મહેલો રચ્યા, બાગ-બગીચા બનાવ્યા, શય્યા, આસન, વસ્ત્ર, આભૂષણ, સ્નાનગૃહ, ભોજન, પુષ્પમાલાઓ વગેરે સુંદરસુંદર સાધનો બનાવ્યાં. એમનું ગૃહસ્થાશ્રમનું સુખ જોઇ રાજા માન્ધાતાને પણ આશ્ચર્ય થયું અને તેનો ગર્વ નીકળી ગયો. આ પ્રમાણે ગૃહસ્થ શ્રમનું અનેક પ્રકારનું સુખ ભોગવતાં ઋષિને સંતોષ થયો નહિ. જેમ અગ્નિમાં ઘી નાખવામાં આવે તેથી અગ્નિ વધે છે તેમ વિષયભોગથી વાસના વધે છે એવો અનુભવ સૌભરિ ઋષિને થયો. એક દિવસ તેમને સ્વસ્થ ચિ બેઠેલા હતા ત્યારે વિચાર આવ્યો અને તે શોક કરવા લાગ્યા કે:-

अहो इमं पश्यत मे विनाशं
तपस्विनः सच्चरितव्रतस्य ।
अन्तर्जले वारिचरप्रसङ्गात्
प्रच्यावितं ब्रह्म चिरं धृतं यत् ॥

અર્થ—અરે! જેણે સારી રીતે વ્રતનું આચરણ કર્યું હતું એવા મારું અધઃપતન જુઓ. જે બ્રહ્મતેજને મેં ઘણા કાળ સુધી ધારણ કરી રાખ્યું હતું તે એક માછલાના સંગથી નષ્ટ થઇ ગયું.

માટે જેમને મોક્ષની ઇચ્છા હોય તેવા પુરુષોએ ગૃહસ્થ ધર્મવાળાનો સંગ કરવો નહિ. તે માટે સૌભરિ કહે છે કે:-

सङ्गं त्यजेत मिथुनव्रतिनां मुमुक्षुः
सर्वात्मना न विसृजेद् बहिरिन्द्रियाणि ।
एकश्चरन्रहसि चित्तमनन्त ईशे
युञ्जीत तद्व्रतिषु साधुषु चेत्प्रसङ्गः ॥
९–६–५१

અર્થ—મોક્ષની ઇચ્છા કરવાવાળા પુરુષે દાંપત્યધર્મમાં રહેવાવાળા પ્રાણીઓનો સહવાસ સર્વથા ત્યાગ કરવો જોઈએ. પોતાની ઇન્દ્રિયોને બહિર્મુખ થવા ન દેવી, સદા એકાન્ત દેશમાં એકલા જ રહેવું, એકમાત્ર ઇશ્વરમાં જ મન લગાવી દેવું અને કદાચ સંગ કરવો હોય તો ભગવત્પરાયણ સાધુપુરુષોનો સંગ કરવો.

પાંચે ઇન્દ્રિયોમાં કામવાસના એ દુર્વાસના છે, એ દુર્વાસનાનું સ્વરૂપ છે. તે હંમેશાં ભૂખી રહે છે. તે એક જીતી શકાય તો બીજી બધી ઇન્દ્રિયોનું જોર નરમ પડી જાય છે. કામવાસનાથી જેવું દેહનું અભિમાન વધે છે તેવું બીજી કોઈ વાસનાથી વધતું નથી. તેથી જેઓ એમ માને છે કે એવા ભોગને અંતે તૃપ્તિ થશે એ વાત સાચી નથી. વળી એવા ભોગથી ઉત્પન્ન થયેલ દેહનું અભિમાન પાછળથી દૂર કરવામાં ઘણી મુશ્કેલી પડે છે. વાસનાનું મૂળ કારણ દેહનું અભિમાન છે. જ્યારે દેહ હું છું એમ લાગે છે ત્યારે દેહના સુખને આત્માનું સુખ માનવામાં આવે છે અને આ ભૂલ તરત દૂર થતી નથી. તેથી ડાહ્યા પુરુષોએ કામવાસનામાં જતી વૃત્તિને તરત પાછી વાળવી જોઇએ. જે ભોગથી બીજા દુઃખી થતા હોય તેમાં પડીને પોતે અનુભવ લેવો જોઇએ અને પછી વૈરાગ્ય આવશે એ માન્યતા ખોટી છે. આવા ભોગથી કોઇને તૃપ્તિ થતી જ નથી. સૌભરિ ઋષિ પોતાના મનને સમજાવતાં કહે છે કે:-

एकस्तपस्व्यहमथाम्भसि मत्स्यसङ्गात्
पञ्चाशदासमुत पञ्चसहस्रसर्गः ।
नान्तं व्रजाम्युभयकृत्यमनोरथानां
मायागुणैर्हृतमतिर्विषयेऽर्थभावः ॥
९–६–५२

અર્થ–પહેલા હું એકલો તપસ્વી હતો, પછી જળમાં માછલાના સંગથી ૫૦ સ્ત્રીઓનો પતિ બની પચાસગણો થયો. પછી સન્તાનરૂપે વધીને પાંચહજાર રૂપવાળો થઈ ગયો. વિષયોમાં મારી સતબુદ્ધિ થઈ જાય છે. તેથી બુદ્ધિના માયિક ગુણોમાં ફસી જવાથી હું આ લોકના અને પરલોકના બધા મનોરથ પૂરા કરી શકું તેમ નથી.

કપિલાખ્યાનમાં દેવહુતિ કપિલ ભગવાનને પોતાનો અનુભવ કહે છે કે વિષયોથી તૃપ્તિ થતી નથી. એકાદશ સ્કંધમાં પુરૂરવા રાજાને પણ ઉર્વશીના મોહમાં પડવાથી પશ્ચાત્તાપ થયો છે. ત્યાં તે કહે છે કે જેનું મન સ્ત્રીથી ચોરાઈ ગયું છે તેને વિદ્યા, તપ, દાન, શાસ્ત્રાભ્યાસ, એકાન્ત કે મૌન વગેરેથી પણ શો લાભ છે? (૧૧–૨૬–૧૨) સાધુ પુરુષોને સ્ત્રીઓને ઉપદેશ કરવાના પ્રસંગ આવે છે. તેથી સાવચેત રહેવા માટે (અમદાવાદના પ્રખ્યાત) બ્રહ્મીભૂત મંડલેશ્વર સ્વામી શ્રી જયેન્દ્રપુરી મહારાજ પણ કહેતા હતા કે સાધુઓએ સ્ત્રીઓના સામું જોઈને ઉપદેશ આપવો નહિ. મુખ્ય વિકાર દૃષ્ટિમાંથી ઉત્પન્ન થાય છે તેથી જ્યાંસુધી દૃષ્ટિ બ્રહ્મમય ન થાય ત્યાંસુધી સ્ત્રીઓના સામું જોવું નહિ. સૌભરિ ઋષિ એક માછલાની ક્રિયા જોઈ પોતાની વૃત્તિને સ્થિર રાખી શક્યા નહિ તો જેઓ સીનેમાના શોખીન છે અને તેમાં જે સ્ત્રીઓ અનેક પ્રકારના હાવભાવ બતાવે છે તે જોઈ કેટલા માણસો પોતાનું મન વશ રાખી શકતા હશે. વળી હાલના કાળમાં હાઈસ્કૂલો અને કોલેજોમાં જ્યાં સહશિક્ષણ ચાલે છે અને જ્યાં જુવાન છોકરા–છોકરીઓ છૂટથી મળે છે અને વાતો કરે છે ત્યાં ઇંદ્રિયોનો સંયમ કેવી રીતે રહેતો હશે?

અમારા ઉપર પણ ઘણા જિજ્ઞાસુઓના કાગળ આવે છે તેમાં મુખ્ય બાબતે કામવાસનાને જીતવાના ઉપાય પૂછાવે છે. કામી સ્ત્રીપુરુષોના સંગમાં રહેવું અને કામ જીતવો એ બહુ અઘરું કામ છે. છતાં અમારા અભિપ્રાય પ્રમાણે નીચે પ્રમાણે કેટલાક ઉપાય લેવાથી આ દુર્વાસના ઉપર કાબુ આવી શકે છે:–

૧ વિષયો ઉપર દોષદૃષ્ટિ થવી જોઈએ.

૨ ઇંદ્રિયો ઉશ્કેરાય એવાં સીનેમા કે નાટક જોવાં નહિ, એવાં પુસ્તકો વાંચવાં નહિ અને એવાં ચિત્રો જોવાં નહિ.

૩ રાત્રે ભોજન લેવાનું છોડી દેવું અથવા થોડું જમવું અને વહેલું જમવું. ખોરાકથી વીર્ય ઉત્પન્ન થાય છે અને હોજરી ઉપર રાત્રિએ જમવામાં આવેલ ખોરાકનું દબાણ રહે તો તે દબાણ વીર્યાશય ઉપર અસર કરે છે અને સ્વપ્નમાં વીર્ય બહાર નીકળે છે.

૪ રસોઈ કરી આપનાર બ્રહ્મચારી હોય અથવા ભગવાનના નામનો જપ કરતાં રસોઈ તૈયાર થાય તો તેમાં સાત્વિક ભાવના આવે છે અને તે ખોરાક સાત્વિક વૃત્તિ ઉત્પન્ન કરે છે.

૫ જમ્યા પહેલાં જમવાનો ભોગ ભગવાનને ધરીને જમવાથી પણ સાત્વિક વૃત્તિ રહે છે.

૬ પરણીને તરત વરકન્યા ભગવાનના મંદિરે જઈ એવી પ્રાર્થના કરે કે અમારે હવે કઠણ પ્રસંગોમાંથી પસાર થવું છે માટે અમને બ્રહ્મચર્ય પાળવાનું બળ આપજો, તો તેનાથી પણ ફાયદો થાય છે અને ભગવાન સાત્વિક બળ આપે છે.

૭ કેટલાક સાધુઓ વીર્ય ભેગું ન થાય તેટલા માટે બહુ જ અલ્પ ખોરાક લે છે. એટલે ધ્યાન–ભજનમાં જેટલી શક્તિ જોઈએ તેટલી શક્તિ, જેટલા ખોરાકથી આવે તેટલો જ ખોરાક લે છે.

૮ આત્મધ્યાન બરાબર લાગે તો કેટલીક શક્તિ તેમાં વપરાય છે અને રેતસમાંથી ઓજસ્ થાય છે.

૯ સામાન્ય રીતે કામવાસના અપાન (એટલે નીચે જતા પ્રાણ) ના જોરથી ઉત્પન્ન થાય છે તેથી કેટલાક માણસો હઠયોગથી અપાનને જીતવાનો પ્રયત્ન કરે છે.

૧૦ પોતાની સ્ત્રી સાથે એકાન્તનો પ્રસંગ મળે ત્યારે કોઈ સારું સાત્વિક પુસ્તક સાથે મળીને વાંચવું.

૧૧ સામાન્ય રીતે સ્ત્રીઓનો કામ બકરીની લીંડી જેવો હોય છે. એટલે તેને સળગતાં વાર લાગે પણ સળગ્યા પછી તરત ઓલાય નહિ અને પુરુષોનો કામ ઘાસના ભડકા જેવો હોય છે. તે તરત ઉત્પન્ન થાય છે અને પાછો ઓલાઈ જાય છે. એવું કોઈ શાસ્ત્રમાં કહેલું છે. પણ હાલના કાળમાં તો પુરુષો પણ સ્ત્રીઓના જેવા થઈ ગયા હોય છે, અને કેટલીક સ્ત્રીઓ પુરુષોના જેવી થઈ ગઈ હોય છે.

૧૨ મ. ગાંધીજી સ્ત્રીઓની વચ્ચે રહી પોતાનું બ્રહ્મચર્ય પાળી શક્યા હતા પણ તે સંયમી થયા પછી

કરી શકયા હતા. તેમની નાની ઉંમરમાં તો તે પણ કામવાસનાથી દબાઈ ગયા હતા. એવું તેમણે પોતાની આત્મકથામાં લખેલ છે, માટે જેમને આગળ વધવું હોય તેમણે સંયમ કેળવવાની જરૂર છે.

૧૩ આશ્રમફેર કરવાથી આ બાબતમાં કાંઈક સગવડ મળે છે. જેના સંજોગો અનુકૂળ હોય તે માણસ જો ગૃહસ્થાશ્રમમાંથી નીકળી વાનપ્રસ્થ આશ્રમ સ્વીકારે અથવા સંન્યાસ-આશ્રમ સ્વીકારે તો તેને કામી માણસોનો સંગ બહુ ઓછો થાય છે અને જે બ્રહ્મચર્ય પાળતા હોય તેમનો સંગ વધારે થાય છે. કુટુંબની ફીકર ઓછી કરવા માટે કોઈ પોતાની સ્ત્રીને શિવણ-કામ જેવો ગૃહઉદ્યોગ શીખવાડી શકે છે, અને સ્ત્રીને સત્સંગનો લાભ આપો હોય તો બન્નેનું જીવન સારું ચાલે છે.

૧૪ હિંદુસ્તાનમાં લાખો વિધવાઓ બ્રહ્મચર્ય પાળી શકે છે અને લાખો સાધુઓ પણ બ્રહ્મચર્ય પાળી શકે છે. તેમનાં દૃષ્ટાંત નજર આગળ રાખીને મનને મજબુત રાખ્યું હોય તો મનમાં બ્રહ્મચર્ય પાળવાની શક્તિ આવે છે.

૧૫ કેટલાક એમ પ્રશ્ન પૂછે છે કે ગૃહસ્થાશ્રમમાં રહીને બ્રહ્મચર્ય પાળી શકાય કે નહિ અને કામવાસના જીતી શકાય કે નહિ, તેમને માટે હાલના કાળમાં શ્રીરામકૃષ્ણ પરમહંસનો દૃષ્ટાંત સમજવા જેવો છે. શ્રી રામકૃષ્ણ પરમ હંસ પરણેલા હતા છતાં પત્ની-સ્ત્રીને મા માનીને આખી જીંદગી બ્રહ્મચર્ય પાળીને બન્ને રહ્યાં હતાં. એ ગૃહસ્થના શિષ્યો સ્વામી વિવેકાનંદ વગેરે સંન્યાસી હતા.

૧૬ હાલના કાળમાં દેશસેવા થઈ શકે તે માટે અથવા સમાજસેવા થઈ શકે તેટલા માટે કેટલાક સ્ત્રીપુરુષો બ્રહ્મચર્યવ્રત ધારણ કરે છે. તેઓ માનસિક બ્રહ્મચર્ય કેટલુંક પાળી શકે છે તેનું માપ કાઢવું મુશ્કેલ છે. માનસિક બ્રહ્મચર્ય પાળવા માટે જ્ઞાનમાં ફેરફાર થવો જોઈએ. યોગવાસિષ્ઠમાં કહેલ છે કે, "ચૈતન્ય જો જગતને આ જગત છે" એમ જાણે નહિ તો જગતમાં જગત-પણું શું રહે, ચૈતન્ય જો રાગને રાગરૂપે જાણે નહિ તો રાગ પણ શો પદાર્થ છે? રાગની સિદ્ધિ પણ ચૈતન્યના જ્ઞાન વગર થતી નથી. શુકદેવજીની દૃષ્ટિમાં કોઈ સ્ત્રી નહોતી તેથી નગ્ન રીતે નાહતી સ્ત્રીઓએ શુકદેવજીને જોઈને કપડાં પહેર્યાં નહોતાં. બાળકના જ્ઞાનમાં પણ સ્ત્રીઓનો રાગ નથી. સ્ત્રીના ખોળામાં કૂતરો રમતો હોય તો તે કૂતરાના જ્ઞાનમાં પણ તે સ્ત્રી નથી, એક સ્ત્રી બીજી સ્ત્રીની સાથે સૂતી હોય તો પણ બન્નેમાંથી કોઈને વિકાર થતો નથી. તેથી જ્યાંસુધી જીવનું જ્ઞાન રાગરૂપે એટલે કામવાસનાના રૂપે પરિણામ પામે નહિ ત્યાંસુધી રાગ અથવા વાસના કોઈ તત્વરૂપે લાગતી નથી.

૧૭ વાસનાવાળું અંતઃકરણ અશુદ્ધ કહેવાય છે. તેવા અંતઃકરણમાં આત્મજ્ઞાન થતું નથી. એક જિજ્ઞાસુએ અમને લખેલું હતું કે, "હું કામદેવથી સપડાઈ ગયો છું. હું મુક્તિ ઇચ્છતો નથી, સમાધિ ઇચ્છતો નથી, આનંદ કે ધ્યાન ઇચ્છતો નથી; ઇચ્છું છું ફક્ત કામદેવ રહિત આંતરિક સ્થિતિ. આપ કૃપા કરી મને આમાંથી છોડાવો, નહિંતર મારૂ જીવન અધોગતિમાં જશે." એક સ્ત્રીએ પણ અમને કહ્યું હતું કે આ વાસનામાંથી મને છોડાવો, મને સંસાર ગમતો નથી માટે કંઈક ઉપાય બતાવો, નહિ તો હું કૂવામાં પડી આપઘાત કરીશ. આવા વિકટ પ્રસંગો ઘણાના જીવનમાં આવે છે તેથી આ બાબતના ઉપાય અહિં વિશેષ રૂપે લખેલ છે. પ્રાણકોશની ઉપર મનોમય કોશ છે અને તે ઉપર વિજ્ઞાનમય અને આનંદમય કોશ છે અને તેની ઉપર બ્રહ્મનું સ્થાન છે. તેથી જો ઉત્તમ દશા એક જન્મમાં મેળવવી હોય તો પ્રાણમય કોશનું સુખ જોઈને તરત છોડી દેવું જોઈએ. તેમાં અટકી ગયેલ માણસ પશુ જેવો થાય છે.

૧૮ એક ઉપાય એ છે કે પુરુષોએ સ્ત્રીઓને ચામડી વગરની જોવી અને સ્ત્રીઓએ પુરુષોને ચામડી વગરના જોવા. એવી ભાવનાથી પણ દુર્વાસના નબળી પડી જાય છે.

૧૯ ગીતામાં બીજા અધ્યાયમાં ભગવાન કહે છે કે વિષયોનું ધ્યાન કરનારને તેમાં સંગ થાય છે અને સંગથી કામ થાય છે. તેથી વિષયોને મિથ્યા સમજી મનને આત્મજ્ઞાનમાં લગાડવું જોઈએ. ભગવાનની હાજરીમાં અર્જુન ભગવાનને કહે છે કે આ ચંચળ મનને વશ રાખવું એ બહુ મુશ્કેલ કામ છે. તેના જવાબમાં (ગીતામાં) ભગવાન કહે છે કે અભ્યાસ અને વૈરાગ્યથી મન વશ કરી શકાય છે.

૨૦ બ્રહ્મચર્ય જેમણે પાળવું હોય તેમણે એવો નિયમ રાખવો કે પતિપત્નીએ જુદા ઓરડામાં સુવું.

૨૧ રોજ શ્વાસ કરીને સુતા પહેલાં ઇશ્વરની પ્રાર્થના કરવી કે તે પોતાની શક્તિથી આપણી કામવાસનાને દબાવે.

૨૨ ઝંડુ ફાર્મસીવાળાએ "શીતવીર્ય ગુટિકા" નામની દવા કાઢેલી છે. તેનાથી વીર્ય શીત રહે છે. તેનો ઉપયોગ ઠીક લાગે તો કરવો. પણ કેટલાક માણસો કહે છે કે તેનાથી પાચનશક્તિ નબળી પડી જાય છે. આ ખામી દૂર કરી શકાય તો તે દવા ઉપયોગી થઈ શકે.

૨૩ જ્ઞાનદૃષ્ટિએ શરીરથી, મનથી, અને ઇન્દ્રિયોથી આત્મા જુદો છે અને નિર્વિકારી છે એવું મનન કરવાથી પણ આત્મામાં શક્તી વધે છે અને બ્રહ્મચર્ય પાળવાનું બળ આવે છે.

૨૪ જ્યારેજ્યારે કામવાસના ઉત્પન્ન થાય ત્યારે ત્યારે ભગવાનના નામનો જપ કરવો.

૨૫ કાલે પોતાને ફાંસી મળવાની છે એવું જાણી સંસારના ભોગમાં વૈરાગ્ય લાવવો. એક દિવસ તો બધાનાં શરીર ભસ્મીભૂત થવાનાં છે છતાં કાલે પણ પોતાની એવી દશા થાય એવો સંભવ છે એમ માની વૈરાગ્ય કેળવવો.

૨૬ સ્ત્રીને સ્ત્રીરૂપે ન માનવી પણ ભગવાનરૂપે માનવી, અને એ ભગવાનને મનથી કહેવું કે તમારે મને વિઘ્ન કરવું જોઇએ નહિ. "એવી પ્રાર્થના કરવાથી" પણ સ્ત્રીનો સ્વભાવ ફરી જાય છે.

આત્મસાક્ષાત્કારના માર્ગમાં મોટામાં મોટું વિઘ્ન પ્રાણમય કોશમાં રહેલી કામવાસના તરફથી આવે છે. સૌભરિ જેવા ઋષિ પણ માત્ર માછલાની ક્રીડા જોઇ ફસાઇ ગયા તો સામાન્ય પ્રકૃતિના માણસોનું કહેવું જ શું? સૌભરિ ઋષિ પણ અંતે એવા ખોટા સુખમાં વિરક્ત થઈ ઘર છોડી વનમાં ચાલ્યા ગયા. ત્યાં ફરીથી તપ કરી સૌભરિ ઋષિએ પોતાના આત્માને પરમાત્મામાં લીન કરી દીધો. (અપૂર્ણ)

ॐ

# ઈશ્વર છે જ

મને ઇશ્વર વિષે શ્રદ્ધા નથી એમ કહેવું તો સહેલું છે. કારણ કે ઇશ્વર વિષે જેને જે કહેવું હોય તે કહે તો પણ ઇશ્વર તેને રોકતો નથી. તે તો માત્ર આપણાં કર્મ જોતો રહે છે. તેના નિયમોનું ઉલ્લંઘન કરીએ તો તેની સજા અવશ્ય મળે છે, પણ તે સજામાં સજાનો ગુણ નહિ પણ પાવન કરવાનો અને અવશ્ય સુધારવાનો ગુણ હોય છે. ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થઇ શકે નહિ, સિદ્ધ કરવાની જરૂર જ નથી. ઇશ્વર છે જ. તેનું અસ્તિત્વ આપણા હૃદયમાં ન ઊતરતું હોય તો આપણું દુર્ભાગ્ય છે. એ એક રોગ છે, જે મને કે કમને કોઇક દિવસ તો આપણે કાઢી નાખવાના જ છીએ.

પરમેશ્વર અરૂપ છે; પણ તે દેખાતો નથી. જેમ પવન, સુખ, દુઃખ દેખાતાં નથી, પણ તેની અસરથી તે છે એમ જણાય છે; તેમ પરમેશ્વરનાં કાર્યોથી તેનું હોવાપણું સાબીત થાય છે.

આકાશમાં સૂર્ય, ચંદ્ર ને તારાઓ જુઓ, તેની આગળ કૃત્રિમ તેજ ઝાંખું પડ્યા વગર રહે જ નહિ. તે ગોળાઓ રાતદિવસ નિયમિતપણે કાર્ય કર્યા કરે છે, સમુદ્રને સીમામાં રાખે છે, પૃથ્વીને નિયમિત ગતિ આપે છે. જ્યાં જેને માફક આવે એવી રીતે માણસ અને જનાવરોને ઉત્પન્ન કર્યાં છે. વળી પ્રાણીઓના શરીરની રચના તેના કર્તાની અદ્ભુત કારીગરીનો નમુનો છે. આ ઉપરથી સમજવું જોઇએ કે આ બધાનો કર્તા સર્વ કરતાં વધારે શક્તિમાન હોવો જોઇએ. આનો કર્તા કોઇ નથી એમ માનવું એ કેવી મૂર્ખાઇ! એ પ્રત્યક્ષ દેખાતો ભલે નથી. પણ તેના અદ્ભુત ચમત્કારો એક નહિ પણ અનંત છે. એ જ એની સાબિતી છે.

—મહાત્મા ગાંધીજી

*

# શીખવા લાયક

શ્રી અમૃતલાલ નરસિંહદાસ ગાંધી

## કોઈની વસ્તુ પાછી આપવામાં દુઃખ શાનું ?:—

એક બહુ શાન્ત અને વિવેકવતી સ્ત્રી હતી. જગતની અનિત્યતાને તે બરાબર સમજતી હતી. પરંતુ તેનો પતિ માયામાં ફસાએલો હતો, અને અત્યન્ત મોહવાળો હતો. તે સ્હેજ વાતમાં વિષયોમાં મન લગાડતો અને રોયા કરતો. પત્ની તેના વિવેકને જગાડવા માટે બહુ જ પ્રયત્ન કરતી. એક વખત તે સ્ત્રીનો એકલૌતા નામનો છોકરો અકસ્માત બીમાર પડ્યો, અને જોત–જોતામાં તેના પ્રાણ નીકળી ગયા. તે વખતે તે સ્ત્રીનો પતિ બહાર ગયો હતો. સ્ત્રીએ વિચાર કર્યો કે સાંજે પતિ ઘેર આવશે ત્યારે તેમને મોટું દુઃખ થશે અને તે અત્યન્ત અધીર થઈ જશે. એટલા માટે તેમને સમજાવવા માટે પહેલેથી કોઈ યુક્તિ શોધી રાખવી જોઈએ. મનમાને મનમાં કંઈ વિચારી તેણે છોકરાની લાશને કપડાથી એવી રીતે ઢાંકી દીધી કે જાણે તે નિદ્રામાં સૂતો છે. સાંજે જ્યારે તેનો પતિ ઘેર આવ્યો ત્યારે તેણે કહ્યું કે, 'આજ તો ઘરમાં મોટો ઝગડો થઈ ગયો, ને આખો દિવસ તોફાન મચી રહ્યું.'

પતિએ ચકિત થઈને પૂછ્યું, ઝગડો કેમ થયો, અને કોની સાથે થયો?'

સ્ત્રીએ કહ્યું—થોડાક દિવસ થયા, હું આપણી પાડોશણ પાસેથી એક કિંમતી ઘરેણું માગીને લાવી હતી. આજ તે મારી પાસે પોતાનું ઘરેણું પાછું માગવા આવી, ત્યારે મેં કહ્યું કે 'હું ઘરેણું હમણાં નહીં આપું.' તેણે કહ્યું—'હું તો હમણાં ને હમણાં લઈશ.' મેં સાફ ઈન્કાર કરી દીધો, ત્યારે તેની સાથે મોટો ઝગડો થયો.

પતિએ કહ્યું—તું ગાંડી તો નથી થઈ ગઈ? અરે, આવી તો મૂર્ખતા થતી હશે? તેનું ઘરેણું પાછું આપી દેવું જોઈએ, તેમાં ઝઘડાની શી વાત હતી? એ તો તારી મોટી ભૂલ છે.

સ્ત્રીએ કહ્યું—વાત તો ખરી છે કે તેનું ઘરેણું તેના માગવાથી પાછું આપવું જોઈએ; પરંતુ શું કરું, ઘરેણું છે બહુ સુંદર, તે મારા મનને એટલું ગમી ગયું છે કે તેને પાછું આપવાનું મન પણ નથી થતું. એટલા માટે મેં તેને કહ્યું કે 'મારા પતિ ઘેર આવશે ત્યારે ઘરેણું આપીશ.'

પતિએ કહ્યું—ગાંડી! એમાં મારું શું કામ હતું. ઘરેણું તારા મનને ગમી ગયું અને બહુ સુંદર છે, તેથી શું જબરદસ્તીથી તું તે બીજાનું ઘરેણું રાખી લઈશ? તારા જેવી બુદ્ધિશાળી અને ગુણવાળી સ્ત્રીને શું એટલી પણ બુદ્ધિ નથી કે નકામો તેનાથી ઝગડો કર્યો! ત્યારે તે સમયે તેનું ઘરેણું પાછું આપી દેવું જોઈએ. કોઈની વસ્તુ આ પ્રકારે જબરજસ્તીથી રાખવાનો તને શો અધિકાર છે,

સ્ત્રીએ કહ્યું—જેની વસ્તુ હોય, તેને પાછી આપી દેવી અને જરા પણ દુઃખ નહીં માનવું, એ શું સાચી વાત છે?

પતિએ કહ્યું—તેમાં પણ કોઈ સંદેહ છે? તું વિવેકવાળી થઈને આવી વાત આજ કેમ પૂછી શકે છે, તેમાં તને શંકા થઈ રહી છે?'

પતિની વાત સાંભળીને તેણે કહ્યું—સારું નાથ! તમારી વાત બરાબર છે. દેખો, પ્રભુએ આપણને જે છોકરો આપ્યો હતો, તેને આજ તેમણે પાછો લઈ લીધો છે. એટલા માટે હવે જરા પણ શોક ન કરશો. એમ કહીને તેણે લાશપરથી કપડું લઈને પતિને મરેલો છોકરો દેખાડ્યો. પતિને દુઃખ તો બહુજ થયું, પરંતુ પહેલેથી સમજાવી રાખવાથી તેણે બહુ રોકૂટ ન મચાવી.

બુદ્ધિમાન સ્ત્રી-પુરુષોએ આનાથી શિક્ષા ગ્રહણ કરવી જોઈએ.

જ્યારેજ્યારે આપણા મનની શીતલતા ઘટે–મિજાજ જાય ત્યારે પારકો દોષ કે વાંક જોયા વિના પોતાની અશાંતિનું જ કારણ શોધી કાઢવું. આપણું મન આપણા કબજામાં નથી રહેતું અને શોક–મોહ–ક્રોધ સેવે છે, તો સામાનું મન, જે તેના કબજામાં પણ નથી, તે આપણા કબજામાં શી રીતે આવે? અને આપણી ઇચ્છા પ્રમાણે શી રીતે ચાલે? આટલી વાત સમજી રાગદ્વેષ છોડી શાંતિથી પોતાને સારું લાગે તે કર્યે જવું. અને તેમાં વિઘ્ન ઓછાં આવશે.

# સંત રામનાથ

## મોગલ સમયની સુરતની એક મહાન વિભૂતિ

લેખક: શ્રી માણેકલાલ શંકરલાલ

### ૧ તારણહાર

અવધૂ મગન હુઈ રાચતા, રામભજનમેં લીન;
રામનાથ સત્સંગ બીન, બિકલ ભયો મન દીન.

સુરતના આ મહાન પ્રભાવી સંત અઢીસો વર્ષ પહેલાં અશ્વિનીકુમાર તીર્થક્ષેત્રમાં થઈ ગયા. આઠેજામ–અષ્ટ પ્રહર સદાશિવના ધ્યાનમાં નિમગ્ન બની મંત્રમુગ્ધ બની જતા. એમના અલૌકિક પ્રભાવ વિષેની ઘણી લોકકથાઓ સુરતમાં પ્રચલિત છે.

વર્ષાના દિવસો હતા. તાપી મૈયાના બંને કિનારા ભરપૂર હતા. નદીમાં પૂર ચઢયાં હોવાથી સામે કાંઠે જઈ શકાય તેમ ન હતું, તેમ વહાણો પણ ન હતાં. એટલે લાચાર બનેલા પરદેશી યાત્રિકો સંત રામનાથના ધામમાં આવ્યા અને દીનતાથી પોતાની ઇચ્છા દર્શાવી. આંગણે આવેલા યાત્રિકોનું યોગ્ય સન્માન કરતાં પ્રથમ તો સંતે સર્વે યાત્રિકોને ભોજન આપ્યું, ત્યારપછી તેમને સામે પાર પહોંચાડવા તૈયાર થઈ નદીકિનારે આવ્યા.

જળમાં ચાદર બિછાવી સર્વેને તે ઉપર બેસવાનું કહ્યું. સંતની એ વાત સાંભળતાં જ યાત્રિકો ભયભીત બન્યા. જળ ઉપર બિછાવેલી ચાદર ઉપર બેસવા કોઈ પણ તૈયાર ન થયું, કેમકે તેમને સંતના શબ્દોમાં વિશ્વાસ ન હતો. એટલે કૃપાળુ સંત એક નાનો રૂમાલ જળપર બિછાવી પોતે તે ઉપર બેઠા. અને ત્યારપછી કિનારે ઉભેલા યાત્રિકોને ચાદર ઉપર આવવા આહ્વાન કર્યું.

સંતના પ્રભાવથી યાત્રિકો તો દિગ જ થઈ ગયા હતા. એટલે કોઈ પણ બોલ્યા સિવાય સર્વે ચાદર ઉપર આવી બેઠા. રૂમાલ ઉપર બેઠેલા સંત આગળ અને પાછળ ચાદર ઉપર બેઠેલા યાત્રિકો જાણે વહાણમાં જ બેઠા હોય તેમ તાપી મૈયાના સામે તટે પહોંચ્યા. કાંઠે ઊતરતાં જ યાત્રિકો હર્ષભેર એ તારણહાર સંતના ચરણમાં ઢળી પડયા. તેમને શુભાશિષ આપતા સંત પુનઃ રૂમાલ ઉપર બેસી સામે કાંઠે આવેલા પોતાના સ્થાન ઉપર આવ્યા.

### ૨ સંત-પ્રભાવઃ

પ્રેમી ભજનિકો અને સત્સંગીઓ ભેગા થતા. સંતના ધામમાં આનંદની હેલી મંડાતી. સંત પાસે કોઈ સાધન ન હતું છતાં પોતાને આંગણે આવેલા અતિથિનું સન્માન કરતા, વિધવિધ વાનગી જમાડતા. આગંતુકોને સંતનું એ સ્વાગત તથા આતિથ્યપ્રેમ ખરેખર આશ્ચર્ય ઉપજાવતાં.

પ્રેમી ભજનિકો સંતની લીલા જોવા પોતાનો મનમાન્યો પ્રસાદ માગતા. અને હસતા વદને સંત તેમની મનોવાંચ્છિત વાનગી રજુ કરતા. સંતના ધામમાં ગાયો ન હતી કે માખણ મળે, છતાં ભજનિકો સંતની પાસે દરેક વખતે માખણ–મીસરીનો જ પ્રસાદ માગતા. ખાલી થાળી લૂછતા સ્વામીજી આવતા અને થાળ ભૂજી તે ઉપર રૂમાલ ઢાંકી ચાલ્યા જતા. હર્ષથી ભજનિકો થાળ ગાતા અને પદ પૂર્ણ થયા પછી થાળ ઉપર ઢાંકેલો રૂમાલ ખોલતા. પોતે જે માગતા હતા એ માખણ મીસરીના–પ્રસાદથી થાળ ઝળકી ઊઠતો.

શ્રાવણ માસ બેઠો હતો. છતાં વર્ષાનાં ચિહ્નો દેખાતાં ન હતાં. વરસાદ વિના લોકો વ્યાકુળ બની ગયા હતા. દુકાળનો ભય દેખાતો હતો. તે સમયે લોકો વ્યાકુળ બની સંતના સ્થાનમાં આવ્યા. અને કરગરી પ્રાર્થના કરી. લોકોની દીનતા ઉપર દયા આવતાં સંતે એકતારો લઈ મલ્હાર ગાયો. તે સમયે એવો તો મુશળધાર વરસાદ પડયો કે નદીમાં પૂર આવ્યાં. બંને કિનારા ભરપૂર થઈ ગયા. એ જળપ્રવાહમાં એક લાશ તણાતી જતી હતી. પરંતુ ચઢેલા પૂરમાં જઈને કોણ કાઢે ? ભજનિકોએ મંદિરમાં જઈને સંતને ખબર કરી. ત્વરાથી બહાર આવી સંત જળમાં કૂદી પડયા અને તણાતી લાશને બહાર કાઢી લાવ્યા. એ સાત વરસના નાના બાળકનું શબ હતું. સંતે એને સજીવન કરી પોતાની પાસે રાખ્યો.

મલ્હારની યાદમાં આવેલા એ બાળકનું નામ 'મલ્હાર' રાખ્યું. ગોદમાં બેસાડી લાડ લડાવતા સંતે એને ઉછેર્યો. એ સંતનો બાળ—મલ્હાર આગળ જતાં મહાન તપેશ્વરી નિવડયો.

કોઈ ગોરજી મંત્રતંત્ર વિદ્યામાં અતિ પ્રવીણ હતો, તે સુરત આવ્યો અને અભિમાનપૂર્વક કહેવા લાગ્યો કે, 'મંત્રતંત્રમાં મ્હારી બરોબરી કરે એવો તો કોઈ માઈજાયો જન્મ્યો નથી!" લોકો સંત રામનાથનું નામ દેતાઃ "તમે એ સાધુને મ્હાત કરો ત્યારે ખરા

ગોરજી !" રોષે ભરાયલા ગોરજીએ એ જ રાત્રિએ મેલી સાધના કરી પોતાના મંત્રના બળથી એક ઘંટીનું પડ રામનાથનું નામ- દઈ ઉડાડયું. 'સદ્‌ગુરુ' રામનાથ તે સમયે સદાશિવના ધ્યાનમાં મસ્ત બન્યા હતા. ગોરજીએ મોકલેલું ઘંટીનું પડ તે સ્થળે આવ્યું અને સંતની પ્રદક્ષિણા કરી પુનઃ ગોરજી પાસે આવ્યું અને તેના ગળામાં ભરાઈ ગયું ! ગોરજી અતિ વ્યાકુળ બન્યો. અનેક મંત્રોપચાર કર્યા. પરંતુ એ ઘંટીનું પડ ગળામાંથી નીકળ્યું નહિ.

એ અભિમાની સાધકનું ગુમાન ગળી ગયું. પોતે સંતને સતાવી મહાન પાતક કર્યું આથી નમ્ર બનેલો ગોરજી અશ્રુ વહાવતો સંત પાસે આવી ચરણમાં નમ્યો. સંતે તુરત જ તેના ગળામાંથી ઘંટીનું પડ કાઢી લીધું. અને ભવિષ્યમાં કોઈ સંત–સાધુનો ફરીને દ્રોહ નહિ કરવાની શીખામણ આપી. દીનતાથી શિર નમાવતો ગોરજી પોતાના માર્ગે વિચર્યો.

૩ સંત અને સુબેદાર

સંતના પ્રભાવની અનેક વાતો શહેરમાં પ્રસરી. અને તે એટલે સુધી કે તે સમયના સુરતના નવાબ સાહેબના કાન સુધી એ વાત પહોંચી. આશ્ચર્ય પામતા નવાબને સંતનો પરચો જોવાની ઇચ્છા થઈ અને એક થાળમાં માંસ ભરી તે ઉપર જરકસીનો રૂમાલ ઢાંકી પોતાના વિશ્વાસુ સિપાહીને સંતની પાસે મોકલ્યો.

પ્રેમી ભક્તોના વૃંદમાં સંત બેઠા હતા. "નવાબ સાહેબે તમારા માટે પ્રસાદ મોકલાવ્યો છે, કૃપા કરી સ્વીકાર કરો !" કહી સિપાહીએ સંતના સમીપ થાળ ધર્યો. અવધૂત સમજી ગયા હતા. એટલે એમણે થાળ નીચે મૂકાવ્યો અને ત્યાર પછી થોડી વારે પોતાના હાથે થાળ ઉપરનો રૂમાલ ખોલી નાખ્યો. આગંતુક સિપાહી અચરજ પામ્યો. માંસથી ભરેલો થાળ સાકરથી ભરેલો દીઠો. "નવાબ સાહેબે આજે સાકરનો પ્રસાદ મોકલાવ્યો છે" કહેતાં મુઠ્ઠી ભરી ભરીને સંતે તેને સભામાં વહેંચવા માંડ્યો.

સંતને પ્રણામ કરી સિપાહી નવાબ પાસે આવ્યો અને સર્વ બીના કહી. ત્યારપછી ખુદ નવાબ સંતના દર્શને આવ્યા. પ્રણામ કરતા નવાબે સંતને કાંઈ માગવા કહ્યું પરંતુ જેને 'રામધન' પ્રાપ્ત થયું છે, એ સંતે કાંઈ પણ માગ્યું નહિ. છતાં નવાબ ઘણીઘણી મૂલ્યવાન ચીજો સંતના ચરણે ધરી પ્રણામ કરી પોતાને મહેલે ગયા. ત્યારપછી એ બહુમૂલી ચીજોને સંતે યાચકોને દાનમાં આપી દીધી.

સંતના પ્રભાવનો નવાબને સારો પરિચય હતો, એટલે તેઓ સંતનું સર્વદા સન્માન કરતા. પોતાની સાલગીરીના દિવસે નવાબે ખૂબ દાન કર્યું તે સમયે કાશ્મીરની એક કિંમતી શાલ તથા બીજી ભેટો સાથે નવાબે પોતાના માણસને સંત રામનાથ પાસે મોકલ્યો અને કહાવ્યું કે, "સાલગીરીના શુભ પ્રસંગે નવાબ સાહેબે તમારા માટે ભેટ મોકલાવી છે, તેનો સ્વીકાર કરો." આજ્ઞા થતાં નવાબના માણસો ભેટ લઈ અશ્વનીકુમાર ક્ષેત્રમાં આવેલા સંત રામનાથના સ્થાનમાં આવ્યા. તે સમયે સ્વામીજી તાપી મૈયામાં સ્નાન કરવા ગયા હતા. સેવકે ઘાટ ઉપર જઈને સંતને ખબર કરી કે, "નવાબ સાહેબે આપના માટે ભેટ મોકલાવી છે." હસતા વદને સંતે સર્વ ભેટ પોતાની સમીપ લાવવા કહ્યું; એટલે નવાબના અનુચરો તાપી-મૈયાના ઘાટ ઉપર જ્યાં સંત સ્નાન કરી રહ્યા હતા ત્યાં લાવ્યા. 'સારું કર્યું' કે નવાબ સાહેબે કે પોતાની છેલ્લી સાલગીરીને આવી શાનદાર રીતે ઉજવી લાખેણો લ્હાવો લઈ લીધો !" ભેટનો સ્વીકાર કરતા સંતે એક માર્મિક ઘાવ કર્યો અને તે શ્રવણ કરતા નવાબના અનુચરો પણ આશ્ચર્ય પામ્યા. સંતને શિર નમાવી તેઓ તુરત જ પાછા ફર્યા. નદીના ઘાટ ઉપર મૂકેલી નવાબની સર્વે ભેટોને સ્નાન કરી રહ્યા પછી સંતે એક પછી એક તાપી મૈયામાં પધરાવી દીધી. જે કિંમતી શાલ હતી તે પણ મૈયામાં અર્પણ કરી સંત નિજ સ્થાનમાં આવ્યા.

શઠ બુદ્ધિના અનુચરોએ દૂર ઊભા રહી સંતની સર્વે ચેષ્ટા નિહાળી અને નવાબ પાસે આવતાં જ "હજુર ! આપકા અપમાન ! અપમાન !" કહી નવાબને ચ્હડાવતાં સંતે કહેલા શેરો કહી સંભળાવ્યા. નવાબ બહુ સમજદાર હતા. સંતના નિર્લોભી હૃદયને પણ તે સારી રીતે પીછાણતા હતા એટલે સીપાઈઓની વાતો સાંભળતાં તેમને લગારે રોષ ચઢ્યો નહિ પરન્તુ સંતના શબ્દો સૂબાના હૃદયમાં ખટક્યા, "શું ત્યારે મ્હારી આ છેલ્લી

સાલગીરી હશે ?" ખૂબ વિચાર કર્યા છતાં નવાબને કંઇ સમજાયું નહિ.

આખો દિવસ શોચમાં વ્યતીત થયો. સાયંકાળ થતાં વ્યાકુળ હૃદયે ઘોડા ઉપર સ્વાર થઇ નવાબે અશ્વિની-કુમાર ક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું. કેમકે આજે તેમને એક અતિ મહત્વની વાત જાણવી હતી. એટલે ત્વરાથી અશ્વ હાંકી નવાબ સંતના સ્થાન સમીપ આવી પહોંચ્યા. અશ્વને બહાર બાંધી નવાબ સંતના સ્થાનમાં પ્રવેશ્યા.

ધૂણી ધગધગતી હતી અને ત્યાં ધ્યાનમગ્ન બની સંત બેઠા હતા. ચૂપકીથી નવાબ ત્યાં બેસી ગયા. થોડીવારે સંત જાગ્યા એટલે નમન કરતા નવાબના ભયગ્રસ્ત હૃદયમાંથી વેણ ઝર્યાં; " બાબા! ક્યા યહી સચ્ચ હૈ કિ યેહી સાલગીરી મેરી આખરી સાલગીરાહ બન જાય ?" વ્યાકુળતાથી પ્રશ્ન કર્યો.

" બેટા! ઇન છોટીસી બાતોમેં ઇતના પરેશાન ક્યોં હોતા હૈ ? જો હોનેવાલા હૈ ઉસકો કોઇ મિટા નહિ સકતા, ઇસલીયે મિથ્યા શોચ મત કરો " સાંત્વન આપતા સંતે એને સમજાવ્યો." "બાબા! જો હોનાહાર હૈ વો હોતા હી કરતા હૈ, લેકિન ઉસકો જાને બીના દિલકો ચેન નહિ પાતા. ઇસલીયે ભવિષ્યકા વો હી ભેદ કહો." નવાબે અતિ આગ્રહ કર્યો એટલે સંતે ભવિષ્ય-કાળની ઘટનાનો ઉલ્લેખ કર્યો.

"નવાબ! તુમ સુરતમેં નહિ, લેકિન સુરતસે બહુત દૂર, અપને હાથોંસે આત્મહત્યા કરકે મરેંગે." નવાબ એ સાંભળતાં સ્તબ્ધ બની ગયા. અને ભય-ગ્રસ્ત બની નિજ સ્થાને આવ્યા.

વિધિના લેખ કદી મિથ્યા થતા નથી. સંતના કથનાનુસાર એ જ સાલમાં પિલાજી ગાયકવાડ સાથે મહી નદીના સામે કાંઠે અડાસ ગામમાં નવાબ યુદ્ધમાં ઉતર્યો. ત્યાં પોતાના સર્વ માણસો લડાઇમાં માર્યા ગયા. દુશ્મનના હાથે પકડાઇ બૂરા મોતે મરવા કરતાં નિજ હાથે મરવું સારું એમ વિચારી નવાબે પોતાના હાથે જ પોતાનો અંત આણ્યો. આ પ્રસંગ સુરતના નવાબ રૂસ્તમ અલીખાનના સમયમાં બન્યો હોવાનો ઇતિહાસમાં ઉલ્લેખ મળી આવે છે.

## ૪ સંતવાણી

ભગવાન સદાશિવ પ્રત્યે તેમનો અનન્ય અનુરાગ હતો. દિન આથમતો અને રાત્રિનું સામ્રાજ્ય છવાતું. સંસાર નિદ્રાદેવીની ગોદમાં પરવશ બની પોઢી જતો ત્યારે એ મસ્ત અવધૂત ભોળાનાથનું આરાધન કરતા. શંખનાદથી રાત્રિનું શૂન્ય વાતાવરણ ગાજી ઊઠતું. એ મસ્ત પુરુષ ધ્યાની તેમજ ભજનિક પણ હતા. એકતારાના રૂણઝુણતા તારે તેમનો મીઠો " હમક ગુંજી ઊઠતો.

હર ભોળા હરિ તુમ હો મેરા, મેં તુમહીકા દાસા રે
દરશ બીના મોહે ચેન ન આવે, પ્રભુ રહો મમ પાસા રે.

પ્રેમનિશામાં મસ્ત બનેલા સંત સારી રાત્રિ ભજના-નંદમાં વ્યતીત કરી નાખતા. પ્રાતઃકાળ થતાં આસન માંડી ધૂણી આગળ ધ્યાનમગ્ન બનતા. સ્મરણતાળી લાગતી અને સારો દિવસ એ પ્રેમસાધનામાં વીતી જતો. જીવનનો વિશાળ પટ હરિસાધનમાં વ્યતીત કરતાં એમણે અહારનિદ્રાને પરહર્યાં. એ વંદનીય અવધૂતની અસ્ખલિત કળાને કોઇ કળી શક્યું નહિ. ભજનપ્રેમી સંતને ભજનિકોનો સમાગમ સ્વજનથી પણ અધિક લાગતો. રાત્રિએ ભજનિકો ભેગા થતા અને જાણે અમીનો મેહ વરસતો.

સામે કાંઠે સદ્‌ગુરુ મુનિ નારાયણ નામના મહાન પ્રતાપી સંત રહેતા હતા. અશ્વિનીકુમાર તીર્થમાં તાપી મૈયાના તટ ઉપર ઉભય સંતોનાં સ્થાન બરા-બર સામસામાં જ આવેલાં છે. સદ્‌ગુરુ રામનાથના સ્થાનમાં ભજનની ધૂન સંભળાતી કે સામે કાંઠે સંતનું હૃદય વ્યાકુળ બનતું અને જળપટ ઉપર રૂમાલ બિછાવી તેના ઉપર બેસી સ્વામીજી આ પાર રામનાથના સ્થાનમાં આવતા. ઉભય સંતો મહાન પ્રતાપી હતા. એકબીજાના દર્શન વિના તેમને લગારે ચાલતું નહિ. સંતો ભેગા થતા તે સમયે દિવ્ય જ્ઞાન-ગોષ્ઠિ થતી. સંતવાણીમાં એ પ્રસંગો પ્રાપ્ત થાય છે, પરંતુ એનો યથાર્થ ઉલ્લેખ કરવા માટે વિશાળ સ્થાન જોઇએ. સ્વામી જીતામુનિએ પણ અનેક પદો-ભજનોમાં સંતવાણી રચી છે. તેમ સંતરામનાથે રચેલો વાણી-સંગ્રહ પણ અતિ વિશાળ છે. જેમાં અનેક ભજનો, કવિત, કુંડલીયા, રેખતા, આદિ છંદોનો સમાવેશ થાય છે.

આ મહાન પ્રતાપી સંતના ચરિત્ર વિષે અનેક ઘટના મળી આવે છે. કેટલીક વાર તેમણે રેતીની સાકર અને વૃક્ષનાં પાંદડામાંથી ફળો બનાવ્યાના પ્રસંગો પણ

મળી આવે છે. એ બધા પ્રસંગોને એકત્રિત કરી ઉલ્લેખ કરવામાં આવે તો વિસ્તૃત ચરિત્ર લખાય. અત્રે તો કેવળ સંક્ષિપ્ત સાર જ આપ્યો છે.

**૫ ઉપસંહાર**

અઢીસો વર્ષનાં વ્હાણાં વાયાં છતાં એ વંદનીય સંતના પ્રભાવની સુવાસ હજુ મ્હેકી રહી છે. સદ્‌ગુરુ રામનાથના પ્રયાણ પછી તેમના શિષ્ય રાજગીરે સદ્‌ગુરુની સમાધિ ઉપર એક વિશાળ શિવાલય બંધાવી શિવલિંગની સ્થાપના કરી. સદ્‌ગુરુના નામ ઉપરથી શિવાલયનું "રામનાથ મહાદેવ" એવું નામ રાખવામાં આવ્યું.

અશ્વનીકુમાર ક્ષેત્રમાં આવેલા રામનાથ ઘાટ ઉપર આજે પણ આ વિશાલ શિવાલય વિદ્યમાન છે અને તે ઉપર એક શિલાલેખમાં નીચે મુજબ ઉલ્લેખ કરાયેલો છે: "વિક્રમ સંવત્ ૧૮૦૦ મહા સુદ ૫ ને સોમવારે સદ્‌ગુરુ રામનાથની સમાધિ ઉપર તેમના શિષ્ય રાજગીરે શિવાલય બનાવ્યું."

રામનાથના શિવાલય પાસે રાજગીરે એક બીજું શિવાલય બંધાવી તેને 'રાજરાજેશ્વર'ના નામે ઓળખાવ્યું. અને તેમાં પોતાના વંદનીય સદ્‌ગુરુ રામનાથની પ્રતિમા પધરાવી, જે અદ્યાપિ મોજુદ છે.

આજે એ પ્રાતઃસ્મરણીય સદ્‌ગુરુ રામનાથ નથી છતાં તેમણે રચેલી સંતવાણી-પદો પ્રેમી ભજનિકોમાં અતિ ઉલ્લાસભેર ગવાય છે. એકતારાની મીઠી ડોલાવણી મંડાય છે તે સમયે સદ્‌ગુરુ રામનાથ પુનઃ જીવંત બની જાણે પ્રેમાનંદમાં ડુબકી મારી જાય છે.

જ્યાંસુધી એ સંતવાણી તથા રામનાથ ઘાટ ઉપર આવેલા તેમનાં શિવાલય વિદ્યમાન રહેશે ત્યાંસુધી એ સદ્‌ગુરુની યાદ કદી વિસ્મૃત થશે નહિ.

"જય હો! વંદનીય સંત-સદ્‌ગુરુ રામનાથનો જય હો!"

# આત્માનાં ઓજસ્

શાંત-પ્રશાંત ચહેરાને જોઈને આનંદની લાગણી ન અનુભવતો હોય એવો કોઈ કમભાગી મનુષ્ય સૃષ્ટિ ઉપર વસતો હશે ખરો? જો વસતો જ હોય તો એનું જીવન વ્યર્થ છે.

પ્રશાંત મુખમુદ્રાની પ્રતિભા આગળ પામર મનુષ્યો સાવ તેજહીન જ લાગે છે. લાગે જ ને, કારણ પ્રશાંત મુખમુદ્રા અને તેજસ્વી પ્રતિભા, કાંઈ એમ-ને-એમ સહજમાં પ્રાપ્ત થાય એવાં છે? એ પ્રતિભા પાછળ તો વર્ષોનો સંયમ, ત્યાગ અને નિદિધ્યાસન કામ કરી રહ્યાં હોય છે-તે જ રૂપે પ્રકાશી રહ્યાં હોય છે. ત્યાં આગળ-એવા તેજસ્વી વદન આગળ-જેણે જીવનમાં જરાપણ દુઃખ સહન ન કર્યું હોય, સંયમ તો શું પણ સામાન્ય મર્યાદાની યે પરિસીમા વટાવી નાખી હોય, ત્યાગની વાત તો બાજુએ રહી પણ જરુરિયાત કરતાં યે અનેકગણી વધુ ચીજો માત્ર ક્ષણિક સુખાર્થે વસાવી હોય, નિદિધ્યાસન તો શું પણ મનની મલિન વૃત્તિઓનો જ માત્ર વિકાસ સાધ્યો હોય-એવો માનવી તેજહીન-સત્ત્વહીન નહિ તો કેવો દેખાય!

સંયમ આગળ સ્વચ્છંદ પાંગળો છે. ત્યાગ આગળ ભોગ લાચાર છે. નિદિધ્યાસન આગળ મનની મલિનતા, પૂંછડી પટપટાવતી કૂતરી કરતાં સહેજ પણ ચઢીઆતી નથી.

હવે તમે જ કહો. સંયમી, ત્યાગી અને નિદિધ્યાસન કરવાવાળા માનવી આગળ સ્વચ્છંદી, ભોગી અને મલિન મનોવૃત્તિવાળો માનવી કેવોક દેખાય? આખા યે આકાશને તેજથી તરબોળ કરતા ભગવાન સૂર્યનારાયણ આગળ એકાદ નાના કોડીઆ જેવો યે લાગે? ના, ના. તેવો યે ન લાગે, કારણ કોડીઆ પાસે તો સૂર્યનારાયણની ગેરહાજરી વખતે પ્રકાશ પાથરવા જેટલી શક્તિ પડી છે, જ્યારે એ પામર માનવી પાસે તો સ્વતંત્ર રીતે વિચાર કરવાને મગજ પણ હોતું નથી. એ શું સ્વાવલંબી બની શકે? અરે, પ્રભુ! જીવનની અધમતાની બીજી કયી આના કરતાં પ્રબલતર દશા હશે?

સંયમ, ત્યાગ અને નિદિધ્યાસનથી જો આત્માનાં ઓજસ્ લાધતાં હોય તો-કામનાથી પરિતૃપ્તિ પામી જીવન પ્રશાંત બનાવી શકાતું હોય તો-મૂર્ખ માનવીને સ્વચ્છંદમાં, ભોગમાં અને મનની મલિનતામાં વિચરવાનું બાકી જ ક્યાં રહે છે? તો શા માટે તે સ્વચ્છંદી બની ઇન્દ્રિયોને બહેકાવી મૂકે છે? ભોગી બની પાર્થિવતાના પામર વિચારો કરવામાં રચ્યો પચ્યો રહે છે? મનની મલિનતાના નચાવ્યા પ્રમાણે નાચી ચિત્તની અશાંતિને વહોરે છે? શું યુગયુગના અંધારને ભેદી નાખે એવાં આત્માનાં ઓજસ્ એને મન અળખામણાં છે?

શ્રી 'રમણ' નાવલીકર.

# સતી સુકલા

અનુવાદકઃ
શ્રી "પુનિતપદરેણુ"

( ગતાંક પૃષ્ઠ ૫૭૪ થી ચાલુ )

કલિંગ દેશમાં શ્રીપુર નામનું એક નગર હતું. આ નગર તમામ પ્રકારના વૈભવોથી ભરપૂર હતું. ત્યાં વસુદેવ દત્ત નામના એક બ્રાહ્મણ રહેતા હતા. તેઓ ધર્મપરાયણ, જ્ઞાનવાન, ગુણવાન અને ધનધાન્યસંપન્ન હતા. પુત્રપૌત્રો વડે તેમનો ગૃહસ્થાશ્રમરૂપી બગીચો ખીલી ઊઠયો હતો. હું તે જ વસુદેવ દત્તની કન્યા હતી. મારે ઘણા ભાઈ હતા. મારા પિતાએ મારૂં નામ 'સુદેવા' પાડયું હતું. મારા પર તેમના ચારે હાથ હતા. ઘરમાં કોઈ જાતની કમીના નહોતી. ભગવાને મને અનુપમ સૌંદર્યનું દાન કર્યું હતું. જે મને જોતા તે બધા એમ જ કહી દેતા કે આની જોડ ક્યાંય જગતમાં નહિ જડે. હું હસતી-રમતી, ખેલતી-કૂદતી અને મારી મસ્તીમાં મસ્ત રહેતી હતી. લાગતા-વળગતા સંબંધીઓ મારો વિવાહ જલદી કરી નાખવા માટે મારા પિતા પર દબાણ કરવા લાગ્યાં. પરંતુ મારા પરની તેમની વધુ પડતી મમતાને લીધે તેઓ જાણી જોઈને આંખ આડા કાન કરતા હતા. સરિતા જેવું પ્રવાહી જીવન ક્રમશઃ આગળ વધવા લાગ્યું. કિશોરાવસ્થા વટાવીને હું યૌવનના ઉંબરે આવી પહોંચી. મારી જુવાનીનાં પ્રચંડ પૂર જોઈને મારી માતાને મનોમન દુઃખ થવા લાગ્યું. તેણે મારા રૂપની ચર્ચા કરતાં પિતાજીને કહ્યું કે, કોઈ ઉત્તમ, ગુણવાન અને પવિત્ર બ્રાહ્મણ સાથે તત્કાળ કન્યાનો વિવાહ કરી નાખવો જરૂરી છે. પિતાજીએ જવાબ આપ્યોઃ 'દેવી! હું પણ તેના વિવાહની ચિંતામાં જ છું; પરંતુ તેના પ્રત્યેની મારી મમતાને લીધે હું આનાકાની કરી રહ્યો છું. હું મારી પ્રાણપ્રિય પુત્રીનો વિયોગ સહન નથી કરી શકતો. હું તો એવા કોઈ વરની શોધમાં છું કે જે અહીં ઘરજમાઈ તરીકે રહે.'

આ વાત થયાને ઘણા દિવસો વીત્યા બાદ એક તેજસ્વી બ્રાહ્મણ યુવક ભિક્ષાર્થે અમારે ઘેર આવ્યો. તે એક પ્રતાપી, વેદસ્વાધ્યાયી, સ્વરૂપવાન અને નીતિમાન બ્રહ્મકુમાર હતો. વાતચીત કરતાં માહિતી મળી કે તેના માતા-પિતાનું અવસાન થયેલું છે. મારા પિતાએ તેને પૂછ્યુંઃ 'આપ કોણ છો? આપ મને આપનું નામ કુળ, ગોત્ર વિ.નો પરિચય આપશો તો આપનો આભારી થઈશ.' તેણે જવાબમાં જણાવ્યું કે, "કૌશિક કુળમાં મારો જન્મ થયો છે. હું માબાપ વિનાનો છું. મેં વેદ-વેદાંગોનો વિધિપૂર્વક અભ્યાસ કર્યો છે. મારૂં નામ શિવશર્મા છે. વધારામાં, વેદજ્ઞાનથી વંચિત નહિ એવા મારે ચાર ભાઈ પણ છે.

પિતા આ બધી હકીકત સાંભળીને ખૂબ પ્રસન્ન થયા. તેઓ તો આવા જ કોઈ બ્રાહ્મણની શોધ કરી રહ્યા હતા. શુભ દિવસ અને શુભ તિથિ નક્કી કરીને મારા પિતાએ શિવશર્મા સાથે મારો લગ્નસંબંધ જોડયો ને હું તેમની સાથે જ પિયરમાં રહેવા લાગી. પરંતુ વૈભવ-વિલાસ અને પિતાના પ્યારમાં ઊછરી હોવાને લીધે હું સ્વચ્છંદતાનો શિકાર થઈ પડી હતી. મારા હૃદયમાં અભિમાનનો કીડો હતો. હું હંમેશાં માતા-પિતાના વૈભવમાં મતવાલી રહેતી હતી. પતિની તો બિલકુલ પરવા જ નહોતી કરતી. તેમની અનુગામિની બનવાનો યા સેવા-સહાયતા કરવાનો તો વિચાર જ ક્યાંથી સૂઝે? કોઈ દિવસ દિલ ખોલીને તેમની સાથે વાત સરખી પણ કરતી ન હોતી. ધીરે ધીરે નૈતિક અધઃપતનના ખાડામાં ઊંડે ઊતરતી ગઈ. હું દરેક સ્થળે ને દરેક કામમાં મારું જ ધાર્યું કરતી. માબાપ, ભાઈ, પતિ વિ. તરફ દુર્લક્ષ્ય આપતી. મારા પતિ ખૂબ શાંત સ્વભાવના અને બુદ્ધિશાળી હતા. જો કે તે ભોળા છતાં ભોટ ન હતા. પોતાની સગી આંખે આ બધું જોવા છતાં પણ સાસુ-સસરાના પ્રેમને વશ થઈને, તેઓ મને કંઈ જ કહેતા નહિ. ઉત્તરોત્તર હું વધુ ઉદ્દંડ બનતી ગઈ. અધમ અધર્માચરણ આચરવા લાગી. મારા પતિની નિખાલસતા અને મારી ચંચળતા જોઈને મારાં માબાપ દુઃખમાં દહાડા વીતાવવા લાગ્યાં. મારા પતિ અતીવ આશાવાદી હતા. તેમની માન્યતા હતી કે એક દિવસ ઈશ્વર એને જરૂર સદ્બુદ્ધિ આપશે. પરંતુ પત્થર કોઈ દિવસ પીગળે ખરો? તેઓ મને રૂબરૂમાં કંઈ કહેતા નહોતા પરંતુ હૃદયમાં અપાર દુઃખ ભર્યું હતું. જ્યાંસુધી તેમની સહનશક્તિની સીમા પહોંચી ત્યાંસુધી તો તેમણે બધું જ સહન કરી લીધું. છેવટે મારાં કાર્યો અસહ્ય જણાવાથી તેઓ માત્ર ઘરબાર જ નહિ પરંતુ સ્વદેશ છોડીને કોઈ અજાણ્યા સ્થળે ચાલ્યા ગયા.

આ બધા દુઃખદ સંજોગો જોઈને મારા પિતાજીને ખૂબ દુઃખ થયું. મારા રૂપ અને યૌવનની ચિંતાથી

તેમનું શરીર સૂકાવા લાગ્યું. તેમનું કંચન જેવું શરીર રોગનું ઘર બની ગયું. જાણે કેટલાય વર્ષોના જૂના રોગી ન હોય! મારી માતાએ તેમની આવી દયાજનક દશા દેખીને કહ્યું; 'સ્વામીનાથ! આપ આટલી બધી ચિંતા શા માટે કરો છો? આમાં આપણી કન્યાનો જ વાંક છે. તે નિષ્ઠુર અને દુરાચારી છે. તેણે જ દેવ જેવા પતિને અહીંથી ચાલ્યા જવાની ફરજ પાડી. આપણા જમાઈ તો બિચારા બહુ જ ખાનદાન ઘરના હતા. તેઓ આખા કુટુંબ સાથે સ્નેહ અને સદ્‌ભાવ રાખતા. આ સુદેવાએ કોઈ દિવસ તેમના તરફ આંખ ઊંચી કરીને જોયું પણ નથી. તેણે પોતાના વર્તન વડે તેના પતિનું ઘોર અપમાન કર્યું છે. આટલું હોવા છતાં શિવશર્માએ એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી. અને સ્વપ્ને પણ એવો ખ્યાલ ક્યાંથી હોય કે આ દીકરી જ કુલાંગાર નીવડશે? તેમ છતાં એક વાત તો મારે સ્પષ્ટ કહેવી જ જોઈએ. તે એ કે આપે તેને લડાવેલાં લાડ પણ તેને માટે ઓછાં જવાબદાર નથી. નીતિશાસ્ત્રના નિયમોનું આપે ઉઘાડું ઉલ્લંઘન કર્યું છે. આપનાથી અજાણ્યું નથી કે, પાંચ વરસની ઉંમર સુધી જ બાળકનું લાલનપાલન કરવું જોઈએ. ત્યારબાદ ઉત્તમ આચારવિચાર, ભોજન, વસ્ત્ર, સ્નાનધ્યાન અને શિક્ષણ દ્વારા તેના જીવનવિકાસમાં સહાયભૂત થવું જોઈએ. સદ્‌ગુણ અને સદ્‌વિદ્યાનાં આભૂષણો વડે તેને સુશોભિત કરવું જોઈએ. સંતાનના ગુણ, શિક્ષા અને વિદ્યામાં માબાપે મોહ ન રાખવો જોઈએ. દરરોજ તેની દિનચર્યામાં સંપૂર્ણ રસ લેવો જોઈએ અને જો જરૂર જણાય તો ચૌદમા રતનનો ઉપયોગ કરતાં પણ અચકાવું ન જોઈએ. આ બધું કરવાનું કારણ એટલું જ છે કે ભૂલથી યા પાછળથી પણ સંતાન 'નીતિનાશને માર્ગે' ન વળે અને નિત્ય સદ્‌ગુણોમાં અભિવૃદ્ધિ કરે. આ જ પ્રમાણે, માતાએ પુત્રીની, સાસુએ પુત્રવધૂની અને ગુરુએ શિષ્યની સંભાળ રાખવી જોઈએ. જો આ પ્રમાણે પગલાં નહિ ભરવામાં આવે તો સંભવ છે કે દીકરો યા દીકરી હાથથી ગુમાવવા પડે. વળી આ જ નિયમાનુસાર પતિએ પત્નીની, રાજાએ મન્ત્રીની અને પરિચારકે હાથી-ઘોડાની દેખરેખ રાખવી જોઈએ. તમે તો આનાથી તદ્દન ઊલટું આચરણ કરીને તેનું ચારિત્ર્યરૂપી ધન વેડફી નાખવામાં કારણભૂત બન્યા. જમાઈને આપણા આશ્રમ રાખીને કન્યાને અભિમાની અને નિરંકુશ બનાવવામાં આપે જ મોટો ભાગ ભજવ્યો છે. યુવાવસ્થામાં કન્યાનો પિયરમાં વધુ દિવસ રાખવી એ જોખમભરેલું છે. દીકરી તો સાસરે જ શોભે. પતિના ઘેર રહેવાથી તે તેને જ પોતાનું ઘર માને છે અને પતિ પ્રતિ પ્રીતિ દાખવે છે. ત્યાં જ તેને સેવાના સંસ્કારો સ્ફુરે છે. તેને લીધે કુળની કીર્તિ વધે છે અને પિતા સુખપૂર્વક પોતાનું જીવનનિર્ગમન કરી શકે છે. કન્યાને કોઈપણ દિવસ જમાઈની સાથે લાંબા વખત સુધી પિયરમાં રાખવી ન જોઈએ.'

ચકરીએ આગળ કહેવા માંડયું કે, 'મારી માતાએ પ્રેમોપાલંભ સહિત અનેક રીતે પિતાજીને સમજાવ્યા. પોતાના સિદ્ધાંતના સમર્થનમાં તેણે, સ્ત્રીને વધુ વખત સુધી પિયરમાં રાખવાનું કેવું ખરાબ પરિણામ આવે છે એ દર્શાવતી દ્વાપરયુગના યદુવંશી રાજા ઉગ્રસેનની બનેલી સચોટ કથા પણ કહી સંભળાવી.

રાણી સુદેવા બોલી–' ઉગ્રસેનની તે કથા કેવી છે અને તમારી માતાએ તમારા પિતાને શું શું કહ્યું, તે બધું હું જાણવાની જિજ્ઞાસા ધરાવું છું. જો આપને હરકત ન હોય તો કહો.

ચકરીએ કહ્યું; ' મહાદેવી! તમે મારા પર અનહદ ઉપકાર કર્યો છે. આપની કૃપાથી જ મારાં સમસ્ત પાપો બળીને ભસ્મીભૂત થયાં છે. તેથી જરૂર હું આપને આવી કથા સંભળાવીશ. સાંભળો ત્યારેઃ

"મથુરા નગરીમાં ઉગ્રસેન કરીને એક શ્રેષ્ઠ યદુવંશી રાજા રાજ્ય કરતા હતા, તેઓ શૂરવીર, ધર્મજ્ઞ, દાતાર અને ગુણવાન હતા. ધર્મના કાયદા પ્રમાણે તેઓ રાજ્યનું શાસન ચલાવી રહ્યા હતા. 'રાજા એ પ્રજાનો પિતા છે' એ લોકોક્તિને તેઓ ચરિતાર્થ કરી રહ્યા હતા. યથાસમયે રાજકુમારી પદ્માવતી સાથે રાજા ઉગ્રસેને પ્રભુતામાં પગલાં માંડ્યાં. પદ્માવતી વિદર્ભનરેશ સત્યકેતુની લાડકી કન્યા હતી. તે સૌંદર્યનો ભંડાર હતી. તેના રૂપની સરખામણીમાં કોઈ ઊભું રહી શકે તેમ ન હોતું. સ્વરૂપની સાથે સદ્‌ગુણોનો પણ સુંદર સુયોગ હતો. સ્ત્રીમાં જોઈતા બધા ગુણ તેનામાં હતા. જાણે સાક્ષાત્ લક્ષ્મીદેવીનો જ અવતાર ન હોય! એવો તો એનો દેખાવ હતો. રાજા ઉગ્રસેનને તે પ્રાણથી પણ વધુ વહાલી હતી.

તે તેને કાયમ પોતાની સાથે જ રાખતા. બંને વચ્ચે સ્નેહની અતૂટ સાંકળ હતી.

આ રીતે સાસરિયામાં પદ્માવતી પોતાના દિવસો સુખમાં વીતાવી રહી હતી. પરંતુ તેનાં માબાપ પોતાની પ્યારી પુત્રીનાં દર્શન માટે ઝંખી રહ્યાં હતાં. જ્યારે ઝંખનાની તીવ્રતાનું પ્રમાણ વધી ગયું ત્યારે સત્યકેતુ રાજાએ, પોતાની વ્હાલસોયી દીકરીને બોલાવવા માટે, રાજા ઉગ્રસેન પાસે મથુરા નગરીમાં એક વિશ્વાસુ દૂતને પોતે સ્વહસ્તે લખેલા પત્ર સાથે, રવાના કર્યો. તેણે ત્યાં જઈને સવિનય પોતાના આગમનનું પ્રયોજન સમજાવ્યું અને પોતે લાવેલો સંદેશો રાજાને સુપ્રત કર્યો. મહારાજ ઉગ્રસેને, સાસુ-સસરાના સંતોષ ખાતર, પદ્માવતીને આગંતુક દૂત સાથે તેના પિયરમાં મોકલી.

પિયરમાં જવાથી કઈ સ્ત્રીને આનંદ ન થાય? પદ્માવતીની પ્રસન્નતાનો પાર ન રહ્યો. તેણે માતા-પિતાને સાદર પ્રણામ કર્યા અને સગાં-સંબંધીઓ તથા સાહેલીઓને મળી. જૂનાં સ્નેહ-સંભારણાં તાજાં થયાં. પદ્માવતીને પગલે ઘરમાં આનંદના ઓઘ ઊભરાવા લાગ્યા.

પદ્માવતી સ્વાતંત્ર્યપણે ત્યાં રહેવા લાગી. બચપણમાં જે રીતે ખેલતી, કૂદતી અને વનવિહાર કરતી હતી, તેવી જ રીતે અત્યારે પણ આનંદમાં મગ્ન રહેવા લાગી. સખીઓને મળીને રોજ-બરોજ નિત્યનવીન કાર્યક્રમો યોજવા લાગ્યા. ધીમે ધીમે સાસરિયાની યાદ ભૂલાવા લાગી અને તેને એમ લાગવા માંડ્યું કે અહીં જે આરામ અને સ્વતંત્રતા છે તે ત્યાં નથી. અહીંનું જીવન નિર્દ્વન્દ્વ છે, કોઈ જાતની જવાબદારી નથી, કોઈપણ જાતની રોકટોક યા પ્રતિબંધ નથી. સરિતાની માફક સરળતાપૂર્વક જીવન-પ્રવાહ વહી રહ્યો છે. અહીં કેવો આનંદ છે.

હવે તેના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે કાયમને માટે અહીં જ રહું તો કેવી મઝા આવે! પતિની સ્મૃતિનું વિલોપન થવા લાગ્યું અને સંસારની અન્ય ચીજોમાં અનુરાગ વધવા લાગ્યો.

એક દિવસ સાહેલીઓની સાથે પદ્માવતી એક સુંદર પહાડ પર સહેલગાહે ગઈ. પહાડની તળેટીમાં એક રમણીય વન હતું. જાતજાતનાં અનેક વૃક્ષો દૃષ્ટિગોચર થઈ રહ્યાં હતાં; સુશોભિત અને સુગંધિત પુષ્પો વડે આખું વન મહેકી રહ્યું હતું. તદુપરાંત અનેક મનોહર તળાવો પણ હતાં, જેમાંથી નિર્મળ જળ વહી રહ્યું હતું. તરેહ તરેહનાં કમળો હસી રહ્યાં હતાં. હંસ વિ. પક્ષીગણ યથેચ્છ ક્રીડા કરી રહ્યા હતા. પક્ષીઓના મીઠા-મધુરા કલરવને લીધે નિર્જીવ વનમાં સંજીવનનો સંચાર થઈ રહ્યો હોય એમ જણાતું હતું. આવું સુરમ્ય સ્થાન જોઈને પદ્માવતી બધું જ ભાન ભૂલી ગઈ. તેના હૃદયમાં આનંદનો ફુવારો ઊડવા લાગ્યો. જળવિહાર કરવાની કામના તેના મનમાં ઉત્પન્ન થઈ. સાહેલીઓની સાથે સરોવરમાં પ્રવેશ કરીને તે જળક્રીડા કરવા લાગી. ક્યારેક બધાં તરતાં, ક્યારેક ડૂબકી લગાવતાં, ક્યારેક અન્યોન્ય પાણી છાંટતાં તો ક્યારેક રમતગમત કરતાં. યૌવનસુલભ ચંચળતા અને મનમોજીપણાનું જાણે નૃત્ય ન થઈ રહ્યું હોય!

પ્રસંગવશાત્ બરાબર તે જ વખતે કુબેરનો અનુચર દૈત્ય ગોભિલ પોતાના વિમાનમાં બેસીને લહેરથી આકાશમાર્ગે કોઈ સ્થળે જઈ રહ્યો હતો. તેનું વિમાન તે તળાવ પાસેથી પસાર થઈ રહ્યું હતું. ગોભિલની દૃષ્ટિ પદ્માવતી પર પડી. પદ્માવતી ખરેખર અદ્વિતીય સ્વરૂપવતી હતી. ચંચળતા અને જળક્રીડાને લીધે તેનું સ્વરૂપ વધારે મોહક બનતું હતું. આ પરમ સુંદરીને જોઈને તેના શરીરમાં શેતાને પ્રવેશ કર્યો. વિકારની જાળમાં તે ફસાયો પોતાના તપના પ્રભાવે તેણે તુરત જ જાણી લીધું કે આ સ્ત્રી કોણ છે. તેને વિદર્ભનરેશની રાજકુમારી અને મથુરાના મહારાજા ઉગ્રસેનની પત્ની જાણી પહેલાં તો તેણે માની લીધું કે મારે માટે તે દુષ્પ્રાપ્ય છે. પરંતુ તેનું ચિત્ત પદ્માવતી પર પાગલ બન્યું હતું. તેના મનમાં અનેક પ્રકારના નીચ તર્ક-વિતર્ક થવા લાગ્યા. તે વિચાર કરવા લાગ્યો કે, તેનો પતિ ઉગ્રસેન કેવો મૂર્ખ છે કે આવી રૂપવાન યુવાન કન્યાને પિયરમાં મોકલી દીધી છે અને પોતે તેના વિયોગમાં ખરાબ હાલતમાં દિવસો વીતાવી રહ્યો છે.

જેમ જેમ તે વિચાર-વારિધિમાં ઊંડો ઊતરતો ગયો તેમ તેમ તેના હૃદયપ્રદેશમાં છુપાઈ રહેલી ભયંકર કુવાસનાઓ પ્રબળરૂપે પ્રગટ થવા લાગી. છેવટે તે કામાતુર બની ગયો. તેણે મનમાં નિર્ણય કર્યો કે આજે તેને ન મેળવી શકું તો આ પ્રાણનું વિસર્જન કરીશ. કોઈપણ ભોગે તેને મેળવવાના આશયથી, પોતાના વિમાનને તેણે ધીરે ધીરે પહાડની નીચે કોઈ અનુકૂળ જગાએ ઊતાર્યું અને પોતાની માયા વડે રાજા ઉગ્રસેનનું રૂપ

ધારણ કર્યું. રૂપ, સ્વર, ભાષા, વેષ, વિ. દરેક બાબતમાં ઉગ્રસેન જેવું જ રૂપ લીધું. બધી તૈયારીઓ પૂરી કરીને પર્વતના નીચેના ભાગમાં આવેલા એક અશોકવૃક્ષની છાયાના ચોતરા પર બેસી ગયો અને હાથમાં વીણા ગ્રહણ કરીને સૂરો છોડવાનો પ્રારંભ કર્યો. તેના ગાવામાં એટલી બધી માદકતા હતી કે જાણે સમસ્ત વનસ્થળી ડોલી રહી હતી. પદ્માવતી પણ એકચિત્ત થઈને તે ગીતને સાંભળી રહી હતી. સાંભળ્યા પછી તેનું હૈયું હાથ ન રહ્યું, તે તે તરફ વિવશ બનીને ખેંચાવા લાગી. સખીઓના સમૂહ સાથે તે ત્યાં ગઈ. થોડે દૂર ગયા પછી જોયું તો અશોક વૃક્ષની છાયામાં શિલાખંડ પર કોઈ એક વ્યક્તિ બેઠી હતી. તેના શરીરમાંથી દિવ્ય સુગંધી પ્રસરી રહી હતી. કંઠમાં સુંદર પુષ્પોની માળા શોભી રહી હતી. જ્યારે ઝીણી નજરે તેણે તેનું મુખ જોયું ત્યારે તો પદ્માવતી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગઈ. 'અરે ! આ શું ? મારા હૃદયેશ્વર મહારાજ મથુરાધિપતિ પોતાનું રાજ્ય છોડીને અહીં ક્યારે આવ્યા ?' તે હજુ તો વિસ્મયપૂર્વક વિચારી રહી હતી ત્યાં તો દુરાત્મા ગોભિલે તેને બોલાવવા કહ્યું:

'પ્રિયે અહીં આવો.' આથી તો પદ્માવતી વધુ ચકિત અને શંકિત થઈને વિચારમાં પડી ગઈ. 'મારા પતિ અહીં આવ્યા કેવી રીતે ? જેમ જેમ વિચારતી ગઈ તેમ તેમ સંકોચ અને ગ્લાનિમાં ઉમેરો થતો ગયો. તે વિચારે છે: 'ખરેખર, હું દુરાચારિણી છું. હું નિર્લજ્જ અને નિઃશંક થઈને ફરી રહી છું, તેથી મારા પતિ મારા પર જરૂર ગુસ્સે થશે.' તે સમયે તે દૈત્યે વ્યાકુળ થઈને ફરીથી પોકાર કર્યો, 'પ્રિયે ! જલદી આવો. તમારા વિના મારા પ્રાણ તરફડી રહ્યા છે. તમારા પ્રેમમાં હું દિવાનો થઈ ગયો છું. તમારો વિયોગ વધુ વખત સુધી અસહ્ય જણાવાથી જ મારે અહીં આવવાની ફરજ પડી છે.' પદ્માવતીએ તેને પતિ સમજીને સંકોચ અને લજ્જાભરી આંખોએ તેના સામું જોયું. ત્યારબાદ ઉગ્રસેનરૂપધારી તે દૈત્ય પદ્માવતીને પકડીને એકાંત સ્થળે લઈ ગયો અને ત્યાં પોતાની ઇચ્છાનુસાર તેનો ઉપભોગ કર્યો. પદ્માવતી પણ મોહાવિષ્ટ થઈ ગઈ હતી; કારણ કે પિયરમાં ઘણા સમયથી તે એકલવાયું જીવન વીતાવી રહી હતી. પરંતુ પ્રસ્તુત પ્રસંગ વીતી ગયા પછી, પતિરૂપધારી તે દૈત્યના મર્યાદાહીન વ્યવહાર જોઈને તેના મનમાં શંકા ઊભી થઈ. શંકા મનમાં આવતાં જ તેને અત્યંત દુઃખ અને ક્રોધ થયો. તે વક્ર દૃષ્ટિ કરીને બોલી–'અરે દુષ્ટ ! સાચું કહી દે તું છે કોણ ? મને હવે ચોક્કસ લાગે છે કે તેં મારા પતિનો વેષ ધારણ કરીને મારા પવિત્ર પતિવ્રતધર્મને નષ્ટ કર્યો છે ને મારા કપાળે કાળું કલંક લગાડ્યું છે. તારા આવા અક્ષમ્ય અપરાધ બદલ હું તને શાપ આપીશ. હવે જોઈ લે તું મારો અદ્ભુત પ્રભાવ !'

(આગળ આવતા અંકે)

# શ્યામસુંદરની મૂર્તિ

પ્રભાતના બાલસૂર્યનાં મધુરં કિરણો વધાવતા રેણુકાનાં જળ મંદમંદ વહેતાં હતાં, અને કિનારા પરનાં પંખીઓએ કલ્લોલ કરી મૂક્યો હતો. માનવી જાણે અગમ્ય એવાં દિવ્ય ગીત ગાતાં પોતાનો આનંદ-મહોત્સવ, વસંતનો મહોત્સવ હોય તેમ ઊજવી રહ્યાં હતાં. ત્યાં દૂર મંદિરમાં ઘંટારવ થયો. નગારાંના અવાજે આકાશ ભરી દીધું. શંખધ્વનિથી ઘૂમ્મટ ગાજી રહ્યા અને પેલા સાધુઓ જલદીજલદી નાહીને મંદિર તરફ ઝડપથી ચાલવા મંડી ગયા.

આજે દેવપોઢી એકાદશીનો મહોત્સવ હતો. સ્ત્રીઓ, પુરુષો અને બાળકો સૌ આજે દર્શનાર્થે ઉમટ્યાં. રેણુકાને કાંઠે આજે માનવનો મહેરામણ ઊભરાતો હતો. અને કેટલાંક હજી દરવાજા આગળથી દોડતાં આવતાં જણાય છે, રખેને ઉત્થાપન કે મંગળાનાં દર્શન કરવાનાં ચૂકી જવાય. મંદિરના વિશાળ ચોગાનમાં ચારે બાજુએ વૃક્ષો શોભી રહ્યાં હતાં. નજીકની વિશાળ ઓસરી પર ભાવિકોએ બેસીને ધૂન આરંભી. સમગ્ર વાતાવરણમાં એક પ્રકારની મસ્તી, આનંદ, ઉન્માદ, ઉલ્લાસ રમી રહ્યાં હતાં. ગોવર્ધન પૂજારી પાછળના બગીચામાં એક છાબમાં ફૂલ ભરી રહ્યા હતા. અને વૈકુંઠનો પરવાનો લઈને ફરતા કેટલાક પ્રૌઢ જેવા દેખાતા ટીલાવાળા વૈષ્ણવો આમથી તેમ દોડાદોડ કરતા હતા.

હજી લોકસમૂહ ઉભરાયે જ જતો હતો. પણ પણે દૂરથી પેલી કોણ હાંફળીફાંફળી દોડતી આ તરફ આવી રહી છે ! અરે ! ગાંધરેહાલ એના વસ્ત્રોનું ઠેકાણું નથી. દશના–બે નહિ આઠ દશના ગામડેથી દર્શન કરવા

આવતી પંદર સત્તર વર્ષની ગરીબ બ્રાહ્મણકન્યા ભાવના ઉતાવળમાં દોડતી આવી રહી છે. કમળદંડ સમા હાથમાં એક પપૈયું છે. વારંવાર એના તરફ નજર રાખતી એ ત્વરાથી અહીં આવે છે. ભગવાન જેમ ભક્તને સાચવે તેમ એના હરિને આપવાની આ મહામૂલી ભેટ એ સાચવતી હરખમાં ને ઉલ્લાસમાં ધૂનમાં ને ધૂનમાં દોડે છે. એના કેશકલાપમાંથી ખરતાં ફૂલ માર્ગે વેરાઈ રહ્યાં છે પણ એને ક્યાં પાછળ જોવું છે. દોટ મૂકતી કોણ જાણે શું કરે છે એ હરિઘેલી મીરાં! આ ભૂલી પડેલી ગોપીને કાનો મળશે?

"સાલી......જોતી નથી? આંધળી છે? તારો બાપ......" જુવાન છોકરો તડૂકી ઊઠ્યો. દોટ મૂકતી ભાવનાને એ અથડાયો હતો અને ભાવનાનું માથું પથ્થર પર પટકાઈ ગયું હતું. અને પેલા છોકરાની સાથેના બીજા બે ત્રણ ઉછાંછળા જેવા લાગતા જુવાનો ખડખડ મોટેથી હસવા લાગ્યા: "એ જ લાગની છે; ભિખારીની જાત!" અને ત્રીજો કાનમાં કંઈક બબડ્યો: "ઢોંગ જેવું તને નથી લાગતું? કેટલી...હેં?" અને પાસે પડેલા પપૈયાને પગની ઠોકર મારી આ રંગીલાઓએ રસ્તો પકડ્યો.

ભાવનાનું લલાટ જખમમાંથી વહેતા લોહીથી ભીંજાઈ ગયું હતું. બીડેલાં સ્નિગ્ધ નેત્રોમાંથી અશ્રુની ધાર—કરુણાની ઝરણી સમી કપોલપર વહેવા માંડી. ઓજસભર્યા ગૌર વદન પર વેદનાની સ્પષ્ટ રેખાઓ તરતી હતી. બીડેલાં નયન ધીમેથી ઉઘાડ્યાં. દૂર જઈ પડેલા પપૈયા તરફ એક ગ્લાનિ ભરેલી દૃષ્ટિ ફેંકી. અને મંદિરની શિખરે ફરકતી શ્વેત ધજાને શૂન્ય નજરે જોતી કાંઈક વેદનાભર્યા અવાજે ધીમેથી અર્ધમૂર્છિત સ્થિતિમાં જાણે સ્વપ્નમાં બોલતી તેમ બોલી; "મારા પ્રભુને કોઈ પહોંચાડજો મારી ભેટ......" નયન ફરી બીડાયાં.

"કોણ પડી છે રસ્તા વચ્ચે?" ભાવનાના મસ્તક સાથે પોતાનો પગ અથડાતાં ઉતાવળે ચાલતો વૃદ્ધ વૈષ્ણવ ઘૂરક્યો અને જલદી પાછો મંદિર તરફ ઉપડી ગયો.

× × ×

પણ દ્વાર ઊઘડતાં જ મંદિરમાં આ બધો કોલાહલ શો છે! ઓચિંતા ઘંટનાદ શમી ગયા. શંખધ્વનિ બંધ થઈ ગયા. સૌનાં વદન પર ભયભરેલું આશ્ચર્ય દેખાયું. વીજળી પડી હોય તેમ બધા સ્થિર થઈ ગયા. "પણ બાપુ! મારો ગરીબનો શો દોષ? હમણાં જ ભગવાનને શણગારીને ગાદી પર બેસાડ્યા હતા. આ હું જરા બગીચામાંથી ફૂલ લઈને આવું છું ત્યાં તો......અરે! આ શું? ભગવાન ક્યાં ગયા? મૂર્તિ ક્યાં ગઈ?" ગોવર્ધન પૂજારીના વદન પર દીનતા પથરાઈ ગઈ. એ તો સાવ દિગ્મૂઢ થઈ ગયો. વૈષ્ણવો બધા ઓરડા ખોળી વળ્યા. કેટલાક ગોવર્ધનને ધમકાવવા માંડ્યા. 'હરિ હરિ! કળજુગ તે આવો! આપણામાંથી ધર્મ પરવારી ગયો છે. શ્યામસુંદર કોપ્યા.' બ્હાર ઓટલા ઉપર બેઠેલાં વૃદ્ધ ડોશીમાની આંખમાં બોલતાં બોલતાં ઝળઝળિયાં આવી ગયાં. એમની માળા પણ થંભી ગઈ. ઘડી પહેલાં જ્યાં આનંદની છોળો ઊડતી ત્યાં શોકનું વાદળ ફરી વળ્યું.

રાજવંશી જેવો લાગતો કોઈ સેવાભાવી મનુષ્ય ભાવનાના મસ્તકે પાટો બાંધી રહ્યો હતો. પાસેના સુવર્ણપાત્રમાં જળ હતું.

નજીકના આંબાવાડિયામાંથી કોયલ બોલી. ને હમણાં જ દરવાજા પાસે આવી ગયેલી ભજનમંડળીના સ્વરો હવામાં પડઘા પાડી રહ્યા:—

"નિજ ભક્તોની રક્ષા કાજે ધાતો દીન દયાળ રે
સેવક થઈને સેવા કરતો ચૌદ ભુવનનો નાથ રે."

—શ્રી રમણલાલ ભટ્ટ

★

## વૃષ્ટિ....વૃષ્ટિ!

સુભગ દેવ સૃષ્ટિના! પાપ શાં પૃથ્વીનાં?
હે રૂઠ્યા વરુણદેવ...જગતમાં વૃષ્ટિ ના!
તલસતી ભૂમિના, ઉગ્ર સંતાપના,
સમીર સુસવી રહ્યા દીલડાં પરિતાપતા.
કેમ, હો દેવ! તું કેમ નિષ્ઠુર બન્યો?
સદ્ગુણનો સુખદ દિન કોણ પાપે હણ્યો?
પાપીના પાપને દે ક્ષમા ઓ પ્રભુ...
ઉરસીલા ત્યજી વૃષ્ટિ વરસાવ તું!

—શ્રી 'રમણ' નાવલીકર

# પ્રભાતનાં પુષ્પો

લેખક:
શ્રી મંજુ ફાટક

ઓ સાગર ! એવા તે ક્યા સંગીતકારે તારા તરંગો ઉપર અંગુલિયો ફેરવી છે કે બસ તું ચોવીસે કલાક પેરા સૂરે ઘૂઘવી રહ્યો છે ?

ઓ સૂર્ય ! ક્યા ચેતને તારા ચીરમાં ચીનગારી ચાંપી દીધી કે તારે રોમેરોમે પ્રકાશના પડઘા અખંડ પ્રજ્વળી રહ્યા છે !

ઓ પૃથ્વી ! સૂર્યની આંખમાં તું એવો તે કેવો ચમત્કાર જોઈ ગઈ છે કે નિરંતર તું એની આસપાસ ઘેલી બનીને ઘૂમ્યા કરે છે ?

પુષ્પો ! પ્રકાશનાં કિરણોમાં તમે શું જોઈ ગયાં છો કે એમના સ્પર્શે તમે મધુર સ્મિત કરતાં કરતાં ખીલી ઊઠો છો !

ઓ વાયુ ! દીક્ષા ધારણ કરતી વખતે, ગુરુદેવે તારા કાનમાં એવો તે તે કેવો મહામંત્ર ફૂંક્યો છે કે તું દિગમ્બર બનીને, એ મંત્રનું પળેપળે ગાન કરતો સદા પૃથ્વીની આસપાસ ભટક્યા કરે છે ?

ઓ આકાશ ! તારી બાજુના મકાનમાં એવી તે કેવી આગ લાગી હતી કે એમાંથી ઊડીને પડેલા તણખા હજી પણ તારે આંગણે બૂઝાયા વિના પડ્યા છે ! કોણે તારી ભૂમિ ઉપર પગલાં મૂક્યાં, કોણે તારા દેહ ઉપર જાદુભરી ફુંક મારી અને કોણે તારા આંગણામાં પૂજાનાં પુષ્પો ફેંક્યાં કે તું રોજ રાત્રે અદ્ભુત શણગાર સજીને ચમક્યા કરે છે !

ઓ વીજળી ! તું તો કાળો કામળો ઓઢીને, વાદળની ગોદમાં સદા નિદ્રાધીન રહે છે. સ્વપ્નમાં એવો તે કયો પ્રિયતમ તને ગલીપચી કરી જાય છે કે તું એકાદ પળ માટે જાગૃત થઈને, કિલકિલાટ કરતી હસી પડે છે !

× × ×

જીવનભર મેં પતંગ ઊડાડ્યા કર્યો અને આખરે એ કપાઈ ગયો. એ ક્યાં જઈને પડશે એ હું જાણતો નથી; મુક્ત બનીને એ આકાશમાં ચાલ્યો જાય છે, નીચે હવામાં દોરો લટકે છે; કોઈ જોનારાના હાથમાં એ ન આવે તો સારું ! હું ઇચ્છું છું કે તારા મકાનની અગાશીમાં તે પડે તો કેવું સારું !

ભરતી આવી અને નૌકા લઈને ચાલી નીકળ્યો. હલેસાં મારતાં મારતાં, ગીતો ગાતો ગાતો દૂર નીકળી ગયો. દૂરદૂર આકાશમાં વાદળાંઓ આવ્યાં, પવન ફુંકાયો, તોફાન શરૂ થયું અને હાથમાંથી હલેસાં ગુમાવી બેઠો. નૌકા તોફાનમાં અટવાઈ પડી છે, ક્યાં જાય છે એ હું જાણતો નથી. હું તો એટલું ઇચ્છું છું કે તોફાને ચડેલી મારી નૌકા તારે કિનારે જઈને અટકે તો કેવું સારું !

ગગનગામી હિમાલય, ચાંદની રાતે જ્યારે વેદના મંત્રો લલકારતો હતો, વાતાવરણ જ્યારે સુવાસથી ભરપૂર થઈ ગયું હતું અને સરિતાઓ અમર પ્રેમનું ગાન ગાતી હતી ત્યારે મારી સાથે મીઠી મીઠી વાતો કરતા હું તારા ખોળામાં જ પોઢી ગયો છું. મારી સૃષ્ટિ તદ્દન બદલાઈ ગઈ છે. કાળનાં કોઈ બંધનો મને સ્પર્શી શકતાં નથી. હવે હું તો એટલું જ ઇચ્છું છું કે ફરી કોઈ પ્રભાત ન પડે તો કેવું સારું !

## સંગ—માહાત્મ્ય

**દૃષ્ટિ કહે છે:—** જે મારી પાસે જોવડાવશો તે જ વસ્તુ તમારામાં પ્રગટાવીશ; તમને ફાવે તે દેખાડો.

**જીભ કહે છે:—** જેવું ખવડાવશો તેવા જ વિકારો તમારામાં પ્રગટાવીશ. તમને પાલવતું ખવડાવજો.

**ચિત્ત કહે છે:—** ચિંતન પ્રમાણે મનુષ્ય થાય છે. હું ચિંતવવા તૈયાર છું. તમારે જેવું થવું હોય તેવું ચિંતવજો.

**વૃત્તિ કહે છે:—** જ્યાં દોરશો ત્યાં દોરાઈશ. દોરાવું એ જ હું તો શીખી છું. ક્યાં તે તમે જાણો.

**ઇન્દ્રિયો કહે છે:—** આપવું-લેવું અમે શીખ્યાં છીએ. જે અપાવશો તે લઈશું. જે કહેશો તે આપીશું. શું લેવી અમારે પડી નથી."

**સર્વ કહે છે:—** અમે તમને આધીન રહેવા બંધાયાં છીએ. જેના સંગે રાખશો તેના રંગે રંગાઈશું, અને તેના જ તમને રંગીશું.

# નવનાથ કથામૃત





લેખક :
કીર્તનાચાર્ય
શ્રી સીતારામ શર્મા

[ અંક પૃષ્ઠ ૫૮૩ થી ચાલુ ]

शान्तानां समदृष्टीनामद्वेषेण च जन्तुषु
त्वामेव भजतां नित्यं हृदयं तेऽधिमन्दिरम् ॥
निरन्तराभ्यासदृढीकृतात्मनां
त्वत्पादसेवा परिनिष्ठितानां ।
त्वन्नामकीर्त्या हतकल्मषाणां
सीतासमेतस्य गृहं हृदाब्जम् ॥

અખિલ લોકોમાં જે પુરુષો શાંત થઈને સર્વત્ર સમદષ્ટિ રાખે છે. અને કોઈની સાથે દ્વેષભાવ રાખતા નથી, તથા નિત્ય તમારી ભક્તિ કરતા હશે, ત્હેમનું હૃદય ત્હમારે રહેવાને માટે સર્વોત્કૃષ્ટ મંદિર છે. તેમજ નિરન્તર ધ્યાનના અભ્યાસથી જેમનાં મન ત્હમારા સ્વરૂપમાં નિશ્ચલ થયાં હશે, અને ત્હમારા સંકીર્તનથી જેમનાં પાપ ક્ષય થયાં હશે, ત્હેમનાં હૃદયકમળ સીતા સહિત ત્હમારૂં ઘર(નિવાસ) બનશે. આ ઉપરથી સમજાશે કે પરમાત્મા જો કે સર્વવ્યાપી છે તો પણ ઉપર કહેલાં સાધનો વડે જેઓનું મન નિર્મળ થયું હશે, તેમને વિષે પરમાત્મા સદૈવ પોતાના આનંદસ્વરૂપથી નિવાસ કરશે.

સજ્જનો !

ગોરક્ષ બાર વર્ષનો બાળક થયો હતો અને તે ઉકરડામાંથી પ્રગટ થયો માટે એનું નામ ગોરક્ષ રાખવામાં આવ્યું હતું. ઉકરડામાં ગાયનું છાણ અને રખ્યા નાખવામાં આવતા હતાં, એટલે ગાય ઉપરથી 'ગો' અને રખ્યા ઉપરથી 'રક્ષ' નામ ફલિત થાય છે, પણ આધ્યાત્મિક દૃષ્ટિએ વિચાર કરીએ તો ગો એટલે ઇન્દ્રિયો અને રક્ષ એટલે કાબુમાં રાખનાર એટલે ગોરક્ષ, મહાત્માજીએ ધારણ આપેલી ત્યારથી આજદીન સુધીમાં નીજાનંદમાં જ બાર વર્ષથી મસ્ત રહેલા એ કંઈ ઓછી વાત ન ગણાય. હવે કોઈને એમ સંશય પડે કે જન્મ્યો (પ્રગટ્યો) એવું જ એને નિજાનંદનું જ્ઞાન કેવું ! પણ બાપલા મહાપુરુષો થતા નથી પણ જન્મે છે. તદ્અનુસાર ગોરક્ષનાથ પૂર્વજન્મનાઃ—

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टो भिजायते ।

તદ્અનુસાર એ પૂર્વજન્મના યોગી હતા, અને એનું વધારે સપ્રમાણ હું આપું છું.

હિન્દુસ્તાનનું નામ તો ખરૂં પૂછાવો તો મોગલોના સમયથી જ બદલાયું છે. નહિતર પહેલાં એનું નામ આર્યાવર્ત હતું, અને ત્યારપછી ભરતખંડ પડયું. એ ભરતખંડમાં આપણા જૈન ભાઈઓ જેને આદિ તીર્થંકર તરીકે માને છે તે ઋષભદેવજીને સો પુત્રો હતા. જૈનો ભલે એમ માને કે ઋષભદેવજી અમારા આગવા હતા, એ વાત સદંતર ખોટી છે. કારણ કે ઋષભદેવજી અમુક વર્ષો પર્યંત રાજ્ય ભોગવ્યા પછી વાનપ્રસ્થ દીક્ષા લે છે. એટલે દુનિયાને નવાઈ જેવું લાગે એ આશ્ચર્ય છે, કારણ કે નવખંડનો સાર્વભૌમ અધિષ્ઠાતા સહજ માત્રમાં પોતાના સાર્વભૌમત્વને તિલાંજલિ આપી સંન્યાસી જીવન ગાળે એ ઓછું ન કહેવાય. એટલે દુનિયા એમની પાછળ ગાંડી બની કે ધન્ય છે તમારા તીવ્ર વૈરાગ્યને, અને તેમને બહુમાન આપવા લાગી. ત્યારે ભગવાન ઋષભદેવજીએ વિચાર કીધોઃ જો દુનિયા મને બહુમાન આપશે તો હું મારા મૂળ ધ્યેયથી ચ્યુત થઈ જઈશ અને મને મદ થશે, એથી મારૂં અધઃપતન થશે. જેથી એમણે ગીતાના વચન અનુસાર—

जन्म कर्म च मे दिव्यम् ।

तदनुसार એમણે પણ એવું વિચિત્ર કર્મ આદર્યું કે દુનિયા એમને ગાંડા ગણીને દૂર રહેવા લાગી, પરંતુ અમુક પણ એમના એ આચરેલા આચરણોને સાચાં માની બેઠા. એ જ આપણા જૈન ભાઈઓ છે. છતાંય દુર્ભાગ્ય છે આપણા ભારતનાં કે 'તારા દેવ નાના અને મારા દેવ મોટા' એ વિતંડાવાદમાં આજે મારા પ્યારા હિન્દુ ભાઈઓનું અધઃપતન થઈ રહ્યું છે. છતાં કોઈ આંખ ઉઘાડીને જોતું નથી.

સજ્જનો! જાગો, જુઓ, વાંચો વિચારોઃ ભગવાન્ એક જ છે, પણ ભગવાનની સમીપ જવાના માર્ગો અનેક છે. એટલે જેને જે માર્ગેથી જવાનું મજલાગે તે માર્ગે થઈને એ પ્રભુ સમીપ સહજમાં પહોંચી શકે છે. પણ જો 'અમારા દેવ મોટા અને તમારા દેવ ખોટા' એવું કરશો તો જરૂર જાણશો કે હિન્દુત્વનું નામોનિશાન શીઘ્ર જશે. નાના-મોટા કરનાર માનવીના હૃદયમાં મહજમાત્ર જ્ઞાનનો અંકુર ફુટ્યો લાગતો નથી. જ્ઞાનીને તો સર્વ સમાન જ છે. માટે ખોટા વિતંડાવાદમાં પડવા સિવાય પ્રભુ એક છે એમ માની સૌસૌના ધર્મનું યથાર્થ પાલન કરો. એ જ અભ્યર્થના.

એ ઋષભદેવજીને સો પુત્રો હતા. એમાંના એક્યાશી પુત્રો કર્મમાર્ગે બ્રાહ્મણ બન્યા. નવ ખંડો નવ પુત્રોને વહેંચી આપ્યા અને ભરતખંડનું રાજ્ય—જેના નામ ઉપરથી ભારતખંડ પડયું છે એ ભરત રાજાને આપવામાં આવ્યું. આ બધા પ્રસંગની સુંદર છણાવટ શ્રીમદ્ભાગવત સંહિતામાં યથાર્થ રજુ કરવામાં આવી છે. હવે બાકી રહેલા નવ પુત્રો યોગસાધના કરી કર્મમાર્ગે યોગીઓ બન્યા. એઓનાં નામ નીચે પ્રમાણે છે.

कविर्हरिरन्तरिक्षः प्रबुद्धः पिप्पलायनः
आविर्होत्रोऽथद्रुमिलश्चमसः करभाजनः ॥

કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર દ્રુમિલ, ચમસ અને કરભાજન એ નવ યોગીઓનાં પૂર્વજન્મનાં નામો હતાં. અને એ યોગીપુરુષો જ ભગવાનથી આ કલિકાલમાં યોગમાર્ગ તથા એ ભગવાન અવતરિત કરવાં સારું, મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથ, જાલંધરનાથ, કાન્તકનાથ, ભર્તૃહરિનાથ, ચરપટીનાથ, રેવણનાથ, વિગેરે વિગેરે નામો ધારણ કરી કલિના જીવોને જાગ્રત કરવા અનુક્રમે પ્રગટ થયા. એટલે ગોરક્ષ પૂર્વજન્મના સુચિનામ શ્રીમતો ગેહે યોગ ભ્રષ્ટો [illegible] તો હરિનારાયણ નામના યોગી પુરુષ હતા. એટલે જન્મતાંની સાથે જ એ નિજાનંદમાં મસ્ત હોય, એમાં કોઈ આશ્ચર્ય હોઈ શકે જ નહિ.

સજ્જનો! ગોરક્ષનાથને ગુરુએ જાગ્રત કરી કહ્યું કે પધારો! પધારો! હરિનારાયણ! જેથી ગોરક્ષે આંખો ખોલીને પૂર્વજન્મના પોતાના ભાઈ-પણ આ જન્મના યોગમાર્ગના નાથસંપ્રદાયના પોતાના ગુરુ-સમજી મત્સ્યેન્દ્રનાથના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કર્યા. સજ્જનો! આ હતો અમારા ભારતનો પવિત્ર શિષ્ટાચાર જ્યારે હાલના કોઈ યુવકને પૂછી તો જુઓ કે તું કદિ તારા બાપના ચરણમાં પડયો છે? ખરેખર! પશ્ચિમની કુસંસ્કૃતિએ આપણને એવા ઊંધા પાઠ ભણાવ્યા છે કે, આપણે આપણું જ ભુલી જ ગયા છીએ, અને ખરું પૂછવો તો આપણને દેવમાંથી એણે દાનવો બનાવ્યા છે. છતાં ય હજુ આપણી શું પાપ બાકી છે, કે હજુએ એનું જ આપણે અંધ અનુકરણ કરી રહ્યા છીએ. એ જ આપણું દુર્ભાગ્ય છે. આપણા નેતાઓ પણ દેશ અને દેશીની વાતો કરે છે, પણ એમનું અનુકરણ યુરોપ-અમેરિકાનું છે. માટે હવે તો એ વલણને બદલી સાચા ભારતી સપુત બનો, અને ભારત માતાની જયઘોષણા કરી આર્યત્વને અપનાવો. એમાં જ તમારું સાચું કલ્યાણ છે. સારી યે દુનિયાને ઉપદેશના પાઠ પઢાવનાર જગદ્ગુરુ ભારતવર્ષની આ દશા, કે એને પાશ્ચિમાત્ય ભાઈઓ શું કરે છે એ જોવાની જરૂર પડે? હું તો જર્મનીએ બીજી વોર ડીક્લેર કરી ત્યારથી વ્યાખ્યાનોમાં કહેતો આવ્યો છું અને કહું છું. કે જો જર્મની નાશ પામશે તો દુનીયાનું વિજ્ઞાન નાશ પામશે, જો અમેરિકા નષ્ટ થશે તો દુનિયાની લક્ષ્મી નાશ પામશે, જો બ્રીટીશરો નષ્ટ થશે તો, દુનિયાની મુત્સદ્દીગીરી નાશ પામશે અને ભારત નષ્ટ થશે તો દુનિયાનો ધર્મ નષ્ટ થશે. જે ભારતવર્ષે દુનિયાને ધર્મના મહામોંઘામૂલા પાઠ પઢાવ્યા, એ જ ભારતમાં ભારતીય ભાઈબ્હેનો હિન્દુ કોડ લાવી ભારતને

કઈ દશા ઉપર લઈ જવા ઇચ્છે છે તે કંઈ સમજાતું નથી. કોણ જાણે હજુ ભારતના ભાગ્યમાં શું લખાયેલું છે, એ વાત સમજાય તેવી નથી. આપણાં જ કર્યાં આપણા હૈયે વાગ્યાં છે, છતાં હજુ આંખ ઊઘડતી નથી.

જગદ્‌ગુરુ જે દેશ તેના આજ આવા હાલ છે.

જે હતા કુબેર તેના બાલકો કંગાલ છે.

જાગો, જાગો, મ્હારા પ્યારા ભારતીય ભાઈબ્હેનો! હમણાં તો તમે વિદેશીઓના મોહમાં અંજાઈ એ લોકોનું અંધ અનુકરણ કરી રહ્યા છો. અને જોરશોરથી બૂમો પાડો છો કે આપણે ખૂબ જ આગળ વધવા માંડ્યા છીએ. પરન્તુ જો, આપણા પૂર્વના ધર્મગ્રંથો–ઇતિહાસો, વાંચી અને વિચારો, તો તમને સમજાય કે ભારત ઉન્નતિના શિખર પર આરોહણ કરતું નથી, પણ તે અવનતિની ઊંડી ગર્તામાં ઉતરતું જાય છે. માટે અંધારો કુવા પછી બહાર નીકળવાનો પ્રયત્ન કરશો તો પછી નીકળાશે નહિ, આજ પૂછો તમારા પાશ્ચિમાત્ય ભાઈઓને. (ઓસ્વાતંત્ર્યના હિમાયતીઓને). એ લોકો હવે આ વાદથી ત્રાસ્યા છે, કંટાળ્યા છે અને ભારતનું અનુકરણ કરવા તૈયાર થાય છે. જ્યારે આપણે હવે એ લોકોનું અનુકરણ કરવા તૈયાર થઈએ છીએ. તો બાપલા! સમજો હજુ બગડી ગયું નથી. હજુ જે કરવા ધારો તે તમો કરી શકો એમ છો. માટે જ પહેલે તબક્કે કાળની શાનપ્રણાલિકાનો રાહ બદલી નાખો અને પૂર્વવત્ આશ્રમોનું સ્થાપન કરો. પહેલાંનું જે ભણતર ભણાવવામાં આવતું હતું તેમાં નિઃસ્વાર્થભાવે વિદ્યાનું દાન મળતું અને બાળકનું જીવન સ્વાશ્રયી બનતું. વિનયી, વિવેકી અને નમ્રતા અને સભ્યતાવાળો છોકરો થતો. જ્યારે આજના ભણતરમાં બાળકનું જીવન પરાશ્રયી બન્યું છે અને વિનય, વિવેક અને નમ્રતાને અને સભ્યતાને એણે નેવે જ મૂકી છે. ખરેખર અમારૂં અંતર તેથી દગ્ધ થાય છે અને અશ્રુભીની આંખે કહેવું પડે છે કે રે ભારત! તારી આ દશા. ખેર, જેવી શ્રીહરિની મરજી. એમાં મારૂં અને કોઈનું ડહાપણ કામમાં લાગે એમ નથી. એ તો આપોઆપ જ્યારે ઠોકરો વાગશે ત્યારે જ ભાન પડશે અને ત્યારે જ આંખ ઊઘડશે. હમણાં તો અંધાધુંધીની આંધીમાં એવું ઊડવા માંડ્યું છે કે કાલે શું થશે એની કલ્પના પણ કરી શકાતી નથી. હશે, જેવું ભારતનું ભાગ્ય! એટલું જ કહીને અમે અહીંથી ઇતિશિવમ્ કરીએ છીએ.

સજ્જનો! મત્સ્યેન્દ્રનાથ પોતાના શિષ્ય ગોરક્ષને લઈને ચાલવા માંડ્યા. આ બધું દૃશ્ય સરસ્વતી જોઈ રહી હતી, એને પારાવાર દુઃખ થયું કે, જો મેં ભસ્મ નાખી હોત તો જરૂર આ રત્ન પુત્ર મારો થાત, પરન્તુ હવે શા કામનું? એમ કહી ઊંડો નિઃસાસો નાખી પોતાના પ્રારબ્ધને ધિક્કારતી અશ્રુભીની આંખે તે પણ મહાત્માજીની પાછળપાછળ ચાલવા લાગી. મત્સ્યેન્દ્રનાથે જોયું કે સરસ્વતી અમારી પાછળ આવે છે, ત્યારે દયાના સાગરસમા મત્સ્યેન્દ્ર પ્રભુ ઊભા રહી પૂછે છેઃ બેટા! હવે શા માટે રડે છે અને શા માટે અમારી પાછળ આવે છે? સરસ્વતી દોડી પ્રભુના ચરણમાં પડી, તેમના ચરણોનું અશ્રુજલથી ક્ષાલન કરવા લાગી. મહાત્માજી એના મનોભાવને સમજી ગયા હતા એટલે કહ્યું; બેટા! શી ઇચ્છા છે? શીલવતી સરસ્વતીએ ઘોર આક્રોષ કરી કહ્યું; 'પિતા આ પુત્ર મને આપતા જાવ.' નાથજી મહારાજ કહે છે, 'બેટા! એ પુત્ર હવે તારા કામનો રહ્યો નથી. પરન્તુ જા, હું તને આશીર્વાદ આપું છું કે તને એક પુત્ર થશે અને પુનઃ પાછા બાર વર્ષે અમે એને જોવા આવીશું'. એમ કહી મત્સ્યેન્દ્રનાથે ગોરક્ષને લઈને આગળ ચાલવા માંડ્યું. સરસ્વતીયે ત્યારથી મન-વચન-કર્મથી પાતિવ્રત્યનું પાલન કરતી પોતાના દિવસો નિર્ગમન કરવા લાગી. તેમાં પતિ સાથે ધર્મ પ્રમાણે વર્તનારી સતી સ્ત્રી મહાત્માશ્રીના આશીર્વાદે કરી ગર્ભવતી થઈ અને એને દશમે માસે રત્ન સરખો પુત્ર જન્મ્યો.

ઓહો! જગતમાં આશીર્વાદ શું કરી શકે છે. અને જેથી અમારે મુક્તકંઠે કહેવું પડે છે કેઃ–

ગજાથી નામના ગૌરવ સુધાનાં પાન પીધાં છે,
બની નિઃસ્વાર્થ જેણે શુદ્ધ આશીર્વાદ લીધા છે,
વળી યશ ઉજળો લઈ પુણ્યપંથે દાન દીધાં છે,
ખરેખર! ધન્ય કે જેમણે સત્કર્મ કીધાં છે.

(અપૂર્ણ)

# રમવા આવો

રમવા આવો રે સહુ જમવા આવો,
ઓ ભોળાં પંખીડાં ! તમે રમવા આવો.
ઓ પ્યારાં પંખીડાં ! તમે રમવા આવો.

રમશું ને જમશું આપણુ સૌ સાથમાં,
ગાશું પ્રભુનાં ગીત—ગાવા આવો....ઓ ભોળાં !

અંતરના તારથી અંતર મીલાવશું.
થાશું પ્રભુમાં લીન—થાવા આવો...ઓ ભોળાં !

રાધાનો શ્યામ એ જ સીતાનો રામ છે,
નથી કાંઇ ભેદ એમ જાણવા આવો...ઓ ભોળાં !

શાંતિને આનંદનાં લેશું ઓવારણાં,
પીશું પ્રીતિનાં રસ—પીવા આવો....ઓ ભોળાં !

માયા ને મમતાનાં લેશું અહીં છાજિયાં,
કૂટશું કાયાને—ખૂબ કૂટવા આવો...ઓ ભોળાં !

શંકરની ઝુંપડીમાં આનંદ લુંટાય છે,
લુંટશું આનંદ—ખૂબ લુંટવા આવો... ઓ ભોળાં !

—શ્રી શંકર મહારાજ ઉનાવાવાળા

## સમર્પણ

( રાગ. શરણે આવ્યો જીવનના રખવાળા રે )

શું આપું હું આપ્યું તે તો તારૂં રે,
પુણ્ય ને પાપો તેમાંનું છે મારું રે—ટેક૦

જીવન આપ્યું લેવું મેં તને સોંપ્યું રે,
ધન હોતું ને ધરું આ કોણે આપ્યું રે—શું આપું૦

લેવું-દેવું દાનધાનો છે ધારો રે,
કેમે વાળું, દેવાનો નહિ આરો રે—શું આપું૦

માણું મુજને દેવું દેજે દાનમાં રે
સેવક હાર્યો તારી સાથે સાનમાં રે—શું આપું૦

—શ્રી અમૃતલાલ. એમ. શાહ.

# પાગલ પ્રભુપ્રેમિકા

લેખક : શ્રી 'ચક્ર'
ભાષાંતરકાર શ્રી 'પ્રભુપ્રેમપ્યાસી'

'રા' અસ નામ કહત જગ જેઊ।
હોત પરમ પાવન નર તેઊ॥

આગ્રામાં એક પ્રતિષ્ઠિત મુસ્લિમ પરિવાર રહેતો હતો. પરિવારમાં એક ખૂબસુરત કન્યા હતી, જેનું નામ હતું જમીરન. તેના પિતા ઇકબાલ અહમદ આગ્રાના નામાંકિત ડૉક્ટર હતા. પ્રચલિત પ્રથા પ્રમાણે આઠ-નવ વરસની કિશોરાવસ્થામાં જ જમીરનનો વિવાહ બૅરિસ્ટર યાકૂબ સાહેબના સુપુત્ર સાથે થઈ ગયો. ભગવાનની કોઈ એવી ઇચ્છા હશે, જમીરન સાસરે ગઈ નહોતી, એટલામાં તો વિદ્યાધ્યયન માટે આગ્રાથી લખનૌ આવેલો તેનો પતિ એકાએક ઇન્ફ્લુએન્ઝાના રોગનો ભોગ થઈ પડ્યો. બરાબર ચૌદ વર્ષની કુમળી વયે જમીરનને માથે વૈધવ્યનાં વાદળો ઘેરાયાં, સુખોનો સૂર્ય અસ્ત થયો.

મુસલમાનોમાં વિધવા થવાની શું ચિંતા ! પિતા અને ભાઈ બંને પુનર્વિવાહ કરી દેવા ચાહતા હતા. કોણ જાણે જમીરનના મગજમાં શું ભૂત ભરાયું કે, તેણે પ્રભુતામાં પુનઃ પગલાં માંડવાનો સાફ ઇનકાર સંભળાવી દીધો.

પિતાએ ખૂબ ખૂબ સમજાવવાનો પ્રયત્ન કર્યો: 'બેટા ! આપણે હિન્દુ થોડા છીએ ! આપણા પવિત્ર ધર્મગ્રંથ કુરાનેશરીફમાં આ બાબતની સંપૂર્ણ સંમતિ આપવામાં આવી છે. તારા આવા વર્તનથી લોકો અમને તોડી ખાશે. આપણી ખાનદાનીનો પણ કંઈક ખ્યાલ રાખવો જોઈએ. છોકરો બહુ રૂપાળો અને સુશિક્ષિત છે.' આજુબાજુના પાડોશી વર્ગે પણ મહેનત કરી જોઈ. ભાઈએ તો આગળ વધીને ધાકધમકી આપવામાં પણ પાછી પાની ન કરી. પરંતુ જમીરન પર કોઈના બોલનો જરા ય પ્રભાવ પડ્યો નહિ. તે પોતાના નિર્ણયમાં અડગ અને મક્કમ હતી.

જ્યારે કોઈ વધારે દબાણ આપતું ત્યારે તે ચૂપચાપ માથું નીચું રાખીને રુદન કરતી. દિવસના બીજા સમયે પણ આમ તો તે કોઈ એક ચિંતામાં જ રહેતી હતી. નમાજ પઢવામાં તેનું ચિત્ત ચોંટતું નહોતું. ખૂબ આગ્રહ કરે ત્યારે ન છૂટકે તે મસ્જિદમાં જતી અને ત્યાં બેસીને પણ આંસુના ઊભરા ઠાલવતી: ચિંતાની ચિંતામાં દિનપ્રતિદિન શરીર સુકાઈને ખાખ થઈ રહ્યું હતું. મુખ પણ પડી ગયું હતું.

ડૉક્ટર સાહેબને આ એકની એક દીકરી હતી. એકનીએક દીકરી પર માબાપનો કેટલો બધો પ્યાર હોય છે એ તો જેને અનુભવ હોય તે જ સમજી શકે. દીકરીની આવી દુર્દશા દેખીને ડૉક્ટરના મનમાં ચિંતાએ ઘર ઘાલ્યું. કરે પણ શું ? બીજો કોઈ રસ્તો જ નહોતો.

વૈદ્યોને બોલાવ્યા; હકીમોને તેડાવ્યા; ડૉક્ટરોને નિમંત્ર્યા. तुण्डे तुण्डे मतिर्भिन्ना। આ લોકોક્તિ અનુસાર પોતપોતાની બુદ્ધિ પ્રમાણે દરેકે સલાહ આપીને દવા કરી. પરંતુ રોગના મૂળ સુધી કોઈ પહોંચી ન શક્યું. કોઈની દવા લાગુ ન પડી. આધ્યાત્મિક રોગીને શારીરિક રોગની ઔષધિ ક્યાંથી લાગુ પડે ? જે પ્રકારનો રોગ, તે પ્રકારની દવા જોઈએ.

ચગડોળે ચડેલો વિવાહનો પ્રશ્ન સમય જતાં વિસારે પડ્યો. ઘરવાળાઓએ જોયું કે આવી ચર્ચાથી છોકરીને બહુ દુઃખ થાય છે, તેથી તેમણે તે માટેનો આગ્રહ પડતો મૂક્યો. ડૉક્ટર સાહેબે પણ છેલ્લો નિર્ણય કરી લીધો કે ભલે તેને શાદી ન કરવી હોય તો ન કરે પરંતુ પ્રસન્ન રહે એટલે બસ.

જમીરનના માનસપ્રદેશમાં કયા કયા વિચારો ઘૂમી રહ્યા હતા તેની કોઈને ખબર જ પડતી નહોતી. તે એકાંતપ્રેમી બની ગઈ હતી. કોઈની પાસે જઈને બેસવું એ તેને માટે એક કંટાળાભરેલું કામ થઈ પડ્યું હતું. કોઈ કહે તો જ સ્નાન કરી લેતી અને કોઈ કહે તો જ બે-ચાર કોળિયા ખાઈ લેતી. તેને પોતાના શરીરના સંરક્ષણનું જરાયે ભાન નહોતું.

એકાંતમાં બેસીને વિયોગી નેત્રો વડે કોઈવાર ઘરની દિવાલો સામું તો કોઈવાર પૃથ્વીમાતા સામું એકધારી દૃષ્ટિથી જોઈ જ રહેતી. વર્ષા ઋતુમાં નદીઓમાં પાણીનાં પ્રચંડ પૂર આવે છે અને યથાસમયે તે સપાકાર બની જાય છે, પરંતુ જમીરનના અશ્રુ-

प्रवाहना पूरमां तो कदी ओट आवती ज नहोती । ओक वस्तुनो अभाव तेना हृदयमां थीजाथी पण वधारे वेदना ऊपजावतो हतो. ओ शुं हशे ओ तो भगवान जाणे।

[२]

आग्रामां सुप्रसिद्ध रामायणी महात्मा जनकसुताशरणजीनी कथानो प्रवाह पूरजोशमां वही रह्यो हतो. दररोज हजारोनी संख्यामां जन-समाज तेमां स्नान करीने पावन बनतो हतो. कथाना समय सिवाय पण भाविक जनता महात्माजीना दर्शनार्थे आवती हती. शहेरनी प्रत्येक गलीमां महात्माजीनी सुंदर कथानी प्रशंसा थई रही हती घेरघेर ने ठेरठेर ज्यां जुओ त्यां कथानी ज चर्चा !

किशोरो ने कुमारोओ तो रामायणनी घणीखरी चोपाईओ कंठस्थ करी लीधी हती अने हरतां फरतां तेनुं ज गायन करी रह्या हता. जमीरनने पण कथाना समाचार सांपड्या हता. जन्मे मुसलमान होवा छतां पण तेना हृदयमां साम्प्रदायिक संकुचितताओ प्रवेश नहोतो कर्यो.

'ज्यारे बधां लोको कथानी आटली बधी प्रशंसा करे छे तो हुं पण शा माटे ओ लाभथी वंचित रही जाउं?' ओम विचारीने, कोईने पण कह्या सिवाय, ते ओकली ज बुरखो पहेरीने घेरथी चाली नीकळी. पासेना महेल्लामां रहेता ओक वणिकनी धर्मपत्नी साथे ते कथामां गई अने बधी स्त्रीओ साथे समूहमां बेसी गई.

ज्यां माणस-महेरामण ऊलटे त्यां कोण आव्युं ने कोण गयुं तेनी क्यांथी खबर पडे? समग्र श्रोतावर्ग कथामृतना पानमां ओकचित्त ने तल्लीन बनी गयो हतो. ओक नानकडी टांकणी पडे तो पण अवाज थाय ओवी संपूर्ण शांतिनुं साम्राज्य व्यापी रह्युं हतुं.

प्रसंग हतो रामचंद्रजीना वनवास समयनो केवटनो वार्तालाप. वक्ता सारो होय तो नीरस प्रसंगमां पण रसनी छोळो ऊछाळी शके छे. ज्यारे अहीं तो सर्वांगसुंदर प्रसंग हतो अने महात्माजीनी प्रासादिक ने लाक्षणिक शैलीओ तेमां वधु रस रेड्यो. उपस्थित लोकमेदनीमां ओवी ओक पण व्यक्ति नहोती के जेनी आंखमांथी प्रभुप्रेमामृत न वही रह्युं होय! करुणारसनी अस्खलित धारा वही रही हती.

प्रसंगने वधु सचोट बनाववा माटे, तेना अनुसंधानरूप, तेमणे भगवद्भक्त रसखानजी अने सदना कसाईना प्रसंगोनी पण आबेहूब रजूआत करी. ते उपरांत केवटनी अनन्य भक्ति अने श्री रघुनाथ सरकारनी निष्काम उदारता तेमज दयानुं सुरेख चित्र श्रोताओ समक्ष दोरी बताव्युं.

वक्तामां गमे तेवी विद्वत्ता भरी होय परंतु जो ते अंतरना ऊंडाणमांथी न बोलतो होय तो तेना कथननी भाग्ये ज असर पडे छे. हृदय-वीणानो ओक ओक तार बरोबर संधाई जाय तो ज साचो अवाज नीकळे छे. परोपदेशे पाण्डित्यम् । ओ सत्रने अनुसरनारा आ महात्मा नहोता. ते पोते ज क्रमशः कथामय बनी रह्या हता. नयनपटमांथी प्रवाहित थती गंगा-यमुनानी अविरत धाराओ रामायणनां पानांओने स्नान करावी रही हती. प्रेमावेशने परिणामे वारंवार गळुं भराई जवाथी तेओ अधवच अटकी जता अने वळी पाछा आंखो लूछीने बोलवानुं शरु करता.

कथानो नियत करेलो समय तो क्यारनो य वीती गयो हतो. कथाप्रसंगनी गंभीरताने लीधे वक्तानो कंठ गद्गद थई गयो हतो; छतां घेर जवानी कोईने इच्छा सरखी पण थती नहोती. पोतानी स्थिति काबू बहार जती जोईने, श्रोता-समूहना अत्यधिक आग्रहनी सविनय अवज्ञा करीने पण, कथावाचके बाकीनो प्रसंग आवती काल पर मुलतवी राख्यो. कथाने अंते प्रभुनी आरती गवाईने प्रसाद वहेंचायो. लोकोओ अपूर्ण ने अतृप्त इच्छाथी घर तरफ प्रयाण कर्युं.

पेली वणिक स्त्री ऊठी अने गृहगमन माटे जमीरनने इशारो कर्यो. जमीरने तेने घडीभर माटे ऊभा रहेवानुं कह्युं. आ सुंदर तकनो लाभ लईने तेओ बन्नेओ महात्माजीना चरणोमां सप्रेम प्रणाम कर्यां अने ओक बाजु ऊभां रह्यां. महात्माजीओ पूछ्युं, 'केम बहेनो ! शुं पूछवुं छे?'

'આપ જે પુસ્તકને આધારે કથા કરો છો તેને વાંચવાનો અમને અધિકાર છે?' જમીરને વિનયભાવે મહાત્માજીને હિન્દીમાં પૂછ્યું.

'હા, એમાં શું વાંધો છે?' મહાત્માજીએ વિસ્મય સહિત પૂછ્યું. પાસેની સ્ત્રીએ મહાત્માજીનું ધ્યાન ખેંચ્યું કે તે એક મુસ્લિમ સ્ત્રી છે.

"રામનામજપ અને રામાયણ એ બન્નેના પાઠમાં વર્ણ કે ધર્મભેદને સહેજ પણ સ્થાન નથી. ભગવાન રામ હિંદુઓના છે અને શું મુસલમાનોના નથી? તેઓ તો બધાના છે." મહાત્માજીએ બાજુમાં પડેલો રામાયણનો ગુટકો ઉઠાવીને શુભાશીર્વાદ સાથે તેને આપ્યો. 'આનો રોજ યથાશક્તિ પાઠ કરજો અને રામનામનો જપ કરજો. જરૂર આપનું કલ્યાણ થઈ જશે.'

જમીરને ભાવપૂર્વક મસ્તક ઝુકાવીને મહાત્માજીને સાદર વંદન કર્યું. તેણે મનોમન મહાત્માજીને પોતાના ગુરુપદે સ્થાપિત કર્યા.

તે દિવસથી જેટલા દિવસ મહાત્માજી આગ્રામાં રહ્યા ત્યાં સુધી એક પણ દિવસ પાડ્યા સિવાય તે કથાનો અમૃત લાભ લેવા લાગી. કથાના આરંભ વખતે આવતી અને કથાસમાપ્તિ વખતે જતી રહેતી.

[ ૩ ]

પરિવારના અને પડોશના મુસ્લિમ સમુદાયે એવી જોરદાર ઝુંબેશ ઉપાડી કે જમીરન તો 'કાફિર' થઈ ગઈ છે. વાસ્તવિકતા એ હતી કે હવે તેણે નમાજને બદલે રામના નામસ્મરણ કરતી હતી અને આખો દિવસ રામાયણનો શ્રદ્ધાપૂર્વક પાઠ કર્યા કરતી હતી. માંસભક્ષણની પરંપરાગત કુટેવને પણ તેણે તિલાંજલિ આપી હતી.

ડોક્ટર સાહેબની સ્થિતિ કફોડી હતી. પુત્રીના ધર્મનો પરિત્યાગ તેમને માટે મૃત્યુની માગણી સમાન હતો. તેમને મનમાં ભય હતો કે વધારે ધમકાવીશ તો રડી રડીને બિમાર પડી જશે; આ બાજુ સગાંવહાલાં-ના મુસ્લિમો આદુ ખાઈને તેની પાછળ પડ્યા હતા. 'સૂડી વચ્ચે સોપારી' જેવી તેમની દશા હતી. રાત-દિવસના મનોમંથન બાદ તેમણે હૃદયને મજબૂત બનાવ્યું અને આખરી નિર્ણય કરી લીધો. લોકોને તેમણે સાફસાફ શબ્દોમાં સંભળાવી દીધું કે, 'મારી પુત્રીની પ્રગતિમાં અંતરાયરૂપ બનવા માટે હું તદ્દન અસમર્થ છું. મારી પુત્રીને મેં ઈશ્વરના હાથમાં સોંપી દીધી છે. તેને જેમ ઠીક લાગે તેમ તે તેને દોરે.'

સમાજ તો એમ જ ચાલે છે. કેટલાક દિવસ સુધી તો લોકોએ 'ઘરની ખીચડી ખાઈને' પણ વિરોધનો વંટોળ ઊભો કર્યો, પરંતુ દિવસ જતાં લાગે ગાજેલી વાત જૂની બની ગઈ અને લોકો તેને વિસરી ગયા. ગમે તેવા કઠોર આઘાતને પણ કાળરૂપી મલમ રૂઝાવી નાખે છે. જે પહેલાં ખૂબ અગત્યની વાત હતી તે હવે બિન-જરૂરી લેખાવા લાગી. કહેવાતો 'પુણ્યપ્રકોપ' અલોપ થઈ ગયો. બીજા બધા તો શાંત પડ્યા પરંતુ જમીરનની ભાઈ-ભાભીની બેલડીના રોષ ઓછા થવાને બદલે ઊલટા વધવા લાગ્યા. તેમણે તેનો એકધારો પીછો પકડ્યો હતો. ભાઈનું કહેવું એવું હતું કે, તે તેને ફાવે ત્યાં શાદી કરી લે અને કાફિરોના નપાક પુસ્તકને ફેંકી દે.' ભાભી, માંસ ન ખાવાની તેની પ્રતિજ્ઞાથી ચીડાતી અને કટાક્ષમાં તેને 'ભક્તાણી' કહીને સંબોધતી.

પિતાની ભલી લાગણીને લઈને કોઈ સક્રિય પગલાં લઈ શકતું નહોતું. પિતાના ડરથી ભાઈના કોપનો પારો પણ તત્કાળ ઊતરી જતો. આ રીતે દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા.

જમીરનને હવે પરિવાર સાથે મેળ ખાતો ન હોતો. તેને ન તો ઘરવાળાં સાથે કંઈ બોલવું ગમતું કે ન તો સાથે રહેવું. તેને અહીં રહેવાથી પોતાના જપ અને પાઠમાં પણ ઓછી તકલીફ ઉઠાવવી ન હોતી પડતી.

ઉત્તરોત્તર તેની સ્થિતિ એવી બની ગઈ કે ઘરમાં માંસ રંધાતું જોઈને, તેમજ લોકોને તેનું ભક્ષણ કરતા જોઈને તેને અસહ્ય પીડા થતી. ઘરમાં માંસ આવતું જોઈને તે ઉપરના કોઈ અલગ રૂમમાં જતી રહેતી. કેવળ દૂધ અને ફળાહાર પર જ તે જીવનનિર્વાહ કરી રહી હતી. મહિનાના ૩૦ દિવસમાંથી ૨૦ દિવસ તો આવા જ જતા.

ધીરે ધીરે અયોધ્યા પર તેની નજર ઠરી. ઘણીવાર તેણે અયોધ્યા જવાનો વિચાર પણ કર્યો, છતાં પિતાના પ્રેમની પાશ તોડવી તેને માટે અઘરું હતું.

અયોધ્યાનું આકર્ષણ તો વધતું જ ગયું. હવે તો ત્યાં જવા માટે તેનું હૃદય આકુળવ્યાકુળ બની ગયું હતું.

જેને ભગવાન પોતે જ બોલાવવા ઇચ્છે તેને રોકવા કોણ સમર્થ છે? આગ્રામાં કોગળિયા ( Cholera ) એ પોતાનો ક્રૂર પંજો પ્રસારી કાળો કેર વર્તાવ્યો. ઈશ્વરઇચ્છાએ ડૉક્ટર સાહેબ તેનો શિકાર થઇ ગયા.

ઘરમાં હૃદયસ્પર્શી રડારોળ ચાલી રહી હતી. બધા સ્વજનો પછાડો ખાઈ રહ્યા હતા, જ્યારે જમીરનની આંખમાં આંસુનું એક ટીપું પણ જણાતું નહોતું. ઉન્મત્ત દૃષ્ટિથી તે એકીટસે આકાશ તરફ મીટ માંડી રહી હતી.

ડૉક્ટર સાહેબનું મિત્રમંડળ તથા સ્વજનસમૂહ એકત્રિત થયું હતું. પુષ્પોથી શણગારેલું શબ કબ્રસ્તાન ભણી ઊઠાવવામાં આવ્યું. જમીરને પણ ઊઠીને શબની સાથે ચાલવા માંડયું. લોકોએ પાછી વળવા માટે ઘણી વિનવણી કરી પરંતુ તે બધી બહેરા કાને અથડાઈ. જમીરને કોઇનું કહેવું માન્યું નહિ.

નક્કી કરેલા સ્થળે શબને કબ્રસ્તાનમાં દાટવામાં આવ્યું. તેના પર પુષ્પવૃષ્ટિ કરીને લોકો પાછા વળ્યા. જમીરન ત્યાંથી ક્યારે અને કેવી રીતે સરકી ગઈ તેની કોઇને ગમ ન પડી. બધાએ માન્યું કે, કદાચ અધવચથી ઘેર ગઈ હતી. પરંતુ ઘેર તપાસ કરતાં તેનો પત્તો ન લાગ્યો.

ઘણા મહિના વીત્યા બાદ સંધ્યાકાળે એકવાર એક મુસલમાને જમીરનને તે શબ પાસે એકલી અટૂલી બેઠેલી જોઈ હતી. ત્યારપછી તો કોઇને આગ્રામાં તેનાં બિલકુલ દર્શન થયાં જ નહિ. ભાઇએ સર્વ સાધનોની સહાયતા વડે શોધખોળ કરાવવાના ઘણા પ્રયત્નો કર્યાં પરંતુ તે બધા નિષ્ફળ નીવડયા. પંચસોને એક રૂપિયાની ઇનામની જાહેરાત પણ કંઇ પરિણામ ન લાવી શકી. છેવટે બધાએ વિવશ થઇને આશા મૂકી દીધી.

[ ૪ ]

અયોધ્યામાં એક વયોવૃદ્ધ મુસલમાન સ્ત્રી ' દીવાની ડોસી'ના નામે સુપ્રસિદ્ધ હતી. તે ક્યારેક અયોધ્યા રહેતી અને ક્યારેક લખનૌ આવી જતી. લોકોને તેના પર ખૂબ ભાવ અને ભક્તિ હતાં. જ્યારે જુઓ ત્યારે ભાવિક ભક્તોનું ટોળું તેને વીંટળાઇને બેઠું જ હોય. કોઇએ જણાવ્યું કે આ ' દીવાની ડોસી ' આગ્રાની રહેવાસી છે.

તેણે બધા સાથે લગભગ અબોલા લીધા હતા. વહેલી સવારે શહેરથી બહાર આવતી; આવીને કોઇએક ઝાડ નીચે બેસી રહેતી. લોકો આવીને તેને ઘેરી લેતા, શ્રદ્ધાથી તેનાં દર્શન કરતા અને ફળફળાદિ ભેટ તરીકે મૂકી જતા.

' દીવાની ડોસી ' કોઇવાર ફળફળાદિને લોકોની તરફ ફેંકી દેતી અને કોઇવાર તેને, ત્યાં ને ત્યાં જ, રાખીને બીજા કોઈ ઝાડ નીચે જઇને બેસતી. તેને ભોજન કરતાં કોઇએ કદી જોઇ જ નથી. તે ભોજન કરતી હતી કે કેમ એ એક અણઉકલ્યો કોયડો હતો.

જેના પર તે ખૂબ પ્રસન્ન થઇ જતી તેના સામું જોઇને હસતી. કોઇ સાંસારિક પદાર્થોની ઇચ્છા કરતું તો તે પૃથ્વી પર થૂંકીને તિરસ્કારની લાગણી વ્યક્ત કરતી. કોઈ બહુ સતાવે તો તે ત્યાંથી નાસી જતી.

તે રાત્રે ક્યાં રહે છે તેનો કોઇને પત્તો ન લાગ્યો. સંધ્યાસમયે તે શહેરની બહાર કોઈ અજાણ્યા સ્થળે દૂર-સુદૂર નીકળી જતી. લોકોએ તે સ્થળની શોધ કરવા માટે ઘણાં ફાંફાં માર્યાં પરંતુ માઇલોના માઇલો સુધી એકધારું ચાલવાનું હોવાથી તેઓ હિંમત હારી જતા. અનુમાન એવું હતું કે તે સરયૂ નદીને કિનારે કોઈ એક સ્થળે રહેતી હશે.

આ ' ડોસી ' અસ્પષ્ટ અવાજે હંમેશાં કંઈક ગણગણી રહી હતી. તે પોતાની પાસે રહેલા રામાયણના ગુટકાને જીવની જેમ સાચવતી હતી. પરંતુ તેનો પાઠ કરતાં યા તેને ખોલતાં કોઇએ તેને જોઇ નહોતી.

આખા દિવસમાં માત્ર એકવાર તે કનકભવન જતી અને ભવનના પ્રવેશદ્વાર આગળ શિર ઝૂકાવીને છાનીમાની પાછી વળતી. આ હતો એનો નિત્યક્રમ!

[ ૫ ]

આજે પરમ પવિત્ર રામનવમીનો તહેવાર હતો. દર્શનાર્થી જનતાની ભીડ જામી હતી. જેણે કોઇ દિવસ મંદિરનું મોં ન જોયું હોય એવી વ્યક્તિઓ પણ નજરે પડતી હતી. એવામાં નિત્યનિયમ મુજબ ' દીવાની ડોસી'એ આવીને મંદિરના ઉંબરા આગળ માથું મૂક્યું. બસ, એ માથું મૂક્યું તે મૂક્યું, પછી તે ફરી ઊઠી જ નહિ. ઘણો સમય વીત્યા બાદ લોકોનું તે તરફ ધ્યાન ખેંચાયું. ' જય સીયારામ જય જય સીયારામ'ના તુમુલ ધ્વનિ સાથે ખૂબ શ્રદ્ધાપૂર્વક ભાવિક ભક્તોએ તે ' દીવાની ડોસી'ની પાલખી પોતાની કાંધે લીધી. હજુ પણ રામાયણનો પેલો ગુટકો તો સાથે જ હતો. ભક્તોએ તે સાકેતવાસી ' દીવાની ડોસી'ના શરીરને સરયૂ માતાની પરમપાવન ગોદમાં સમર્પિત કર્યું.

આજદિન સુધી વૈષ્ણવ વર્ગમાં તે ' દીવાની ડોસી'નું સાદર સ્મરણ કરવામાં આવે છે. જ્યારે ભક્તોનો પ્રસંગ નીકળે ત્યારે સંત-મહાત્માઓ તેનું દૃષ્ટાંત આપે છે.



# પ્રથમ વેદ

## ઈશ્વરની ઓળખાણ

લેખકઃ— શ્રી 'પુનિત' મહારાજ

જે મુંબાઈમાં એક સમયે માનવ–મહેરામણ ઊભરાતો હતો તે જ મુંબાઈ આજે ભેંકાર ભાસી રહ્યું હતું. જે ફરસાદ ને ગીચ વસ્તીવાળા રસ્તાઓ પર જવાની જગા મળતી નહોતી, તે આજે ઉજ્જડ ને વેરાન જેવા બની ગયા હતા. લોકોના મુખ ઉપર, આનંદને બદલે, શોક ને ભયની ઘેરી છાયાઓ ફરી વળી હતી. મનોહર મુંબાઈની તમામ રોનક ને રોશની આજે ભૂતકાળની વાત બની ગઈ હતી. આજે કોઈ શાંતિનો શ્વાસ લેતું નહોતું. દરેકના દિલ ખૂબ ઊંચાં થઈ ગયાં હતાં.

હકીકત એ હતી કે, મોહની મૂર્તિમંત પ્રતીક સમી મુંબાઈ નગરીમાં, છેલ્લા કેટલાક દિવસથી, કોગળિયાના ભયંકર રોગે કાળો કેર મચાવ્યો હતો. દરરોજ સેંકડો નહિ, બલ્કે હજારોની સંખ્યામાં, રોગનો શિકાર બનીને, લોકો 'યમપુરીની યાત્રા'એ ઉપડી રહ્યા હતા. બીજી યાત્રા તો મરજીયાત હોય છે, જ્યારે આ યાત્રા તો, કોઈપણ અપવાદ વિના, ફરજીયાત કરવી જ પડે છે. મૃત્યુની બીકને લીધે બધા લોકો પોતપોતાના સગાંવહાલાં યા સ્નેહી-મિત્રોને ત્યાં સહીસલામતીની ખાતર પ્રયાણ કરી રહ્યા હતા. રેલગાડીઓમાં અસહ્ય ગીરદીનો અનુભવ થઈ રહ્યો હતો. આવા પ્રસંગો, ધરતીકંપો, પૂરો, વગેરે આવે છે, પરંતુ એટલું હંમેશાં યાદ રાખવું કે, માણસોનાં કુકર્મોની સજારૂપે જ કુદરતનો કોપ આવી પડે છે.

એવામાં બધાંની સાથે એક ખાનદાન માણસ કુટુંબકબીલા સાથે સ્ટેશન પર આવ્યો. તેની ઈચ્છા ભાવનગર જવાની હતી. મહામુશ્કેલીએ, નાખી નજર ન પહોંચે એવી લાંબી કતારોમાં ઊભા રહીને, ભાવનગરની ટીકીટ મેળવવામાં તે સફળ થયો. ગુજરાત મેઈલ પ્લેટફોર્મમાં આવે તે પહેલાં તો, તે આખું ચિક્કાર ભરાઈ ગયું હતું. આમ છતાં પગ મૂકવાની પણ જગ્યા નહોતી ત્યાં જનતાનો અભૂતપૂર્વ ધસારો જોઈને રેલ્વે સત્તાવાળાઓએ કેટલાક વધારાના ડબ્બા જોડ્યા. આ ગોઠવણથી તેના આખા કુટુંબને ઊંઘી શકાય એવી સરસ સગવડનો લાભ મળ્યો. યથાસમયે ગાર્ડે સીટી વગાડી ને ગાડી 'વ્હીસલ' વગાડીને ઊપડી. ગાડીએ જ્યારે પ્લેટફોર્મ છોડ્યું ત્યારે જ બધાના હૈયાં હેઠાં બેઠાં. ગાડીએ ઉપરાઉપરી સ્ટેશનો વટાવવા માંડ્યાં. લાંબો રસ્તો કાપીને છેવટે સવારમાં ગાડી અમદાવાદ સ્ટેશને આવી પહોંચી. આ કુટુંબને ભાવનગર જવાનું હોવાથી, ત્યાંથી ગાડી બદલવા માટે, તેઓ નીચે ઊતરી ગયા.

સ્ટેશન પર ચાપાણી ને નાસ્તાને યથાશક્તિ ન્યાય આપ્યો. હાથપગ ને મોઢું અર્ધસ્નાન કરીને કંઈક સ્વસ્થ થયા. તે પછી તેઓ ધંધુકા થઈને ભાવનગર જતી ગાડીમાં બેઠા. નિયત કરેલા સમયે ગાડી ઊપડી. એક પછી એક સ્ટેશન કાપીને તે આગળ વધી રહી હતી. દરેક સ્ટેશને લોકોની ચડ–ઊતર ચાલી રહી હતી. આ ભાઈ પોતાના કુટુંબ સાથે વાર્તા-વિનોદ કરી રહ્યા હતા. તેના હૃદયસાગરમાં મનોરથનાં અનેક મોજાંઓ ઊછળી રહ્યાં હતાં. ભાવનગરમાં રહેતા પોતાના જિગરજાન મિત્રમંડળને અગાઉથી પત્રો લખીને પોતાના આગમનની સંપૂર્ણ સૂચનાઓ આપી રાખી હતી. મુંબઈથી કઈ ગાડીમાં નીકળીશું, ધંધુકા થઈને ભાવનગર ક્યારે પહોંચીશું વિ. તમામ હકીકતોનો ખ્યાલ તેમાં નિર્દેશ કર્યો હતો.

મનમાં ને મનમાં આનંદિત થઈને તે અનેક મનસૂબા ઘડી રહ્યો હતોઃ 'ભાવનગરના સ્ટેશને ઊતરીશું કે તરત અનેક વર્ષોથી વિખૂટા પડેલા મિત્રો મોટર લઈને સામે તેડવા આવ્યા હશે, જૂની સ્નેહ-સંભારણાં સાથે અનેક સગાસંબંધીઓ આતુર નયને વાટ જોઈને ઊભા હશે, અનેક ઓળખાણ–પિછાણવાળા પુનર્મિલન માટે ઝંખી રહ્યા હશે. વિ. વિ.'

એમ કરતાં કરતાં ગાડી ધોળકા-ધંધુકા વટાવીને બોટાદ જંક્શને આવી પહોંચી. અહીંથી ભાવનગર રાજ્યની હદ શરુ થાય છે. એક ડબ્બામાં બેઠેલા બધા માણુસો કંઇ એકબીજાના પરિચિત નથી હોતા, છતાં વિવેકની ખાતર અંદરઅંદર પૂછે છેઃ 'કેમ, ભાઇ! ક્યાંથી આવો છો? ક્યાં સુધી જવાનો વિચાર છે? તમે શું ધંધો કરો છો?' દરેક માણસ યથાયોગ્ય જવાબો આપતા. પોતાનું સ્ટેશન આવે એટલે 'જય! જય!' કહીને ઊતરી જતા.

બધાનાં દિલમાં આનંદ છવાઈ રહ્યો હતો. આખા ડબ્બામાં આનંદ નહોતો ફક્ત એક જ માણસને! એક ખૂણામાં લમણે હાથ દઇને તે મનમૂન બેસી રહ્યો હતો. દેખાવે તો તે ખાનદાન જણાતો હતો. અંગ પર સાધારણ કપડાં પહેર્યાં હતાં. તેના મુખ પર ઉદાસીનતાનાં સ્પષ્ટ એંધાણો તરવરતાં હતાં. તેના મનમાં કંઇક ગંભીર ગડમથલ ચાલી રહી હતી.

કોઇ એક સમજદાર સજ્જનનું તેના તરફ ધ્યાન ખેંચાતાં તેણે વિનમ્ર ભાવે કહ્યું; 'ભાઇ! અવિવેક બદલ ક્ષમા માગું છું; પરંતુ આપની મ્લાન મુખાકૃતિ એમ અનુમાન કરવા પ્રેરે છે, કે, આપના મનમાં કોઇ મોટી મૂંઝવણ ઉપસ્થિત થઈ છે. આપને હરકત ન હોય તો હું તેની વિગત જાણવા ઇચ્છું છું.' પેલા ભાઇએ ઉત્તર આપ્યો; 'ભાઈ! આપનું અનુમાન સાવ સાચું છે. જો કે કોઇને કહેવાની મારી ઇચ્છા નહોતી, છતાં આપે જાણવાની જિજ્ઞાસા વ્યક્ત કરી હોવાથી, મારું અડધું દુઃખ ઓછું થશે, એ આશાએ, આપને મારી આપવીતી ટૂંકમાં કહી સંભળાવું છું. આપની પાસે બેઠેલા સદ્‌ગૃહસ્થની માફક, હું પણ મુંબઇથી જ આવું છું. આજથી કેટલાંક વર્ષો પહેલાં નોકરી–ધંધાની શોધમાં હું મુંબઈ ગયો હતો. ઓળખાણને અભાવે મારો પત્તો ખાતો નહોતો; છતાં એક પરોપકારપ્રેમી સજ્જને પોતાની લાગવગનો ઉપયોગ કરીને મને નોકરીમાં દાખલ કરાવ્યો. પ્રામાણિકપણે નોકરી કરીને હું ત્યાં સ્થિર થયો. છેવટે ખૂબ વિચારને અંતે મેં મારા કુટુંબને પણ ત્યાં બોલાવી લીધું. એવામાં અચાનક કોલેરાનો મહા ભયાનક ઉપદ્રવ શરુ થયો. ઇશ્વરની અગમ્ય લીલાને કોણ સમજી શકે? મને બાદ કરતાં, મારું આખું કુટુંબ તેનો કરુણ ભોગ થઈ પડ્યું. હું તદ્દન નિરાધાર હાલતમાં મુકાઈ ગયો. 'ઉપર આભ ને નીચે ધરતી' જેવી મારી દશા થઇ. આપ જાણતા જ હશો, કે મુંબાઇનો વસવાટ કેટલો બધો ખર્ચાળ છે? 'એક સાંધે ત્યાં તેર તૂટે' જેવી સ્થિતિમાં મહાપરાણે આવક–જાવકનાં બે પલ્લાં સરખાં રાખતો હતો. 'સમય જતાં ઉપદ્રવ શાંત થશે' એવી આશાથી થોડા દિવસ ઘરની ખાવડી ખાઇને રાહ જોઈ. રહીસહી તમામ રકમ પણ તે અરસામાં ખરચાઇ ગઈ. આજે મારી પાસે સમ ખાવા એક પાઇ પણ નથી. આપને કદાચ ખબર નહિ હોય, કે હું વગર ટિકિટે જ આ મુસાફરી કરી રહ્યો છું. ભાવનગરની ખ્યાતિ સાંભળીને મનમાં એવો નિર્ણય કર્યો છે કે ત્યાં જવું. સ્ટેશનમાંથી તો નજર ચૂકાવીને ગમેતેમ કરીને પણ બહાર નીકળી જઇશ. પરંતુ મારી મૂંઝવણનું મૂળ એ છે, કે ત્યાં જઇને હું શું કરીશ? કોને ત્યાં રહીશ? ખાવા–પીવાનો બંદોબસ્ત કેવી રીતે થશે? નોકરી–ધંધો કેવી રીતે મેળવીશ? અલબત્ત, જો મારી પાસે પૈસા હોત તો ગમે ત્યાં માથું મારીને પેસી જાત. પરંતુ કહેવત છે, કે 'વસુ વિના નર પશુ.' જેમજેમ ભાવનગર નજીક આવતું જાય છે તેમતેમ મારા હૈયામાં તેલ રેડાઇ રહ્યું છે. મારી મૂંઝવણ વધુ જટિલ બનતી જાય છે. ભાઇ! આજકાલ તો જ્યાં જુઓ ત્યાં લક્ષ્મીની જ ઓળખાણ છે. માણસનું 'મૂલ્યાંકન' કોઇ કરતું નથી. આટલું બોલતાંબોલતાં તેનું હૈયું ભરાઇ આવ્યું ને તેનાથી રડી દેવાયું. પ્રશ્ન પૂછનાર સજ્જને તો દિલાસાના બે–ચાર શબ્દો કહીને ચુપકીદી સેવી લીધી. **એટલું હૃદયમાં જરૂર લખી રાખજો, કે તમારે માથે ગમે તેવી આસમાની–સુલતાની તૂટી પડે તો પણ તમે સંસારના સ્વાર્થી માનવીઓ સમક્ષ ભૂલેચૂકે પણ, કોઇ દિવસ રોદણાં રોશો નહિ. કહેવાની જો ઇચ્છા જ હોય તો બે હાથવાળા પામર માનવીને બદલે હજાર હાથવાળા સમર્થ ધણીને શા માટે ન કહેવું? જગત પાસેથી તો કેવળ લૂખું આશ્વાસન જ મળશે.**

ડબ્બામાં જુદીજુદી ખોપરીના માણસો તરેહતરેહની વાતો કરી રહ્યા હતા. ગાડી અને ડ્રાઇવર એકનિષ્ઠાથી પોતાની ફરજ બજાવી રહ્યા હતા. એટલામાં ઉપરાઉપરી વ્હીસલો વાગવા લાગી; ગાડીનો વેગ ધીમો પડ્યો, ને ધોળકા જંક્શન આવી પહોંચ્યું. કૂવામાના રેંટની માફક, લોકોની અવરજવર થઇ રહી હતી. ગાડી ઉપડવાને થોડી વાર હતી તે પહેલાં બે વ્યસનગ્રસ્ત બંધુ

મારી પોલિસો હાથમાં હાથકડી (બેડી) પહેરાવેલા એક ચોરને લઈને એ ડબ્બામાં પ્રવેશ્યા. ચોગ્ય જગા મેળવીને ત્રણે જણાં બેઠા. પૂછપરછ કરતાં માલુમ પડ્યું કે આજે તે ચોરનો કેસ ચલાવવાનો હોવાથી તેને ભાવનગર લઈ જવાનો છે. ચોરની આંખમાંથી શ્રાવણ-ભાદરવો ચાલી રહ્યો હતો. તેના મનમાં એમ હતું કે, ભાવનગર કોર્ટમાં મારો કેસ ચાલશે. મુદ્દામાલ સાથે પકડાયો છું. સાક્ષીઓ પણ આવ્યા હશે. ન્યાયાધીશ મને સખતમાં સખત સજા ફરમાવશે. હાય! મારા બાકીના જીવનમાં માત્ર દુઃખ અને નિરાશા જ બાકી રહ્યાં હશે. ખરેખર, મેં મારી જીંદગી વેડફી દીધી.'

રામરથને જતાં ક્યાં વાર લાગે છે? નક્કી કરેલા સમયે ગાડી ભાવનગરના ટર્મીનસે આવીને ઊભી રહી. જોતજોતામાં તો આખી ગાડી ખાલી થઈ ગઈ. સહુએ પોતપોતાને નિર્દિષ્ટ સ્થાને રસ્તો માપ્યો. અસ્તુ.

બોધપાઠ:—આ તો છે એક દૃષ્ટાંત. આ રહ્યો તેનો સારાંશ: (૧) જે માણસ કુટુંબ સાથે મુંબાઈથી નીકળ્યો હતો તેને જવાનું હતું ભાવનગર (૨) જે અજાણ્યો માણસ ડબ્બાના એક ખૂણામાં લપાઈને ચિંતાગ્રસ્ત વદને બેઠો હતો તેને પણ ત્યાં જ જવાનું હતું અને (૩) બે પોલિસો જેને હાથકડી નાખીને લઈ જતા હતા તે ચોરને પણ બીજે ક્યાંય જવાનું નહોતું. મતલબ કે ઉપરોક્ત ત્રણે વ્યક્તિઓનું ગંતવ્ય સ્થાન ભલે તો એક જ હતું, છતાં ત્રણેની મનોદશા તદ્દન નિરાળી હતી.

જે કુટુંબ મુંબાઈથી નીકળ્યું હતું તેને, જેમ જેમ ગાડી આગળ વધતી જતી હતી તેમ તેમ, આનંદમાં અભિવૃદ્ધિ થઈ રહી હતી. તેના મનમાં એવી તાલાવેલી હતી કે ક્યારે જલદી ભાવનગર આવી જાય અને મોસાળ-પિયરવાળા સગાં-સંબંધીઓને ક્યારે ઝટ મળીએ. બીજો જે અજાણ્યો માણસ હતો તેને, જેમ ભાવનગર નજીક આવતું ગયું તેમ, તેના મુખ પર નિરાશા અને ઉદાસીનતાનાં વાદળો ઘેરાવા લાગ્યાં, તેની અકળામણમાં ઉમેરો થવા લાગ્યો. ત્રીજો જે ચોર હતો તે તો એમ જ પ્રાર્થના કરી રહ્યો હતો કે રેલગાડીનું એન્જીન વચમાં જ 'ફેઈલ' (બગડી) થઈ જાય અને ભાવનગરનું સ્ટેશન જ ન આવે તો સૌથી સારૂં. કારણ કે તે સજાના ભયથી ધ્રુજતો હતો.

હવે તેનો આધ્યાત્મિક અર્થ ઘટાવીએ. ડબ્બાનો રોગ એટલે મૃત્યુનો માગ્યાનક પ્રસંગ મુંબાઈ એટલે દુઃખમય સંસાર અને ભાવનગર એટલે સુખમય સ્વર્ગ. આ જગતમાં પણ, ઉપર જણાવ્યા મુજબ, ત્રણ જાતનાં માણસો વસી રહ્યા છે: (૧) જીંદગીના આદિ પર્વથી માંડીને ઠેઠ જીવનની સંધ્યા સુધી જેણે પ્રભુપ્રીત્યર્થે પોતાનું જીવન વીતાવ્યું છે તે. અર્થાત્ સદકુટુંબ નીકળેલો માણસ (૨) જેઓ સંસારની આંટી-ઘૂંટીઓમાં રચ્યાપચ્યા રહીને પ્રભુથી વિમુખ રહ્યા છે તે. અર્થાત્ અજાણ્યા માણસ જેવા. અને (૩) પોતાનો સ્વાર્થ સાધવા માટે-પોતાનો હેતુ બર લાવવા માટે, ન્યાય-અન્યાય, સત્ય-અસત્ય, કાળું-ધોળું વિ. તરફ ધ્યાન આપ્યા સિવાય અધમ પાપાચરણ કરીને ભગવાનના ગુન્હેગાર બન્યા છે તે. અર્થાત્ હાથમાં બેડી પહેરાવેલા ચોર જેવા.

હવે એક ડગલું આગળ વધીને ત્રણેની વ્યક્તિગત સ્થિતિ તપાસીએ: સદાચાર ને સત્સંગભજનમાં પોતાનું સમગ્ર જીવન વીતાવીને ભગવન્નામ અને ભક્તિરૂપી નાણું પ્રભુની પેઢીમાં જમે કરાવ્યું છે તેને મૃત્યુસમયે બીજાઓની જેમ, જરાય ગભરામણ નથી રહેતી. ઊલટો તે તો મૃત્યુને આવકાર આપે છે તેના મનમાં એવા જ વિચારો રમી રહ્યા હોય છે, કે 'મેં મારા જીવનકાળ દરમિયાન એકેય પાપ કર્યું નથી. પછી મારે ડરવાની શી જરૂર? વળી મરીને જ્યાં જવાનું છે તે તો મારા પ્યારા પ્રભુનું ઘર છે. હૃદયના બીનતારી સંદેશા દ્વારા તેની સાથે મેં અગાઉથી સંબંધ બાંધી દીધેલો છે. તેમણે મારું હૃદય વાંચ્યું છે, મેં તેમનું હૃદય વાંચ્યું છે. સાચા સગાને ત્યાં જતી વેળાએ હૃદયમાં શોક કેવો! અત્યારસુધી અમારી વચ્ચે જે માયાનો અદૃશ્ય પડદો હતો તે પણ દૂર ખસી જશે. હવે તો પરોક્ષ દર્શનને બદલે તેમનો પ્રત્યક્ષ પરિચય પામીને જીવનને કૃતાર્થ કરીશું. તદુપરાંત ત્યાં મારા જેવા બીજા અનેક પ્રભુપ્રેમીઓ રહેતા હશે. તેમનો સંપર્ક સાધવાની તક મળશે. એવો કોણ અભાગી હશે કે એક દેશીને મળતાં જેને ઉમળકો ન આવે?

વધુમાં, પરમ પિતા પ્રભુ સાથેના જૂનાં સ્નેહ-સંસ્મરણો તાજાં કરીશું. ઓળખાણને લીધે આપણને ત્યાંની તમામ સુખ-સગવડો સહેલાઈથી મળશે. આજદિન સુધી મેં જે અઢળક નાણું રામનામ બેંકમાં જમે કરાવ્યું છે તેના વ્યાજમાંથી પ્રભુની ઈચ્છા હશે ત્યાંસુધી, બેઠા બેઠા નિર્ગતિ ખાઈશું. ત્યારબાદ આ સેવકને પ્રભુ જે આજ્ઞા ફરમાવશે ત્યાં નિઃસ્વાર્થ કામ બજાવવા દોડી જઈશું. નિ. નિ. જેણે ધૈર્ય સાથે અજોડિથી

વાણીનું તપ પણ આવશ્યક છે. પ્રાયઃ લોક અભ્યાસમાં વાણીની સાધના ભૂલી જાય છે. હું તો કહું છું કે કેવળે 'સત્ય ભાષણ' થી જ આત્મામાં સરળતા પણ પ્રાપ્ત થાય છે. સરળતા સત્યથી પૃથક્ નથી.

એવા અભ્યાસની જરૂર છે, જેમાં વાણીનો ઉદ્દેગ ન હોય, જે વાણીમાં કટુતા છે, ઉદ્વિગ્નતા છે, ચંચળતા છે એ વાણી અભ્યાસથી રહિત છે. જે વ્યક્ત વાણી દ્વારા જેના ચિત્તમાં વિક્ષોભ ઉત્પન્ન કરે છે એ સત્યના યથાર્થ સ્વરૂપથી બહુ દૂર ચાલ્યો જાય છે.

આથી આવશ્યક છે કે જો કોઈને સમજાવવું પડે તો મધુર વાક્યોથી સમજાવવું. જો શત્રુને કોઈ પ્રકારની સૂચના આપવી હોય તો મીઠા શબ્દોથી જ સૂચના આપવી જોઈએ.

શારીરિક તપથી દેહ–બુદ્ધિનો નાશ કરી નાખો. વાણીના તપથી સરળતા, સુશીલતા, પવિત્રતા તથા મધુરતા આદિ સદ્‌ગુણોની પ્રાપ્તિ કરો.

માનસિક તપ દ્વારા મનમાં ભરેલા સઘળા સંકલ્પોનો નાશ કરો, સઘળી વાસનાઓનો ક્ષય કરો, કોઈ પણ વાસના કેમ ન હોય, એનો તિરસ્કાર કરો. વાસનારત મનુષ્યના સંસર્ગમાં પણ ન આવો.

× × ×